


પુસ્તક ૨૪ મું, ] જાન્યુઆરી, ઈ. સ. ૧૯૧૯. [ અંક ૧.



# નિવેદન.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

પોતાની કારકીર્દીનું ત્રેવીસમુ વર્ષ સમાપ્ત કરી, "સમાલોચક" ચોવીસમા વર્ષનો આરમ્ભ કરે છે. ઇ. સ. ૧૯૧૮ ની શરૂઆતમાં સમાલોચકના તંત્રવાહકોએ જે "બજેટ" રજુ કર્યું હતું ત્હેની સાથે ખરેખર થયેલી આવકજાવકનો હિસાબ સરખાવતાં, પરિણામ શું આવે એમ છે તે તપાસવાથી કૃતકાર્યનો યથાસ્થિત ખ્યાલ આવશે. તેમ જ ઈ. સ. ૧૯૧૯ માટેનું "બજેટ" ઘડવામાં વિશેષ વ્યાવહારિકતા આવશે. આત્મપરીક્ષાના પરિણામરૂપ જે વસ્તુસ્થિતિ રજુ થાય ત્હેમાં વિવેકી ગ્રાહકો આત્મપ્રશંસા અથવા આત્મનિન્દાનો ધ્વનિ નહિ અનુભવે એવી આશા છે.

સમાલોચકનું સ્વરૂપ ક્રમે ક્રમે કેવું રચાતું જાય છે તે સંબન્ધમાં ઇ. સ. ૧૯૧૮ ના જાન્યુઆરીના અંકમાં પ્રકટ થયેલા "નિવેદન"માં નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો:—

"એક બાજુથી સ્વતંત્ર ચિન્તન અથવા વિદ્વત્તા એ ઉભયના પરિણામરૂપ ગંભીર અને મનનીય લેખો; બીજી બાજુથી સુધરેલા દેશોમાં પ્રધાનપદ ભોગવતા ચેતનનો ગુજરાતને પરિચય કરાવવાના હેતુથી પ્રેરાયલા લેખો, ત્રીજી બાજુથી આપણા દેશના અને પ્રાન્તના વર્તમાન પ્રશ્નો વિષે સિદ્ધાન્તદૃષ્ટિથી તથા વ્યવહારદૃષ્ટિથી ચર્ચા કરનાર લેખો, ચોથી બાજુથી દસ્યવર્ણનો, કાવ્યો, કથાઓ આદિ મનોરંજક સામગ્રી રજુ કરનાર લેખો; પાંચમી બાજુથી વિષયોની સાથે સંબન્ધ ધરાવતા, અથવા સ્વતંત્ર ચિત્રો: આ સર્વ સમાલોચકના વાચકવર્ગ સમક્ષ ન્યૂનાધિક અંશે યથાશક્તિ રજુ કરવામાં આવે છે. બુદ્ધિપૂર્વક યોજાયલી રચનાની ઉગ્ર કસોટીથી કસનારને

સમાલોચકમા સ્થાને સ્થાને શિથિલતા જણાશે એ અમ્હે અંગીકાર કરીએ છિએ, પરન્તુ એ પણ સાથે સાથે જણાવવાની રજા લઈએ છિએ કે સમાલોચકને કાંઇ પણ ધોરણ જ ન હોય એવુ પણ સર્વારો નથી શિષ્ટ અંગ્રેજી માસિકો, હિન્દુસ્તાનમા પ્રકટ થતાં અંગ્રેજી તથા ઇતર ભાષાના શિષ્ટ માસિકો, ગુજરાતના શિષ્ટ માસિકો, એ સર્વના સદંશોનો યથાશક્તિ સંગ્રહ કરી સર્વદેશીય માસિક ગુજરાતને ચરણે અર્પણ કરવાનો "સમાલોચક"ના તન્ત્રીઓનો અભિપ્રાય છે "વસન્ત"ની માફક વિદ્દ્ભોગ્ય લેખો, "નવજીવન"ની માફક "વર્તમાન પ્રશ્નોની ચર્ચા કરનાર લેખો, "વીસમી સદી"ની માફક મનોરંજક અને લોકોપયોગી સામગ્રીથી યુક્ત લેખો તથા ચિત્રો આ પ્રમાણે સર્વ ઉપયોગી અને આકર્ષક તત્ત્વોના સંગ્રહરૂપ સમાલોચકને રચવાના ધોરણ ઉપર તન્ત્ર ચલાવાય છે સમાલોચકનુ ક્રમે ક્રમે રચાતુ જતુ આ સર્વગ્રાહી સ્વરૂપ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર વાચકની નજર ખેંચ્યાવિના નહિ રહ્યુ હોય અમુક જ પ્રકારના અભિપ્રાયોનો પ્રચાર કરનાર પક્ષપત્ર બનાવવા કરતા અનેક વિષયની સર્વદેશીય ચર્ચા કરનાર નિષ્પક્ષ પત્રનુ સ્વરૂપ સમાલોચકને આપવાનો ઇરાદો વિશેષ છે સંક્ષેપમા, ગુજરાતના જીવનની અનેકદેશીય જરૂરિયાતો પૂરનાર સામગ્રી એકત્ર કરવાનો સમાલોચકનો નમ્ર ઉદ્દેશ છે"

સમાલોચકના સ્વરૂપના ઉક્ત આલેખનના અંગો ક્રમવાર લઈએ અને પ્રત્યેક અંગમા ગયા વર્ષમાં શુ થઈ શક્યુ છે અને નવા વર્ષમા શુ કરવા ઇચ્છા છે તે જોઇએ પ્રથમ અંગ "સ્વતંત્ર ચિન્તન અને વિદ્વત્તાના પરિણામરૂપ લેખો" છે આ પ્રદેશમા સમાલોચકે ગયા વર્ષમા શુ કર્યું? અને નવા વર્ષમા શુ કરવુ ધાર્યું છે? અમ્હારે સખેદ વદને સ્વીકારવુ પડે છે કે સમાલોચકના ગત વર્ષના બારે અંકો સામટા જોઈ જનારને એકદમ જણાશે કે સ્વતન્ત્ર ચિન્તનની તેમ જ વિદ્વત્તાની દિશામા લગભગ કાંઈ પણ થઈ શક્યુ નથી સમાલોચકના એક તન્ત્રી રા અંબાલાલ બુલાખીરામ જાનીનો ઑગસ્ટ માસના અંકમા પ્રકટ થયેલો "કવિ પ્રેમાનન્દ અને ભાષાભક્તિનો યુગ" એ લેખ સાહિત્યની દિશામા અને ત્હેમનો નવેમ્બરના અંકમા પ્રકટ થયેલો "નડિઆદ વિષે કંઇક" એ લેખ શોધખોળની દિશામા વિદ્વત્તાના પરિણામ છે ગુજરાતમા સ્વતન્ત્ર ચિન્તનના સ્વરૂપ લેખો લખનાર તો લગભગ કોઇ પણ નથી જ કહીએ તો કોઇને પોતાને અન્યાય થયેલો માનવાને કારણ નથી અપૂર્વ વિચારકો ગુજરાતમા કોણ અને કેટલા? વિદ્વત્તા—એકદેશીય કે અનેકદેશીય—પણ ગુજરાતમા કેટલી બધી કમી છે? કોઇ પણ વિષયનો સંગીન અને સાંગોપાંગ અભ્યાસ કરનાર વિદ્વાનો ગુજરાતમા કેટલા?—અને ત્હેમાંથી યે પોતે હસ્તામલકવત્ કરેલા વિષય વિષે સતત લેખપરમ્પરા લખી માસિકોને ઉન્નત ભૂમિકાએ લઈ જવાનું ધર્મકૃત્ય કરનાર કેટલા? આવી સ્થિતિમાં સમાલોચક કે બીજુ કોઇ પણ ઉચ્ચાભિલાષી માસિક "સ્વતન્ત્ર ચિન્તન" કે "ગંભીર વિદ્વત્તા"ના પરિણામરૂપ લેખો પ્રકટ કરી ન શકે તે ગમે તેટલુ શોચનીય હોય તો પણ શુ સ્વાભાવિક અને ક્ષન્તવ્ય નથી?—અને છતાં ગુજરાતમા જે થોડા ઘણા વિદ્વાનો અને અભ્યાસીઓ છે ત્હેમની પાસે મનનીય લેખો લખાવવાનો બનતો પ્રયાસ સમાલોચકના તન્ત્રીઓ કરતા આવ્યા છે અને કરશે

બીજું અંગ "સુધરેલા દેશોમાં પ્રધાનપદ ભોગવતા ચેતનનો ગુજરાતને પરિચય કરાવવાના હેતુથી પ્રેરાયલા લેખો" છે. આ પ્રદેશમાં પણ અમ્હારે પ્રથમ અંગના સંબન્ધમાં જે ઉદ્દ્ગારો કાઢવાં પડ્યા છે તેવા જ કાઢવા પડે તેમ છે. અત્યારે જગત્‌ને હલમલાવી નાંખનાર યુદ્ધ વિરામ પામ્યું છે. એ યુદ્ધના સંબન્ધમાં કેટલું થોડું ગુજરાતનાં માસિકોમાં લખાયું છે? પાશ્ચાત્ય દેશોમાં યુદ્ધનાં જુદાં જુદાં સ્વરૂપો વિષે કેટલું બધું સાહિત્ય ઉત્પન્ન થયું છે, અને છતાં ગુજરાતીમાં તે વિષે કેટલું ક્મી લખાયું છે? જગત્‌મા બનતા મ્હોટા બનાવોથી અને અદ્દ્ભુત ત્વરાંથી પ્રસાર પામતી ભવ્ય અને ઉન્નત ભાવનાઓથી ગુજરાતનાં માસિક જાણે લગભગ અસ્પૃષ્ટ જ હોય એમ શું નથી લાગી જતું? અને આમ થવાનું કારણ શું? પ્રથમે તો ગુજરાતમાં એવું ચેતન હજી પ્રેરાયું નથી કે ના ન પાડી શકાય એવી જોરદાર માગણી કરનાર વાચકવર્ગ એવા સાહિત્યને માટે પુકાર કરી રહ્યો હોય, તેમ બીજી પાસથી નથી એવો સક્રિય લેખક વર્ગ ગુજરાતમાં કે જે જાતે ઉંઘે નહિ ને ગુજરાતને ઉંઘવા દે નહિ, જે પોતે જગત્‌નું ચેતન ઝીલે અને ગુજરાતને ઝીલવાની ફરજ પાડે, જે જગદ્ગંગાના પ્રવાહોથી ગુજરાતને તન્મય બનાવી દેવાનું ભગીરથ કાર્ય કરે. અત્યારે લગભગ અવતારરૂપ ભાસતા પ્રેસિડેન્ટ વિલ્સન "આત્મનિર્ણય" નો પુકાર કરી રહ્યા છે એટલું જ નહિ, પરન્તુ તે ધોરણે સદાને માટે જગત્‌માં શાન્તિ સ્થપાય અને જગત્ સ્વતંત્રતાદેવીના પવિત્ર મન્દિરરૂપ બને તે સારૂ "લીગ ઑફ નેશન્સ"–"પ્રજાઓનું મંડલ" સ્થપાવવાનો ગંજાવર વ્યાવહારિક પ્રયાસ કરી રહ્યા છે. અત્યારે એક પછી બીજો આપખુદ રાજા પદભ્રષ્ટ થયે જાય છે અને જ્યાં ને ત્યાં લોકશાસન સ્થપાતું જાય છે. અને છતાં ગુજરાતનાં માસિકોમાં આ બધી અતિશય અગત્યની બાબતો વિષે કેટલું થોડું લખાય છે? દુર્ભાગ્યે, જગત્‌ના જીવન ઉપર ગંભીર અસર કરનાર બનાવો અને ભાવનાઓના સતત અને નિકટ સંસર્ગમાં રહેનાર જીજ્ઞાસુઓ ગુજરાતના લેખકોમાં તેમ જ રાજપુરુષોમાં થોડા છે, અને જ્યાં સુધી તેના લેખકો ગુજરાતમાં મોટી સંખ્યામાં ઉત્પન્ન ન થાય ત્યાં સુધી ગુજરાતના ઉત્તમ ગણાતાં માસિકો શિષ્ટ અંગ્રેજી માસિકોની ભૂમિકાએ ક્યાંથી પ્હોંચી શકે?

ત્રીજું અંગ "આપણા દેશના અને પ્રાન્તના વર્તમાન પ્રશ્નો વિષે સિદ્ધાન્તદૃષ્ટિથી તથા વ્યવહારદૃષ્ટિથી ચર્ચા કરનાર લેખો" છે. આ દિશામાં સમાલોચક જે કાર્ય કર્યે જાય છે તે માટે અનેક સ્થાનેથી સંતોષ પ્રદર્શિત કરવામાં આવ્યો છે. હિન્દુસ્તાનને માટે ગત વર્ષમાં અગત્યમાં અગત્યનો પ્રશ્ન "મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની યોજના"નો હતો. આ સંબન્ધમાં જેટલું અને જેવી રીતે ગુજરાતનાં માસિકોમાં લખાવું જોઇએ તેટલું અને તેવી રીતે નથી લખાયું એ શોચનીય છે, પરન્તુ તે દિશામાં થોડું પણ થઇ શક્યું છે તેથી કાંઇક સંતોષ થાય છે. કૉંગ્રેસ, સ્પેશિઅલ કૉંગ્રેસ, દીલ્હી વૉર–કૉન્ફરન્સ, મુબાઇ વૉર–કૉન્ફરન્સ, આદિ પ્રસંગો સંબન્ધી લેખો પ્રકટ કરવામાં આવ્યા હતા. ગુજરાતમાં જે જે પ્રવૃત્તિઓ થઇ હતી તે વિષે તો ખાસ લેખો લખાયલા માલુમ પડશે. આ ઉપરાંત, "સ્વરાજ્ય માટે યોગ્યતા" એ ગ. કનુભાઇ અચ્યુતભાઇ

દેસાઈનો લેખ, "મિ કર્ટિસની હિન્દી રાજકીય સુધારાઓની યોજના"એ રા. હરસિદ્ધભાઈ દીવેટીયાનો લેખ, "વર્તમાન સમીક્ષા"એ રા. હરિલાલ માણેકલાલ દેસાઇનો લેખ, "ગુજરાત અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ"એ રા હિમ્મતલાલ અન્તરીયાનો લેખ આદિ તરફ વાચકનું લક્ષ ગયુ હશે હિન્દુસ્તાનના તેમ જ ગુજરાતના વર્તમાન પ્રશ્નો વિષે ખાસ અભ્યાસ કરી લેખો લખવાનો પ્રયાસ સમાલોચકના તત્રવાહકો તરફથી કરવામા આવે છે. તે પ્રયાસ વિશેષ સતત, સમૃદ્ધ અને વ્યવસ્થિત રીતે કરવાનો તત્રવાહકોનો ખાસ વિચાર છે, અને છતા જે ગુજરાતી બન્ધુઓ સાર્વજનિક પ્રશ્નોના અભ્યાસીઓ હોય ત્હેમને સાર્વજનિક પ્રશ્નો વિષે ઉંચા પ્રકારના લેખો મોકલવા આમત્રણ કરવામા આવે છે.

ચોથુ અગ "દશ્યવર્ણનો, કાવ્યો, કથાઓ આદિ મનોરજક સામગ્રી રજુ કરનાર લેખો" છે. વચ્ચે ગુજરાતના માસિકોમા પ્રવાસના વૃત્તાતો ઠીક પ્રકટ થતા હતા જો પ્રવાસી રસિક, સંસ્કારી અને વિદ્વાન્ હોય તો ત્હેના પ્રવાસોના વર્ણનો આનન્દ અને જ્ઞાન આપે એમા નવાઇ એમાં આશ્ચર્ય નથી વ્યાપાર, અભ્યાસ, ધર્મયાત્રા અથવા વિનોદાર્થ પ્રવાસો કરવામા ગુજરાતીઓ બીજા પ્રાન્તોના લોકો કરતા ઉતરે એવા નથી એ પ્રવાસોનો લાભ માસિકોદ્વારા ગુજરાતના લોકોને મળે તો કેવુ સારૂં ? આ દિશામા "ઇંટલીના યશસ્વી દશ્યો" એ લેખે વાચકોનુ લક્ષ ખેચ્યુ હશે દીલ્હી, આગ્રા, બિજાપુર, અમદાવાદ આદિ સ્થૉનોની ઇમારતોનાં વર્ણનો ગુજરાતના વાચકો સમક્ષ શુ રજુ કરવા જેવા નથી ? બ્હેન કમનિનીના "આબુ પર્વત" એ સચિત્ર લેખે પણ વાચકોનુ લક્ષ ખેચ્યુ હશે આબુ, ગિરનાર, પાવાગઢ, શેત્રુંજો આદિ ગુજરાતના ગિરિઓ છે. કુદરતના દેખાવોની દૃષ્ટિથી ગુજરાત હિન્દના ઇતર પ્રાન્તો સમાન સમૃદ્ધ નથી, પરન્તુ જેવુ છે તેવું આપણું છે અને ત્હેના દશ્યોથી પરિચિત થવુ એ ગુજરાતવાસીઓનુ કર્તવ્ય છે.

ગુજરાતના દુર્ભાગ્યે ગુજરાતી માસિકોમાં નિર્માલ્ય કાવ્યો અને કથાઓ સખ્યાબધ લખાયે જાય છે સ્થિતિ એવી તો ભયકર છે કે તત્રીઓના સમયનો વ્યર્થ કથાઓ અને કાવ્યોના થોકડાઓને રદ કરવામા કેટલો વ્યય થતો હશે નરસિંહરાવ, ન્હાનાલાલ, લલિત, ખબરદાર, સાગર આદિ ગુજરાતના ઉંચા પ્રકારના કવિઓ છે આ કવિઓમાથી મિ ખબરદારે આ વર્ષે લગભગ સાતેક કાવ્યો સમાલોચક ઉપર મોકલ્યા છે તે માટે ત્હેમનું સમાલોચક ઋણી છે તે ઉપરાત રા. અરુણ અને "દિવ્ય આદેશ" ની સજ્ઞાથી લખનાર કવિના કાવ્યો પ્રતિ પણ વાચકનુ લક્ષ ખેંચાયુ હશે રાષ્ટ્રચેતનના વિષયના કાવ્યો ગત વર્ષમા ઠીક પ્રકટ થયેલા વાચકોને જણાયા હશે ગતવર્ષમાં સમાલોચકમા પ્રકટ થયેલા કાવ્યો એકદરે સામાન્ય ભૂમિકાના હતા રસ, કલ્પના, ભાવના, વિચાર, કલા, શૈલી આદિ દૃષ્ટિઓથી જોતાં અહોબુદ્ધિ ઉત્પન્ન કરે અથવા તો વાચનારને મુગ્ધ બનાવી દે એવા કાવ્યો દૃષ્ટિગોચર થતા નથી ગુજરાત એ સુખ્યારો વ્યાવહારિક પ્રદેશ હશે ત્હેમા કે કોણ જાણે કેમ હૃદયને હલમલાવી નાંખનાર ભવ્ય, સુન્દર અને પ્રેમલ કાવ્યો કેમ બહુ ઉત્પન્ન નહિ થતા હોય ?

પરન્તુ માસિકોને માટે વિશેષ યોગ્યતાથી આવશ્યક લક્ષણરૂપ ગણાતી ટૂકી અને લાબી વાર્તાઓના પ્રદેશમા પણ ગુજરાતના કેટલા લેખકોએ ધ્યાન ખેચે એવી ખ્યાતિ પ્રાપ્ત

કરી છે? સ્વતંત્ર કથાઓના લેખક તરીકે અત્યારે જો કોઈ ગુજરાતી લેખક ધ્યાન ખેંચે એવા હોય તો તે રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી છે. "વેરની વસુલાત," "કોનો વાંક?" "પાટણની પ્રભુતા," "ગુજરાતનો નાથ" આદિ લાંબી વાર્તાઓ અને "મ્હારી કમલા અને બીજી વાતો" એ સમૂહમાં એકત્ર થયેલી ટૂંકી વાર્તાઓ ત્હેમની શક્તિની સાક્ષી આપે છે. ત્હેમની ટૂંકી વાતો આવતે વર્ષે સમાલોચકમાં પ્રકટ થાય તે માટે ખાસ પ્રયાસ કરવામા આવશે. આ અંકથી શિવાજીની "સ્વરાજ્યપ્રતિજ્ઞા" એ સચિત્ર ચાલુ વાર્તા પ્રકટ થશે. એ ઐતિહાસિક કથાના લેખક શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનું નામ ગુજરાતમાં મશહૂર છે. ગતવર્ષમાં પ્રકટ થયેલી વાર્તાઓમાં સૌ. મદનલક્ષ્મી પંચોળીની "જ્યોત્સ્ના" અને "જંગલમા મંગલ" એ બે સ્વતંત્ર કથાઓએ વાચકોનું લક્ષ ખેંચ્યું હશે. વસ્તુ, આલેખન તથા શૈલીમાં સાધારણ કરતા જરા ઉંચા પ્રકારની સંસ્કારિતા તે પ્રયાસોમાં દૃષ્ટિગોચર થાય છે રા. છગનલાલ હરિલાલ પંડ્યાના તથા રા. હસમનરાવ ધ્રુવના અનુવાદો પણ વાચકના લક્ષ બ્હાર નહિ હોય. ગુજરાતનાં માસિકોનું આ અંગ વિશેષ ખીલવવા અમ્હે ગુજરાતના સુશિક્ષિત સ્ત્રીપુરુષોને ખાસ વિજ્ઞપ્તિ કરીએ છિએ. અમ્હે ઇચ્છીએ છિએ કે પશ્ચિમના સુધરેલા દેશોમા જેવાં સમર્થ સ્ત્રીપુરુષો કથાકારો તરીકે પ્રસિદ્ધ થયેલા હોય છે તેવાં અત્ર પણ થાય.

આ જ અંગમાં બીજી કેટલીક બાબતોનો સમાવેશ કરવો ઠીક લાગે છે. પ્રથમ તો ચરિત્રોની બાબત. સદ્‌ગત અથવા વિદ્યમાન સ્ત્રીપુરુષોના માસિકોચિત ન્હાનાં ચરિત્રો પ્રકટ કરવાનો સમાલોચકનો એક અભિલાષ છે તે દિશામાં સમાલોચકે કરેલા પ્રયાસો પ્રતિ ગુજરાતની વાંચનારી આલમનુ લક્ષ ખેચાયા વિના નહિ રહ્યુ હોય, અને "વિદ્યમાન ગુર્જર ગ્રન્થકારો," "વિદ્યમાન ગુર્જર અગ્રેસરો" આદિ શીર્ષકોથી પ્રકટ થયેલાં ચરિત્રો તેમ જ "ભાઇ રણજિતરામ" તથા "ભાઇ ભોગીન્દ્રરાવ દીવેટીયા" એ ચરિત્રો વાચકના સ્મરણમાં તો હશે. મહાત્મા ગાંધી, નામદાર વિઠ્ઠલભાઈ પટેલ, નામદાર ગોકુળદાસ પારેખ, સર પ્રભાશંકર પટ્ટણી આદિ ગુજરાતીઓનાં ચરિત્રો આલેખવા સમાલોચક ઇચ્છે છે. બીજી બાબત હિન્દુસ્તાનની તથા ગુજરાતની સંસ્થાઓ વિષે લેખો પ્રકટ કરવાની છે. આ દિશામાં જોઇએ તેવું વ્યવસ્થિત કાર્ય સમાલોચક કરી શક્યું નથી અને કોઇ ઉત્સાહી સ્વયંસેવક અભ્યાસી અને લેખક તરીકે બ્હાર આવે નહિ ત્યાં સુધી સમાલોચક ભાગ્યે કાંઇ પણ પદ્ધતિસર કરી શકશે. દરમ્યાન "ન્હાયા એટલું પુણ્ય" એ સૂત્ર બીજી દિશાઓની માફક આમાં પણ સમાલોચક સ્વીકારશે. ત્રીજી બાબત ગ્રન્થાવલોકનોની છે. એક દૃષ્ટિથી જોતાં સમાલોચના એ સમાલોચકનું મુખ્ય કાર્ય હોઇ આ દિશામાં દર્શાવાતી મન્દતા કોઇને અક્ષન્તવ્ય લાગશે. અમ્હારે જણાવવું જોઇએ કે રા ન્હાનાલાલ દલપતરામ કવિની "ઉષા" જેવી નવલકથા પ્રકટ થાય અને ત્હેનાં અવલોકનો હજી સુધી ગુજરાતનાં અગ્રેસર માસિકોમાં પ્રકટ ન થાય એ શરમભરેલું છે છતાં તંત્રીઓ શું કરે? જુદા જુદા વિષયોના અભ્યાસીઓ અને લેખકોની જ્યાં સ્વલ્પતા ત્યાં એકએ જણ કેટલો ભાર ઉઠાવી શકે? આવી સ્થિતિમાં કેટલું નથી થતું એ જોવા કરતાં કેટલું થાય છે એ જોવાની દૃષ્ટિ ખીલવવી એ શું

# ભારતવાસી આર્યોની આશ્રમવ્યવસ્થા સંબંધે થોડા છુટક વિચાર.

લેખક—ગ. કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી.

૧ જેમ વર્ણવિભાગની રચનામાં 'સામાજિક ઉન્નતિ' પ્રધાન હેતુ જોવામાં આવે છે તેમ આશ્રમવ્યવસ્થામાં "વ્યક્તિનો ઉત્કર્ષ" પ્રધાન હેતુ હતો એવું જોવામાં આવે છે

૨ જ્યાં સુધી વર્ણો માત્ર જન્મથી નહીં પણ સ્વાભાવિક ગુણકર્મથી મનાતા ત્યાં સુધી સર્વ આર્યપ્રજા માટેની આશ્રમ-વ્યવસ્થા પણ એક સરખી જ હશે જે શૂદ્રો તથા સ્ત્રીવર્ગને વેદાધ્યયન તથા વૈદિક કર્મનો અધિકાર નથી એવાં વચનો તથા તે નિર્ણયને અનુસરીને રચાયેલા અનેક પ્રબંધો સ્થળે સ્થળે મળી આવે છે, તે શૂદ્રો તથા સ્ત્રી વર્ગને એ અધિકાર એક કાળે હતો એ વાતની, નિષ્પક્ષપાત બુદ્ધિથી અવલોકન કરનારને, એ જ શાસ્ત્રોથી ખાત્રી થાય છે પ્રથમ તો ઉક્ત અનધિકાર વાદગ્રસ્ત ન હોય તો જે પ્રશ્નો ઉઠવાનો સંભવ નહીં તેવા પ્રશ્નોની ચર્ચા મળી આવે છે આખ્યાયિકાઓમાંથી વેદવિદ્ શૂદ્ર તથા સ્ત્રીજાતિના દૃષ્ટાન્ત મળે છે કોઈ સ્મૃતિકાર સ્ત્રીઓને પણ યજ્ઞોપવિતના સંસ્કારની વાત લખે છે ને વળી બ્રહ્મચર્યને અન્તે તેણીની મરજી પૂછવાનો વિધિ બતાવે છે કે, તેણી હવે "ગૃહિણી" થશે કે "બ્રહ્મવાદિની"? જેના પિતાનું નામગોત્ર અજ્ઞાત એવા બાળકને તે સત્યવાદી છે માટે બ્રાહ્મણ તરીકે સ્વીકારાય છે મહાભારત શાન્તિપર્વમાં, શરૂમાં બ્રહ્માએ તો બધા બ્રાહ્મણો જ સર્જ્યા હતા એવું કથન છે તે એ સમયને ઉદ્દેશીને જ ઘટાવી શકાય તેમ છે.

૩ વર્ણભેદ જન્મ-પ્રધાન ગણીને વંશપરંપરામાં ચલાવવાની પ્રવૃત્તિની સાથે, આશ્રમ-વ્યવસ્થામાં પણ પ્રતિવર્ણને ઉદ્દેશીને ભિન્ન ભિન્ન નિયમો ઘડાય તે સમજવું કઠિન નથી વેદાધ્યયનનો અધિકાર, જ્ઞાનાર્જનનો અધિકાર, કર્મકાંડ કરવાનો ને કરાવવાનો અધિકાર ચતુર્થાશ્રમનો અધિકાર, બ્રહ્મજ્ઞાન તથા તજ્જન્ય મોક્ષનો અધિકાર વગેરે બધા સર્વસામાન્ય અને પછી વર્ણપરત્વે વહેંચાતા થયા હશે એ ફેરફારનો પણ સારો હેતુ કલ્પીએ તો સમય તથા શક્તિના વ્યયની કરકસરનો સંભવ છે બાળી એ પ્રમાણે અમુક સમય ચાલ્યા પછી તો, જેની બુદ્ધિ જે દિશામાં ન ખેડાય તેના પ્રદેશમાં તેની અયોગ્યતા થઈ જાય એમાં કંઇ કહેવાપણું નથી

૪ વેદાધ્યયન તથા વૈદિક સંસ્કારો અને યજ્ઞાદિ કર્મોમાં શૂદ્રોનો અધિકાર કદાચ એકદમ બંધ પાડવામાં આવ્યો હોય, પરંતુ સ્ત્રીઓનો તેવો અધિકાર તો પ્રથમ પૂર્ણમાંથી પતિ જોડેના ધર્માચરણમાં આવશ્યક હોય તે સિવાયનો ને પછી બધો એમ ધીરે ધીરે બંધ પડેલો હશે એવું માનવાના કારણ મળી આવે છે

૫ પ્રત્યેક આશ્રમના કાળની મર્યાદા, નિયમ તરીકે, મનુષ્યજીંદગીના અંદાજ ¼ જેટલી, એટલે ચારે આશ્રમ માટે સરખી રાખી જણાય છે, અપવાદના પ્રસંગોમાં વધુ

-ધટુની સરલતા હોય તેમાં આશ્ચર્ય નહીં. એવી સરલતા તો જે પ્રબંધો જડતા પામે, મૃત-પ્રાય થાય, તેમાંથી નીકળી જાય છે. તેવો સમય આવ્યા પછીના તેમ જ " પરણે તેને ગાયું " એ વ્યવહારથી માહાત્મ્ય વધારવા માટે જે લેખો લખાયા હોય તેથી સાવધાન રહીને અવલોકન કરવામાં આવે તો જ કાંઇક યથાર્થના હાથ લાગે તેવું છે.

## બ્રહ્મચર્ય આશ્રમ.

૬. આ પ્રથમ આશ્રમમાં સિદ્ધ કરવાનું કર્તવ્ય મુખ્યત્વે ભવિષ્યમાં આવશ્યક તથા ઉપયોગી એવી " સર્વ શક્તિઓનો સંચય " હતું, જેમ કે વીર્ય, બળ, તેજ, વિદ્યા, ધર્મ વગેરે. આ આશ્રમનું કાળપ્રમાણ નિયત કરવામાં વિકલ્પો થયેલા જોવામાં આવે છે. પરંતુ એ બધામાં ખાસ આગ્રહ એ રખાયલો તરી આવે છે કે જે તે વ્યક્તિમાં શક્ય હોય તેટલો શક્તિસંચય પુરેપુરો થવો જોઈએ. પુરૂષશરીર કરતાં સ્ત્રીશરીર વેહેલું બંધાઈ રહે છે, અંદાજ આઠ વર્ષનું અંતર પડે છે. આશ્રમવ્યવસ્થા રચનારાઓના મ્હોટા ભાગની સમજણ એવી હતી કે સ્ત્રીશરીર ૧૬ વર્ષની વયે અને પુરૂષશરીર ૨૫ વર્ષની વયે બંધાઈ રહે છે, અને તેથી આ આશ્રમની શરૂઆતનો સમય બન્ને માટે સરખો છતાં તેની સમાપ્તિનો સમય સ્ત્રીઓ માટે ૧૬ ને પુરૂષો માટે ૨૫ વર્ષનો રાખેલો છે. આ પછીના આશ્રમમાં પ્રવેશનું એટલે લગ્નસંસ્કાર માટેનું જે વય બતાવ્યું છે તે ઉપરથી આ વાત વધુ સ્પષ્ટ થાય છે.

૭. પૂર્વ કાળના આપણા વિદ્વાનોએ મનુષ્યશરીરના અવસ્થાન્તરના જે છ પ્રકાર ગણાવ્યા છે તે માહેની ત્રીજી અવસ્થા જે " વર્ધતે " એ સંજ્ઞાથી ઓળખાય છે તે અવસ્થા જ આ આશ્રમ માટેનો સમય સમજાય છે. પહેલી બે અવસ્થા " જાયતે " અને " અસ્તિ " પુરી થાય તે યજ્ઞોપવિતના સંસ્કારનો એટલે બ્રહ્મચર્ય આશ્રમમાં પ્રવેશયોગ્ય સમય લેખાયો છે. કોઈ પણ શક્તિનો શક્ય હોય તેટલો સંચય થયા પહેલાં તેનો વ્યય શરૂ નહીં કરવો એ અગત્યનો મુદ્દો આ વ્યવસ્થામાં પ્રથમ સ્થાન ભોગવે છે.

૮. આ આશ્રમનો લાભ લેવાનો અરસો પુરૂષ કરતાં સ્ત્રીશરીર માટે ટુંકો હતો, પણ શરીરના બાંધા માટે તો સૃષ્ટિક્રમથી એટલો ઓછો સમય સ્ત્રીશરીરને જોઈએ તેમ છે. વિદ્યાભ્યાસમાં પણ મનની શક્તિ ખીલવવાની તથા સામાન્ય જ્ઞાનભંડોળની પ્રાપ્તિની જરૂરીયાત બન્નેને સરખી છતાં, આજીવિકા માટેના ખાસ કોઈ પણ ધંધાને લગતા વિષયો પુરૂષોએ વધારેમાં શીખવાના હતા એટલે પુરૂષને તેટલો વધુ વખત આ આશ્રમમાં એ " શક્તિ સંચય "ની પૂર્ણતા કરવામાં લાગે તેમ હતું. સ્ત્રીઓને પુરૂષે કરવાના ધંધામાં જોડવાનું આપણા એ કાળના નેતાઓએ પણ ઇષ્ટ ગણ્યું નથી.

૯. કુટુંબમાં ને બોહોળા જનસમૂહમાં વસવાટથી જે અનેક વિક્ષેપો શરીર તથા મનના વિકાસને અને અભ્યાસને નડતરરૂપ થાય છે તેમાંથી ગુરૂકુળવાસથી બચાવ થતો. સ્વચ્છ હવા તથા પાણીનો લાભ મળતો. વિકાસમાં સૃષ્ટિસૌન્દર્ય પણ સહાયક થતું. માબાપોની આર્થિક અને એવી બીજી ઔપાધિક ઉચનીચ સ્થિતિના ભેદ બાળકોની નજર પાસે સતત રહેવાથી

જે દોષોનો ઉદ્ભવ થાય છે તેનો અભાવ રહેતો. સદાચાર માટે બોધ ઉપરાન્ત ગુરૂજનો વચ્ચેના વ્યવહારનું દૃશ્ય મળતું આર્યોના, વિશિષ્ટ તત્ત્વનિર્ણયો તથા ધર્મભાવનાના સૂત્રોનું સારૂં દૃષ્ટિકરણ થતું અને જેમણે "જાયતે" તથા "અસ્તિ" એ બે અવસ્થા અનિશ્ચિત ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં ગાળેલી અને ભવિષ્યમાં ગૃહસ્થાશ્રમ પણ કેવળ જુદા જુદા સંયોગો વચ્ચે તથા કાર્ય પ્રદેશોમાં જેમને ગાળવાનો હોય તે સર્વમાં અનેરો ભ્રાતૃભાવ બંધાતો હતો.

૧૦. વળી આ આશ્રમમાં રાજકુમાર, ગર્ભશ્રીમંત અને ગરીબ સર્વને માટે "ભિક્ષાન્ન" થી પોતાનું પોષણ કરવું એવી ઘટના રાખી હતી તેમાં પણ અનેક લાભના બીજક હતાં. ગરીબના છોકરાં શ્રીમંતોના દાનથી પોતાનું પોષણ ચલાવે તથા વિદ્યાભ્યાસ કરે તેવી સમાજ વ્યવસ્થા હોય તો પણ, તે દેનારના મનમાં "હું મદદ ઉપકાર કરૂં છું" ને લેનારના મનમાં "હું ભાગ્યહીન છું" એવી ભાવનાના અંકુર ફુટે તે લાંબી નજરે જોતાં સંબંધવાળી વ્યક્તિઓને અને એકંદરે સમાજને માટે પણ અનિષ્ટ છે, પણ જ્યાં ભિક્ષા માગીને જ પોષણ કરવું એ બ્રહ્મચર્ય આશ્રમનું કર્તવ્ય ગણાય ને તે ભિક્ષા તેવા વિદ્યાર્થીઓને આપવી તે ગૃહસ્થાશ્રમનું પણ કર્તવ્ય ગણાય ત્યાં ઉક્ત અનિષ્ટ ભાવનાઓને અવકાશ નથી મળતો. ઉપરાન્ત ભિક્ષા માગવા નિકળ્યો તે, તેટલા ઉપરથી જ, હલકો વા નિર્માલ્ય ગણાય એવી કલ્પનાઓ ત્યાંથી ઉદ્ભવવા પામતી નહીં. પૂર્વકાળના આર્યાવર્તમાં "પ્રતિષ્ઠિત ભિક્ષુક" જે દુનિયાના અન્ય કોઇ પ્રદેશમાં નથી થઈ શક્યા તે હતા ને તેમના વિદ્યા તથા ગુણમાં પૂજ્યભાવ સ્થાપિત થઈ શકતો તે આ વ્યવસ્થાને આભારી હતું.

૧૧. આમ શરીરમનની પૂર્ણપણે શક્તિ ખીલવવી તથા જીવન વ્યવહારમાં અંત સુધી જેનો ખપ પડવાનો તેવા જ્ઞાનનું ભંડોળ મેળવવું અને જેનામાં જે ખાસ ધંધાની યોગ્યતા તે ધંધાની કેળવણી લેવી એ બધું "આશ્રમધર્મ"માં લેખાતું ત્યાં આજ આપણે "ફરજીયાત કેળવણી" થી જે આશાઓ બાંધીએ છીએ તે બધી બર આવતી હોવી જોઇએ. અને "મફત" કેળવણીથી આજ માત્ર "ફી" માફી કરાવવા મથીએ છીએ તે જગ્યાએ એ જુની વ્યવસ્થામાં સર્વને માટે "ખાનપાન" સહિત બધું મફત થતું, અને લેનારદેનાર બન્ને પક્ષ પોતપોતાનો ધર્મ અદા કરીએ છીએ એમ જ સમજતા. વિદ્યાગુરૂ નિઃસ્વાર્થ ને પ્રેમથી ભણાવતાં "ઉપકાર કરીએ છીએ", એવી ભાવનાવાળા નહોતા પણ "અમારી ઉપરનું ધાર્મિક કરજ દઇને અમે અનૃણી થઇએ છીએ" એવું માનતા હતા. સાક્ષાત્ બોધ આપવાથી જે સદ્‌ગુણોનું આધાન થાય તે ઉપરાંત આ બધી વ્યવસ્થા એવી ગોઠવાઈ હતી કે અનાયાસે અનેક ઉચ્ચ ભાવનાઓ ઉગી નીકળે.

૧૨. જ્યાં સુધી બ્રહ્મચર્ય આશ્રમ, યુવકોમાં ઇષ્ટ તથા શક્ય હોય તે સર્વ પ્રકારની દૈવી સંપત્તિઓ (શારીરબળ-મનોબળ ધર્માધર્મનું જ્ઞાન વિદ્યાનીતિ વગેરે) નો સંચય કરવાનો હેતુ લક્ષમાં રાખીને, પળાયો ત્યાં સુધી ભારતવર્ષના ગૃહસ્થાશ્રમમાં નિત્ય ઉત્તમ પ્રતિના સ્ત્રી-પુરુષોની ભરતી થતી રહી અને નિરક્ષર તો ભાગ્યે જ કોઈ રહેતું હશે.

---

અમરૂશતક, રૂ. ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબ

૧૩. આપણી એ પુરાતન વ્યવસ્થાઓમાં પુરુષકારની સાથે હમેશાં દૈવાશ્રયને ગુંથેલો જોવામાં આવે છે. દેવોનું પોતાનું મુખ્ય કર્તવ્ય સમષ્ટિજગતના અભ્યુદયનું છે. તેમાં જેઓ એમને ઉપયોગી બને તેમને જ પ્રત્યુપકારની રીતે દેવો મદદ આપે છે. પરસ્પર પ્રત થવાની અપેક્ષા છે—એ સિદ્ધાંત, દેશકાળ બદલાવાની સાથે, અમે ભૂલ્યા. અમુક વિધિથી દેવોને ઉદ્દેશીને પ્રાર્થના કરવા માત્રથી વા કંઇ ભોગના નિમિત્તે અગ્નિ કે બ્રાહ્મણના મુખમાં હોમવા માત્રથી અમે દૈવાશ્રયના હકદાર થઇએ છીએ તથા અમને પરમાત્માએ આપેલાં ઇન્દ્રિયો અને અંતઃકરણાદિને કેળવીને તેવડે પુરુષાર્થ કરવાની પછી કંઇ જરૂર નથી એ માન્યતા તરફ અમે વધુ વધુ ઢળતા ગયા. બ્રહ્મચર્ય આશ્રમના પ્રવેશને તથા તેની સમાપ્તિને પ્રસિદ્ધ કરવાની આરોપચારની ક્રિયાઓ, ભલે રૂપાન્તરથી નાટક જેવી પણ, કરવાનો અમે આગ્રહ રાખ્યો, પરંતુ એ આશ્રમની ફળસિદ્ધિ માટે અમારે પોતાને આહાર, વિહાર, અધ્યયન, આરોગ્યાદિના જે નિયમોનું અમારી "વર્ધતે" નામક શારીરિક આખી અવસ્થામાં અનુષ્ઠાન કરવાનું તેનું અમે જાણ્યે કે અજાણ્યે ઉત્થાપન કરી બેઠા. ગુણકર્મમાંથી દૃષ્ટિ હઠાવીને કેવળ બ્રાહ્મણશરીરને પૂજ્ય ઠરાવવાનું આજ વેળામાં સુઝ્યું હશે.

૧૪. આશ્રમવ્યવસ્થાના હેતુનું દુર્લક્ષ થવાથી કેવા કેવા અનર્થમાં અમારી ધર્મબુદ્ધિનું આરોપણ થઈ શક્યું તેનું એક જ દૃષ્ટાન્ત બસ થશે. આર્ય શિષ્ટો દંપતિનું યોગ્ય જોડું રચવામાં વર કન્યાનું યોગ્ય વય કેટલું સ્વીકારતા હતા તે વર કન્યાની લાયકાતનાં વર્ણન, ગૃહ્યસૂત્રો વગેરેમાં લગ્નવિધિનાં છે તે વર્ણન આયુર્વેદ જેનો આ ખાસ વિષય ગણાય તેના સ્પષ્ટ નિર્ણયો, વગેરેથી નિર્વિવાદ સમજાય છે. એ સમય જ્યારે પુરુષને સ્ત્રી માટેની અને કન્યાને પુરુષ માટેની, પોતપોતાનાં શરીરોની સ્થિતિ સ્વાભાવિક સૃષ્ટિક્રમથી બદલાતાં, નૈસર્ગિક કામના ઉદ્ભવે ત્યારનો ગણ્યો છે. આમ છતાં, કોઇ સ્મૃતિમાં લગ્ન માટેની કન્યાની યોગ્ય ઉમર વર્ષના આંકડાથી બતાવાઈ તથા તે કબુલ કરાવવા તેના વાલીઓને અસદ્ગતિના જબરા ભયથી ડરાવ્યા તે શ્લોકથી, જાણે સઘળો ધર્મશાસ્ત્રનો સમૂહ નિરર્થક થઈ ગયો હોય, તેવો વ્યવહાર અમે ચલાવી દીધો ને પછી તે શ્લોક ને ટેકાના લેખો વધતા ગયા. શરીર પુરું બંધાઇને દૃઢ થયા પહેલાં, વિદ્યાભ્યાસ તથા બુદ્ધિનો વિકાસ પુરો થયા પહેલાં, ધર્મ તથા નીતિનું શિક્ષણ, જે બોધ ઉપરાંત, નિયત સમય સુધી સતત પ્રત્યક્ષ શિષ્ટાચરણ શિષ્યના અવલોકનમાં આવ્યા કરે અને પોતાના આચરણમાં મૂકયાં કરે, એ યોજનાથી સુદૃઢ થવું, તેને જરૂર જેટલો સમય આપ્યા વિના,-ટુંકામાં શક્ય હોય તે સર્વ દૈવી સંપત્તિઓને બદલે કોઇ એક ઐશ્વર્યનો પણ પુરતો સંચય થયાની પૂર્વેજ લગ્ન કરી ગૃહસ્થાશ્રમી થવું એ જાણે નિયમ હોય તેમ વ્યવહારમાં ચાલ્યું અને ખરો નિયમ હતો તેના અપવાદ રૂપે પણ ક્યાંઈ દર્શન થાય તેવું રહ્યું નહી. "કાચું કપાયું" તેનાં ફળ જેવાં કુદરતમાં આવવાં ઘટે તેવાં આવ્યાં.

૧૫. કન્યાનાં લગ્ન માટેની યોગ્ય વય સંબંધે જે શ્લોક છે તેવો કોઈ પુરુષનાં યોગ્ય વય માટે તો ક્યાંઇ નથી, છતાં તેને પણ પાકકાંજ વિના પીંસરે જોડી દેવામાં આવે છે એટલે

અમે કોઇ વિસ્મયકારક (પ્રક્ષિપ્ત વા પ્રસગવશાત્ ગ્રહણ થયેલ) શાસ્ત્રવચનથી જ પ્રેરાયા છઇએ એવા બચાવને પણ અવકાશ નથી અમે ભ્રમમા પડીને ખરો માર્ગ પડયો મૂકયો ને કચડાઈ ગયા તેના મુખ્ય કારણ દૈવાશ્રયનો અતિયોગ, તજ્જન્ય પુરુષપ્રરનો પ્રમાદ અને ધર્મશાસ્ત્રના વિધિનિષેધના વચનોના અતરમા રહેલ હેતુ દુર્લક્ષ થવાથી વિવેકબુદ્ધિને થયેલો પક્ષાઘાત એ જોવામા આવે છે.

## વૈરાગ્ય.

૧૬ અનેક જન્મોના અનુભવથી જીવાત્મા દેહાત્મભાવથી સર્વાત્મભાવ સુધી વિકાસ પામે એ જ જન્માન્તરમા મુખ્ય હેતુ આર્ય ધર્મશાસ્ત્રોએ માન્યો જણાય છે "મારૂં ને "તારૂં" અથવા "પોતાનુ" ને "પારકુ" એ ભાવના અત કરણમા ઉઠે ત્યાં સુધી જ સસાર સાર્થક છે "મારૂ" ને "પોતાનુ" એ ભાવનામા ભને જગતનો વધુ વધુ અશ પેસે તથા "તારૂ" ને "પારકુ" એ ભાવનામા ઓછો ઓછો અશ રહેતો જાય તો પણ એ બે ભાવનાના વિષય રહે ત્યાં સુધી સસારનુ પ્રયોજન છે પૂર્વ જન્મોના અનુભવથી જેઓ સર્વાત્મભાવ યાને સમ્યગ્દર્શનની છેક નજીક પહોચ્યા હોય તેવા જીવાત્માને બ્રહ્મચર્યને અન્તે ગૃહસ્થ થવાનુ ન રૂચે એ સ્વાભાવિક છે એવી વિરક્ત વ્યક્તિઓ આખુ જીવન વૈરાગ્યમા જ ગાળતી તેઓમાની કોઈ નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવાય ને કોઈ સન્યાસી કહેવાય એ તફાવત જોડે આપણે સબધ નથી જ્યા સુધી અન ત્મગુણની ઉક્ત સ્થિતિવાળી વ્યક્તિઓ જ આશ્રમો સોસરો જે લાબે રાજમાર્ગ હતો તે પડ્યો મૂકીને, ટુકી સીધી કેડીએ ચડતી ત્યા સુધી એ ત્યાગીઓનો વર્ગ સમાજને પણ અત્યુપકારક થતો વૈરાગ્યનુ સ્વરૂપ બતાવતાં તેમા સસારમા દોષદૃષ્ટિ આવશ્યક ગણવામા આવે છે, પરતુ ભેદબુદ્ધિને જ સસાર લેખતા હોય તો એ સમજ બધ બેસે નહિ તો "સર્વભૂતહિતેરત" એ જ્ઞાની સન્યાસીનુ લક્ષણ છે તે શી રીતે બને? વળી શ્રી ભગવાનમા જે છ ભગ નિરતિશયતાથી સદા વિદ્યમાન છે તેમાં "વૈરાગ્ય" પણ આવે છે, છતા ભગવાન જગતના દ્વેષી વા જગતમા દોષદૃષ્ટિ રાખનાર તો નથી જ એમનો જગત્ સાથેનો સબધ સુહૃદ્પણાનો છે એટલે જ્યારે અનેક વિપ્લવોના ધક્કામા વા સુખદુખના અનુભવમા સસારી જનોની મતિ રાગદ્વેષથી ડહોળાઇ જાય ત્યારે, આ સમદૃષ્ટિવાળા ને અખિલ જન સમાજના સ્થાયિ હિતમા પ્રેમવાળા વૈરાગ્યવાન પુરૂષો તે મતિને ઠેકાણે રાખતા દુનિયા પ્રાપ્ત કર્તવ્યની સફળતા માટે તાત્કાલિક ઉપાયો યોજવા એ સસારી ગૃહસ્થોનુ કામ, પરતુ ખરા ને ટકાઉ લાભના માર્ગો પરથી દૃષ્ટિ ખસી ન જાય અને એ માર્ગો હમેશા સારી સ્થિતિમાં જળવાઈ રહે એ વ્યવસ્થા ત્યાગીઓથી થાય વિદ્યા અને સ્વાર્થત્યાગ અથવા કેવળ લોકસગ્રહાર્થજીવન એ જ એમનુ ખરૂ દૃશ્ય સ્વરૂપ છે જ્યારે આ વાત વિવેકબુદ્ધિમાંથી ખસી ગઇ, લોકો અજ્ઞાન તથા ભયમા પડી જઇને વેષ માત્રને નમના ભજતા થયા અને "સમ્યગ્દર્શન" ની ગધ માત્ર પણ જેમનામા ન હોય તેવા આળસ, અશક્તિ કે ધૃષ્ટતાથી વિરાગી

જતવા લાગ્યા ત્યારે એવા અરથાને પૂજ્ય ભાવના ને ખોટા સંસારત્યાગનાં જેવાં વિપરીત પરિણામ આવવાં ઘટે તેવાં આવ્યાં.

### ગૃહસ્થાશ્રમ.

૧૭. ગૃહસ્થાશ્રમનું કર્તવ્ય એવું સમજાય છે કે બ્રહ્મચર્યમાં સંચય કરેલી શક્તિઓનો, ધર્મ તથા નીતિના નિયમોના આદરમાં સુસ્ત રહીને, પોતે તથા પોતાનાં હોય ને થતાં જાય તેમના સુખ સારૂ સાધનો મેળવવા તથા ભોગવવામાં ઉપયોગ. ખાનપાન સહિત સર્વની ગણના કર્તવ્યમાં રાખેલી એટલે તેમાં સ્વાર્થપરાયણતા ઓછી થવાનો સંકેત હતો. સર્વોત્કૃષ્ટ ધર્મ "સત્ય" અને સર્વથી અધમ પાપ "અસત્ય": આ માન્યતામાં આર્યોના અભ્યુદયનો પાયો હતો. અનુભવમાં જેટલું ઐક્ય આવી શકે તેટલું સ્વીકારીને ચાલવું. પોતામાં વધુવધુ ઉમેરીને અભિવૃદ્ધિ કરવી એ સ્વાભાવિક વૃત્તિ હોવાથી એ બાજુના પ્રયાસ થયાં જ કરે, પરંતુ વસ્તુતઃ "સ્વસંવેદ્ય" જેટલામાં "સ્વ" ની ભાવના સ્ફુરી હોય તે કરતાં વધુમાં ઐક્યનું ઢોંગથી કથન કરવામાં આવે એવી આધુનિક સમાજની રચના છે તેવી ન હતી. દાંપત્ય, કુટુંબ, વર્ણ, રાષ્ટ્ર આદિમાં ક્રમશ પોતાપણાની ભાવના ફેલાતી જાય એ, ધર્મ તથા નીતિના નિયમોમાં મજબુત રહીને સ્વાર્થ સાધવાના પ્રયાસનું સહજ પરિણામ દેખાય છે. બ્રહ્મચર્યમાં સર્વના ઐક્યનો બોધ સારી રીતે બુદ્ધિગ્રાહ્ય થયેલો હોય તે, વ્યવહારમાં જુદા જુદા સંબંધો તથા પરિસ્થિતિમાં મૂકાવાથી, ધીમે ધીમે અનુભવમાં આવતો જાય સુધરેલી જગત્-સ્થિતિમાં પોતાને પણ, પુનર્જન્મના સિદ્ધાન્ત પ્રમાણે, આવવાનું અનેક વાર થવાનું, એ માન્યતા અમને જગત્ સુધારણામાં પ્રેરનાર વિશેષ કારણ થાય તેવી છે. મન્ત્રોથી દેવોનું સહાય અને તંત્રોથી સૃષ્ટિના છુપા નિયમોનું જ્ઞાન ખપમાં લેવાના જે પ્રબંધો હતા તે પણ પ્રગતિ માટેના પ્રયાસ હતા. "ઇશ્વરાર્થ" કર્મનો અર્થ "વિશ્વને અર્થે" એમ જ માનેલો સમજાય છે, અને જે અનેક શોધખોળ થયેલી જોવામાં આવે છે તે કરનારાઓ પોતે ઇશ્વર-સેવા કરે છે એવી બુદ્ધિથી જ કરેલી છે. સાદાં ને સરળ જીવન ઉપર એટલો બધો આગ્રહ જોવામાં આવે છે કે "પૈસો" એ જ ઐશ્વર્ય અને "શ્રીમનાઈ" એ જ વંદનીય એમ મનાઇ જવાની દુર્દશા કદી આવી ન શકે. સર્વ વ્યવહારોની યોગ્યાયોગ્યતા કર્તવ્યની જ દૃષ્ટિથી તપાસવાનું ધોરણ રાખેલું હતું, હકની દૃષ્ટિથી જોવાનો બોધ ક્વચિત્ જ થતો હશે; આ બાબતમાં એટલો બધો આગ્રહ જોવામાં આવે છે કે "આત્મરક્ષણ" ની પણ કર્તવ્યમાં જ ગણના થયેલી છે. બીજી બાજુથી જ્યાં આત્મરક્ષણ ધર્મ ગણાયો ને ધર્મ સારૂ આપણું પણ સમર્પણ કરવા તત્પર રહેવામાં શ્રેય પ્રાપ્તિનો નિર્ણય હતો, ત્યાં "આત્મભાન" ની કક્ષા જેની જેટલી વિસ્તૃત હોય તેના પ્રમાણમાં તેને પોતાનું સર્વ સામર્થ્ય ખરચી નાખીને ધર્મ સાધવાનો પ્રસંગો ગ્રહણ આવે તેમ હતું, અને પ્રજા નિર્વીર્ય પરાક્રમરહિત બનવાનો સંભવ દૂર રહે એ હેતુ પણ સચવાતો. અષ્ટાંગ યોગ જે કેવળ ત્યાગીઓને જ ઉપકારક ગણાયો તેમાં પણ છેક "સવિકલ્પ સમાધિ" સુધીનાં બધાં અંગ ગૃહસ્થને પણ પોતાના વ્યવહારમાં વધુ ને વધુ લાયક ને

સમર્થ બનાવે તેવા છે એ પ્રક્રિયા અવલોકનશક્તિ વધારનારી જણાય છે, અને તે શક્તિનો ઉપયોગ ગૃહસ્થ તેમ જ ત્યાગી પોતપોતાના કર્તવ્યની સિદ્ધિમા કરી શકે તેમ છે રાજાઓએ રાજ્ય ચલાવવુ તે પણ " સત્તા ભોગવવાની" બુદ્ધિથી ન હતુ પણ 'પોતાનો ધર્મ બજાવવાની' બુદ્ધિથી હતુ પૂર્વ જન્મોના સત્ફળને લઈને ઇશ્વરે પોતાને રાજાના કર્મ ઉપર નિયોજ્યા છે અને એ કર્મ યોગ્ય તથા ઇષ્ટ પ્રકારે, પ્રભુ જેથી પ્રસન્ન થાય તેવે પ્રકારે બજાવવા ઉપર ભવિષ્યમા સારો જન્મ મળવાનો આધાર છે એ તે નગરજન જાણતા તથા માનતા વળી રાજા કરતા પણ "દંડ" એટલે "પ્રજાને શિક્ષા કરવાનો અધિકાર ગણવાનો શાસ્ત્રોનો આદેશ હતો આમ છતા અપવાદરૂપ કોઈ અણસમજુ નાસ્તિક નીવડે તો તેનો નિગ્રહ કરવો એ પ્રજાનાં કર્તવ્યકર્મમા ગણાતુ ધર્મને નામે વહેમ, પામરપણુ, નિરુદ્યમ, આળસ, રોગ, અશક્તિ વગેરે પ્રસરેલા વર્તમાનમા જોવામા આવે છે તે આશ્રમોની વિકૃતિ તથા અમારી ધર્મ સબધી માન્યતામા થયેલી બાહ્યાન્તરની ભેળસેળને લીધે બન્યુ છે એવી મારી માન્યતા થાય છે

૧૮ જે વાત યજ્ઞયાગ તેમના મૂળ વૈદિક સ્વરૂપથી જ કામ્ય કર્મો છે તે નિષ્કામ કરવાનો બોધ પાછળના સમયમા થયો છે હવે એ કર્મોને અસ્તિત્વમા લાવનાર જે તે કામના, અપૌરુષેય વેદથી નિર્માણ થયેલી, તે કહાડી નાખવાનુ કેમ કહેતા હશે ? પ્રયોજન કહાડી નાખ્યા પછી તે કર્મ પોતે તેના મૂળ સ્વરૂપમા શી રીતે રહે? એ બોધનુ સ્વાભાવિક પરિણામ તે કર્મોનો લોપ જ સભવે, ને તે પરિણામ એમની દૃષ્ટિ બાહાર હોય એવુ માનવા કશુ કારણ નથી એ કામ્ય કર્મોનો પ્રભાવ અનુભવમા ઓછો દેખાયા પછી તેવો બોધ થયો હોય તો કાઇ આશ્ચર્ય નહીં પ્રયોજનવિના માણસ એવા કર્મમા પ્રેરાય નહીં એ દલીલના ઉત્તરમા કોઈ કોઇ વિદ્વાન ખુલાસો કરે છે કે યજમાને પોતાના મનથી કર્મ જોડે કામનાનો યોગ સાધવો નહીં એટલુ જ તાત્પર્ય છે, બાકી તો જે ફળ નિપજાવવાની એ કર્મમાં શક્તિ છે તે અવશ્ય થશે આ ખુલાસાથી તો વસ્તુત તે કર્મોને પાછા કામ્ય કરી દેવા જેવુ થતુ હોય એમ મને લાગે છે મૂળમા એ કર્મો અમુક વાછનાની સફળતા માટેના ઉપાયરૂપ હોઈને, તે આવશ્યક તો હતા જ નહીં એટલે તેવી વાછના પુરી પાડવાના ઉપાય તરીકે પણ એ કર્મોનો પ્રયોગ ન કરવાથી કઇ ધર્મલોપનો પ્રસગ આવતો નથી

૧૯ નિત્ય કરવાનાં સ્માર્ત કર્મોમાં મુખ્ય જે પાચ મહાયજ્ઞો છે તેનો હેતુ જાહેર કરવાને અસાધારણ પ્રસગ સ્મૃતિઓમા લીધેલો જોવાથી વિસ્મય થવાય છે ઘણુખરુ આ ધર્મગ્રથો માત્ર જે તે કર્મનો વિધિ વા નિષેધ કરીને વિરમે છે, તેવા વિધિનિષેધના કારણ ક્વચિત્ અપવાદ તરીકે કહેવામાં જણાય છે આ પચ મહાયજ્ઞોને માટે એવા કારણનો ઉલ્લેખ છે કે ગૃહસ્થના ઘરમા ચુલો, ઘટી, સાવરણી, ખાંડણીઓ અને પાણીયારૂ એ પાચ હિંસાના સ્થાનો છે, એ હિંસાનાં પ્રાયશ્ચિત્ત માટે આ પાચ મહાયજ્ઞો નિર્માણ કરેલા છે એ પાચ સ્થાનમા નિત્ય અનિવાર્ય હિંસા થયા જ કરે અને તેથી તેના પ્રાયશ્ચિત્તરૂપ આ મહાયજ્ઞો પણ અવશ્ય નિત્ય કરવા જોઇએ એ બરાબર આવે છે ખરૂ, પરતુ સ્મૃતિગ્રન્થો જોતા તે સમયે બ્રાહ્મણ સહિત સર્વ આર્યગણ માસાહારી હતો, દૈવયજ્ઞમા તથા પિતૃ કર્મોમા પશુપક્ષીઓનો વધ ખાસ ઇષ્ટ ને ધર્મ્ય

સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો રૂ ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ગણાતો હતો, શ્રાદ્ધમાં નિમંત્રણ થયેલો બ્રાહ્મણ માંસ ભક્ષણ ન કરે તો પાપ લાગે એટલે સુધીનાં વચનો છે; તેવા સમયમાં આ ચુલો વગેરેમાં થતી અનિવાર્ય હિંસાના પ્રાયશ્ચિત્તની લાગણી બંધબેસતી નથી. પંચ મહાયજ્ઞો નિત્ય કર્મ તરીકે જુના કાળથી હશે, પરંતુ તેના આ કારણની યોજનાનો, યોનિપ્રધાન વર્ણ સ્થાયી થયા, પરસ્પરના ભોજન તથા લગ્નવ્યવહાર બંધ પડ્યા, ઉચ્ચ વર્ણને માંસાહાર વર્જ્ય થયો, અને જૈનોના સહવાસથી અહિંસાનો અર્થ બદલાઇને તેમની સમજને મળતો થઈ ગયો તે પછીના કાળની હશે એવું દેખાય છે. આ પાંચ યજ્ઞોનાં સ્વરૂપ ઉપરથી વિચારી જોતા મને એક કલ્પના થાય છે કે શિષ્ટ પુરુષોએ હમેશાં વ્યવહારમાં, સામાજિક જીવનમાં, સુખી દુખી પ્રાણીઓ પ્રત્યે કેવું વર્તન રાખવું તેના સાંકેતિક બોધપાઠ રૂપ તો આ મહાયજ્ઞો નહિં હોય ?

૨૦. જેના શાસ્ત્રમાં આયુર્વેદ, ધનુર્વેદ તથા શિલ્પાદિની ગણના ઉપવેદ તરીકે થઇ છે; શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ વિદ્યાને વેદનાં અંગ લેખ્યાં છે; એ ઉપવેદો તથા અંગો સહિતનું વેદાધ્યયન સર્વના પ્રથમ આશ્રમનું મુખ્ય કર્તવ્ય માન્યું છે; પ્રજોત્પત્તિ પણ ધાર્મિક ફરજ ઠરાવીને ઉત્તરોત્તર વધુ સારી પ્રજા થતી રહે તેવી કાળજીથી અનેક આચાર વિચારના નિયમો જેણે ધર્મનાં અંગ તરીકે આપ્યા છે; અર્થ પ્રાપ્તિની ગણના પણ જેણે પુરૂષાર્થમાં કરેલી છે; સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમને જેણે શ્રેષ્ઠ મુક્ત કંઠથી સ્વીકાર્યો છે; સારી કન્યા નીચ કુળમાંથી અને સુવર્ણ ઉકરડેથી લેવાનું ધર્મ્ય ગણ્યું છે, જેના ઇશ્વરાવતારના પ્રયોજનમાં સાધુનું સંરક્ષણ તેમ જ દુષ્ટોનો વિનાશ બન્ને સમાન પદ ભોગવે છે; વર્ણ તથા આશ્રમ ધર્મોની જેણે વિસ્તારથી સમજણ આપી છે ને તે ધર્મ યથાર્થ બજાવવાની લાયકાત તરફ લક્ષ રાખીને જેણે ખાનપાનના ભિન્ન ભિન્ન નિયમો વર્ણ તેમ જ આશ્રમ પરત્વે સૂચવ્યા છે યુદ્ધ જેનો ધર્મ તે જો તેમાંથી વિમુખ થાય તો નરકનો અધિકારી બને અને એ પ્રમાણે પોતપોતાનાં કર્મમાં અનુષ્ઠાનથી સર્વ કોઈ, જુદે જુદે માર્ગે પણ, સ્વર્ગના અધિકારી થાય એવો નિર્ણય આપ્યો છે—તે પ્રજા ધર્મને નામે પામર, નિરૂદ્યમી, નિરૂત્સાહી, અશક્ય બને એથી અવનતિ વધુ કેટલી હોઈ શકે ?

૨૧. સર્વ બ્રહ્મચારીઓએ અવશ્ય ભણવાના સાંગ વેદમાં જ્યાં આયુર્વેદની ગણના હતી અને બ્રહ્મચારીઓ ચારે વર્ણનાને શૂદ્રોને અનધિકારી ઠેરવ્યા પછી ત્રિવર્ણના સઘળા બટુક થતા હતા, તે જોતાં હકીકતમાં તમામ પ્રજાને લશ્કરી કેળવણી મળતી હોવી જોઇએ. ઇતિહાસમાં જરૂરને પ્રસંગે બ્રાહ્મણો પણ યુદ્ધમાં ઉતરેલા જોવામાં આવે છે તેથી પણ એ બોધ થાય છે. વળી બધા વર્ણોના બ્રાહ્મણ ગુરુ થાય એવી વ્યવસ્થા હતી તેથી તેમ જ અપવાદને પ્રસંગે એક વર્ણે બીજા વર્ણના ધંધાથી પોતાની આજીવિકા ચલાવવાની છુટ રાખેલી છે તેથી પણ સમજાય છે કે જુદા જુદા વર્ણ એક બીજાના ધંધાથી સાવ અનભિજ્ઞ રહેતા નહીં હોય . .

વાનપ્રસ્થ.

૨૨. બ્રહ્મચર્યમાં જેણે શક્તિસંચય યથાર્થ કર્યો હોય તથા ગૃહસ્થાશ્રમમાં જેણે "ધર્મ તથા નીતિના નિયમોમા ચુસ્ત રહીને," એ સંચયનાં "પોતાનો હોય ને થનાં જાય" તેમના હિતાર્થે ઉપયોગ કર્યો હોય તેના અનુભવમાં વસ્તુત મનુષ્ય માત્રના જીવનનું ઐક્ય અવસ્ય, આવ્યા વિના રહેતું નથી. તેમ છતાં રક્ત તથા સંબન્ધથી પોતાના ઠરેલા પ્રત્યેના સ્નેહની એક પ્રકારની વિશિષ્ટતા ટકી રહે છે. સાહજિક વર્તમાન વ્યવસ્થામાં એ પરિણામ અનિવાર્ય છે. આથી કરીને એ આસક્તિ વિશેષ તોડવા માટે જે આશ્રમ યોજેલો તે વાનપ્રસ્થ કહેવાતો આ આશ્રમમાં મુખ્ય કર્તવ્ય ઘર કુટુમ્બ અને તેના સંબન્ધમા મનને બાંધી રાખનારા સર્વ સંયોગોનો ત્યાગ જણાય છે. ટુંકામા કહીએ તો મનુષ્ય માત્રમા આત્મભારની સિદ્ધિ, અને ઇતર પ્રાણીમા પણ તેનો આવિર્ભાવ એ આ આશ્રમના પરિશીલનનું ફળ કલ્પાયેલું ભાસે છે. જે દેહદમન ઉપર વધુ ભાર મુકાયેલો જોવામાં આવે છે તે "વૈરાગ્ય"નો અર્થફેર થયા પછીના કાળમાં બન્યું હશે બીજા આશ્રમો વિકૃત સ્વરૂપમાં પણ છે જ્યારે આ આશ્રમ સમૂળગો નાશ પામ્યો છે. ધર્મપત્નીને સાથે લેવાનો વિકલ્પ દંપતિનું એક શરીર માનેલું તે ધ્યાનમાં રાખતાં યથાર્થ છે.

ત્રણ ઋણ.

૨૩. દેવ, ઋષિઓ અને પિતૃ એ ત્રણના ઋણને પતાવ્યા પછી જ સંન્યસ્તનો અધિકાર થાય એવો સ્મૃતિકારોનો આગ્રહ જોવામાં આવે છે, ને તે યોગ્ય જ છે પરન્તુ આ ત્રણ ઋણના સ્વરૂપની સમજણમાં પણ કાંઇક સમય જતે, રૂપાન્તર થયું હોય એવો સંશય ઉઠે છે જ્યારે ઋષિઋણ વિદ્યાભ્યાસ કરવા કરાવવાથી પતે છે, તથા પિતૃઋણ સારી પ્રજા ઉત્પન્ન કરીને સમાજ સમૃદ્ધિમાં ભરતી કરવાથી પતે છે, ત્યારે દેવઋણ પતાવવા સારૂ યજ્ઞદ્વારા દેવોને પોતાને બલિ પહોંચાડવાનો બોધ થાય છે. ઋષિ તથા પિતૃ પોતા માટે કાંઇ જ બદલો માગતા નથી, પરન્તુ જગતમાં હિતાર્થે અર્પણ કરાવે છે એ જોતાં, દેવોના સંતોષ માટે પણ યજ્ઞનું વાસ્તવ સ્વરૂપ કંઇક જગતના હિત અર્થેનું હોય તે વધુ સંભવે છે ઋષિ તથા પિતૃગણ કરતાં દેવગણ વધુ સ્વાર્થપરાયણ હોય એ માન્યતા કરતાં, આપણે યજ્ઞનું તેવું સાંકડું સ્વરૂપ ભુલમાં કરી બેઠા એમ માનવુ વધુ સારૂં છે. "યજ્ઞમય" જીવન ગાળવાથી, પરોપકારાર્થે કર્મયોગ સાધવાથી, દેવઋણથી છુટાય એ સમજ બીજા ઋણોથી છુટવાના જે માર્ગ સ્વીકારવામા આવ્યા છે તેની જોડે વધુ બંધબેસતી થાય છે.

સંન્યસ્ત.

૨૪. એ પ્રકારે ક્રમશ જીવન ગાળનાર પાક કાળે અખિલ વિશ્વમાં આત્મભાવવાળો થાય અને મનની એ અવસ્થા તે જ સંન્યસ્તનો યોગ્ય સમય તથા અધિકાર તેના સાચા સંન્યસ્તનું શેષ જીવન યાને દેહધારણ વિશ્વના ભલા માટે જ સંભવે છે. પૂર્વજન્મના અનુભવનું સામર્થ્ય જેનામા હોય તેવા જીવાત્માઓને બાદ કરતાં, સર્વને સંબધે પહેલા ત્રણ આશ્રમોમાંથી એક બે કે બધાના અનુભવમાં પૂર્ણતા વા અપૂર્ણતા હશે તેના પ્રમાણમાં સન્યસ્તની

પણ પૂર્ણતા વા અપૂર્ણતા અવશ્ય થવાની. દેશાભિમાન વગેરેનાં અભિલખમાં શાણા ને વિદ્વાનો પણ વર્તમાનમાં જર્મનોએ પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો તેવા ન બની જાય તેના ઉપાયરૂપ આ આશ્રમ છે. બ્રહ્મચારી તથા સન્યાસીની વૃત્તિ ભિક્ષાવ્રત છતાં, તેમનામાં ભિક્ષા આપનારની પૂજ્ય બુદ્ધિ એ સમાજનાં નૈતિક બળનું માપ છે. ગુણો જ પૂજ્ય, વય પણ નહીં ને લિંગ પણ નહીં તે આનું નામ. અને આ વ્યવસ્થા રહે ત્યાં સુધી ગૃહસ્થો પણ "પૈસો પરમેશ્વર માનનારા ન થાય, પરંતુ જ્યારે એ બ્રહ્મચારી તથા સંન્યાસીઓમા પણ આડંબર ને વૈભવથી મહત્તા લેખાવાનો કાળ આવે ત્યારે બિચારા ગૃહસ્થો સર્વસ્વ ધનમાં જ દેખે તેમાં શું આશ્ચર્ય? અને એવા સમાજમાં નૈતિકબળની શી આશા?

૨૫. શુદ્ધ સ્વરૂપમાં કોઈ પણ આશ્રમ રહેલો નથી બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમ સાથે સાથે ચલાવાય છે. એટલે ઉભયનું અનુષ્ઠાન અપૂર્ણ રહે છે ને એકેની ફળસિદ્ધિ થઈ શકતી નથી. વાનપ્રસ્થ તો નષ્ટ થયો છે. ગૃહસ્થાશ્રમ પુરા શક્તિસંચય વિના આરંભાય એટલે મૂળમાં જોઈએ તેવો ઉત્સાહ હોય નહીં ને તેમાં વળી સંન્યાસાશ્રમને છાજતા "જગતમાં મિથ્યાત્વના બોધ થાય એમ સર્વત્ર સાંકર્ય જોવામાં આવે છે. જુજ આત્મવિકાસ તથા તેની દરેકજાતની સ્વાર્થપરાયણતા એક બાજુ પ્રેરે અને આસક્તિ તથા બાંધ બીજી બાજુએ ખેંચે એના પરિણામરૂપ ત્રિશંકુની સ્થિતિ ગૃહસ્થોની થાય છે. બૌદ્ધો, જૈનો, મુસલમાનો, પારસીઓ અને ક્રિશ્ચનોના સમાગમથી અનેક લાભ થયા છે તેમ વિપરીત અસર થયા વિના રહી નથી. જેમકે પરમ ધર્મનું પદ "સત્યને" અસેરીને "અહીંસાએ" લીધું. જગતનું "મિથ્યાત્વ" ગૃહસ્થદશામાં અને ચૌટે ચકલે રોળાતા માંડ્યું, "પ્રારબ્ધ" પુરુષાર્થથી જ બંધાયું છે અને વિશેષ પુરુષાર્થ સદા સર્વદા શક્ય છે એ સિદ્ધાન્ત ભોળો પડીને "બધું નિર્માણ" હોવાની માન્યતાએ વધુવધુ ઉંડાં મૂળ ઘાલ્યાં "કેવળ કર્માનુસાર" સુખ દુઃખની યોજના ઈશ્વર કરે તેને બદલે, જગતના અધિકારીઓની પેઠે અને તેવે જ માર્ગે, ઈશ્વર પણ કૃપા અવકૃપાથી પ્રેરાય એવી કંઇક ગોટાળી સમજ જન્મ પામી, પુનર્જન્મના નિર્ણય ઉપરની શ્રદ્ધા ડગમગી ગઈ વગેરે અનેક રૂપાન્તરો થઈ ગયાં છે. અમારામાં જ જુદા જુદા પંથ વધવા બેઠી ઉતાવળની ગરબડ પણ વધી પડી.

૨૬. અન્ય ધર્મના અનુયાયીઓ શરીરસંપત્તિ, મનોબળ, વિદ્યા તથા નીતિ બધું, સારી રીતે સંપાદન કરી શકે છે તથા તે સાધના વડે જે જોઈને આપણને લાલચ થાય તેવો, અભ્યુદય પણ મેળવે છે. આ જોતાં એટલું કબુલ કર્યા વિના ચાલતું નથી કે જે સંસ્કારોની ચેષ્ટા તથા મંત્રોચ્ચાર માત્રમાં આપણે શક્તિ માની બેઠા છીએ તે સર્વથા તેમાં જ છે એ મમતામાં ક્યાંક ભુલ છે. સરસ્વતીની મૂર્તિની વિધિવત્ પૂજા માત્રથી તે, અધ્યયન કરવું પડયા વિના વિદ્યાપ્રદાન કરી દે, એના કરતાં તેવી પૂજા વિના પણ અધ્યયન માત્રથી વિદ્યા પ્રાપ્ત થઈ શકે છે એ વધારે અનુભવસિદ્ધ છે. આશ્રમોના લાભ પણ તેવી જ રીતે બાહ્યચેષ્ટાને સાંકેતિક ચિન્હો માત્રથી મેળવવા આપણે મથીએ અને તે લાભની પ્રાપ્તિ સારુ જે પુરુષપ્રયત્ન

ઉત્તરરામચરિત્ર નાટક. રૂ. ૧-૧૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

તથા યમનિયમ આવશ્યક છે તેમા પ્રમાદ સેવીએ તો આપણે તેવા સર્વ લાભથી વિમુખ રહીએ આ ભારતવર્ષને કર્મભૂમિ વગેરે જે વિશેષણો પૂર્વે કાળમા લગાડેલા તે તે વેળા સત્ય છતા વર્તમાનમા તો મિથ્યા વાદ દેખાય છે "આળડછે"ની કલ્પના વધારતા વધારતા સ્વચ્છતાની અવગણના સુધી પહોચાયુ છે આથી રાવેના અજાની ભિક્ષાનો પ્રચાર ઘટયો ને ગૃહસ્થો ઉપર નો ભાર વધ્યો બ્રહ્મચારી એટલે વિદ્યાર્થી અને સન્યાસી એટલે લોકાગ્રહાર્થે જીવન ગાળનારાનેજ ભિક્ષાનો અધિકાર હતો અન્યને ભિક્ષા આપે તે દડપાત્ર ગણાતા તે ઠેકાણે ભીખારીની આખી જ્ઞાતિઓ થઈ, અને એ વર્ગોને ચતુર્થાશ્રમીમા ગણનારા વિદ્વાનો પણ મળ્યા આમ નિરૂદ્યમી રહીને પાતાના પોષણનો ભાર ઉદ્યમી ઉપર નાખવાનો અધિકાર પણ યોનિપ્રવાન થયો વિદ્યા, ધર્માચરણ તથા ત્યાગવૃત્તિનુ સન્માન ઘટયુ ને આળસ, અવિવેક વહેમ વગેરેનુ પ્રાબલ્ય વધ્યુ મુખ્ય એક મહાન્ વ્યાધીના આ બધા ઉપદ્રવો છે તે વ્યાધિ આશ્રમ વ્યવસ્થાના હેતુના અનુસધાનનો લોપ છે હેતુ ઉપર કાયમ દૃષ્ટિ હોય તો, દેશ-કાળ-પરિસ્થિતિના પરિવર્તનની સાથે બધા આશ્રમોના બાહ્યસ્વરૂપમા એવા પ્રકારે જરૂરના ફેરફાર થઇ શકે કે તેના મૂળ હેતુ અક્ષ ધ જળવાઇ રહે

૨૭ ધર્મશાસ્ત્ર, રૂઢિ અને કિવદતીનો સરખો અધિકાર ગણવાના ભ્રમમાથી નીકળવાની પ્રથમ જરૂર જણાય છે પછી અમારા સામાજિક અભ્યુદયમા નડતરરૂપે થાય અને શાસ્ત્રમૂલક ન હોય તેવી સર્વ રૂઢિ તથા કિંવદતી અમને બાધી શક્તી નથી એવુ સમાન જાગૃત થવાની જરૂર છે અને છેવટમા ધર્મશાસ્ત્રથી જે બોધ થયો છે તેમાથી નિત્ય નૈમિત્તિક અલગ પાડીને નૈમિત્તિક કર્મોનુ તો જે તે નિમિત્તની તેના સહચારી સયોગો સાથે હાજરી હોય તો જ બધન ગણવુ જોઇએ જે જે બાબતમાં અનેક મત હોય અથવા જે આચાર વિચારોમા પૂર્વના ઋષિમુનિઓએ પણ સુધારા વધારા કર્યાનુ જેવામા આવે તે બધા આચારવિચાર દેશકાલાનુસાર બદલાના પાત્ર છે એમ ગણીને વર્તમાન પરિસ્થિતિ તથા તેની અનિવાર્ય ગતિના સૂક્ષ્મ અવલોકનથી આર્યહિતૈષી આસ્તિક વિદ્વાનોએ પ્રબધ રચના જોઇએ વર્ણવિભાગનુ યથાર્થ પુનઃસ્થાપન જેવુ દેશ-કાળ-પરિસ્થિતિ જોતા દુર્ઘટ ભાસે છે તેવુ આશ્રમ વ્યવસ્થાનુ પુનઃસ્થાપન દુર્ઘટ નથી એક વાનપ્રસ્થની રેહેણી કરણીમા જરૂરના ફેરફાર કરવાથી બધા આશ્રમોનુ તેના મૂળ હેતુ જળવાય તેવા સ્વરૂપમા, પુનઃસ્થાપન થઈ શકે એમ પ્રથમ દૃષ્ટિએ ભાસે છે શાસ્ત્રજ્ઞ બુદ્ધિશાળી પુરૂષોએ યજ્ઞરૂપે આ કામ માથે લેવુ જોઇએ

---

# રસ્તા અને રસિકતા.

લેખકઃ—રા. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ, બી. એ.

જીવનના પન્થ અને પ્રવાહ અનેકવિધ છે. નાનાવિધતાના હેતુ રૂપે, ક્યાંક રુચિ-વૈચિત્ર્ય, તો ક્યાંક સ્થિતિવૈષમ્ય હોય છે. પરંતુ એવો જીવનપ્રવાહ કોઈ જ નહિ હોય, જેના પ્રક્ષેપપટ ઉપર ભાવનામયતાનાં પ્રતિબિમ્બ ન જ પડ્યાં હોય–એવો જીવનપન્થ કોઈ જ નહિ હોય, જેના ચિર પ્રવાસમાં, ક્યાંય ભાવુકતાની શીળી ઘટા નહિ જ છવાઇ હોય.

વેદાન્તની એક વ્યાખ્યા છે, જે જીવનને સુષુપ્તિની ઉપમા આપે છે. એવી સુષુપ્તિ હોય ખરી, જેમાં સ્વપ્નનો સર્વથા અભાવ હોય ? એવી સુષુપ્તિ હોય, તો તે સમાધિ જ કરશે. તેમ જ અનન્યભાવમાં લય પામી ગયેલી ભાવનાઓવાળુ જીવન, તે જીવન નહિ, પણ જીવન-મુક્તિ સમજવી–બાકી ઐહિક વિચારે તો, સુષુપ્તિમા સ્વપ્ન, અને જીવનમા ભાવુકતા, એ તો જેટલાં આવશ્યક, તેટલાં જ આદરણીય-ફરક માત્ર ભાવનાના પ્રમાણમાં જ. બધાં જીવન પ્રબુદ્ધ ચેતને ન વિલસે! કોઇક સુપ્ત ચેતન પણ હોય–પણ લુપ્ત ચેતન જીવન એ તો અસંભવિત ઉપપત્તિ છે.

વળી જીવન અને ભાવનાના સંબંધ અન્વયવ્યતિરેકી છે, એમ નથી, પણ અનન્યરૂપે એ બે છે, એમ જ અનુભવીઓએ જાણ્યું છે.

અલબત્ત, એવાંય કેટલાંક જીવન્ત સ્ત્રીપુરુષો હશે, જેમને આમરણાન્ત 'ભાવના' એ શબ્દ પણ સાંભળવો નહિ પડ્યો હોય; પરન્તુ તેમને પણ તેનો અનુભવ તો થયો જ હશે. અન્તર માત્ર એટલો જ કે અતિ સ્થૂલરૂપે હોય ત્યારે જ ભાવના તેમને ગમ્ય લાગે; આવાં હૃદયોને ભાવનાનાં શાસ્ત્રમા, પ્રથમ અધિકાર યોગ્ય ગણ્યાં છે. એ જ શાસ્ત્રની દૃષ્ટિએ, ઉત્તરોત્તર સૂક્ષ્મ-સૂક્ષ્મતર રૂપમાં પ્રસક્ત થતી ભાવનાનુ ગ્રહણ કરી શકનાર હૃદય ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ અધિકાર મેળવતું ગણાય છે, અને આ સરણીના ઉતુંગ સોપાને ગણાતાં અતિસૂક્ષ્મ ભાવનાઓનાં ઉદ્‌બોધનો પણ જીવન્તરૂપે ઝીલી શકે, તેવાં હૃદયો એ કવિહૃદયો છે.

આવાં ઉત્તમાધિકારસંપન્ન કવિ હૃદયોને, દૃશ્ય વિશ્વનુ ભાન શમી જાય છે, તેમને ભાવના વિશ્વ જ સત્ય ભાસે છે. તેમના મનથી, જડ વિશ્વમાં પણ ભાવુકતાના સ્વપ્નસમ વાતાવરણો જ વિલસી રહ્યાં હોય છે–અને આવાં હૃદયોમાં એ વાતાવરણોનાં જ આન્દોલનો ઝીલાય છે. આ આન્દોલનો કવિતાનાં પૂર્વરૂપ છે. આવાં, પ્રથમ અવ્યક્ત આન્દોલનોનો ભાવ અને ભાર, જ્યારે આ હૃદયો વ્યક્ત શબ્દોરૂપે, વર્ણનોરૂપે, પ્રકટ કરે, ત્યારે કવિતાનાં–પ્રત્યક્ષ એવાં–ઉત્તરરૂપ ઉદ્‌ભવે છે.

૨.

પૂર્વરૂપે, કાવ્યમયતા મનુષ્યહૃદયમાં-પછી ભલે અલ્પાંશે પણ–રહેલી જ છે. માત્ર યોગ્ય પોષણ, અને ઉત્તેજક અને અનુકૂલ સામગ્રિના અભાવે તેનું વ્યક્તરૂપ સર્વે સાધ્ય નથી.

भ्रमर इव विभाते कुन्दमन्तस्तुषारम्
न खलु च परिभोक्तुं नैव शक्नोमि हातुम्.



આ અનુભવનો ઉકેલ કરવા અનેક યત્નો થયા છે. આવા અનુભવો એ અકસ્માત નથી જ. તેનું કારણ છે જ. કાલિદાસ કહે છે કે मनो हि जन्मान्तरसंगतिज्ञम्. આ દશ્યનો અનુભવ પૂર્વજન્મે થયો હતો– કદાચ સ્થૂલ અર્થમાં જન્માન્તરે નહિ તો, સૂક્ષ્મ અર્થમાં–પણ એ દશ્ય અનુભૂત તો ખરૂં જ. જન્મ ધારણ કરવાને સ્થુલદેહનો જ ત્યાગ કે ઉપાદાન આવશ્યક નથી. હેતુ માત્ર એ જ કે એક દેહ હોય તો જ એક જન્મની કલ્પના બસ થઈ ગણાય. જો વિચારમય દેહ, પ્રેમમય દેહ, રસમય દેહ, એમ પ્રત્યેક ભાવના, એ, સાથે કે જુદી જુદી, દેહી રૂપ ધરી અનુકૂલ સ્થુલવપુ ધરે અને વપુનો ત્યાગ કરી દેહાન્તર સ્વીકારે તો તે પણ અન્ય જન્મ જ થયો–અને આવા જ કોઇ દેહે, અને આવા જ કોઈ જન્મમાં, પ્રવાસીએ તે આમ્રકુંજ–તે રમણીયતા–તે હર્ષભાર અનુભવેલો. કલ્પનાના પ્રદેશમાં ફરતે ફરતે કોઈવાર તેણે આવો જ પ્રદેશ કલ્પેલો; અને સર્વ અવસ્થા અને અનુભવનું સાક્ષી, મન બિચારૂં સ્થુલ બુદ્ધિને સમજાવી શકે એટલી સ્પષ્ટ સંસ્કારિતાવાળું ન હોવાથી, મુઝાય છે.

ઘણીવાર, જીવનનાં ઘણાં વર્ષ, સ્થૂલચર્ય અનુભવતા આત્માઓને જે ભાવનાનું ઝાંખું સ્વપ્નસુદ્ધાં ન આવ્યું હોય તેવી ભાવનાસૌદામિનીનો અદ્ભુત ચમત્કાર, ક્ષણ પૂર્વે ન જોયેલી આંખોમાં આંખો પડતાં જ બે આત્માના અખણ્ડ યોગ સાધી દે છે; આ યોગ કંઈ એક ક્ષણના સહવાસનો પરિણામ નથી. ચિરકાળ પૂર્વે એ બે આત્માઓએ સહવાસ પન્થપર પ્રવાસ આરંભ્યો હતો–અને પરસ્પરના જીવનપન્થના પુણ્યમય સધિસ્થાનપર ભેટો થતાં જ–અભિજ્ઞાન ઝળકી ઉઠ્યાં–આંખ સાથે આંખ મળતાં પ્રાણ વિનિમય થયા અને ત્યારથી શાશ્વત કાળ સુધી તેમના અધ્યાત્મયોગના સાયુજ્યમોક્ષ આમ સિદ્ધ થયા. કોઇવાર આ પન્થનાં કપરાં પ્રલોભનોથી પન્થ પાછા જુદા પડી જાય છે ? વળી એક બીજાની શોધમાં ભવારણ્યમાં પ્રવાસ ચાલ્યાં કરે છે અને અનુભવે ઘડાઈ ફરી અનુકૂળ સંસ્કાર જાગવાની સામગ્રિ મળતાં જ યોગ ઉપર થયેલો વિયોગાભાસ નષ્ટ થાય છે.

કોઈવાર કંઇકાલ પ્હેલાં સુણેલો લયજ્ઞાનના સ્વરૂપનો અનુભવ, સ્મૃતિદ્વારા કરવા, મનમા ઇચ્છા થાય છે–પણ ત્યારે જ હેને ખબર પડે છે કે તે લય તો શ્રવણની ઉત્તર ક્ષણે જ ક્યાંક લપાઈ ગયો છે; બહુ બહુ શોધ કરતાં ય પાછો તેનો પત્તો લાગતો નથી, છતાં તે નહિ જ મળે એમ પણ નથી. કાંઈકવાર–મહિનાઓ કે વર્ષો પછી એક કોઈ સુભાગી ક્ષણે, અણધારી અનુકૂળ સામગ્રિ ઉત્પન્ન થતાં જ, સ્વસ્થ નિસર્ગવત્ અવસ્થામાં મન હોય, તારમેળ જમાવેલી વીણા–અંગુલી સ્પર્શમાત્રની રાહ જોતી હોય, તેમ ચુમ્બીન જલાશય જેવું મન હોય–એટલામાં કોણ જાણે ક્યાંથી તે જુનો, આપોઆપ વાતાવરણના અણુ અણુમાંથી રણકી ઉઠે છે અને જાણે અપરિચયની પળ પણ વચમાં ન ગઇ હોય તેમ સાક્ષાત્ અનુભવરૂપ બની રહે છે.

કોઇક વાર કોઈ મનોહર ચ્હેરો નજરે પડી ફરી નજરથી દૂર થઈ જાય છે. ભલે જેની વખતે મનમાં તે છબી કોતરાઇ ગયેલી લાગે-હંમેશ માટે ન ભૂંસાય એવી છાપ પાડતી લાગે-પણ નજર પાસેથી દૂર થતાં જ, વા કંઇક સમય પછી, અનેક યત્નો છતાં તે પુન: અંતરચક્ષુ સ્હામે ખડી થતી જ નથી. જેમ જેમ મન તેનું ધ્યાન ધરવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ તે છબી તો ઝાંખી જ પડતી જાય છે. પછી એ જ ચ્હેરા ઉપર જાનફેસાની કરનારને બીજી છબી જોવી ગમતી નથી તુલસી મસ્તક નમાવવા જેટલી મનોરમતા તો તે જ છબીમાં હતી અને છેવટે તુલસીદાસ જેટલી ભક્તિસિદ્ધ ન હોતા મન બાપડું તે છબીને પાછી સ્મૃતિદ્વારા પ્રત્યક્ષ કરવાની આશા છોડી દે છે, છતાં કોઇક ક્ષણે, જ્યારે સ્વપ્નેય ખ્યાલ ન હોય ત્યારે, એ જ છબી, ઓચિન્તી આંખ સામે હવામા ખડી થઈ જાય છે. મને ગુમાવેલો રસ્તો ફરી તેને જાણે મળી આવ્યો હોય-અજાણતાં પણ ભાગ્ય યોગે મન બેયના સહચાર પન્થનાં સધિ સ્થાને આવી પ્હોંચ્યું હોય-તેમ તે ફરીથી તે રૂપનો સાક્ષાત્કાર અનુભવે છે. અને યુગની વિસ્મૃતિ છતાં જાણે પળપૂર્વે જ ચ્હીડવવામાટે નાંખેલો અન્તરપટ ખસેડી નાંખ્યો હોય તેમ જ મનને લાગે છે-તે જ આંખો, તેજ સ્મિતપ્રભા. જેવુ તેનું અન્તરધાન અણધાર્યું તેવું જ ત્હેનું પુનર્દર્શન અણકલ્પ્યુ !

જગત્ તીર્થની જીવનયાત્રાના પ્રવાસીઓને આવા અનેક પુણ્યપાપના પન્થો પૂર્વે ભૂલાઇ ગયા છે, અનેક પાછા સમુચિત સામગ્રિનો ઉદય થતા જ પુન આવી મળે છે. પુણ્યમય સામગ્રિનો ઉદય કરતા આવડે તો ભૂતકાળના ગર્ભમાં રહેલ સર્વ અનુભૂત સુખોનો પાછો આલ્હાદ અનુભવી શકાય-ઉભય પ્રકારની સામગ્રિનો ઉદય કરવો વર્તમાન માનાધીન છે અને વર્તમાન પુરૂષાધીન છે.

આ નિયમની અણીમા જે જાણે તે પોતાનાં પ્રવાસમા નિષ્કણ્ટક ગુલાબ જ પાથરી શકે છે. કુમાર્ગે લીધેલા સંસ્કારોની પુનરાવૃત્તિ અટકાવવા તે, તેવા સસ્કારની ઉદ્યોતક સામગ્રિથી દૂર વસે છે. તે સુન્દર સુવાસ ભરી ફૂલવાડીમાં જ ફરે છે તેથી તેની ચારે પાસ શતાવધિ જન્મોમાં સુઘેલો સૌરભ મ્હેકી રહે છે લલિતમૂર્તિઓને જ તે ભાવનામાં ખડી થવા દે છે અને તેની ચોપાસ લાલિત્યની જ સૃષ્ટિ ઉભરાઈ રહે છે. અનન્ત કાળની મુસાફરી દર્મ્યાન તેણે અનેક આલ્હાદમય માર્ગપર પ્રવાસ કર્યો હતો. આ જન્મમાં તે આલ્હાદજનક પુણ્ય માર્ગપર પ્રવાસ કરે છે તેથી તે સર્વ માર્ગોની પાવન સધિએ ફરી ફરી આવે છે અને ત્રણે કાળના લલિત સુરો જ ત્હેનાં જીવનમાં સુર પૂરે છે. પુણ્યપન્થ ઉપર પગ મૂકતા જ ને ગુમાવે તો ય પન્થાભિજ્ઞાન, પણ પન્થ નહિ, કારણ પુણ્ય-પત્તનનો કલ્યાણપન્થ અનન્ય છે.

नान्य: पन्था विद्यतेऽयनाय ।

---

# જીવનનાં દેણ.

લેખકઃ-રા. અરદેશર ફરામજી ખબરદાર.

ધીરી ધીરી ઓ બ્હેન !
ધીરી તુ બોલ, મ્હારી બંસરી !
ત્હારાં ઘેરાં ઘેરાં વેણ;
ધીરી તુ બોલ, મ્હારી બંસરી !— ધ્રુવ.
ધીરી ધીરી તું બોલ,
ઝરણ હૈયાનાં ખોલ,
જગત પોલમ પોલ;
પરમ કૌતુકનાં ક્હેણ;
ધીરી તુ બોલ, મ્હારી બંસરી !— ધીરી.
( સાખી ) શ્વાસે શ્વાસે જાય, સુંદરતા જગથી સરી,
પ્રેમ રડે ને ગાય, ભરતી ઓટે માનતી !
ઉગે ઉગે સુકાય,
ખીલે ખીલે કરમાય,
ભરે ભરે ઢળવાય.
જગતઝાડનાં ચેન,
ધીરી તું બોલ, મ્હારી બંસરી !— ધીરી૦
( સાખી ) ફુલડાં જાગે જ્યાર, પ્રેમ ચુમી રહે કાંડિયો,
પાન ખરે તે વાર, જાય ઉડી જવમ વાયરો.
એવા એવા છે નેહ,
હાડે દુનિયાની દેહ,
પડે જીવતી જગ ભેદ
એ તો જીવનનાં દેણ !
ધીરી તુ બોલ, મ્હારી બંસરી !— ધીરી૦
ધીરી, ઓ ધીરી, હા ધીરી,
ન થા તુ અધીરી,
અમીરી ફકીરી.
સખીરી ગા તું વીરી.
ધીરી ધીરી દિનરેન,
ધીરી તુ બોલ, મ્હારી બંસરી !
ત્હારાં ઘેરાં મીઠાં વેણ :
ધીરી તું બોલ, મ્હારી બંસરી
ધીરી ધીરી ઓ બ્હેન !
ધીરી તુ બોલ, મ્હારી બંસરી !

---

# રુઝવેલ્ટનું શારીરિક બળ ને તેની પ્રાપ્તિ.

લેખક.—ભ કંચનલાલ વાસુદેવ મહેતા બી. એ , એલએલ. બી.



કર્નલ થીઓડર રુઝવેલ્ટની છેવટ માં છેલ્લી છબી; ઉઇસ્ટીઅર બેના રહેમના રહેવાના મકાન પાસે.

પ્રત્યેક મનુષ્યને-પ્રત્યેક પ્રજાને પોતાના જીવનનો નિર્ણય કરવાનો અધિકાર છે એવો મહામહત્વનો સિદ્ધાન્ત સ્વીકારનાર અમેરિકા દેશના પ્રસિદ્ધ રાજદ્ રી પુરૂષ, એક સમયના અમેરિકના પ્રજાકીય શાસનના પ્રમુખ

કર્નલ થીઓડાર રૂઝવેલ્ટે એક વખતે પોતાના વ્યાયામ શિક્ષક જેક કુપરને એવું કહ્યું કે, "જો મ્હારા હાથમાં હોત તો હું પણ એક દશની સાથે અગિયારમી આજ્ઞા કરતો જાત. અને બીજા દશની માફક એ આજ્ઞા પણ, જુવાન અને વૃદ્ધ, ગરીબ અને તવંગર, રોગી અને નીરોગી— દરેક મનુષ્યના કલ્યાણને વાસ્તે જ હોત. એ આજ્ઞા એ હોત, કે તુ અને તારી પ્રજા અને તેમનીય પ્રજા તારાં પોતાના જ ભલાને ખાતર નહિ, પરંતુ ત્હારી સતતિને ખાતર— સમાજને ખાતર—દેશને ખાતર અને આખી માનવ જાતિને ખાતર—કોઇ પણ પ્રકારની હરરોજ નિયમિત કસરત કરજે."

"જો વિવેક અને બુદ્ધિપૂર્વક કસરત લેવામાં આવે તો ક્યારનાય આપણા સખ્યાબંધ સેનેટેરિયમ અને ઇસ્પિતાલો ભરી કાઢનારા હજારો માઇકાંગઆઓનાં અકાળ મૃત્યુ નિવારી શકાય "

"ચાળીસ વર્ષની ઉમ્મરનો પુરૂષ તે તો હવે વૃદ્ધ ગણાય અને રસ્તામાં ચાલતાં રવડી પડે, અને ધક્કા ખાય" એ શું દિલગિરીની વાત નથી ? એ 'સમયે' તો મનુષ્ય પોતાના જીવનના ખરેખરા ઉપયોગી અને કિંમતી પ્રદેશમાં પ્રવેશ કરતો હોવો જોઇએ. કાર્ય કરવાની અજબ શક્તિઓ એ ધરાવતો હોવો જોઈએ ત્યારે અને તેને બદલે અકાળવૃદ્ધ થઇ દાક્તર કે સર્જન, વૈદ્ય કે ભૂવા–કોઇ પણ જાતના ખાસ અનુભવીની સારવાર નીચે હોય છે. કાં તો જ્ઞાનતંતુઓ બગડેલાં હોય છે તો કાં તો અપચાની ફરિયાદ કરે છે. કંઈક ને કંઈક દરદ– પછી તે ફેફસાંનુ–ગુરદાનું–ગમે તે જાતનુ પણ–હોવાનું જ. આનુ જો મૂળ કારણ એમનું તપાસીશું તો એ જ કે યુવાવસ્થામાં શરીર તરફની એમનુ બેદરકારી અને આરોગ્યશાસ્ત્રનું એમનું અજ્ઞાન. એમણે જો

રૂઝવેલ્ટ આઠ વર્ષની વયે.



રૂઝવેલ્ટ હાર્વર્ડમાં ગ્રેજ્યુએટ થયા પછી.

એટલુ જ જાણ્યું હત કે ચઢતા લોહીમાં કસરત ફાયદાકારક છે અને તે હમેશ લેવી જોઈએ તો એમની આવી મડદાલ દશા ન થાત."

"કુપર, તમને નથી લાગતુ કે ઓછામાં ઓછી ગણત્રી કરતાં પણ યુનાઇટેડ સ્ટેટ્સમાં ૭૦ ટકા માણસો એક અગર બીજી જાતનાં દરદોની બૂમો માર્યા કરે છે! દસની અંદર સાત જણ તન્દુરસ્તી ભોગવતા નથી ત્યારે શુ ધારતું? હુ તો જાણીને અજબ થાઉં છું કે આપણી પ્રજામાં આટલી બધી શારીરિક નિર્બળતા છે. હજારો સુકલકડી આપણી નજરે પડે છે પણ જો તેઓ થોડી પણ અંગકસરત લેવાની ટેવ રાખે તો ભવિષ્યમાં એમનાંમાં ઘણી

ઉત્તમ પ્રકારની સામાજીક કે આર્થિક કાર્ય બજાવવાની શક્તિઓ ખીલી આવે. અને થોડા પ્રમાણમાં પણ શારીરિક કે માનસિક વધારો એમની જગત્‌ યથેચ્છ રીતે કાર્યકુશળતામાં અગાધ કેરફાર કરી શકે."

"આરોગ્યની પરીક્ષામાં કેટલાએ જણા નાલાયક માલમ પડે છે? શું આ શોકપ્રદ, નિરાશાજનક અને શરમભરેલી વાત નથી? અને તેમા યે વળી જ્યારે આપણે જાણીએ છીએ કે આ નાપસંદ થએલામાંના ઘણાખરા ૨૧ થી ૩૦ વર્ષની વયના હોય છે–કે જે વયમા શરીર કેવળ તદુરસ્ત અને મસ્ત જ હોવું જોઇએ–એવે વખતે તેઓ નામર્દ જણાય છે. ત્યારે તો હૃદયમાં દિલગિરીનો જબરો ધ્રુકો પડે છે. પરીક્ષકોને આ અયોગ્યતાના કારણો નપાસના લાગ્યુ છે કે તે સર્વ નાનપણમાં કસરત, ખોરાક અને એવાં આરોગ્યવિદ્યાના વિષયો ઉપર ધ્યાન આપતા દૂર થઈ શકત."


રુઝવેલ્ટ આનન્દની ખરી મસ્તીમાં.

"જ્યાં હજી નિરાશ થવાનું કાંઈ કારણ નથી એ દોષોને બિલકુલ દૂર કરી શારીરિક યોગ્યતા મેળવવાનું કસરત તેમ જ અન્ય ઉપચારોથી બની શકે તેમ છે."

"ખરી રીતે જોતાં. રાજ્યની બેદરકારી અને ગફલતને લીધે જ આ પરિણામ આવ્યું છે. પરંતુ હવેથી આપણે ચેતવું જોઇએ અને જે જે પ્રયત્નો એ દોષોને દૂર કરવાને વાસ્તે આપણે કરી શકીએ તેમ છીએ તે સત્વર આદરવા જોઇએ. જેથી દેશની આટલી બધી શારીરિક દુર્દશા ફરી નજરે ન પડે. એ કરવાને આપણે સખત મહેનત લઇ, અનેક માર્ગો શોધી કહાડવા જોઇએ. જો ભવિષ્યમાં આપણે અમેરિકાને એક શક્તિમાન અને વીર પ્રજા તરીકે ગણાવા ઇચ્છતા હોઇએ તો તે માર્ગો હરેક સ્ત્રીપુરુષ કામમાં લઇ શકે તેવા રચાવા જોઈએ."

"મ્હારે અલમસ્ત, અજબ પ્રકારની જીવન શક્તિ, જુસ્સો, તેમ જ સહનશીલતા ધરાવનારા ચાર પુત્રો છે અને એમના એ ગુણોને લીધે મ્હને એક સાચા પિતા તરીકે મગરૂર થવાનો હક છે. એમની યોગ્યતા શારીરિક કેળવણીના શાસ્ત્રીય જ્ઞાનથી અને અભ્યાસથી સંપાદિત

થતી છે નહિ કે માત્ર ઉત્તેજન આપીને આવ્યો છું એમને જગતદરતી સુદ્ધા કરીને કસરત લેવાની મ્હેં ફરજ પાડી હતી દેશની અંદર તેઓ કસરતશાળામાં કંઈક સારૂં કરી દેખાડે એના વાસ્તે મ્હેં તેમને અનેક અનેક જાતના ઈનામોની લાલચો પણ આપી હતી ”

“દુનિયાની અંદર આ વિષય મ્હને બીજા કોઈ પણ ઉપયોગી વિષયો કરતા વધારે તો નહિ પરન્તુ તેઓ જ પ્રમાણમાં તો જરૂરનો લાગે છે કારણ કે શરીરના બળ ઉપર જ મન બનો માનસિક વિકાસ સભવી શકે છે સામાજીક, નૈતિક, ધાર્મિક અગર આધ્યાત્મિક હરકોઈ પ્રદેશમા આરો ગ્યતાળા પુરો જ કંઈક ઉત્તમ કામ કરી શકે છે ”

“ જાતિ અનુભવ અને એ શાસ્ત્રનું જ્ઞાન હોવાને લીધે એ પ્રશ્ન ઉપર શિખામણરૂપે બે શબ્દો કહેવાનો મ્હને અધિકાર છે મ્હારા બાળપણમા હું છેક નિર્બળ હતો જેથી મ્હારી માતાએ મ્હને ન્યુયોર્કમા જોન વુડની કસરતશાળામા મુકયો હતો ત્યા માત્ર એક જ વર્ષમા અનુભવ લેવાથી મ્હને માલુમ પડ્યુ કે અહિ શિખવવામા આવતો વ્યાયામનો શિક્ષાક્રમ ગમે તેવા નિર્બળ થઈ ગએલા જુવાનીઆનો શારીરિક ઉદ્ધાર છે એ વયમા અધ:પાતના એક રક્ષણરૂપ છે અને વૃદ્ધાવસ્થાની અંદર અકાળ વિનાશનુ એક નિવારણ છે ’

રુઝવેલ્ટની લ્હડાયક મુખાકૃતિ

જોન વુડના ‘હેલ્થફાર્મ’ માંથી પંદર દિવસની સખત કસરત અને સ્નાન વિગેરે ઉપ-

ચારો લીધા પછી જતા જતાં વળી કર્નલે પોતાના હમેશના ઉભરાતા ઉત્સાહથી કહ્યું કે,

"જેક, અહિંયાં મ્હારો આનન્દમા વખત ગયો અને મ્હને આજે લાગે છે કે તમારી પેઠે હું પણ જો આ પ્રમાણે જીવન ગાળું તો મ્હને હમેશ આનંદ મળી શકે. નબળા બાંધાના પુરૂષોને, જેમ તમે મ્હને શારીરિક કેળવણી અને નવી જુવાની બક્ષી તેમ હું પણ તેમને આપવા મ્હારી સંભાળમાં લઉં તો હું ધારતો નથી કે એવો આનંદ એમને બીજા વિષયમાં આવી શકે,



રૂઝવેલ્ટ જાહેરમાં ભાષણ કરતી વખતે.

અને સંતોષનું શિખર તો ત્યારે જ જણાત કે જ્યારે તેઓ છૂટાં પડતાં અમારી સાથે હાથ મેળવી મ્હને કહત કે, "મુરબ્બી! ખરેખર અમારામાં કઈ ઓર જ પ્રકારનો ઉત્સાહ અને બળ આવ્યાં છે. આપ આનાં કરતાં બીજું કોઇ પણ શ્રેય અમારૂં કરી શકત નહિં."

કર્નલ થીઓડોર રૂઝવેલ્ટ અમેરીકા નો શું પણ આખી દુનિયામાં હાલ ઘણી ઉંચા પ્રકારની શક્તિ ધરાવતા પુરૂષ ગણાય છે.

રૂઝવેલ્ટનું બળ તે લડાયક જાતનું છે. અને ભાગ્યે જ એ બળ એમને અયથાસ્વરૂપે વાપરવું પડ્યું છે, જે તકરારમાં એ હોય છે તેમાં સ્હામા પક્ષને પ્રથમ હુમલો કરવાનો લાગ જ મળતો નથી; કેટલીક વખત તો એ પ્રથમ જ બીકુ ઝડપતા હોવાથી એમના પ્રતિસ્પર્ધીઓ નરમ થઇ જાય છે.

અને એમનો સ્વભાવ જ મિજાજી ડિવકેટનો જ અવતાર જેમાં ને તેમાં વિરુદ્ધ. અલબત, સત્યને ખાતર અગર સમાજમાંથી કોઈ આડખીલીને દૂર કરવી હોય ત્યારે એ તકરાર ઉગવતા અને એક કર્નલને શોભે તેવી રીતે એ વધો જણાવતા એમની યુક્તિ પ્રયુક્તિઓમા ભાગ્યે અપૂર્ણતા કે શિથિલતા જોવામાં આવી છે, અને જ્યારે એ કોઈ પણ જાતની રસાકસીમા ઉતરે છે ત્યારે એક આજન્મવીરની માફક તેના અંત સુધી જાય છે.



ડૉ. જેક કુપરના હેલ્થ ફાર્મમાં રૂઝવેલ્ટ દોડવાની કસરત કરે છે.

જ્યારથી રૂઝવેલ્ટ લોકોમાં પ્રસિદ્ધિ પામ્યા ત્યારથી એમની પ્રવૃત્તિઓમા પોતાનું શારીરિક અને માનસિક બળ એમણે મોટા પ્રમાણમાં વાપરી નાખ્યું છે. એમની કાર્યશક્તિ ઉપર આ વીસ વર્ષમાં એટલો તો બોજો પડ્યો છે કે જો એમની જગાએ એવો બીજો કોઇ યોગી પેગે હોત તો ક્યારનોએ તે ખલાસ થઈ ગયો હોત પણ એમની જીવનશક્તિ અને શૌર્યનો ખજાનો છલોછલ હોવાને લીધે જ એ આટલો વખત ટકી શક્યા છે પરન્તુ આટલું બળ હોવા છતા એમને પણ અતિશય બોજો દબાણ હતો. કોઇ પણ મનુષ્યરૂપી યંત્ર એવુ નથી કે દહાડા અને દહાડા અને મહિનાના મહિનાઓ સુધી ગડમથલ કરી થાકી ન ગયુ હોય?

જોકે આમ રુઝવેલ્ટનાં અસાધારણ પરાક્રમોએ એમને દુનિયામાં પંકાયલા અમર પુરુષોમાં સ્થાન આપ્યુ છે છતાં પણ આખરે એ નાશવાન પુરુષ છે. સદ્ભાગે એ પોતે પણ જાણે છે કે એ યંત્રની શક્તિ મર્યાદિત છે અને ઘણાક બોજાથી કદાચ ખૂટી જાય. એમને ખબર છે કે એ યંત્રનું પ્રેશર-ગેજ દબાણ માપ મીંડા ઉપર ક્યારે આવે છે જેથી અગ્નિ સળગાવી નવીન બળ આપવાનુ કામ શરૂ થાય. આવુ જો કે કર્નલને ભાગ્યે જ કરવુ પડ્યું છે છતાં પણ જ્યારે

એવા પ્રસંગ આવતા હતા ત્યારે કોઈપણ જાતની ગફલતી રાખ્યા વગર તરત જ તેની જરૂર એમણે જોઇ છે. અલબત, રોકીઝની અંદર જંગલી ગીઝના શિકાર, કે આફ્રિકાના જંગલોમાં સિંહની કેડ, કે દક્ષિણ અમેરિકામાં સખ્ત ગરમીની વખતે શોધખોળ, કે ખડબચડા પ્હાડો ઉપર ચઢ-ઉતર—ગમે તે પ્રવૃત્તિ હોય પરંતુ તેમાં હેતુ એ જ રહેતો કે શારીરિક શક્તિઓને સતેજ કરવી. પણ શક્તિસંગ્રહનો એમનો છેલ્લો પ્રયત્ન કંઇ દુરના જંગલોમા નથી કરવો પડ્યો. એ તો વૃદ્ધ બોકસીંગ માસ્તર પ્રોફેસર જેક કુપરના હેલ્થ ફાર્મ તરીકે જાણીતા થયેલા નવી જુવાની બક્ષનારા સ્થાન ઉપર આદરવામાં આવ્યો હતો.

ટુંકમાં કર્નલે છેલ્લા કેટલાંક વર્ષોથી પોતાનું શરીર જેટલી હદ સુધી કામ કરી શકે તેટલે સુધી પલોટ્યું છે. એક વખત જરા શિથિલતા આવી ગઇ હતી પણ તેનું કારણ એ હતું કે એમણે શરીર કરતાં મગજને વધારે તસ્દી આપી હતી. કર્નલના જુવાન વયના નબળા શરીર ઉપરથી જેક કુપરે જોયુ હતું કે જ્યારે માણસનું શારીરિક બળ કમી હોય છે ત્યારે જીવનકલહમા એને ઘણાં વિઘ્નો જણાય છે.

શારીરિક કેળવણી એ રૂઝવેલ્ટના ઉદ્ધાર તરીકે પરિણામ પામી. એક નબળા બાંધામાંથી એમનું શરીર, આજના જમાનાના એક ઘણા જ શક્તિમાન્, ચાલાક, અને પકડદાર પુરૂષના નમૂનારૂપ થઈ ગયું. કુપર કહે છે કે જો તેમનાં પ્રવૃત્તિમય સમય વખતે તન્દુરસ્તીની સંભાળ એ ન હોત. તો જે ઉપયોગી બોજો પોતાના ખાનગી તેમ જ પ્રજા જીવનમાં તેમણે ઉઠાવ્યો છે તે કદિપણ ઉઠાવી શકત નહિ, તેમ જ શોધખોળ પાછળ કરેલી મુસાફરીઓનો થાક અને અગવડ પણ વેઠી શકત નહિ. જ્યાં એમના જીવનમાં કદિપણ પ્હેલાં જોએલા નથી તેવા અનેક જાતના વાતાવરણ અને ઠંડીગરમીવાળા પ્રદેશોમાં એ ફર્યા છે. આ પ્રમાણે કમોડી કરાવે તેવા દરેક સાહસમાંથી તેઓ એક ચાલાક, શક્તિમાન અને કસરતબાજ જુવાનીઆની માફક શરીરને સાચવી શકયા છે.

જેક કુપર કહે છે તેમ આ બક્ષિસ કુદરતી રીતે કાંઈ આવી જતી નથી. એ તો આપણા શરીરની જીવન શક્તિમાં જ રહેલી છે.

એક વખતે કર્નલને આફ્રિકા, અમેરિકા કે પશ્ચિમમાં કંઈક જવાની ઈચ્છા થઈ હતી જેથી તેઓ પોતાનો સમય ઘણી દરકારથી ગાળતા હતા. આ જ કારણથી કદાચ એમણે પોતાનું શરીરબળ સંગ્રહવા અને વધારવા માટે વ્યાવહારિક, કૃત્રિમ, છતાં શાસ્ત્રીય પદ્ધતિએ ચલાવાતી 'રીપેર શોપ'માં જવાનું ગોઠવ્યું હશે.

પાનખર ઋતુમાં એક દિવસે કર્નલ રૂઝવેલ્ટ કુપરના ફાર્મમાં આવ્યા. કુપર કહે તમને બાટલીમાંથી કાઢી તન્દુરસ્તી નથી આપતો. તમારે જ એ તન્દુરસ્તી મેળવવાની છે અને તે મહેનત—ઘણી સખત મહેનત કરીને.' શિષ્ટાચાર થયા પછી તરત જ કર્નલે કહ્યું, "જેક! શરીરને જરા રીપેર કરાવવા આવ્યો છું. 'કામ કંઈ કહવું નથી. 'હાડકાં પાંસળાંને રાઇટ કરવાં અને

માસ જરા ઉખાડી નાખવુ બસ એટલુ જ, અને તે કરવામા તમે ખા છો એમ મ્હેં સાભળ્યુ છે"

કુપરે ક્યુ —"કર્નલ સાહેબ! આપ આ યા જાણી હું ઘણો ખુશી થયો છુ મ્હારાથી બનતા પ્રયત્ને આપની તબીઅત સુધારી આપીશ અહિ આપ ખુશીથી રહો કોઈ જાતની ચિંતા કરવાનુ કારણ નથી આપને જે જોઇશે તે 'કારખાનામાંથી મળી શકશે."

કર્નલ —" પણ જેક, મ્હારો જઠરાગ્નિ જરા વધારે પ્રબળ છે અને તે હમેશા એવોને એવો જ આમ હોવાથી મ્હારી જીવન શક્તિઓને નુકશાન કર્યા વગર તમે કઇ રીતે માસ ઓછુ કરી શકશો? ઉપવાસ મ્હારાથી નહિ થાય"

કુપર —" અરે! એમા કાઇ નથી ખાધા વગર ન રહેવાતું હોય તો જેટલુ ખવાય તેટલું ખાજો માત્ર એક વાતું કરવુ પડશે"

કર્નલ —" શુ?"

જેક — "દરરોજ સવારમા ઉઠીને નાસ્તો કર્યા પ્હેલા પાચ માઇલ ફરવા જવુ જેથી આગલે દિવસે લીધેલો વધારાનો ખોરાક ભસ્મ થઇ જશે અને પાછો નાસ્તો કરવાને તાજા થઈ જશો"

કર્નલ —"ઓહો, એમા શુ! મ્હેં તો ધાર્યું કે કંઈ મહામોટુ કામ હશે"

આ ઉપરથી લેખકે, આ વિખ્યાત શારીરિક શિક્ષકને, અજમાવેલો ઉપચાર વિસ્તારથી જણાવ્યા વિના યુ એમણે જણા યુ કે એનું વિગતવાર કથન એક દિવસનો કાર્યક્રમ જણાવી દેવાથી સપૂર્ણ જાણી શકાશે

પ્રસ્તાવના રૂપે કુપરે જો કે ગૌણપણે પરતુ ખાસ ભાર મુકીને કહ્યુ કે ભાગ્યે જ બે માણસોને એક જ પ્રકારનો ઉપચાર કરી શકાય છે જો વ્યાયામ શિક્ષકે પોતાના ધધામા સપૂર્ણ વિજય મેળવવો હોય તો તેણે માણસ માણસના રોગના ચિન્હો જાણવા ઉપરાત ખાસ કરીને એમનો શારીરિક અને માનસિક સ્વભાવ ખાસીઅતો મનોવૃત્તિઓ, અને ચાલચલગત જેવી અનેક બાબતો કે જેના ઉપરથી માણસ માણસનો ફેર માલૂમ પડી આવે છે તેનો એણે પૂરેપૂરો પરીક્ષક અને અભ્યાસક થવુ જોઇએ

કર્નલ રઝવેલ્ટ એકાદ પખવાડિયુ હેલ્થ ફાર્મમા રહ્યા હતા દરરોજ એમને સ્હવારે પોણા છ વાગે જગાડવામા આવતા છ વાગતામા એમને કપડા પ્હેરીને દિવસના કાર્યક્રમ વાસ્તે તો તૈયાર થઇ જવાનુ હતુ

પ્રથમ કસરત તો એ જ હતી કે હેલ્થ ફાર્મમા તળાવની આસપાસ દોડીને એક પ્રદક્ષિણા કરવી રસ્તો ઘણો ખાડાખડિયાવાળો અને વાકોચુકો હોવાથી સ્નાયુને અત્યત સારી કસરત મળતી તેમ જ ખુલ્ની હવાનો પણ લાભ થતો પરતુ એ ઉપરાત વધારે આનદજનક તો એ સમયનો સરોવરનો રળિઆમણો દેખાવ હતો જે જોઈ મન ઉપર કોઈ અવર્ણનીય પારલૌકિક મજા મળતી જે શહેરની એક સકુચિત કસરતશાળામા ન મળી શકે બીજી

કસરત નાસ્તો કર્યા પ્હેલાં કરવાની હતી અને તેમાં પૂરા પાંચ માઇલ ચાલવું. પ્રથમ બે માઇલ ધીમે પગલે, પછીને માઇલે જરા ઉતાવળા અને છેલ્લા બે માઇલ વખતે ઘણી જ ઝડપથી. આ પ્રમાણે પાંચ માઇલ ચાલતાં લગભગ ૯૦ મિનિટ એટલે સરેરાશ માઇલે ૧૮ મિનિટ જતી. આથી પેટનો પાછલા દિવસનો વધારો સાફ થઇ જતો એટલું જ નહિં પરંતુ તે ઉપરાંત શરીરમાં સ્ફુર્તિ આવવાથી નાસ્તા વખતે જરા ભૂખ પણ ઠીક લાગતી. નાસ્તો કર્યા પછી દરએક કલાક આરામ લઈ પછીની કસરત વાસ્તે એ તૈયાર થઇ જતા. આ પ્રયોગ એમના પોતાના વજન, લોહીનું દબાણ વિગેરે વ્યક્તિગત ખાસીઅતોને સરખી કરવાને કરવામાં આવતો, જેથી હૃદય, યકૃત અને ગુરદા જેવા ઉપયોગી ભાગો મજબુત થઈ શકતા. જ્યારે બીજી કસરતો એમના સ્નાયુઓને બળ આપતી, તેમ જ ચઢી ગએલા મેદને ઉતારતી તે પછી કેટલીક રમતગમત રૂપે કસરતો આપવામાં આવતી. દાખલા તરિકે, નાના છોકરાંની પેઠે બોલ પછાડવા, કુદવું, અને રબ્બર બેગમાં હવા ભરી મૂક્કા મારવા વિગેરે; જેથી શરીર પાણી પાણી થઇ જતું. એમાં લગભગ સવા કલાક ગાળ્યા પછી તરત જ પરસેવો ખૂબ ઘસીને લૂછી નાંખવામાં આવતો. ત્યાર પછી 'વિદ્યુતસ્નાન'ની વિધિ હતી આ સ્નાનવિધિ એમનો મેદ ઉતારવામાં તેમ જ સામાન્ય તન્દુરસ્તી આપવામાં એટલો બધો ઉપયોગી ભાગ ભજવે છે કે જેથી એ સંબંધમાં બે બોલ કહેવા જરૂરના છે.

આ 'વિદ્યુતસ્નાન' અગર 'પ્રકાશસ્નાન'ની રચના આ પ્રમાણે હતી. એક આરસપ્હાણની પેટીની અંદર વીજળીના ૩૨ કેન્ડલ પાવરના દિવા ગોઠવેલા હતા. બેઠક આરસપ્હાણની બનાવેલી હતી. મથાળાના ભાગમાં એક બાકું રાખવામાં આવ્યું હતું, અને ઉંચાઈ એવી ગોઠવીને રાખી હતી કે અમુક માણસ તેમાં જો ટટાર ઉભો રહે. તો તે બાકામાં એના ગળાનો ભાગ જ આવી રહે, અને ડોકું બ્હાર રહે. આ પ્રમાણે માણસ અંદર ગોઠવાયા પછી ખૂલ્લો રહેલો બાંકારાનો ભાગ ટુવાલથી બંધ કરી દેવામાં આવતો જેથી અંદરની ગરમી અંદરને અંદર રહે.

કર્નલ આ પેટીમાં પેસતા તે વખતે ગરમીનું માપ શરીરની ગરમીના માપ પ્રમાણે એટલે ૧૦૨ ડીગ્રી રાખવામાં આવતું. સાધારણ માપ જો કે ૯૮ હોય છે છતાં કર્નલ શ્રમ લઇને તુરત આવતા હોવાથી ગરમી જરા વધારે રહેતી હતી. આ ઉષ્ણતા ધીમે ધીમે અડધા કલાકમાં ૧૧૮ ડીગ્રીના જેટલી વધારી દેવામાં આવતી જેથી ખૂબ પ્રસ્વેદ થતો. માથા ઉપર ઠંડી પોટલીઓ રાખવામાં આવતી અને પગ દોઢેક ફુટ ઉંચાઈ સુધી ગરમ પાણીમાં બોળી રાખવામાં આવતા. પેટીમાં ગયા પછી દરેક બબ્બે મિનિટે એક ગ્લાસ ગરમ પાણી પીવાડવામાં આવતું એટલે અડધા કલાકમાં પંદર શેર પાણી પેટમાં જતું આથી લોહીનું દબાણ ઘણું ઓછું થઇ જતું.

આ ઉપચારને કુપર તો ખાસ કરીને વખાણે છે કારણ કે એ આંતરસ્નાન તરિકે એક આદર્શરૂપ છે. આથી રકત ઘણી સ્હેલાઇથી ફરવા માંડે છે ને ચામડીના છિદ્રોમાંથી

સવળો કચરો નીકળી જાય છે તે એટને સુધી હદે છે કે આજ સુધીમા શોધી મ્ળાયેલા કોઇ પણ પ્રયોગ કરતાં નણગણો પ્રસ્વેદ આ પ્રયોગ વાતી શકે છે

સ્નાનની આખરે એકદમ ટઢી આપી, જ્ઞાનતતુઓને આ વાત ન લાગે એટતા વાસ્તે તેઓની જ ગરમીના માપના પાણીથી ઉડતા ફુવાર નીચે એમને બેસાડવામા આવતા આ પાણીને ધીમે ધીમે ૧૦૨ ડીગ્રીએ ઉતારી દેવામાં આવતુ જે વખતે એમને સાબુથી ખૂબ ચોળીને નવાડતા ત્યાર પછી બરાબર સાડાનણુ મિનિટની અદર ગરની નવીના પાણીની ગરમીને માપે ઉતારી દેવામા આવતી ઉપર પ્રમાણે ૪૦ થી ૪૫ મિનિટ સુધી નવડા વા પછી આઠ રતનને દબાણે પડતી પાણીની ધાર નીચે એમને બેસાડતા જ્યા ૧૫ સેકન્ડ સુધી એમની કરોડ ઉપર, બીજી ૧૫ એમના બરડાની આ તૂમા તૂ એમ જુદા જુદા ભાગોમા ધાર રે વામા આવતી જેથી શરીર વાનચોડ થઈ આવતું, અને તુરત પરસેવો થતો

આ ઉપચાર લોહીની ગતિને ત્રણ પ્રકારે ઉત્તેજક હોય છે કે જેને વાસ્તે બીજી કોઇ પણ સારી રીત નથી જુદા પરન્તુ જૂ। ઉપચાર કેટતી ગરમીએ કરવાના અને દરદીની કેવી સ્થિતિ છે વિગેરે બાબતો ઉપર જો ઉપચારક બરાબર ધ્યાન આપે તો જ તેનો ફાયદો જણાય છે સ્નાન પછી ચપી થતી અને સ્હવારનું કામ ખલાસ થતુ, એક વાગે ભોજનનો વખત થતો

જે બરાબર રીતે કર્યા પછી પ્રથમની માફક એમને થોડોક વખત આરામ લેવા દેવામા આવતો જે પછી તુરત કપડા પ્હેરી ત્રણ માઇલ સુધી ફરવા જતુ પરન્તુ જે વખતે એમના પેટના સ્નાયુઓને મજબુત કરવાના વ્યાયામોપચાર કરવામા આવતા હતા ત્યાર પછી હૃદયનુ બળ વધારવાની કેટલીક કસરતો આપવામાં આવતી હતી જે પુરી થયા પછી સાધારણ ગરમીના પાણીના કુવારા તળે તેમને બેસાડતા એ પાણીની ગરમી ધીમે ધીમે ઓછી કરી નવીના પાણી જેટલી કરી દેવામા આવતી હતી આ પછી તેમના સ્નાયુઓ અક્કડ ન થઇ જાય તેટતા વાસ્તે એમને એક બાજઠ ઉપર બેસાડી શરીરપર તેલથી ખુબ મર્દન કરવામા આવતુ હતુ

આ બધુ ાય ઠેઠ સાજના પોણા પાંચ વાગતા સુધી પહોચતું તે પછી સાત વાગતા સુધી પોતાનો ખાનગી પત્રવ્યવહાર કરીને બાજનુ વ ળુ કરી એકાદ કલાક ગપ્પા મારવા બેસતા એમનો આકર્ષક દેખાવ, ગમ્મતી સ્વભાવ અને ઠઠ્ઠામશ્કરીની ટેવને લીધે ખાણુ જલદીથી પચી જતું અને તે સાભળનારનુ પણ હસી હસીને પેટ દુખતુ

આટના વખતમા એમને સપૂર્ણ આરામ મળી જતો જે પછી ચોરી રસ્તા ઉપર એમને ત્રણ માઇલ ફરવા લઈ જતા પ્રથમ ધીમે પગને ચાલી પછી ઉતાવળા જવાનુ હતુ અને આવતા તો એમને દોડાવતા જેથી ખૂબ પરસેવા થતો આથી કપડા કાઢી દિન લુછી નાખવામા આવતું અને પછી ફરી પાછુ ખુબ મર્દન થતુ

આમ સ્હવારના પાચ માઇલ બપોરેના ત્રણ માઇલ અને રાતના ત્રણ માઇલ મળી કુલ અગિયાર માઇલની એમને આખા દિવસમા ચાલવાની કસરત થતી રાતના ન્યુસપેપર વાચી

પોતાની હજામત બનાવતા અને પછી એક અગર વધારે સારાં મ્હોટાં એપલ ખાઈ પોઢી જતા હતા. પથારીમાં પડતાંની સાથે જ એક નાના મસ્તીખોર બાળકની માફક ઘસઘસાટ એ ઉંઘી જતા. બીજે દિવસે જાગ્યા પછી પાછા તેવાને તેવા જ જણાતા હતા.

આવી સખત મહેનત અને કસરત સાથે પોતાનો માયાળુ સ્વભાવ, ને આનંદી વર્તણુક વિગેરે સદ્‌ગુણો તો એમનામાં કાયમ જ રહેતા. કસરત કરતી વખતે કઈક કામની ડખલ આવે અગર લોકો કુતૂહલથી જોવા આવે છતાં પોતે શબ્દથી કે કાર્યથી એમણે એવું કંઈ ન હોતું બતાવતા કે જેથી એમનો મિજાજ ગયો છે એમ લાગે.

કસરત શાળા છોડયા પછી એ વારંવાર જેક કુપરને ટેલીફોનપર કંઇ કામ ન હોય તો યે "કેમ છે, મિ. જેક !–મ્હારી તબીઅત ખુબ મઝામાં છે. દિવસે દિવસે હું જુવાન થતો જઉં છું–તમારી દવા મ્હને ઠીક માફક આવે છે," વિગેરે કહેવા પણ બોલાવે. અને કુપર કહે છે તેમ કર્નલ તેવા જ છે. માત્ર દિલગિરી એટલી જ છે કે સો વર્ષમા ફક્ત એક જ પુરૂષ આવો થાય છે.

રૂઝવેલ્ટનો લડાયક બળ સંબન્ધમાં લેખકને રૂબરૂ હકીકત જાણવાની ઇચ્છા હતી. એમના રહેજ પણ ઓળખીતાને પૂછતાં જવાબ મળતો કે "માઇક ડૉનોવનને પુછો એ બધી હકીકત કહેશે." માઇક ડૉનોવન રૂઝવેલ્ટનો બોક્સીંગ પાર્ટનર' મુક્કા મુક્કીનો જોડીઓ હતો. જોડીઓ નહિં પણ જ્યારથી રૂઝવેલ્ટ ન્યુયોર્કના ગવર્નર થયા ત્યારથી તે વ્હાઈટ હાઉસ છોડયું ત્યાં સુધી એ એમનો શિક્ષક હતો. એણે રૂઝવેલ્ટના એકે એક છોકરા સાથે બોક્સીંગ અને ફેન્સીંગ કર્યા છે. અને એણે જેવા મોટા માણસોને શિક્ષણ આપ્યું છે તેવાઓને અમેરિકાના કોઇ પણ કસરતબાજે આજ સુધી આપ્યું નથી.

એક દિવસે મ્હે એમને પૂછ્યું કે "રૂઝવેલ્ટ તમને લડવૈયા-હોય એમ લાગે છે ?"

માઇક–"લડવૈયો ! અરે લડાઇનો જ અવતાર. જો કોઇને થીઓડૉર અને રૂઝવેલ્ટ વચ્ચે કોઇ નામ ઉમેરવું હોય તો ફાઇટીંગ–લડવૈયો શિવાય બીજુ એક પણ બંધ બેસતું નથી. થીઓડૉર ફાઇટીંગ રૂઝવેલ્ટ. કોઇકે વળી ફેરવીને ફાઇટીંગ વરી થીઓડૉર રૂઝવેલ્ટ મુક્યું છે. એફ્. ટી. આર. આ ત્રણ અક્ષરો જ જાણે ફાઇટર–લડવૈયા જેવા કાનને લાગે છે. પણ"–માઇકે આગળ ચલાવ્યું, "પણ આવા લડાયક ગુણ છતાં પણ રૂઝવેલ્ટ ઘણા નમ્ર, માયાળુ, વિવેકી અને સુશીલ છે; અને ખરેખર, કોઈ પણ કાબેલ કસરતબાજ નીચ સ્વભાવવાળો હોઈ જ ન શકે, એ તો નબળાપોચાઓ જ જીંદગી ઉપર કંટાળેલા હોય છે.

થીઓડૉર રૂઝવેલ્ટ પોતાની લડાયક શક્તિ અને અખંડ ઉત્સાહથી જ આવું અથાગ કામ કરી શક્યા છે, કે જેનુ માપ કોઇ કાઢી શકે તેમ નથી અગર તેની કદર પણ કોઇ કરી શકે તેમ નથી. એ સર્વ એમણે મહા મુશ્કેલીથી મેળવેલી અને ટકાવી રાખેલી શારીરિક યોગ્યતાને જ આભારી છે.

વ્હાઇટ હાઉસની એક વાત હું કહું. એમના રહેવાના ઘરની ઓફિસરુમ કે જે રાતના સ્ટડી–અભ્યાસગૃહના રૂપમાં ફેરવાઈ જતી તે કાંઈક વખતે બોકસીંગ અને ફેન્સીંગ ગૃહ થઈ જતી. એક વખતે અમે બન્ને ત્યાં ગ્લવ્ઝ પ્હેરી ખુબ આનંદથી જૂની ફેસનની બોકસીંગ-ની રમત રમતા હતા આ જ સમયે રેઇલરોડ લેજીસ્લેશન કોન્ગ્રેસ સમક્ષ મુકવામાં આવ્યું હતું જેને વાસ્તે રૂઝવેલ્ટ પોતાની જીંદગીનુ એક ઉપયોગી યુદ્ધ લડતા હતા. અમે રમતા હતા તેવામાં ખબર આવી કે કેટલાક સેનેટરો રૂઝવેલ્ટને મળવા આવ્યા છે. પ્રેસિડેન્ટે કહ્યું કે એમને ઉપર બોલાવો. નીચે આવવાનો મ્હને વખત નથી. આટલુ કહી ગળામાં રૂમાલ બાંધી દીધો. એક ગ્લવ કાઢી નાખ્યું અને એમને એમ સેનેટરોને મળવાને ગયા. "કેમ સાહેબો, શું કામ છે?" એક પછી એક દરેક જણ કહી ગયો કે રેઇલરોડ બીલ એ જ રૂપમાં પસાર થવા દેવું તે યોગ્ય, સલાહકારક ઇચ્છવા યોગ્ય. વિ. વિ. નથી.

"એટલે કે તમે શું કહેવા માગો છો? જરા ફરી બોલો જોઈ." રૂઝવેલ્ટ જરા જૂસ્સાથી બોલ્યો અને શરીર જાણે થરથર ગુસ્સાથી ધ્રૂજવા લાગ્યું. પેલા લોકો તો ગભરાઈ ગયા અને ગડબડ ગોટાવાળી કંઈક બોલવા જતા હતા તેવામાં પ્રેસીડન્ટે વચમાં જ પતાવી દીધુ કે, "સાહેબ, આ જ રૂપમાં બીલ પસાર થશે અને નહિ તો, હું તેને રોકીશ." પછી એકના સામું જોઈ ઓચિંતા બોલ્યા, "હું તમારી સ્થિતિ જાણું છું. તમે એક રેઇલરોડ સેનેટર છો એટલે તમારો સ્વાર્થ દેખીતો જ છે. અને—" બીજા તરફ ફરી, "તમે પણ છો—અને તમે પણ. સાહેબો. તમમણાં મ્હારે કામ છે." એટલુ કહી મ્હારી તરફ ફર્યા, અને "આઇક, આવ, આવી જા." કહી સજ્જ થયા. એમના મ્હોંના દેખાવ ઉપરથી જોઈ શકયો કે એ મનમાં ઘણા જ ઉશ્કેરાઇ ગયા છે.

અલબત, મ્હારૂ કામ મ્હને ગમે છે ખરૂ, પણ એ કંઇ જેવું તેવું નથી જ. કેટલીક વખત એની ઉપર ઘણી ભારી અસર કરે છે આવે વખતે જો તન્દુરસ્ત રહેવું હોય તો ખુબ તરેહથી લોહી તરી આવે તેની રીતે માણસે કસરત લેવી જોઈએ. જયારે મગજ થાકેલું હોય છે ત્યારે આવી કસરત ઘણો આરામ આપેછે.

કેટલીક વખત મ્હેં જોયું છે કે રૂઝવેલ્ટ એક એક રમતમાં ચાર પાંચ અને છેક છ રતલ જેટલું વજન ખોઈ દેતા. એમ આમ છતાં દરેક વખતે જાણે વિશ્રામ, લઈને આવ્યા હોય તેમ લાગતા હતા. વૃત્તિઓ સતેજ જણાતી અને પરસેવો લૂછ્યા પછી ગમે તે કામ હાથમાં લઈ શકતા. મ્હેં ઘણીયે વાર જોયું છે કે જો માણસનું કસરતમાં એકાદ રતલ વજન ઓછું થાય તો એ લોથપોથ થઇ જાય છે.

- એકઝીકયુટિવની ઓફિસ–જ્યાં કામની તો નવાઇ જ નહિ–ત્યાં આખો દિવસ વૈતરૂં કર્યા પછી આરામ લેવાનો એમણે એક બીજો રસ્તો શોધી કાઢયો હતો. અને તે એ કે રાતના જ્યારે બધા ભર નિદ્રામાં પડ્યાં હોય ત્યારે પોતે તબેલામાંથી ઘોડો છોડી લાવે. જીન બીન

જાતે મોડી સવાર થઈ જાય. અને ઘોડો થાકે ત્યાંસુધી દોડાવ્યાં જાય. પોતે કોઈ દિવસ થાક્યા હોય એવું મ્હને સાંભરતું નથી. એમનામાં એક 'આખલા' જેટલું બળ અને યંત્ર જેટલી સહનશક્તિ છે. અત્યાર સુધીમાં મ્હેં જેટલા માણસો જોયા છે તેટલામાં એમના જેટલો માનસિક અને શારીરિક એક સામટો બોજો ઉઠાવી શકે તેવો મ્હેં કોઇ પણ જોયો નથી.

અને ભય! રૂઝવેલ્ટ ભયની જોડણી શી તે પણ નથી જાણતા. એ સબંધમાં મ્હને એક વાત યાદ આવે છે.

એક વખતે કેટલાક વર્ષો ઉપર એમના ઘોડા જંગલમાં આડાઅવળા જતા રહ્યા હતા. તે વખતે રૂઝવેલ્ટ જાતે જ તેમને પકડવા નીકળ્યા. ઘરથી એ ઘણા દૂર નીકળી ગયા હતા. એટલામાં રાત પડી. ઠંડા બરફ જેવાં ફોરાંથી ઝાપટું પડતું હતું. સ્હામે જોયું તો દૂર, દિવા જણાયા જે ઉપરથી એમણે ધાર્યું કે ત્યાં કોઇક ગામ હશે, માટે આજની રાત ત્યાં કાઢું. ચાલતાં ચાલતાં ત્યાં જઈ પહોચ્યા. ગામમાં પેસતાં જ એક નાની વીશી હતી પૂછતા માલૂમ પડ્યું કે એ વીશીને ગોળીથી ઉડાવી દેવામાં આવતી હતી, કારણ બારણું ઉઘાડી અંદર જોતાં જ એમને જણાયું કે કોઇક પીધેલો માણસ, પ્યાલા, રકાબી અને બીલોરી અગર બીજી જે કાંઈ ચીજ હાથમાં આવે તેની સ્હામે બંદૂકથી ગોળીઓ મારતો હતો. જોતાંની સાથે જ હેરત ઉપજે એવી સૌની રમત હતી. રૂઝવેલ્ટે કાંઈ એ તરફ ધ્યાન આપ્યું નહિ અને એ તો પાસે જઇને સગડી પાસે કપડાં સૂકવતાં બેઠા. આવી રીતનું અપમાન પેલા માણસથી સહન થયું નહિ. એણે ધાર્યું હતું કે રૂઝવેલ્ટ એની રમતમાં રસ લેશે પણ આ તો તેથી ઉલટું જ થયું. આથી સફાળો એ ઉઠીને રૂઝવેલ્ટ પાસે આવ્યો અને બોલ્યો, "એ નાનકડા! ચાલ મ્હારી સાથે ટેબલ ઉપર અને બોલ શું પીશુ?" રૂઝવેલ્ટે કહ્યું કે "હું કાંઇ જતો નથી" "શું તું લેતો નથી!" મ્હોટે અવાજે એ કહ્યું, અને પોતાની પાસેની બન્ને બંદૂકો ઘોડા ઉપર આંગળી રાખી રૂઝવેલ્ટના સ્હામી તાકી "હવે આ લાલગુમ શરીર નભાવવું હોય તો મ્હારી માગણીને માન આપ નહિં તો આવી બન્યું સમજજે." નરમાશથી રૂઝવેલ્ટે કહ્યું "હું આવું તો ખરો પણ તું આ બંદૂકો જરા બાજુ મૂકવાનું કબુલ કર." એને ઠંડે પેટે બોલતો જોઇ પેલા માણસને નવાઈ લાગી અને જવાને વાસ્તે બાજૂ ફર્યો. રૂઝવેલ્ટ ખૂરશીપરથી ઉભા થયા અને જ્યાં બરોબર ટટ્ટાર થયા કે તરત પેલાં માણસના મ્હોંપર ખુબ જોસથી એક મુકકો માર્યો અને એ એવો તો સજ્જડ માર્યો કે પીસ્તોલનો કડાકો થાય તેમ અવાજ થયો! મ્હોં ફરી ગયું! બંદુકો ક્યાંય જઇને પડી અને ચક્કરી ખાઇને એ બોંયપર પડ્યો! ટેબલ તળેની ચીપ ઉપર માથૂ અફળાયું બ્હારથી માણસો દોડી આવ્યા અને જોયું તો ખોપરી ઉપરથી જેમ નારંગી ઉપરથી છોતરૂં ઉખડી જાય તેમ ચામડી ઉખડી ગઇ હતી. તરત જ એને નજીકની ઇસ્પિતાલમાં લઇ ગયા. રૂઝવેલ્ટ તો પાછા આવીને શાંતિથી શરીરને ગરમાવો આપવા બેઠા

બીજે દિવસે સ્હવારના પેલો માણસ માથે પાટો બંધાવી વીશીમાં આવ્યો અને બ્હાર રૂઝવેલ્ટની વાટ જોતો પાટલી ઉપર બેઠો અત્યારે દારૂનું ઘેન ઉતરી ગયું હતું. એને બેઠેલો

* અનંગભસ્મ. રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

જોઈ ગામમાંથી નોકરો ત્યા પાછી જામશે એમ ધારીને જોવાને વાસ્તે દોડી આવ્યા અને જરા છેટે જઈ ઉભા રહ્યા

રૂઝવેલ્ટ બ્હાર આવ્યા કે પેલા માણસે પોતાના હાથ લબાવ્યા અલબત અત્યારે કાંઈ એના હાથમા બન્દુકો ન હતી

" મિસ્તર" એણે નરમાશથી અને માનપૂર્વક કહ્યુ, " કાલ રાતના મ્હેં એક મૂર્ખને છાજે તેવુ વર્તન ચલાવ્યુ હતું દારૂ ખૂબ પીધો હતો તેથી એમ થયુ હશે અત્યારના હું આપની માફ માગુ છુ "

રૂઝવેલ્ટ એના શબ્દોની બહુ દરકાર કર્યા વગર હસ્યા અને એણે લબાવેના હાથને પોતાના હાથમા લીધા પોતે આ શી રીતે આવી ચઢ્યા હતા તેની હકીકત કહી અને પછી પોતે વેગ આગળ નીકળ્યા

આ વાત આટલેથી જ અટકતી નથી કારણકે ઉપર કહેલો માણસ ત્યાર પછી કેટલેક વખતે રૂઝવેલ્ટના "રફ રાઇડર" નામથી જાણીતી થએલી ટુકડીમા દાખલ થયો અને હાલ તેઓ એકમેકની સાથે ઘણો સારો સમ્બધ ધરાવે છે "

માઇકે સમાપ્ત કરતા કહ્યુ કે આ પણ રૂઝવેલ્ટના સમ્બન્ધમા એવો જ એક દાખલો છે કે જેમા એમનું લડાયક બળ લડાઇ સમાવવાને વાસ્તે ઉપયોગમા લેવામા આવ્યુ હતુ *

---

* રિચર્ડ એમ વિનન્સના એક લેખના આધારે—ક.

કર્નલ થીઓડોર રૂઝવેલ્ટ હમણા જ સ્વર્ગવાસ પામ્યા છે એથી જગતમાથી આજ એક મહાન વ્યક્તિ અદ્રશ્ય થઇ છે એમના જીવન સંબન્ધમા બીજી ઉપયોગી બાબતોપર એક જૂદો લેખ પ્રસિદ્ધ કરવા અમ્હારો અભિલાષ છે યશસ્વી રૂઝવેલ્ટનો અમર આત્મા શાન્તિ ભોગવો—સ ઑ.

# ઈષ્ટપ્રાપ્તિ.

( ટુંકી વાર્તા. )

લેખક—રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.

"અલિ ! આટલી બધીવાર આજ ક્યાં રહી હતી?"

સંધ્યાકાળનો સમય થઇ ગયા છતાં, પ્રભાલક્ષ્મી તેમની ભાણેજ ઘેર નહી આવવાથી બાગના દરવાજા ભણી તેની તપાસ કરવા જતાં હતા. તેવામાં તેને જરા ઉતાવળે પગે સામી જ જોઇને કંઇક ઠપકાના રૂપમાં કહેવા લાગ્યાં.

તે કંઇ ઉત્તર આપે તે પહેલા તો માશીને લાગ્યું કે આજ કંઈ તેની આંખમાં નવીન તેજ પ્રકાશતું હતું અને તેના મ્હો ઉપર આનંદ છવાઈ રહ્યો હતો તેથી તેનું મંદ મંદ હાસ્ય પણ છૂપું રહી શકતું ન હતું.

"આજ તો, માશી, અમારી ટેનીસની રમતમાં ખુબ ગંમત પડી હતી મડમ સાહેબ પોતે પણ રમવા આવ્યાં હતાં! ને અમારી કોલેજમાંથી મ્હારી સાથેની મ્હોટી મ્હોટી બાળાઓ પણ કેટલીક સાથે રમતી—" દંત કલિકાઓનો શુભ્ર પ્રકાશ પાડતે પાડતે ઝલકતે મ્હોંએ ચંદાનનાએ માશીનું સાન્ત્વન કર્યું.

"પણ, એ રમત તો તું ઘણીએ વાર રમી છું ને આજ આટલી બધી વાર કેમ થઇ? કહે ન કહે પણ ત્હારા મ્હોં ઉપર આજ કંઇ જ જુદી જ લાલી દેખાય છે તેથી તને કંઇક ખુશીના સમાચાર મળ્યા હશે."—સ્વાભાવિક સ્નેહ જાગૃત થતાં રોષ ઉડાઇ જવાથી પ્રભાલક્ષ્મીએ તેના મનની વાત જાણવા પૂછ્યું.

ચંદાનના માશીના સામુ જોતી હતી તે હવે એકદમ કંઈક શરમાઈ ગઇ હોય તેમ જરા નીચું જોવા લાગી માશી ઉપર તેને વહાલ ઘણું હતું ને તેની માતાના સ્વર્ગવાસ પછી તરત જ તેઓ આવીને તેની સંભાળ લેવા માટે તેની સાથે રહ્યાં હતાં તેમ બન્નેના વયમાં ઝાઝો ફેરફ ન હતો તેથી બન્નેને બોલવાની પણ છુટ હતી ને એક બીજાનાં સુખ દુઃખની વાતો કરવામાં વખતો વખત તેઓ નિર્દોષ આનંદ પામતા હતાં. તેથી ચંદાનનાએ એકદમ પોતાના હાથ માશીને ખભે મૂકીને તેની સામું જોઈ ભરમ ખોલી નાખ્યો.

"એ તો, માશી, પેલી વાત આજ બંધ બેસી ગઇ."

"ખરેખાત !"

"હા. આજ મને હિંગળક્ષ્મી બહેને, રસ્તામાં આવતાં આવતાં, એટલે ઉભાં હતાં તે ઘરમાં બોલાવી, અને ચા તૈયાર હતી ને પીવાનો આગ્રહ કર્યો. પછી ધીમે રહીને પૂછ્યું કે,— "મ્હારા ભાઇનો વિચાર તમારી સાથે લગ્ન કરવાનો છે. હું જાણું છું કે તમારાં માશીની પણ સંમતિ છે, હવે તમારી શી ઇચ્છા છે તે જણાવો. તો પછી તમારા પિતાની પાસે હું અમારા મામાને મોકલીને માગું કરાવું"—હું તો શરમાંઇ ગઇ એટલે નીચું જોઇ રહીને કંઇ બોલી નહિ. તેથી

એ સમજી ગયાં હશે એટલે વ્હાલથી મ્હારા ગાલ ઉપર ટપલી મારીને બોલ્યાં કે-'હવે કંઈ ચિન્તા નહિ. મ્હારા ભાઈને પણ નિવૃત્તિ થશે.' પછી થોડીવારે બીજી વાતો કરવા મંડ્યાં ને જરા મોડું થવા લાગ્યું તેથી હું ઉઠીને ઉભી થઈ તેઓ મને ઓટલા સુધી મૂકવા આવ્યાં ને એમની શેરીની બહાર નીકળી કે હું ઝટઝટ ઉતાવળી ચાલતી આવી."

"વાહરે વાહ! ભાણી! તું તો જબરી થઈને! નવનીધરાય હમણાં જ બારીસ્ટર થઈને આવ્યો છે પણ એનામાં બીજા વિલાયત જઈ આવેલા છોકરા જેવી ફીશીઆરી નથી તેથી મને પણ એ ગમ્યો છે. એ લોકની જોડે મ્હારે ઝાઝું ઓળખાણ નથી. પણ હિંગલક્ષ્મીને સ્વભાવે સારો લાગે છે."

"એ તો બધું ખરૂં"-બાગમાંથી ઘર તરફ આવતાં ધીમે સ્વરે બન્ને વાતોએ વળ્યાં- "પણ પિતાજી એક વાર તેમના કોઈ મિત્ર જોડે વાત કરતા હતા ત્યારે હું પાસે થઈને જતી હતી તે વેળા મ્હેં સાંભળ્યું હતું કે એમનો વિચાર કંઈક જુદો જ છે."

"એમ કદાચ હશે તો પણ જો ત્હારા મનથી ત્હેં નિશ્ચય કર્યો હોય કે નવનીધરાય જોડે જ લગ્ન કરવા, તો હું ધારૂં છું કે તેઓ દુરાગ્રહથી પોતાના મનને વળગી રહે એવા નથી. પ્રથમ ત્હારે ત્હારૂં મન ચોકસ કરવાનું છે. તું તેમનાં સુખદુઃખમાં ભાગીદાર થઈને ત્હારૂં સર્વસ્વ તેમને અર્પણ કરવાને તત્પર છુ કે કેમ? તું પણ હવે ભણી ગણી છું, તેથી લગ્નમાં કેટલુ ગાંભીર્ય છે—પત્ની તરીકે ત્હારે શા ધર્મ પાળવાના છે-તે બધુ સારી રીતે તું સમજતું છું. તેથી જો ત્હેં પૂરો વિચાર કરીને તેમને વરવાનું ત્હારા મનથી ઠરાવ્યું હોય તો પછી બીજા કોઈના વચ્ચે આવવાથી ઉલટી હાનિ થવાની"

"માશી, તમે જાણો છો કે મ્હારૂં મન એ બાબતમાં તો ચોકસ જ છે."

"ત્યારે ભલે ત્હારી ઇચ્છા પૂર્ણ થાય. મ્હેં કેટલાક એવા પણ દાખલા જોયા છે કે જેમાં પરણનાર સ્ત્રી-પુરૂષની ઇચ્છાની અવગણના કરવાથી તેમનો ભવ બગડ્યો છે મને પોતાને પણ-" આમ કહેતાં કહેતાં તે ગળગળી થઈ ગઇ ને ચંદ્રાનનાએ જોયુ કે ભુતકાળની કોઇ કષ્ટમય દશા તે અનુભવતી હતી.

આજસુધી એના ખ્યાલમાં એવું આવ્યું ન હતું કે માશીનું લગ્ન થવાનું હશે ને તે કંઇ કારણથી અટકી ગયું હશે તેને તો એટલી જ ખબર હતી કે તેમનાં માતપિતા ગુજરી જવાથી તેમના કુટુમ્બમાં તેમનું ભરણ પોષણ કોઇ કરે એમ રહ્યું નહિ અને પોતાની બાનું આમ ભવિષ્ય થઇ ગયું તેથી તેઓ પોતાની સભાળ લેવાને આવી રહ્યા છે. પણ આજ એના મનમાં ઉંડો વિચાર આવતાં માશીની પૂર્વકાળની કંઇક છાની વાત હોવી જોઇએ એમ તર્ક થવા માંડ્યો. હજી એમની ઉમર સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષની હતી ને શરીરે સૌભાગ્યવતીનાં સર્વ ચિન્હ કાયમ હતાં તેથી તેમના સ્વામી કહિં કે પરદેશ હશે એમ એ ધારતી હતી. અત્યાર સુધી પોતે બાળક હોવાથી તે સંબન્ધી પડપૂછ કરવાનું પણ એને કંઇ સૂઝયું ન હતું. આજ ઓચિંતો જ એને એ વિચાર આવ્યો અને હવે કોઇ વાર તેના સંબન્ધી એમને ખોટું ન લાગે એવી રીતે કંઇ પ્રશ્ન પૂછવાનું

એણે નક્કી કર્યું આથી બિચારી ઘરમાં બધાનું કામ કરતી ને રસોઈ કરી છોકરાંની સંભાળ રાખીને તેમને ઉછેરતી જો કંઈ કામ કોઇને ભારે પડતું તો તે માશીને સોંપતાં, અને તે વગર આનાકાનીએ કરી આપતી. આથી સર્વેને તે વ્હાલી થઇ પડી હતી ને સર્વને તેનો ખપ પડતો હતો.

બન્ને જણ ઘરમાં આવ્યાં પછી પોતપોતાના કામમાં રોકાયાં.

*     *

બીજે દિવસે સવારે ઉઠીને ચન્દ્રાનના બાગમાં ફરીને કેટલાંક પુષ્પ વીણી લાવી તે તેણે પોતાના પિતાના ટેબલ ઉપર ગોઠવ્યાં અને બાકીનાં વધ્યાં તે આજ પોતાની માશીના બેસવાના ઓરડામાં લઇ જવાની તેને ઇચ્છા થઈ.

પ્રભાલક્ષ્મી તો પોતાના નિયમ પ્રમાણે ન્હાઈ ધોઇને પાઠપૂજા કરીને રસોઇની તૈયારી કરવામાં રોકાઇ હતી તેથી તેનો ઓરડો સાફખાલી હતો. તેની અંદર કંઈ ચિત્તાકર્ષક સામાન પણ ન હતો. માત્ર ટેબલ ઉપર એક જૂના આલ્બમ જેવી ચોપડી પડેલી હતી. તે ચંદ્રાનનાના જોવામાં આજ જ આવી ફૂલ યોગ્ય સ્થળે રાખ્યા પછી તેની સ્વાભાવિક વૃત્તિ તે ચોપડીમાંની છબીઓ જોવાની થઈ તેથી નિરાંતે પાનાં ઉથલાવવા માટે તે પોતાની સાથે લઇને દિવાનખાનામાં આવી. તે ખોલતાં જ જણાયું કે તેમા જુના જુના ફોટોગ્રાફો વિગેરે રાખેલું હતું. પોતાની સ્વર્ગસ્થ માતાની છબી પહેલી જ જોતા તેનું હૈયું ભરાઇ આવ્યું. તેની જોડે પોતાના પિતાની હતી. તે પછી બીજાં કેટલાંક સ્ત્રી-પુરુષોની જુના વખતની છબીઓ આવી, પણ તેને તેણે બરાબર ઓળખી નહિ. તે પછી એક કાર્ડ આવ્યું તે પ્રથમ તો ઘણુ ચકચકિત હોવું જોઇએ અને તેના ઉપરના રંગ પણ ઘણા જ મનોરંજક હતા. પણ હાલ તે નિસ્તેજ થઇ ગયુ હતું ને તેના ઉપર ડાઘ અશ્રુબિંદુના જેવા હતા, ને ઘણીવાર સ્પર્શ કરવાથી જ તે ઝાંખું થઈ ગયું હોય એમ જણાતું હતું. તેની ઉપરના અક્ષરો પણ ઘસાઇ જવા આવ્યા હતા, તો પણ તેના સમજવામાં એટલુ તો આવ્યું કે તેમાં પ્રભામાશીનુ નામ હતુ ને એમની વર્ષગાંઠ નિમિત્તે કોઇએ સ્નેહ સ્મરણ માટે તે મોકલ્યુ હતું મોકલનારનું નામ તેમા ન હતુ પણ તેના અંતઃકરણની પ્રેમાર્દ્ર વૃત્તિ તેમાંના કેટલાક શબ્દો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતી હતી વળી માશીએ તેને વારંવાર કરસ્પર્શ કે ઓષ્ઠસ્પર્શ કર્યો હોય અને ઘડી ઘડી નિરાળી અશ્રુપાત કર્યો હોય તો તે તેમના પ્રેમનું દુઃખમય સ્મરણ અથવા તો કોઇક કાળ પૂર્વેના સુખનું સ્વપ્નું તાજું કરવાનું સાધન હતું એમ પણ અનુમાન થઇ શકતું હતુ. એનો ઇતિહાસ તે માશીની યુવાવસ્થાનો ઇતિહાસ એમ જ હવે તે માનવા લાગી, ને માશીની દુર્દશા માટે શોક કરવા લાગી. પણ માશીને મ્હોંએ તેની વાત સાંભળ્યા વિના હવે તેને શાન્તિ થાય એમ ન હતુ. તેથી ચોપડી ટેબલ ઉપર મૂકીને તે માશી પાસે જતી હતી તેવામાં તેણે સામેથી એક ગૃહસ્થને આવતા જોયા. તેને પોતે ઓળખતી ન હતી પણ પિતાજીના પરિચિત હશે એમ ધારીને તે જરા ઉભી રહી અને તેમણે જ્યારે "બેન, તમારા પિતાજી ઘરમાં છે કે નહિ?" એમ પૂછ્યું તથા પોતાના સામું જોઇને વડીલને પેઠે ઉમળકાથી કુશળસમાચાર જાણવાની ઇચ્છા દર્શાવી, ત્યારે એને શંકા થઇ કે જે ગૃહસ્થ મ્હારી સગાઇના સબન્ધમાં પિતાજીની જોડે વાત કરવા આવનાર હતા

તે તો આ નહિ હોય ! તે ઉપરથી તેણે વિવેકથી ઉત્તર આપ્યો કે—"પિતાજી હમણાં બ્હાર ગયેલા છે પણ એમના આવવાનો સમય થયો છે તેથી આપ જરાવાર દિવાનખાનામાં બેસશો ?" તેઓએ ખુશીથી હા પાડી એટલે તેમને ત્યાં મોકલીને પોતે માશી પાસે દોડી અને પોતાને જે પૂછવાનું હતું તે તો જાણે ગઇ પણ જે ગૃહસ્થ મળવા આવ્યા હતા તેમને જ ઉદ્દેશીને વાતે વળગી. પોતાના લગ્નની ખુશાલીમાં માશીના દુઃખની વાત વિસારે પડી જાય એમાં શી નવાઇ ! તેણે કહ્યું કે– "માશી, હું કાલ તમને કહેતી હતી તેમ મને લાગે છે કે કોઇક પિતાજી જોડે મ્હારા વિવાહ સબંધી જ પૂછવા આવ્યું જણાય છે. કોણ જાણે કેમ પણ મારૂં મન એમ કહે છે. પિતાજી બ્હાર ગયા છે એથી મ્હેં તેમને દિવાનખાનામાં બેસાડ્યા છે. જો એમને આવતાં વાર થાય તો તમે જઇને એ ગૃહસ્થ જોડે કંઈ વાત કરી જોજો !"

"ઘેલી રે ઘેલી ! તને તો આજથી એ ત્હારા ઘરનાં જ સ્વપ્નાં આવતાં જણાય છે ! હું તે એવા અજાણ્યા પાસે જઇને શું પુછનારી હતી ? હમણાં ત્હારા પિતાજી આવશે, તું જ જઈને ત્યાં ફર, એટલે તેમને કંઇ વાત કરવી હશે તો ત્હારી જ જોડે કદાચ પહેલી કરશે પછી મ્હારૂં કામ હોય તો બોલાવજે"

ચંદ્રાનનાથી ના કહેવાઇ નહિ તેથી જરા નીચું જોતી તે ચાલી, અને દિવાનખાના પાસે આવી ત્યાં તો અન્દર બેઠેલા ગૃહસ્થને હાથમાં પેલું આલ્બમ લઇને પાનાં ફેરવતા જોયા. તેમની નજર પેલા કાર્ડ ઉપર પડવી અને ચંદ્રાનનાનું અન્દર જવું બન્ને સાથે જ થયાં, તેથી તે જોઇ શકી કે તે કાર્ડ ઉપર તેઓ કંઈ તાકી તાકીને નિહાળી રહ્યા હતા. તેમના જોવામાં શું એ કાર્ડ પ્રથમ આવ્યું હશે ? કે તેમને તે સુંદર લાગતું હશે ? એ કંઇ પોતે સમજી શકી નહિ, પણ તેને જોઇને તેમણે એકદમ પ્રશ્ન કર્યો કે—"બેન ! આ ચોપડી અહીં ક્યાંથી આવી હશે ?" ચંદ્રાનનાએ એટલું જ કહ્યું કે— "એ તો મ્હારાં પ્રભામાશીની છે." તે સાંભળતાં જ તેઓ જાણે ચમકી ઉઠ્યા અને આંખો ઉંચી કરી, આશ્ચર્યથી ચકિત દૃષ્ટિયે વળી પૂછવા લાગ્યા કે —"શું એ તમારાં માશી થાય ?–હાલ એ અહીં છે ?" ચંદ્રાનનાએ કહ્યું કે,–"હાજી, કેટલાક વખતથી એઓ અમારી સાથે રહે છે." આ સાંભળી તેઓ ઘણા જ વિચારમાં પડી ગયા બાળક સાથે વિશેષ વાત શી રીતે છેડવી તે સમજી શક્યા નહિ, તો પણ એક અગત્યનો પ્રશ્ન તો પૂછ્યા વિના તેમના મનનું સમાધાન થાય એમ ન હતું અને તેમની આતુરતા શમે એમ ન હતી તેથી તેમણે એટલું જ પુછ્યું કે–"તમારા માસા ક્યાં છે ?"

ચંદ્રાનના ગભરાઈ. શું કહેવું તેની તેને સુઝ પડી નહિ, તેથી જરાવાર ચૂપ રહી. તે જોતાં પેલા ગૃહસ્થનું આશ્ચર્ય પણ વધવા માંડ્યું. આખરે તે એટલું જ બોલી કે,–"તે હું જાણતી નથી. આપ મ્હારાં માશીને ઓળખો છો ? આપને આ કાર્ડ જોઇને તેમના સંબન્ધી શું કાંઇ પ્રશ્ન ઉઠ્યો ?"

"હા, બેન, એ કાર્ડ મ્હારૂં જ મોકલેલું હતું. અમે બંને પડોશી હતાં ને નાનપણમાં અમે-બેગાં રમતાં હતાં."

"ત્યારે તો હું માશીને બોલાવી લાવું."–એમ કહીને તે દોડતી દોડતી માશી પાસે આવી શ્વાસભરી કહેવા લાગી કેઃ—"માશી, આ તો તમારા કોઈક ઓળખીતા જણાય છે. ચાલો ચાલો તમને મળવાને બોલાવે છે."

પ્રભા બિચારી ગૂંચવાણી પડી ગઇ. પોતાને મળવા કોઇ આવે એવું હોવાનું તેને તો યાદ ન હતું. આટલાં વર્ષ કોઈ પુરૂષે તેની ખબરે કાઢી ન હતી તેથી આ કોણ હશે તે સંબન્ધી મનમાં ધડભાંગ થવા લાગી પણ હવે જવું તો જોઈએ જ એમ લાગ્યાથી તે ઉઠી, અને જરા માથાના વાળ બરાબર ઓળી, વસ્ત્રો બદલીને શરમાતી શરમાતી પોતાની ભાણેજ સાથે દિવાનખાના આગળ આવી. ત્યાં ઉમંગે ઓળંગીને અંદર જતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અંદર બેઠેલા ગૃહસ્થ પણ તેના સામુ જોતાં જ તેને ઓળખી તેથી સફાળા ઉઠીને તેની સામા બે હાથ પ્રસારીને તેઓ દોડતા આવ્યા.

"કોણ મ્હારા પ્રાણ ?"– પ્રભાથી ચમકીને બોલાઇ ગયું !

"હા– મ્હારી પ્રાણેશ્વરી ! ત્હારી શુષ્ક મુખ-મુદ્રા ઉપરથી જ હું સમજી શકુ છુ કે હજી તું મને ભૂલી ગઇ નથી."

"હા, આ ખોળીઆમાં જીવ હશે ત્યાં સુધી તો તેમ બનવાનું નથી."

"મ્હેં આપણા ગામમા આવીને ત્હારા સંબન્ધી તપાસ કરી પણ કંઇ ચોક્કસ પત્તો મળ્યો નહીં. ત્હારા માતાપિતાના સ્વર્ગવાસ પછી તું કોઈક સગાને ત્યા રહેવા ગઈ છું એમ મ્હેં સાંભળ્યું પણ શોધ ક્યાં કરવી તે કંઇ સમજી શકાયુ નહિ તેથી ફરીથી ત્હારા સમાગમની આશા દૂર થતાં મ્હારા મનમા ઘણો જ કલેશ થતો હતો. તેવામા અણચિન્તવ્યો જ મને આવી આનન્દનો એ લાભ મળી ગયો તેથી હું પ્રભુનો પાડ માનું છું. ત્હારા પિતાએ ત્હારાં લગ્ન મ્હારી સાથે કરવાની ના પાડી તે વેળા મને એટલુ તો લાગી આવ્યું કે ધરતી માર્ગ આપે તો સમાઇ જાઉં પણ હું જાણતો હતો કે તે વેળા મ્હારાથી બોલાય એમ ન હતું. હું એક સામાન્ય વાણોત્તર હોવાથી મ્હારૂં ગજું શુ કે ત્હારે માટે જોરથી માગણી કરી શકું ? આપણે એ છૂટાં પડ્યાં ત્યારે હું તને કહી ગયો હતો કે હું જીવતો હઇશ તો ત્હારો હાથ મેળવવાને યોગ્ય થઈને જ પાછો આવીશ. ત્હેં પણ તે વેળા મને વચન આપ્યુ હતું કે પ્રભુ એ દિવસ જલદી લાવે એવી હુ પ્રાર્થના કર્યાં કરીશ તેથી મને એમ તો થતું હતું કે પુનરપિ ત્હારો સમાગમ મને થશે પણ ત્હારા પિતાના દુરાગ્રહથી કદાચ ત્હારે અન્ય માર્ગ ગ્રહણ કરવો પડ્યો હોય તો ?–એ શંકા મ્હારૂં મન બાળી મૂકતી હતી. પ્રભુકૃપાએ મને વ્યાપારમાં સારો લાભ થયો ને રંગુનથી હું થોડા દિવસ ઉપર જ અહીં આવ્યો, ત્યારે તને ન જોઇ તેથી મ્હારી ચિન્તા વધવા લાગી. આજ મ્હારા ભાગ્યનો સૂર્યોદય થયો છે અને હવે ત્હારાથી વિભક્ત રહેવાનો દિવસ ન આવે એ જ હું માગું છું."

"હું આપની જ છું. મ્હેં દોહ્યલા દિવસ કેમ વીતાવ્યા છે તે મ્હારૂં મન જાણે છે. મ્હારી સબુરીનાં ફળ મીઠાં મળશે એવી મને ખાત્રી ન હતી. પણ સાચાનો બેલી ઈશ્વર છે ને ખરા

# 'એકસરેઈઝ' અથવા 'ક્ષ કિરણો' તથા રેડિયમ એ શું છે?

લેખક—પ્રો. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી, એમ. એ.

ઇથરમાં મોજાં કેવી રીતે તથા કેવા પ્રકારનાં થાય છે તે આપણે હવે જાણીએ છીએ. હવે આપણે સમજીયે છીએ કે કેટલાક ઇથરનાં મોજાં આપણી આંખપર અસર કરી તેજ રૂપે દેખાય છે તો બીજાં કેટલાક આપણા શરીરને ગરમ કરે છે કેટલાક ઇથરના મોજાં આંખે દેખાતાં નથી પરન્તુ વિવિધ દ્રવ્યો ઉપર રાસાયનિક અસર કરે છે અને બીજાં કેટલાક તારનાં દોરડાંની મદદ વગર હવામાં સેંકડો માઇલ સુધી ચોમેર ફેલાય છે 'ક્ષ કિરણો' ઉપર વર્ણવેલાં ઇથરનાં મોજાંઓને મળતા છે કે કેમ તે આપણે જોવાનુ છે. ઇથરનાં મોજાં પેઠે તેઓ પોતાના માર્ગમાંથી વાંકાં વળતા નથી, તથા એક સપાટીપર પડ્યા પછી પાછાં ફેંકાતાં નથી તેથી તેઓ ઇથરનાં મોજાં જેવાં હોય એમ જણાતુ નથી

**જસતને ગંધકના સંયોગથી ઝિંકસલ્ફાઇડ** નામનુ દ્રવ્ય જો ઘડીયાળના કે કપાસના કાચપર ઘસવામા આવે અને પછી તેને સૂર્યના તડકામાં કેટલીક વાર સુધી સુકી રાખવામાં આવે તો તડકામાંથી લઈ લીધા પછી પણ તે રાતનાં ચળકે છે, અને તેથી અંધારામાં પણ તે યંત્રો વાપરી શકાય છે. આવા દ્રવ્ય **નકત દ્રવ્ય (ફોસ્ફોરેસન્ટ સબસ્ટન્સીઝ)** કહેવાય છે. **બેરિયમ પ્લેટિનો સાયેનાઇડ** નામનુ એક દ્રવ્ય થાય છે. તેની એ ખાસીયત છે કે જ્યાં સુધી તેની ઉપર કોઈ બહારના બળનુ કાર્ય થાય ત્યાં સુધી તે ચમક્યાં કરે છે.

આપણે આગળ જોયુ છે કે વાતશૂન્ય નળીની અંદર વિજળીના તણખા પસાર થતા જોવા માટે પ્રો. લેનાર્ડે જે પ્રયોગ કર્યા હતા તે ઉપરથી વિદ્યુદણુઓના પ્રવાહ વિષે આપણું જ્ઞાન ઘણુ વધ્યું હતું. પ્રયોગ કરતાં તેને જણાયુ હતું કે જોકે વિદ્યુદણુઓનો પ્રવાહ કાચની ભીંતને ભેદી શકતો નથી તો પણ તે એલ્યુમિનિયમના પતરાની પાર જઇ શકે છે જો કોઈ વાતશૂન્ય નળીમાં એક બાજુએ એક નાનું એલ્યુમિનિયમનું પતરૂં જડવામાં આવે તો વિદ્યુદણુઓનો પ્રવાહ તેને ભેદી બહાર નીકળી શકે છે. આ પ્રમાણે વાતશૂન્ય નળીની એલ્યુમિનિયમના પતરારૂપી બારીમાથી બહાર નીકળી ગયેલા વિદ્યુદણુઓના પ્રવાહની દિશા જાણવા પ્રો. લેનાર્ડે ઉપર વર્ણવ્યાં છે તેવાં નકત દ્રવ્ય ચોપડેલા પરદાનો ઉપયોગ કર્યો હતો. વાતશૂન્ય નળીમાથી બહાર નીકળતા વિદ્યુદણુઓના પ્રવાહના સ્પર્શથી તેવો પરદો એકદમ ચમકવા માંડતો હતો. પ્રો. લેનાર્ડના પ્રયોગ પછી લગભગ એક પેઢી સુધી આવા પરદાઓનો ઉપયોગ આવા વિવિધ પ્રયોગોમાં કરવામાં આવ્યો હતો.

**૧૮૯૫ની સાલમાં બાવેરિયાના વર્ઝબર્ગ વિશ્વવિદ્યાલયમાં (ધી વર્ઝબર્ગ યુનિવર્સિટી) પ્રૉ. રોંજન** વાતશૂન્ય નળીઓથી પ્રયોગ કરતો હતો. પ્રો. લેનાર્ડના પ્રયોગોની એલ્યુમિ-

ઉર્વેતા પડ્યા હતા. તેમનો શિરચ્છેદ થયો જોઇએ. તેમની બેદરકારીથી જ આ મ્હારે ઘાત થાતે-" એટલું કહી તે જવા પાછો ફર્યો; ત્યાં શિવાજીએ આગળ વધી તેનો હાથ પકડ્યો.

"સ્વામિજી, આજનાં તમારા આકૃત્ય માટે હું કેટલો ઉપકાર માનું?"

'હા, મહારાજ, માત્ર તમારા પ્રાણની સંભાળ રાખજો ! એ સર્વ મહારાષ્ટ્રની સ્વતંત્રતાના દાતા-જીવન તમે છો; તમારા વગર આ ઉત્તેજીત થતું મહારાષ્ટ્ર નષ્ટ થશે."

"વાહ," હસતાં હસતા શિવાજી બોલ્યોઃ-"જો એમ જ છે તો આપણી આ સ્વતંત્રતા જેટલી મ્હને છે તેટલી જ તમારા આભારી છે. તમે દસ વખત-અરે ! બાર વખત મ્હારા પ્રાણ બચાવ્યા છે !"

"પણ, આપ મને હજુ આપની સેવામાં યુદ્ધમાં જોડતા નથી-એથી......"

"હા, હા, સ્વામિજી, તમારી મરજીમાં આવે એમ કરવા દઇશું. તમે એક ખરા વફાદાર મિત્ર, એક ખરા વીર યોદ્ધા છો. પણ હાલ જે મહાન સેવાઓ તમે બજાવી રહ્યા છો તે કાંઈ ઓછી છે? તેથી શુ સંતોષ નથી ? મ્હારી પોતાની જિન્દગી બાજુએ રાખતાં-મ્હારા અને તમારા બંધુઓ, આ વીર મરાઠાઓને કેટલી કેટલી વખતે તમે વખતસરની ચેતવણીઓ આપી, અચિન્તાં હુમલાઓથી-મૃત્યુથી બચાવ્યા છે? બહાર અને બાંદલે વારંવાર માવળામાંથી માણસો એકત્ર કરવા કરેલ પ્રબળ મંથનો તમારે લીધે લાગી પડ્યા; અને આપણે જમાવ કરી શક્યા? આ ઓછી સેવા છે? ઈશ્વરે-શ્રીભવાનીએ આ મહાન્ કાર્ય માટે તમને ઉત્પન્ન કર્યા છે."

"હા, હવે ઉપરે ચઢાવો નહી. હા, એક જાસુસના હલકા કામ માટે ! વાહ મહારાજ !"

"નહી, જાસુસ, જાસુસ તમે કહેવાઓ જ નહી. મહાન્ સ્વદેશાભિમાન અને સ્વાર્પણ એ ઉદાત્ત જીવન જાસુસ કહેવાય? એ મહાન્ ખ્યાતિ તમારા નામની સાથે સદા સુવર્ણાક્ષરે જોડાયલી રહેશે."

એટલું કહી પ્રેમથી શિવાજીએ પોતાના હાથ લંબાવ્યા, અને આ લાંબા ઉંચા સ્વામિએ નમન કર્યું. "જુવો બાજી! આપણા વચન પ્રમાણે એક વખત પણ તમારૂં નામ મેં બ્હાર પાડ્યુ છે? જુવો, આપણે એકલા છીએ એટલે જ તમારૂં નામ મ્હારા મુખમાંથી બ્હાર પડ્યું." શિવાજીએ ધીમે અવાજે પ્રેમથી કહ્યુ.

"મહારાજ, હુ આપનો ઉપકારી છું. ઈશ્વર દરેક ભયમાંથીને, દરેક જોખમમાંથી તમારૂં રક્ષણ કરો. તમે મરાઠાઓના-હિન્દુઓના આત્મા, આ મહારાષ્ટ્રના સૂર્ય, સદા અમારા શિરપર રહો. ન્યાય અને સ્વતન્ત્રતાનું બીજ-મૂળ તમારા હાથમાં છે." નમન કરી પાછો ફર્યો. ત્યાં શિવાજી પુનઃ બોલ્યો.—

"બાજી, ફરી ક્યારે મળીશું?"

"જ્યારે તમારી અમૂલ્ય જીંદગી અથવા આપણું સૈન્યભયમાં હશે ત્યારે." એમ કહી તે બ્હાર પડ્યો. શિવાજી સપ્રેમથી "ઈશ્વર તને આનો બદલો આપો !" બોલતો આ જતી આકૃતિ તરફ જોઈ રહ્યો.

—અપૂર્ણ.




પુસ્તક ૨૪ મું, ] ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૧૯ [ અંક ૨.

# નામદાર-પટેલનું બિલઃ બે અન્યાય્ય આરોપ.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ. બી.

૧.

મુંબાઈમાં મહાત્મા ગાંધીજી જ્યારે આવે છે ત્યારે સામાન્ય રીતે રા. રેવાશંકર જગજીવન ઝવેરીના ગામદેવીમાં આવેલા "મણિભુવન"માં ઉતરે છે. રવિવાર, તા. ૨ઃ ૨ઃ ૧૯૧૯ ના પ્રાતઃકાલમાં એક ન્હાનકડું સ્નેહીસંમેલન ત્યાં થયું હતું, કારણ કે પંડિત મદનમોહન માલવીય, મહાત્મા ગાંધીજી તથા અન્ય સ્નેહીઓની સમક્ષ નામદાર પટેલના બિલ વિષે પોતાના વિચારો રજુ કરવાના હતા. હું પણ તે પ્રસંગે ત્યાં ગયો હતો. પંડિતજીએ પોતાનો અભિપ્રાય ત્હેમની લાક્ષણિક મીઠી, મનોહર અને સરકારી હિન્દી ભાષામાં રજુ કર્યો હતો. ત્હેમના કહેવાનો સાર એ હતો કે નામદાર પટેલના બિલથી હિન્દુ સમાજને અસહ્ય આઘાત થયો છે, સામાજિક પ્રશ્નોનાં નિરાકરણો સમાજે કરવા જોઇએ અને સરકારે નહિ, અને વર્ણવ્યવસ્થા એ હિન્દુ સમાજનું તાત્વિક અને મૌલિક લક્ષણ હોઇ બિલથી થતું એનું ઉન્મૂલન એ વસ્તુતઃ હિન્દુ સમાજનું ઉન્મૂલન છે. પોતાનો અભિપ્રાય રજુ કરતે કરતે તેઓ આવેશથી બોલી ઉઠ્યા. "મૈં સુધારકોં-સે પ્રશ્ન કર રહા હૂં કે હિન્દુ સમાજ પર ક્યોં અત્યાચાર કર રહે હો?" મ્હારાથી આ સાંખી ન શકાયું, પરન્તુ વચ્ચે બોલી પંડિતજીના વિચારોની ધારાને વિક્ષિપ્ત કરવી એ અસભ્ય લાગ્યું. આ મુદ્દા ઉપર ત્હેમની પોતાની સાથે હું ચર્ચા કરત, પરન્તુ માઇસોરના નિવૃત્ત દિવાન સર વિશ્વેશ્વરય્યા સાથે પંડિતજીને અગત્યની વાત કરવાની હોવાથી તેઓ થોડો વખત એ ખંડમાંથી બહાર પધાર્યા

જેમને લગ્ન કરવું હોય ત્હેમને તેમ કરવા કાયદાની છુટ મળવી જોઇએ. બિલ સીધો સામાજીક ફેરફાર માગતું નથી, બિલ કાયદાના અર્થનો ફેરફાર માગે છે. હવે બીજી અને અગત્યની બાબત. જે છે નહિ ત્હેનું ઉન્મૂલન શું ? વર્ણાશ્રમવ્યવસ્થા ક્યાં છે ? હિન્દુ સમાજમાં અત્યારે જે પ્રચલિત છે તે જ્ઞાતિઓના ભેદોપભેદ; એ ભૂલભૂલામણીને વર્ણાશ્રમવ્યવસ્થા કહેવી એ વાણીનો વ્યભિચાર છે, પ્રાચીન સ્મૃતિકારોનું અપમાન છે, આર્યોની સુઘટિત યોજનાને અન્યાય છે. ક્યાં શ્રુતિસ્મૃતિવિહિત વર્ણવ્યવસ્થા અને ક્યાં વિદ્યમાન અવ્યવસ્થા ! પ્રાચીન વર્ણવ્યવસ્થાને પવિત્ર નામે અર્વાચીન જ્ઞાતિસંસ્થાનો બચાવ કરવો એ કેવલ બેહૂદું છે. વર્ણાશ્રમવ્યવસ્થાનું ઉન્મૂલન જો કોઇએ કર્યું હોય તો તે જ્ઞાતિસંસ્થાના સ્થાપકોએ કર્યું છે. નહિ કે નામદાર પટેલે કે અન્યાય્ય આરોપોના ભોગ બનેલા સુધારકોએ. વર્ણવ્યવસ્થા એ જ ઉત્તમ સામાજીક વ્યવસ્થા છે કે કેમ એ જુદો સવાલ છે; જો વર્ણવ્યવસ્થા એ જ ઉત્તમ સામાજીક વ્યવસ્થા હોય તો પણ અર્વાચીન હિન્દુ સમાજને તે જ ધોરણે પુનર્વ્યવસ્થિત કરવાનું કાર્ય શક્ય છે કે કેમ એ પણ જુદો સવાલ છે; પ્રસ્તુત સવાલ માત્ર એટલો જ છે કે વિદ્યમાન જ્ઞાતિસંસ્થાને વર્ણવ્યવસ્થા કહેવી એ શું યથાર્થ છે ? અને એ જો યથાર્થ ન હોય તો પછી નામદાર પટેલના બિલનું પરિણામ પરોક્ષ રીતે વિદ્યમાન વસ્તુસ્થિતિમાં ફેરફાર કરાવવાનું આવતું હોય તો પણ ત્હેને વર્ણવ્યવસ્થાનું ઉન્મૂલન કરનારૂં કહેવું એ શું અયોગ્ય નથી ! મ્હારો અભિપ્રાય તો એવો છે કે નામદાર પટેલનું બિલ જે સ્વરૂપમાં રજુ થયું છે તે સ્વરૂપમાં તો તે વિદ્યમાન જ્ઞાતિસંસ્થાનું પણ ઉન્મૂલક નથી–વર્ણવ્યવસ્થાનું ઉન્મૂલક હોવાની વાત તો બાજુએ રહી, કારણ કે બિલની મંજુરી જ્ઞાતિસંસ્થાનો નાશ નહિ કરે, એટલેથી જ ન અટકતાં હું તો આગળ વધીને કહું છું કે જ્ઞાતિસંસ્થાનું ઉન્મૂલન કરનારૂં બિલ જો કોઈએ આણ્યું હોય તો તે શાસ્ત્રવિહિત વર્ણાશ્રમવ્યવસ્થાનું ઉન્મૂલન કરનાર ન કહી શકાય, કારણ કે વિદ્યમાન જ્ઞાતિસંસ્થા એ શાસ્ત્રવિહિત વર્ણવ્યવસ્થા નથી. વિદ્યમાન જ્ઞાતિસંસ્થાની સ્થાપના એ જ શાસ્ત્રવિહિત વર્ણવ્યવસ્થાની ઉત્થાપના છે. એ શાસ્ત્રવિહિત વર્ણવ્યવસ્થાનું ઉન્મૂલન અર્વાચીન હિન્દુઓના રૂઢિપૂજક અને જ્ઞાતિગ્રસ્ત પૂર્વજો પોતે જ કરી ગયા છે અને પોતાની સંતતિ માટે તે કાર્ય કરવાનું બાકી રાખી ગયા નથી.

---

# દિલ્હી કોંગ્રેસ.

લેખક—રા. રા. મણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

*In a true democracy men concede freedom to each other, they do not assert it for themselves* Democracy *is against all egotism, national or individual and is* based on a trust in mankind

*On Democracy"—Great Thoughts, Nov 1918.*

ગયા ડિસેમ્બર માસમા ઇતિહાસના અમરપટના અનેક ચિત્રવિચિત્ર રંગોથી રંગાયેલી અને હિન્દુસ્તાનના પ્રાચીનતમ અનેક સ્મરણો સ્મરાવતી પુણ્યશાળી ભારતવર્ષની રાજ્યધાની દિલ્હીમા ભરાયેલી હિન્દની રાષ્ટ્રીય પરિષદ્ અનેક કારણોને લીધે ચિરસ્મરણીય બની છે. ૧૯૧૨ ના વર્ષ પર્યંત હિન્દની આ મહાન્ ગૌરવભરી નગરીને હિન્દના અર્વાચીન ઇતિહાસમા બહુ માનભર્યું સ્થાન આપવામા આવ્યુ ન હતુ એટલુ જ નહિ પરન્તુ હિન્દના અન્ય પ્રસિદ્ધ શહેરોની માફક તેના પૂર્ણ વિકાસ માટે હિન્દની અમલદારી સત્તાએ ધ્યાન પણ આપ્યુ નથી અને પરિણામે તે વર્ષ પર્યંત દિલ્હી એક સાધારણ નગરની માફક હિન્દના અર્વાચીન કાળમા ગણાતુ હતું, અને જો એ ગૌરવભર્યા નગરને તેની પ્રાચીન પ્રતિષ્ઠા હોત નહિ, મુગલાઇ રાજ્યસત્તાના વૈભવ-વિરામોના કીર્તિસ્તંભો ત્યા આજ મોજુદ હોત નહિ, અને સમ્રાટ્-રાજરાજેશ્વર જ્યોર્જ શ્રીમાને તેને તેનું પ્રાચીન પદ ફરી સમર્પ્યું હોત નહિ, તો સમય જતા દિલ્હીના એ સ્મરણો ભૂસાઈ જવાનો પુરો સભવ હતો ૧૯૧૨ થી તે ૧૯૧૮ ના ૭ વર્ષના આ નવા સમયમા પણ દિલ્હીના વિકાસ માટે, દિલ્હીની પ્રજાસમસ્તના એક સામગ્ર સાગોપાગ કલ્યાણોદ્ધાર માટે પણ હજી કોઇ જાતની ઉદાર તૈયારીઓ થઈ જણાતી નથી એ ત્યાની અમલદારી સત્તાની કાર્યવાહક-શક્તિને કલક સમાન છે નવુ દિલ્હી બાધવામાટે આજ અનહદ તૈયારીઓ ત્યા થઈ રહી છે અને એ નવા દિલ્હીની નવી રચના પાછળ કરોડોનો વ્યય કરવામા આવે છે એ દિલ્હીમા સરકારી નોકરો માટે નવા મકાનો બધાશે અને યૂરોપીય અમલદારો અને ખાનગી યૂરોપીય ગૃહસ્થો ત્યા વસશે—ટુકમાં એ એક કોલોની બનશે આટલું ભગીરથ ખર્ચ વર્તમાન દિલ્હીના અને તેની પ્રજાના કલ્યાણ માટે કરવામા આવ્યુ હોત તો બેશક વધારે સત્કાર્યે વ્યય થયો ગણાત પરન્તુ, એવો મિથ્યા વ્યય તો આ દેશમા કેટલોયે થાય છે તેનો હિસાબ પુછનાર કોણ છે? અસ્તુ આમ જ્યા દિલ્હીની પ્રજામા પ્રજાકીય જીવન નથી, જ્યા કેળવણીનો પુરો વિકાસ નથી, જ્યા વ્યાપારની દોડધામ નથી અને જ્યા સુઘડતા કે સ્વચ્છતાના નિયમોનુ કોઈ જાતનું પાલન નથી—એવી આ હિન્દની અર્વાચીન રાજ્યધાનીમા ત્યાની પ્રજામાં રાજકીય જીવનની અતિ તેજોમય લાગણી અને સ્વમાનની પ્રબળ વૃત્તિને કંઇ વેગ મળે એ હેતુથી રાવબહાદુર સુલતાનસિંહે

૧૯૧૭ ની કલકત્તાની કૉંગ્રેસમા આવતે વર્ષે દિલ્હીમાં કૉંગ્રેસને આમંત્રણ આપી દિલ્હીની પ્રજાને એક મહાન પ્રસંગ ઉભો કરી આપ્યો હતો. દિલ્હીમાં જાહેરજીવનનાં તત્ત્વનાં અંશ પણ જણાતાં ન હતા અને પ્રજા બીનકેળવાયલી હતી તેવા વખતમાં અને તેવી સ્થિતિમાં કાગ્રેસ જેવી દેશની મહાન પરિષદ્‌ને આમંત્રણ આપવામાં ખરેખર સાહસ જ હતુ પરન્તુ, રાજકીય જીવન પ્રજામાં વધારે જીવતુ અને જાગતુ બને એ આ રાષ્ટ્રીય પરિષદ્‌નો એક ઉદ્દેશ છે. અને એ રીતે જોતાં દિલ્હીમાં આ મહાન્ પરિષદ્ ભરાઈ હતી તે ઘણી રીતે યોગ્ય જ હતું. એથી દિલ્હીની પ્રજામા કોઇ અવનવુ ચેતન આવ્યુ છે એની ના કહેવાઈ શકે એમ નથી. કૉંગ્રેસે આ એક ઘણુ ઉપયોગી કાર્ય સાધ્યુ છે. દિલ્હીમા કૉંગ્રેસની બેઠક થઈ તે પહેલા તો ત્યાની પ્રજાને મન આ એક જલસો હતો પરન્તુ, વખત વહેવા સાથે એ જલસામાં નાચરંગ નહિ પરન્તુ, હિન્દી પ્રજાના લોકજીવનના અને દેશકલ્યાણના શુભ આદેશ જગાડવાના મહામંત્રો રચાય છે એ ભાન વધારે તીવ્ર થતું જતું હતુ, અને પરિણામે કૉંગ્રેસના મંડપમાં અસાધારણ મેદની હતી અને લોકસંઘનો ઘણો ઉત્તમ સમૂહ ત્યાં ભેગો થયો હતો, એ દૃષ્ટિથી જોતા કૉંગ્રેસના કાર્યની સફળતા આ દિશામાં તો સપૂર્ણ હતી.

હિન્દની પ્રજાને હવે રાજ્યાધિકાર વધારે પ્રમાણમા મળશે એવી આશાઓ અનેક દિશામાંથી આપણને આપવામા આવી છે, અને હિન્દની પ્રજાને લોકશાસનના, માનવજીવનસ્વાતંત્ર્યના, અને દેશકલ્યાણના અનેક અધિકારો મળશે એવું ચોદિશાઓમાંથી સંભળાય છે હિન્દે અપૂર્વ બળથી અને શક્તિથી, અઢળક દ્રવ્યના ભોગથી અને અસંખ્ય મનુષ્યોના રક્તથી બ્રિટિશ સામ્રાજ્યને અનેકવિધ મદદ કરી છે અને એ મદદ અને મિત્રાચારનો બદલો હિન્દના પ્રજા તરિકેના હકક તેને સુપ્રત કરવામાં બ્રિટીશ પ્રજા વાળશે એવા ભણકારા પણ વાગી રહ્યા છે એ સર્વમાં સત્યનો કંઇક અંશ છે ખરો અને હો એમ અમે સ્વીકારીએ પણ છીએ પરન્તુ, આ દેશને માથે બ્રિટીશ પ્રજાએ એવા અમલદારી તત્ત્વનો અને અમલદારી સત્તાનો પ્રબંધ રચ્યો છે કે પ્રજા અને અમલદાર વચ્ચે પ્રેમ અને સન્માનની જ્યાં શુભ ભાવનાઓ રચાવી જોઇએ તેને ઠેકાણે દિન ઉગે વિપરિત લાગણીઓ જન્મ પામે છે, અને એથી દેશમા કલહ અને અસંતોષનાં બીજ નહિં પણ વૃક્ષો ઉગતાં જાય છે એ અતિ દુ:ખની કથા છે. હિન્દની રાજ્યભક્તિ અને સામ્રાજ્યભક્તિ તરફ શંકાની જ દૃષ્ટિથી અમલદારી સત્તા હમેશા જુવે છે અને ધાણી ફુટે તેમ હરહમેશ પ્રજાનાં શુદ્ધ જીવનમાં કંટકો નંખાય છે અને તેમની સ્વતંત્ર પ્રવૃત્તિઓ ઉપર અંકુશોની પરંપરા મુકાય છે. દિલ્હીની કૉંગ્રેસમાં પણ આવો જ એક મહાન દુ:ખદ અને પ્રજાને અપમાન લાગે એવો પ્રસગ ઉભો થયો હતો. કૉંગ્રેસના માન્યવર પ્રમુખ શ્રીમાન્ પંડિતજી મદનમોહન માલવિયનો જાહેર સત્કાર કરવાનો પ્રસંગ ત્યાના અધિકારીઓએ ખૂંચવી લીધો અને કૉંગ્રેસના તેત્રીસ વર્ષના ઇતિહાસમાં કદિ ના બનેલો એવો એક અપૂર્વ પણ ત્રાસદાયક અને નાલેશીભર્યો પ્રસંગ ઉભો કર્યો, અને દિલ્હીની પ્રજાની શુદ્ધ અને નિષ્કલંક જીવનપ્રવૃત્તિમાં આ રીતે ઝેરનાં બીજ વાવ્યાં ! દિલ્હીની પ્રજાની લાગણીઓ અને તેમનાં

હૃદયો આ સમયે કેટના ઉશ્કેરાઈ ગયા હતા તેનુ ભાન મુ બાઇ, અમદાવાદ કે કલકત્તા, મદ્રાસમા બેઠે કોઇને પણ આવી શકે તેમ નથી ત્યાના અમનદાર બન્ધુઓની અતિ સકુચિત અને સત્તાના આ દુરૂપયોગથી રગાએલી રાજ્યનીતિનુ આ એક મહાન કનક છે પરન્તુ, આ રાજ્યસત્તા સ્હામે પ્રજાની સત્તા વધારે મક્રમ નિવડી. દિલ્હીની પ્રજા સમસ્તે જ નહિ પરન્તુ, દિલ્હીની કકડતી ઠડી સહી ના શકવાની શકિતનાગા દૂરદૂર દેશના દિલ્હીના અતિથિઓએ તા ૨૫ મી ડીસેમ્બર ૧૯૧૮ ને દિવસે પ્હો ફાટતા અને તા ૨૬ મી એ કૉંગ્રેસના ભવ્ય મડપમા પડિતજીનો જે અપૂર્વ સત્ાર કર્યો છે તેનુ વર્ણન કરી શકાર તેમ નથી પ્રમુખપદ માટે પડિતજીની દરખાસ્ત મુ તા વિદૃષી બિસેન્ટે બ્યરોક્રસીના જોહુકમી અને શાણપણથી અતિ વેગગા આ પગનાને અતિ માર્મિક ભાષામા સચોટ રીતે કૉંગ્રેસ સમક્ષ–દેશના પન્દર હજાર દેશભકતોની ભર મેદની વચ્ચે–રખોડી કહાડતા કહ્યુ કે, ' આ અતિ વિશાળ મેદની એ કૉંગ્રેસ શુ છે એનો ઉત્તર છે, તેના માનનીય પ્રમુખ મહાશયનો સત્કાર કરવાની રજા નહિ આપવાના સરકારે કરેના અપમાનનો દિલ્હીએ વાળેનો ઉત્તર છે આવો પ્રતિબધ કોઈ પણ સરકારે ભૂતકાળમા કર્યો નથી અને એટના માટે એ લોકો ( દિલ્હીની પ્રજા ) તેમને દસગણો સત્કાર આપના આજ અહિ તૈયાર છે અને એ આપ્યો છે સાધારણ રીતે અપાતો એક સાદો સત્કાર પણ આપના સ્હામે પ્રતિબધ મુકવામા આવ્યો છે માટે તો અવશ્ય કરીને હિન્દની આ પસદગી સવિશેષ દીપી નીકળી છ” વર્તમાન પ્રજાજીવનને અને પ્રજાના કલ્યાણપ્રદેશમા અ તકરણના સાચા અને અપૂર્વ પ્રેમથી ઘૂમતા કાર્યવાહકોની વ્યવહારપદ્ધતિને બીનજવાબદાર અને ઉદ્ધત જ લેખનાર વ્યક્તિઓને અમલદાર બન્ધુઓની આવી અનેક રીતિઓનુ બારીક અવલોકન કરવાની અને પછી ન્યાયના ત્રાજવામા તોનવાની અમ્હે આગ્રહપૂર્વક વિનતિ કરીશુ પડિતજીને–દેશસમસ્તના એક વીર નાગરિકને અને દેશભકતને–આમ જાહેર સત્કાર આપવા સ્હામે પ્રતિબધ મુકી દિલ્હીની પ્રજાનો એક સર્વસાધારણ હકક એ અમનદારી સત્તાએ ખુચવી લીધો એ મહાન્ દુ ખદ પ્રસગ હિન્દના ઇતિહાસમા કાળા અક્ષરે લખાઇ રહેશે આ પ્રસગ કોઇ રીતે ન્હાનો ગુનો ગણાય તેમ નથી કૉંગ્રેસના પ્રમુખનુ અપમાન કરો કે કૉંગ્રેસનુ પણ દેશસમસ્તનુ આ જાહેર અપમાન છે અને તે સહિ શકવાનુ સામર્થ્ય હિન્દને નથી એ હિન્દે એક અવાજે પ્રસિદ્ધ કરવુ જોઇએ એ અતિ શોકની વાત છે કે આ સ્હામે દેશમા જોઇએ તેવો પોકાર ઉઠાવવામા આવ્યો નથી બ્યુરોક્રસીએ પ્રજાના અભિપ્રાય અને પ્રજાના સર્વસાધારણ હક્ક સ્હામે આરભેલા આવા યુદ્ધનો જ આ પ્રસગ ગણી શકાય પોતાના જ દેશમા અને પોતાની જ માતૃભૂમિમા સ્વતત્રતાથી હરવા ફરવાની છુટ હોય નહિ એવો એક પણ દેશ વર્તમાન જગતમા હોય તો તે ગરીબ બિચારી દ્રવી હિન્દ છે. મિ મૉંટેગુ જેવા અનેક પ્રધાનો હિન્દને માટે નિમાવ, અને હિન્દના અનેક સત્પુત્રોને સર સત્યેન્દ્રપ્રસન્ન સિન્હાની માફક બ્રિટિશ પ્રધાનમડળમા ગૌરવભર્યા પદ મળો પરન્તુ, જ્યા સુધી એક મનુષ્ય તરિકેના ન્હાના અને મ્હોટા જે દરેક હક્ક પ્રભુએ આપ્યા છે તે ખુચવી

લેવામાં આવે કે તેવા સ્વાતંત્ર્યપર જોહુકમી પ્રતિબંધોની પરંપરાઓ મુકાતી જાય અને શાણપણથી અતિ વેગળી સંકુચિત રાજ્યનીતિનો જ્યાં અમલ થતો જાય ત્યાં ડામા હાથે અપાતા દ્રવ્યની જમણે હાથે લઈ લેવાની જ નીતિ પોપાવલી ગણાય. સત્તાના આ નિરંકુશપણાને દૂર કરવા માટે હિન્દને સ્વરાજ્યની જરૂર છે હિન્દના રાજ્યકારભારમાં લોકશાસનને ઘણું અગત્યનું સ્થાન આપવાની જરૂર છે: અને સર્વ કરતાં તો દેશના વીર નાયકો જ નહિ પરંતુ દેશના ગરીબમાં ગરીબ સન્તાનોને પણ છુટથી પોતાની જન્મભૂમિમાં હરવાફરવાનો, પેટની ભુખ જોઇને અન્ન ખાઇ શકવાનો અને શરીરના અનેક આધિવ્યાધિને તેના યોગ્ય ઉપચાર પોતે જાતે કરી શકવાનો–એમની જાતને હક્ક હોવો જોઇએ અને એ માટે હિન્દને સ્વરાજ્યની ભુખ છે. હિન્દે આરક્ષા માટે પોતાનો આત્મનિર્ણય પોતે કરવો જોઇએ આ ભાન હિન્દને થયું છે એ પ્રત્યક્ષ વાત છે. એ ભાન અને એ ચૈતન્ય પ્રજામાં જે વેગથી વધે છે તેના, માપ લઇ શકાય તેમ નથી અને પરિણામે હિન્દમાં સ્વરાજ્યની માગણીએ અપ્રતિમ ઘોષ કર્યો છે. હિન્દવાનો સમસ્ત દેશમાં પોતાના આત્મનિર્ણયનો હક્ક સિદ્ધ કરવા ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે અને લોકમતને કેળવવાનું પ્રચંડ કાર્ય બહુ દ્દઢતાથી આગળ વધારી રહ્યા છે એ હિન્દને માટે ઘણું જ આશાભર્યું ગણાય. દિલ્હીની આ કૉંગ્રેસ આ લોકમતની પ્રચંડ મૂર્ત્તિ હતી. લોકશાસનના સિદ્ધાન્ત પ્રજા વધારે દ્દઢતાથી સ્હમજતી થઈ છે એનો પ્રબલ પુરાવો હતો જાતીય ભેદ અને પક્ષાપક્ષને વિસરાવી દેનારા તત્વ ત્યાં હતા અને કૉંગ્રેસની તેત્રીસ વર્ષની કારકિર્દીમાં કદિ ના જોયેલી એવી ૫૪૦૦ પ્રતિનિધિઓની મહા મ્હોટી સંખ્યા દેશના રાજ્યકારોબારમાં પોતાનું ગૌરવભર્યું સ્થાન લેવાના જન્મસિદ્ધ હકકનું પ્રતિપાદન કરવા ત્યાં પ્રત્યક્ષ થઇ હતી દિલ્હીની કૉંગ્રેસની સફલતાનો આ એક પુરાવો હતો આ ઉપરાંત હિન્દુમુસલમાનોના એક્યને સારૂં પોષણ, મળ્યું હતું હિન્દની આ રાષ્ટ્રીય પરિષદમાં આપણા મુસલમાન ભાઇઓએ જે ઉત્સાહથી ભાગ લીધો છે એ ખરેખર અત્યંત સંતોષકારક જ હતું અને દરેક સાચો હિન્દવાન એ જ ઇચ્છે છે કે હિન્દની પ્રજાના આ બે મ્હોટા વિભાગો હિન્દના ઉદ્ધારકાર્યના યત્નમાં હમેશાં સાથે જ ચાલે.

કૉંગ્રેસના પ્રમુખ માનનીય પંડિતજી એ હિન્દના રાજ્યદ્વારી જીવનનો એક પ્રચંડ આદર્શ છે. અને કહેવાની જરૂર છે કે મુંબાઈની છેલ્લી કૉંગ્રેસ એમની જ બુદ્ધિથી અને એમની જ કાર્યપદ્ધતિથી મ્હોટે ભાગે સફલ નીવડી હતી, તેવું જ આ વખતે પણ થયું છે. પંડિતજીની કોમળ છતાં ભવ્ય મુખાકૃતિ દિલ્હીની કૉંગ્રેસમાં પ્રત્યક્ષ રહેનારને જેટલી યાદગાર રહેશે એટલી બીજાને બીજા પ્રસંગ વખતે જોઈ હશે છતાં પણ યાદગાર નહિ રહે. પંડિતજીના ભાષણની શરૂઆત એમણે હિન્દીમાં કરી હતી અને એમના ભાષણનો સુન્દરમાં સુન્દર એ ભાગ હતો. આ ભાગ વર્તમાનપત્રોમાં ઘણે સ્થળે અપ્રસિદ્ધ રહ્યો છે. પંડિતજીના ભાષણનો મ્હોટો ભાગ યુદ્ધમાં હિન્દે કરેલી અનેક સેવાઓની ગણત્રીથી રોકાયલો હતો અને પંડિતજી માટે અમને ઘણો જ પૂજ્યભાવ હોવા છતાં પણ કહેવું પડે છે કે કૉંગ્રેસના મ્હોટા ભાગને આ ભાષણથી

નિરાશા ઉપજી હતી પન્ડિતજીએ દેશના મહાન પ્રશ્નોની ચર્ચાને ગૌણ સ્થાન આપ્યુ તે કદાચ સહમજી શકાય પરન્તુ, હિન્દ જે બારીક પ્રસગે આત્મનિર્ણયનો સિદ્ધાત પોતાને માટે પણ લાગુ પાડવા બ્રિટનની પ્રજાને જોરથી કહી રહ્યુ છે તે વખતે પોતાના હકના પ્રતિપાદન માટે જે મહાન અને મજબુત દલિલો રજુ કરવી જોઇતી હતી તેની સચોટ દલિલો પન્ડિતજીના ભાષણમા દ્રષ્ટિગોચર થતી નથી અને હિન્દ સ્વરાજ્યમાટે લાયક નથી અગર તો હિન્દમા રાજકીય સુધારા કરવાથી ત્યા અવ્યવસ્થા થઇ જશે એવી નાનેરાભરી અને સકુચિત દલિલોને એમા સચોટ ઉત્તર નથી પન્ડિતજીએ વિનીત અને ઉદ્દામપક્ષ વચ્ચેના મતભેદના મુખ્ય મુખ્ય ભાગનો સ્ફોટ કરી બતાવી આપ્યુ હતુ કે એ મતભેદ નજીવો છે અને હિન્દની રાજ્યવ્યવસ્થામા જે સુધારાઓનો નવીન સૂચવવામા આવ્યો છે તેના મ્હોટા ભાગમા ફેરફાર કરવાની જરૂર છે એ વિષય માટે બન્ને પક્ષ એકમત છે દેશના વિચારવત જુના લોકનાયકોએ પ્રજાના મતભેદ સામે અસહિષ્ણુતા બતાવી કૉંગ્રેસના છેલ્લા બે અધિવેશનમા હાજરી આપવા સ્હામે જે રૂસણુ લીધુ છે એ ખરેખર અતિ શરમાવનારૂ છે જે ઇતિહાસ સ્મરણીય પ્રસગે એકજ અવાજે હિન્દની દુર્દશાનુ ભાન જગતની પ્રજાને દુદુભિનાદથી કરાવવુ જોઇએ તે વખતે આમ જુદા પડવુ એમા કોઈ રીતનું ડહાપણ નથી વિનીત પક્ષના એક આગેવાન ઑ મિ શ્રીનિવાસ શાસ્ત્રી અને બીજા કેટલાક ગૃહસ્થો આ પરિષદ્‌મા હાજર થયા હતા તેમ અન્ય લોકનાયકોએ પણ હાજર થવુ જોઇતુ હતું આ કૉંગ્રેસમા ખેડુતોની એક સારી સંખ્યા હાજર થઇ હતી એની પણ નોધ કરવા જેવી છે

હવે કૉંગ્રેસે પસાર કરેલા ઠરાવો તરફ નજર નાખીએ કેટલીક દિશા તરફથી આ ઠરાવો અસંબદ્ધ, અને ઠામઠેકાણા વિનાના છે એવુ કહેવાય છે કેટલીક દિશા તરફથી એમા રાજદ્રોહના બીજની વાવણી થઈ છે એમ કહેવાય છે અને એક દિશામાથી એના તરફ પૂર્ણ પક્ષપાત બતાવવામા આવે છે. પણ એ ઉપરાત એક પક્ષ એવો છે કે જેને આ ત્રણે બાબતોમા અસત્ય જ જણાય છે, તેમાયે બીજો આક્ષેપ તો તદ્દન જ અસત્ય લાગે છે જે લોકો કેવળ ઠરાવોની શબ્દરચનાથી જ ભડકી ઉઠે છે કે મોહ પામી જાય છે તેમણે વધારે શાન્તિથી આ ઠરાવો જોવા જોઇએ આ ઠરાવો એક તરફથી જેમ વધારે પડતા લાગે છે તેમ તેમા પ્રજાનું સાચુ હાર્દ પ્રત્યક્ષ થાય છે હિન્દની પ્રજાએ અધિકારીશાસનના દુર્લંઘ કોટની સ્હામે લાબા કાળથી વિગ્રહ આરભ્યો છે આજ સુધી અનેક કારણોવશાત એ વિગ્રહમા શિથિલતા હતી, કઈ સહિષ્ણુતા પણ એટલી જ પ્રબળ હતી, હિન્દની પ્રજા હવે વધારે મક્કમપણે પોતાનુ હૃદય જણાવે છે અને અધિકારીશાસનને સ્થાને લોકશાસનની રાજ્યનીતિનું ધોરણ સ્વીકારવા બ્રિટીશ પ્રજાને કહે છે અને એવી માગણી કરવામા શરમાવવુ શા માટે ? ભૂખે મરતુ પેટ અન્ન માગે કે દરદી દવા માગે એથી એણે દોષ કર્યો કહેવાય નહિ હિન્દના દરદો એ જાતે દૂર કરવા માગે છે અને તેમા દોષ શો ગણાય ? જે લોકો—જે દેશનાયકો આ ઠરાવોથી ભડકી ઉઠ્યા છે અને વિનીત પક્ષને કૉંગ્રેસથી હજુ પણ દૂર રહેવા આગ્રહ કરે છે એ આગ્રહ દુરાગ્રહ છે, કલકિ છે અને આત્મઘાતક છે આવા મતભેદને લીધે રાઉલેટ બીલો જેવા કાયદાઓ પસાર થવા દેવાની

અણી ઉપર દેશ આવી ચુક્યો છે જગતનાં ન્હાનાંમાં ન્હાનાં રાજ્યોની પ્રજાઓને પણ જે હક્ક અને છુટ હોય છે તે પણ હિન્દને નથી અને જે ગણ્યાગાંઠ્યા હક્કો મોજુદ છે તે આ બીજાથી ખુંચવી લેવામાં આવશે. અને હિન્દની પ્રજાને હારીરે ગુલામગિરીની બેડી આરોપવામાં આવશે. છેલ્લા કેટલાક સમયથી આપણા દેશના કેટલાક અગ્રવીરોએ ધારણ કરેલી ના સ્હમજી શકાય તેવી આત્મઘાતિની નીતિના જ આ પરિણામ છે એવું કોઇને લાગે તો તેમાં આશ્ચર્ય નથી. કૉંગ્રેસના ઠરાવો અસંબદ્ધ છે અને વ્યવહારને ઠેકાણે તેમાં ઉચ્છૃંખલતા કે અસહિષ્ણુતા કે અમર્યાદાઓ અને રાજ્યક્રાન્તિનાં બીજ રોપાયલા જોવામાં આવે છે એવી નિર્બળ અને સત્વહીન ફરિયાદ ઉઠાવનાર એ મહાન વ્યક્તિઓને અમ્હારો એક જ ઉત્તર છે કે તેવા અંશ માત્ર તેના ઠરાવોમાં નથી, અને છતાં પણ એવાં લક્ષણો એમાં જણાતાં હોય તો તે સુધારવાનું પરમ ધર્મકર્તવ્ય એ ત્હમારે શિર છે. કેટલાક વિચારશીલ સજ્જનો અને હિન્દના હિતચિન્તકો કૉંગ્રેસે અત્યુદ્દામ ઠરાવો પસાર કર્યાને પરિણામે ઉદ્દામ પક્ષમાં ફાટ પડવાની આશંકા કરે છે પણ તે વાસ્તવિક નથી. અભિપ્રાયભેદ ન્હાનાશા ઘરમાં પણ પ્રત્યેક જણ અનુભવે છે અને રાત્રિ દિવસના વ્યવહારમાં એ પ્રત્યક્ષ થાય છે તો પછી એક દેશસમસ્તના કલ્યાણના પ્રશ્નોમાં કદાચને અભિપ્રાય ભેદ જણાય તો તે સ્વાભાવિક છે, તેથી ડરવાનું શું? તેથી નાહિમ્મત થવાનું શું? અને તેથી ગભરાઈ જઈ દૂર ખુણે બેસવામાં લાભ શો? જેમણે કૉંગ્રેસની છેલ્લી બે બેઠકો જોઈ હશે, વિષયનિર્ણયાત્મક સભાના અધિવેશનોની ચર્ચા સાંભળી હશે, ત્હેમને ત્હેમનું હૃદય ઠેકાણે હશે તો લાગ્યા વિના નહિં રહ્યું હોય કે આ ચર્ચાઓમાં બહુ રસાકસી થઈ હતી અને કૉંગ્રેસના તેત્રીસ વર્ષના ઇતિહાસમાં કોઇએ ના અનુભવેલી રીતિએ સ્વરાજ્યના અતિ મોંઘા પ્રશ્નને એ અધિવેશનોમાં ચર્ચવામાં આવ્યો હતો. એ સમસ્ત ચર્ચાનો અંત કોઈની બુદ્ધિએ અસત્ય ઠર્યો હશે તેમ ઘણાની બુદ્ધિમાં એ સત્ય પણ લાગ્યો હશે. અમ્હે સ્હમજી શકતા નથી કે ગૃહની એક પુરી સ્વચ્છતા માટે એક ભાગને રંગરોગાનથી સ્વચ્છ કરી બીજાંપર બાવાઓ અને જાળાઓ રહેવા દેવામાં શો અર્થ હશે? કૉંગ્રેસે આજ સુધી માંગ્યું છે તેમાં વધારો કરવાની માંગણી કરવાથી કૉંગ્રેસનો શો અધઃપાત થયો? કે ના માગવામાં શી ઉન્નતિ થઈ? વ્યવહારને તિલાંજલિ આપી છે એવું કહેવું એ તો કૉંગ્રેસની પવિત્ર સંસ્થાને અન્યાય જ કર્યો કહેવાય હિન્દના રાજ્ય વહિવટમાં હિન્દીવાનો જ મુખ્ય ભાગ ભજવે અને એમનો જ એ એક સાચો હક્ક છે એવું કહેવામાં-એવી માંગણી કરવામાં કૉંગ્રેસે શરમાવું શા માટે? વર્તમાન કૉંગ્રેસનું કાર્યક્ષેત્ર ભૂતકાળ જેટલું જ રાખવું એ કહેવામાં ડ્હાપણ નથી. તેત્રીસ વર્ષની ત્હેની મહા ઉજ્જ્વલ કારકિર્દી પછી પણ એને એ જ અવસ્થામાં રાખવામાં શો ખાસ ઉદ્દેશ છે તે અમ્હે સ્હમજી શકતા નથી!

દિલ્હી કૉંગ્રેસમાં દેશના જુદા જુદા વક્તાઓ હતા યુવાન લોહીનો તેમાં સારો અંશ હતો અને થોડા વખતમાં હિન્દમાં સારા વક્તાઓનું અભિમાન લેવા યોગ્ય પ્રમાણ નજરે પડશે એ નિઃશંક છે. દેશના પાંચ પચાસ અગ્રણીઓ કરતાં આજ કૉંગ્રેસ એ લોકશાસનની વૃત્તિને શુદ્ધ ભાવથી પોષે છે એવું ઘણા અંશે લાગે છે. પરન્તુ આટલું કહ્યા પછી પણ કંઇક ગ્લાનિથી કહેવું પડે છે કે કૉંગ્રેસના

વક્તાઓ સમયને અને વિષયને વધારે માન આપતા શીખશે તો વધારે સારૂં કાર્ય કરી શકશે બાબુ બિપીન પાલને એક મહાન વક્તા તરિકે કેટલેક સ્થળે ઓળખવામા આવે છે, પરન્તુ એ બિપીન બાબુ ગઉનેગ રીપોર્ટ ઉપર વિવેચન કરતાં જુદા પ્રદેશમા ઉતરી જાય, વિવાદમાં અસબદ્ધતા અને કૃત્રિમ આડમ્બર પ્રત્યક્ષ કરાવે એ શોકની વાત છે મિ ચક્રવર્તી જેના બગાનના પ્રસિદ્ધ બૅરિસ્ટર ન્હાના છોકરાઓની માફક ગમે તેવા અગ્રેજીમા લવાગ કરી જાય, અને શ્રોતાઓના અમૂલ્ય સમયનો ભોગ લે એ મધુ ના ગમે એવુ હતુ પરન્તુ આ બધામા યુવાન લોકીવાળા સત્યમૂર્તિ અને મૂડેલીઅર તથા મિ જદુનાથ મઝુમદાર જેનાઓએ શ્રોતાઓનુ સારૂ ધ્યાન ખેંચ્યુ હતુ અને આગળ જતા આ યુવાન મધુઓ વધારે સારૂ કામ કરી શકશે એમ જણાય છે પરન્તુ આ બધામા વિનીત–ઉદ્દામના દ્વિલક્ષણથી જેમનુ હૃદય ઉનત થયુ છે તેવા શ્રીનિવાસ શાસ્ત્રીજીને સાભળવામા કાંઈ અતુલ આનન્દ મળે તેમ હતો શાસ્ત્રીજીની શાન્ત અને મિઠ્ઠી વાણીનો ઉપભોગ અને તે ઉપરાત એમણે રજુ કરેલા સુધારા સ્હામેના પ્રહાર સહન કરવાની ત્હેમની શક્તિ ખરેખર અભિનન્દનને પાત્ર હતી ઉદ્દામ પક્ષના ઘણા જણાએ ત્હેમનો આ ગુણ સભાગી લેવો ઘટે છે.

એકદરે આમ કૉગ્રેસની સફળતા ઘણે અશે સપણ હતી બાકી ઉણપ તો જગતમા કયાં કયા નથી હોતી? કયા સામ્રાજ્યો કે સમ્રાટો કે મહાન પદવિધરો, કે લોકશાસનના સિદ્ધાન્તો જગત્સમસ્તને સ્હમજાવનારાઓ સર્વગુણસપન છે? કેવળ દોષદ્રષ્ટિથી જોવાનુ પાતક એક સાચો હિન્દીવાન કરશે નહિ ' કૉગ્રેસના વિકાસ સાથે અમ્હારો વિકાસ છે, અમ્હારૂં કલ્યાણ છે અને અમ્હારા દેશનુ પરમ સૌભાગ્ય છે કૉંગ્રેસના ભવ્ય કલ્યાણયજ્ઞમા અમ્હારી આહુતિઓ અપાશે " એ ભવ્ય ભાવના દરેક હિન્દીવાને સ્હમજવી જોઈએ એ સ્હમજવામા દેશનું કલ્યાણ છે, અને ના સ્હમજવામા દેશદ્રોહ છે કઈ માનુષિ સત્તા શુદ્ધ કૉંગ્રેસની શુદ્ધ કલ્યાણપ્રેરક વૃત્તિઓને ડાબી રાખવા સમર્થ છે? કૃત્રિમ બધનો–પ્રતિબધનો એ સામ્પ્રત યુગમા દેશની કસોટી છે દેવને અને સમ્રાટ્ને પ્રત્યક્ષ રાખી સાચો હિન્દીવાન કાયદેસરની દરેક દરેક હિલચાલમા–ચાહે તો રાજકીય હો કે સાસારિક હો કે ધાર્મિક હો પણ તે સૌમા–સપૂર્ણ દૃઢતાથી, વિશ્વાસથી અને વેગથી મચ્યો રહેશે તો શ્રદ્ધા અમર છે અને દેશોદ્ધારના સ્વપ્નો આજે ફલિભૂત થશે. કેવળ ભાવનાશાલિનો ઉપર એ અવ્યાવહારિક હોવાના દોષ મૂકાય છે, પરન્તુ કેવળ વ્યવહારને જ પૂજવામા મનુષ્ય ઉચ્ચ કોટીએ પહોચી શકતો નથી, માટે ભાવનાની પણ જરૂર છે બન્નેનું એકરસથી મિશ્રણ થાય એ પણ જરૂરનુ છે, પરન્તુ તેટલા માટે હિન્દના આ મહાયજ્ઞમા ભાવનામા જ સ્થપાયેલા રહેનારને દોષ દેવાય નહિ જગતની મહા બળવાન પ્રજાઓમા હિન્દે સ્થાન મેળવવુ જોઈએ અને એ સ્થાન જેમ બને તેમ પહેલી તકે દૃઢતાથી અને હિમ્મતથી મેળવવાનો પ્રયાસ હિન્દના સન્તાનો કરે છે એ કેવળ ન્યાય્ય અને ધર્મ્ય છે કૉંગ્રેસની ભવ્ય પ્રતિષ્ઠા બીજા કયા ઉદ્દેશથી કરવામા આવી છે? એનો ઉદ્દેશ આ જ છે અને આ જ હોવો જોઈએ એ ઉદ્દેશ સફળ કરવામા હિન્દનુ ગૌરવ સચવાશે અને એની પરમસિદ્ધિ જગતના મહારાજ્યોમા પ્રતિષ્ઠા અપાવશે આ પરમપદ કયો સાચો હિન્દીવાન હૃદયથી નહિં ઈચ્છતો હોય?

---

# ક્યાં હા! કૂંળો કરસ્પર્શ એ
# જે સ્નેહશાન્તિસુધા સ્રવે ?

લેખકઃ-રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ એલ. બી.

ભૂતકાલના સ્મરણો ધસે
    આજે મગજ મુંઝાવતાં,
સન્તપ્ત કરતાં-ક્ષુબ્ધ કરતાં
    —ભાનને વીસરાવતા;
ભડભડ બળે આજે જ હા !
    ભડકા ભયંકર ચોદિશિ,
તત્કાલની ચિન્તાચિતા
    સ્વાહા કરે ઉરશાન્તિને

ભાવિતણી ભૂતાવળો કૈં
    કલ્પના જગવ્યા કરે;
હા ! સૌ વ્યથાઓ સામટી
    કમ્પાવી નાંખે ઉરને !
—શું શાન્ત કરવા છે ન કૈં
    સંક્ષુબ્ધ આ મસ્તિષ્કને ?
ક્યાં હા ! કૂંળો કરસ્પર્શ એ
    જે સ્નેહશાન્તિસુધા સ્રવે ?

---

# વીર અને વીરપૂજા.

લેખકઃ—રા. મણિશંકર દલપતરામ જોશી, બી એ.

" જનની જણ તો ભક્ત જણ કાં દાતા કાં શૂર
નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર."

પ્રગતિના આ જમાનામા જીવન ઉન્નત કેમ બનાવવું, શ્રેયમ્ કેવી રીતે સાધવું, ઉત્ક્રાંતિનાં શિખર ઉપર શી રીતે ટૂંક સમયમાં પહોંચવુ, એવા અનેક પ્રશ્નો ચર્ચાઇ રહ્યા છે. આવા પ્રશ્નો જ્યારે આપણી સમીપ આગળ ઉભા છે ત્યારે મનુષ્યના હૃદયને અનેક જાતની મુંઝવણ થાય છે, અને આવી મુઝવણોમાંથી છુટવાને અનેક પ્રયત્નો કરવામાં આવે છે. પછી ભલે આ પ્રયત્નો અમુક વ્યક્તિ માટે હોય, પ્રજા માટે હોય કે સમસ્ત દુનિયા માટે હોય. જ્યારે કોઇએક માણસ આવા વિકટ પ્રસંગોમાંથી, તરી પાર ઉતરી જઈ, સ્વાર્પણ કરી, પરમાર્થનો ઝુંડો ઉપાડી વિજયધ્વજ રોપે છે ત્યારે તે માણસે પોતાના આત્માને ઉન્નત દશાએ પહોંચાડ્યો એમ કહેવાય છે. પછી ભલે ને આવો માણસ ગમે તેવા કુટુંબમાં જન્મ્યો હોય, ગમે તેવી ગરીબાઇમા ઉછર્યો હોય. આવી વ્યક્તિ 'વીર' તરીકે લેખાઈ શકે છે તેને જ 'વીર' કહેવો કે જે પરનુ શ્રેયસ કરવામા પોતાનો જીવન-યત્ન નિ સ્વાર્થપણે કરી શકે. આને જ શ્રીમદ્ભગવદ્ગીતામાં 'નિષ્કામ કર્મયોગી લેખ્યો છે.' માટે 'વીર' એક કર્મયોગી છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને સદ્બોધે છે કે 'तस्मात् योगी भवार्जुन ।' આ સૂત્રનુ રહસ્ય ધ્યાનમાં લેતાં માલૂમ પડશે કે કર્મયોગી-વીર એક મહાન્ વ્યકિત ( *Individual* ) હોય છે.

શ્રીકૃષ્ણચંદ્રનાં પુનિત પગલાંથી પવિત્ર થએલા ભારતવર્ષમાં ભીષ્મ, અનર્જુથી માંડી અનેક વીરોએ ભારત ઉજાળ્યો છે અને ભવિષ્યમાં ઉજાળશે. હાલમા ફક્ત આંગળીનાં વેઢાપર ગણાય એટલા જ વીરો પંક્તિમાં આવી શકે છે તેનું કારણ સ્વાર્થપરાયણતા છે. ખરે ! સ્વાર્થ છોડી પરમાર્થ સાધવો એ ઘણું દુર્ઘટ છે ! ક્યાં છે ભીષ્મ જેવાઓ પિતાના સુખને માટે લગ્નને તિલાંજલિ આપનારાઓ ? ક્યા છે હાલ અર્જુન જેવા બાણાવળીઓ ? નથી હાલ ઉદયસિંહ, પ્રતાપસિંહ આદિ જેઓ રણરંગી કેસરીયાંઓ કરનારાઓ અને ક્યાં છે હાલ તે શૂર શિવાજી ભારતવર્ષના ઉદ્ધાર માટે ' યા હોમ ' જગાવનારાઓ ? નથી આપણામાં પૂર્ણ શૌર્ય તો નથી તે શૌર્યની પ્રસંસા કરવાને શક્તિ !

વીર કોણ હોઈ શકે ? એનો પ્રત્યુત્તર આપવો જો કે કઠિણ છે તો પણ અમુક વ્યક્તિને વીરની પંક્તિમાં શી રીતે મુકી શકાય તે જણાવવું સુલભ છે. આર્યાવર્તનો ઇતિહાસ તપાસતાં, શ્રીરામચદ્ર, શ્રીકૃષ્ણ, ભીષ્મ, અર્જુન, ઉદયસિંહ, પ્રતાપસિંહ, શિવાજી, નાના ફડનવીસ વિગેરે નરરત્નોના પુણ્યવંતા નામો શૌર્યપ્રતિભાથી ઝળહળે છે. આ મહાન નરરત્નોનાં જીવનચરિત્રો તપાસતાં ઘણું ઘણું શિખવાનું મળે છે. એ મહાન પુરૂષોની દેશવાત્સલ્યતા ' जननी जन्मभूमिश्च स्वर्गादपि

-गरियसी' પ્રણય સૂત્રમાં કોતરાયલી માલૂમ પડે છે. દેશોદ્ધાર માટેનો વિજયનાદ 'યા હોમ કરીને 'પડો ફતેહ છે આગે' તથા એમણે કરેલે. મહાન્ કર્મયત્ન ક્યા આર્યને ક્ષણભર આશ્ચર્યમાં ન ડુબાડે? એમના ગુણો ક્યા છે તે તપાસવા જતા માલૂમ પડશે કે તેમનામા શૌર્ય, સાધુતા, પારમાર્થિક વૃત્તિ, દેશોદ્ધારની લાગણી, રગેરગમાં પ્રસરી રહી હતી તેથી જ્યારે તેઓ અનેક આપત્તિવિપત્તિઓનાં ભેખડમાં અથડાતા હતા, ત્યારે ભૂખતરસ જેવી ક્ષુલ્લક વૃત્તિઓને વશ ન થતા કંઇકજુદા જ આનંદમાં તેઓ વિહરતા હતા શ્રીકૃષ્ણનો અર્જુનનો વિષાદ ટાળવાનો અર્થપ્રદ ગંભીરરહસ્યોથી ભરપુર સદ્‌બોધ, અર્જુનનુ પાણીપતની ભૂમિપરનું મહાન્ યુદ્ધ અને તેમા તેણે દાખવેલ અડગ ધૈર્ય તથા પરાક્રમ, ભીષ્મની ભીષ્મપ્રતિજ્ઞા, વિક્રમશાલિવાહનનો શક, સિથિઅન યવનોના હુમલા સ્હામેનો ઝુંબેશ, તે પૃથ્વિરાજનું ભૂમિને ડોલાયમાન કરતું પરાક્રમ, ઉદયસિંહ અને પ્રતાપાદિના મોગલ ભ્રષ્ટાચાર સ્હામેના પ્રચંડ કેસરીયા, શૂર શિવાજીનો ભાગ્યોદ્ધારસૂચક જયઘોષ, નાના ફડનવિસનો રજપુત કુસંપ અટકાવવાનો શાંતિનાદ તથા મહારાણી વિકટોરીઆની ભારતની વિચિત્ર સ્થિતિ સમજી લઈ 'સંપ ત્યાં જ જંપ'ના ફળો ચખાડવાની કોશિષો-શું આપણામા તેમનાં પુણ્ય નામો સાંભળતાં નવું રકત ન વહેવડાવે?

જો કોઈ વ્યક્તિ પરનાં શ્રેયસ્ માટે, પોતાના આત્માના બલિદાન આપી-સ્વાર્પણ કરી શકે તો તે પોતાનાં આત્માને ઉન્નત દશાએ પહોચાડયા વિના રહેશે નહિ આને જ મહાન્ કર્મયત્ન કહ્યો છે. પછી આ યત્ન દેશોદ્ધારની દિશામાં હોય કે ઉચું સાહિત્ય ખીલવી, પ્રજા મનોરંજન કરી, સુંદરતા અને સાધુતાના દીપો પ્રગટાવી, અનેરો આનંદ અનુભવાવવામા હોય કે એક સાધારણ સિપાહી તરીકે યુદ્ધભૂમિપર આત્મબલિદાન આપવામાં હોય પ્રસંગ આવતાં જે વિમુખ ન થતાં બલ્કે પાછી પાની ન કરતા 'યુદ્ધમા તન ક્ષત્રી ત્યજે, મરે ન મગ્ગે ધેર' સિદ્ધ કરી શકે છે તે ખરે વીર જ છે ભલે એવી વ્યક્તિઓના નામો ઇતિહાસના પટપર કોતરવામાં ન આવે પરંતુ, સમાજના અમર સ્મરણ પટપર એમના પરાક્રમો ચિરંજીવ રહેશે. વીર શબ્દ આટલા બધા વિસ્તૃત અર્થવાળો હોવાથી, એક શબ્દથી (પારિભાષિક શબ્દથી) તેનું ભાન કરાવવું ઘણું મુશ્કેલ છે

ઉત્તમ પ્રકારનો વીર કેવો હોઇ શકે તે આગળ ઉપર જણાવ્યુ પરંતુ 'વીર' શબ્દનો અર્થ કંઇક સંકોચીએ તો પરમાર્થિક વૃત્તિવાળો માણસ (ગૃહસ્થ) પણ વીર છે વીર એટલા માટે ગૃહસ્થ છતાં સન્યસ્ત દીક્ષા પામે છે, જનસમૂહમા છતા એકાંતના સાધી શકે છે, છેવટે કર્મવીર થઈ શકે છે.

'વીર પૂજા' એટલે મહાન્ પુરૂષોના ભાગ્યમા ભારે વખાણ. વીર-પૂજા માનની લાગણી જ ઉત્પન્ન કરે છે એટલું જ નથી, પરંતુ કોઇ મહાન્ વ્યક્તિને માટે નમન, દેહપતન આદિ સ્વાર્પણ યત્ન શીખવે છે. આપણો જનસમાજ પણ વીરપૂજાના સૂત્રપર રચાયલો છે જનસમાજમાં અમુક દરજ્જા તરફનો આદરભાવ જેના આધારપર આપણા સંમેલનો બંધાયલા છે-તે સર્વ 'વીર સામ્રાજ્યસત્તા (*a Heroarchy Government of Heroes*)

¹ ફ્રેડરીકસ એગ્રોલોજી ૩. રૂ. ૧-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

પર જ કે જ્યાં સુધી માણુસ રહેશે ત્યાં સુધી વીર–પૂજા પણ રહેવાની કારણુ કે પુષ્પો ખીલતાં ભ્રમરો ગુંજવાના જ ઇશ્વરને ન માનનારા ફ્રેંચો પણ વૉલ્ટરને આદરતા હતા–સત્કારતા હતા. અને એની આસપાસ એ નવા જ પ્રકારની વીર-પૂજાની શરૂઆત થઇ હતી જો કે આ એક મોટા ગૌરવવાળી પૂજા ન હતી મહાભારતના નાયક શ્રીકૃષ્ણ માટે પણ એમ જ થયું હતું. પ્રથમ તમના તરફ માનના કુટુંબમાં શરૂઆત થઇ હતી અને મહાભારતની લડાઈ પછીથી થોડોક સમય વિત્યા બાદ કૃષ્ણ–વિષ્ણુ–ગોવિંદ ઇશ્વરાવતારી તરીકે પૂજાવા લાગ્યા એમ ડૉક્ટર ભાંડારકર પોતાના શિવ અને વૈષ્ણવ (*In Shaivism & Vishnuism*) સંપ્રદાયના પુસ્તકમાં સૂચવે છે આ જનસમાજની તેમના તરફની મીઠી લાગણી વીર–પૂજા તો એક અત્યુત્તમ દાખલો છે શું વીરોને સત્કારતા આપણે સત્કારતા નથી? તે જ પ્રમાણે નોર્વેજીઅનનો ઓડીન (*Odin*) વીર–પૂજાનો અત્યુત્તમ દાખલો છે એમ આગળ તત્ત્વજ્ઞ કાર્લાઇલ માને છે

આર્યવર્તનો પુરાણો ઇતિહાસ તપાસતાં અનેક દેવાંશી વીરો દષ્ટિસમીપ ખડા થશે તેમાંના મુખ્ય વેદના દ્રષ્ટાઓ ( *Seers of the Vedas* ) છે પ્રાચીન ઋષિમુનિઓએ કુદરતના બનાવો નિહાળ્યા અને ભીતિગુણોત્પાદક તેમ જ સૌંદર્યવાળા દશ્યો જોતાં તેઓના મનમાં અનેક વિચારો ઉદ્ભવવા લાગ્યા ઋગ્વેદસ્તોત્રો આ વિચારો કવિતામાં પ્રગટ કરે છે. "कस्मै देवाय हविषा विधेम । આદિ વચનો ઋષિઓનો કુદરતનેતા દેવો પ્રતિનો નૈસર્ગિક પ્રેમ સૂચવે છે જેમ એક દીપ તરફ જોઇ એક છોકરૂં તેને પોતાને હાથમાં લેવા તલપે છે તેમ આ પાપરહિત દ્રષ્ટાઓ દુનિઆના અનેક સૌંદર્યથી ભરેલાં દશ્યો જોઇ તેમને હમેશ માટે પોતાના બનાવવા તરફ પ્રેરાયા સુપ્રસિદ્ધ તત્ત્વજ્ઞ પ્લેટો ( *Plato* ) કહે છે તેમ જો કોઈ માણુસને અંધારામાં ઉછેરવામાં આવ્યો હોય અને જો તે એકદમ સૂર્ય જૂએ અને તે જોતાં તેને જે તાજુબી ઉપજે છે, પ્રકાશ તરફ જે મોહ ઉત્પન્ન થાય છે, તેમ તેવો નૈસર્ગિક પ્રેમ કુદરતી દશ્યો જોતા પ્રાચીન કવીઓને થયો હતો અને તેથી જ કાર્લાઇલના અભિપ્રાય પ્રમાણે પ્લેટોને માણુસ પ્રથમ એક છોકરા જેવો, પહેલ વહેલો પેગન વિચારકોમાં દષ્ટિગોચર થાય છે

માણુસ અદ્ભુત ચીજોમાંની એક અદ્ભૂત ચીજ છે પ્રભુની કોઇએક ન કળી શકાય એવી એ એક ચીજ છે આપણે આપણી જાતને ઓળખી શકતા નથી આપણે પોતાને વિષે આપણે કેવી રીતે બોલવું તે પણ જાણતા નથી. પરંતુ આપણે ફક્ત અમુક વિચારી–અનુભવી શકીએ છીએ

આવા સત્તો પ્રાચીન મહર્ષિઓએ અનુભવ્યા હતા અને તેથી જ તેઓ તારાગણો, સૂર્ય ચંદ્ર, ઋતુઓ અને નદી, પર્વત આદિઓને દેવ તરીકે સાક્ષાત્કાર કરી પૂજવા લાગ્યા–અને આવી રીતે પ્રથમ પૂજાની શરૂઆત થઈ તેથી વીરપૂજા દરેક જાતની સ્તુતિના પાયારૂપ પહેલી વસ્તુ છે–જ્યારે એક નાનકડા તારલા ઉપર આટલો બધો ઊંડો વિચાર (*Deep philosophy*) ઉદ્ભવી શકે છે ત્યારે તેના અનુભવકર્તાઓ પર આપણે કેટલો બધો સત્પ્રેમ દર્શાવવો જોઇએ*

---

* ગ્રેજીકલ સાઇકોલોજી રૂ. ૩–૮–૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

'રામબાણ' જેવાં વિશેષણો શું સૂચવે છે. એ જ પ્રમાણે સ્પેનીઆર્ડો પણ જ્યારે કોઇ સુંદર પુષ્પ અથવા સુંદર સ્ત્રી જોતાં આકર્ષાતા ત્યારે તેને લોપ ફુલ ( *Lope Flower* ) અથવા લોપ સ્ત્રી ( *Lope dama* ) કહેતા. એડમ સ્મીથ ( *Adam Smith* ) પોતાના ભાષા ઉપરના નિબંધ ( *Essay on Language* ) માં લખે છે કે સઘળાં વિશેષણો આ પ્રમાણે કોઇક બીજાનાં અત્યુત્તમતાના ગુણથી ઉદ્‌ભવેલા પામ્યા છે. સ્કેન્ડેનેવીઅનનો ઑડીન પણ એક મહાન્ વિચારક હોઇ, વખત જતાં શ્રેષ્ઠ સત્તા અને દેવાંશી ( *Supreme power* ) લેખાયો. તેની આસપાસ દૈવિક સૌંદર્યદ્રષ્ટિ ભાસવા લાગી. અને જ્યારે તે આ પ્રમાણે અનુભવતો હતો ત્યારે તે પોતાના વિષે શું ધારી શકતો હતો ? તેણે સઘળા માણસોને જવાબ આપ્યો કે 'Wudtan!' ઓડીનની રૂન્સ (*Odin's Runs*) એ તેની એક શોધેલી વિચિત્ર ચીજ છે. એ ચમત્કારિક અક્ષરો સ્કેન્ડેનેવીઅનોની બારાખડી બને છે રૂન્સ બારાખડીમાનુ લખાણ નોર્સ લોકોમાં એક ખાસ શોધ છે વળી સ્નોરો ( *Snoro* ) કહે છે કે ઓડીને ( *Odin* ) કવિતા પણ શોધી હતી. જ્યારે પ્રજા એક બાળક સ્થિતિમાં હતી ત્યારે તેમનામાં અદ્‌ભુતતા અને આશા ઓપતાં હતા ઓડીન કવિ હતો-કવિ એટલા માટે કે તે એક ભવિષ્ય ભાખનાર મહાન વિચારક હોઈ શોધક હતો. આ મહાન્ પુરૂષોના ખાસ ગુણો છે અને આ ગુણો સૂચક માર્ગરૂપ છે. આગ્લ કવિ અને સુપ્રસિદ્ધ લેખક કાર્લાઇલે વીરનો અર્થ વિસ્તૃત અર્થમા લઈ, પોતાના હીરોઝ એન્ડ હીરોવર્શીપ' ના પુસ્તકમા વીરોને જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી નિહાળ્યા છે. ધર્મવીર, ભવિષ્ય ભાખનાર વીર, કવિવીર, સત્યવીર અને રાજ્યવીર અને કર્મવીર.

પોતાનાં અકલિત વિશ્વસાથેનાં ખાસ સબંધો, અને કર્તવ્યો, પોતાનુ ભવિષ્ય-અને પોતાના વિષેની ખાસ બાબતો જેને લીધે તે બાકીની વસ્તુઓ જાણી શકે છે-તે ધર્મ છે ટુંકમાં ધર્મ એટલે 'ભાવ-ગમ્ય' 'સંબંધ. આ અદષ્ટ ભાવગમ્ય સબધને લઇને આપણાં બાહ્ય અને આંતરિક પ્રસગો નિશ્ચિત કરી શકાય છે, અને તેથી ધર્મ-વીર 'દેવાંશીવીર' વીર્યતાનો જુનામાં જુનો એક પ્રકાર છે.

વીર સબંધી બાબતથી તપાસતા વીર માલુમ પડે છે આત્માની અને વિચારની પરાકાષ્ઠાએ તે પહોંચેલો હોવો જ જોઇએ. હજી પણ અંગ્રેજી પ્રજાનો વેડનસડે-*Wednesday*-બુધવાર ઓડીનના નામ ઉપરથી ચાલી આવે છે. ખરે મહાન્ વ્યક્તિ જીવન કેવળ ગુજરાતી જ નથી. દુનિઆનો ઇતિહાસ મહાન્ પુરૂષોના જીવન ચરિત્રો છે. મનુષ્યની માણસાઈ-મરદાઈ વીરત્વ એક જીવન તત્વ છે. નિખાલસ હીરપણું એ બીજું તત્વ જ્યારે કોઈ પ્રજા પોતાના ચક્ષુ અને હૃદયવડે કુદરત નિહાળે છે ત્યારે જ તે ખરી પૂજા આદરી શકે છે. ખરો સિદ્ધાંત તો એ છે કે દરેક પ્રસગે સત્યનિષ્ટ હોવું "*

* આગ્લ કવિ અને તત્વજ્ઞ કાર્લાઇલના સુપ્રસિદ્ધ પુસ્તક " Heroes and Hero-worship ' માં દર્શાવાયલા કેટલાક સિદ્ધાંતોને આધારે.

# હૃદયનૌકા.

લેખક રા બાળકૃષ્ણ ચુનિલાલ જોશી.

હરિગીત.

નૌકા હૃદયપટ ઉપરે તરતી તરંગો ગુહ્યથી,
દષ્ટિ થૈ સરિતા હૃદે તરતી અનિલ લહરી થકી,
પીડા કરે કૈં મગર મત્સ્યો, ષડ્રિપુ ભૂમિકા મહીં,
સદ્ગુણ નીતિ વ્યાધો અતિશે વારતા નિજ શક્તિથી. ૧

પ્રારંભમાં ચાલ્યું ગતિથકી નાવ મુજ અનમેલડું,
બાલક અવસ્થા સરિતનું પયપાન મોકળું દીઠું,
નહિ શીત ઉષ્મા લાગતાં, દિલ ના જરી બેચેનમાં,
નિર્દોષ જલના વહનમાં નૌકા ગતિ કરતી ત્યહાં ! ૨

યૌવન દશાનો સમિર ભૂખર, માર્ગમાં આવી ચડ્યો,
ચગડોળ નાવ ચડાવીયું, સદ્ શાંતતા તૂટી પડ્યો,
ઘન ઘોર વાદળી થૈ રહ્યું, વિદ્યુત્ ચમકારા કરે,
જળધાર મૂસળ વર્ષતી, નાવિક દુઃખથી કૈં રૂવે ! ૩

ઉત્તમ કસોટી અનનની, વિશ્વભરે કંઈ શું કરી !
ઉપદેશ કેશવ સહાયથી, નાવિકની બુદ્ધિ ફરી,
શુદ્ધ બ્રહ્મ દશ્ય સ્વરૂપમાં, તલ્લીન મનડું થૈ જતું,
જ્યોતિ કૃપા પરમેશની થી, નાવનું રક્ષણ થયું ! ૪

---

ગુજરાતી પ્રેસ નંબર ૩ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ.

# કાગળનો ઉદ્યોગ.

લેખક:–રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ બી.

સંસ્કૃતિના વધારા સાથે તથા કેળવણીના વિસ્તાર પામવાથી કાગળનો ઉપયોગ પણ દિવસે દિવસે વધતો જ ગયો છે. દૈનિક વર્તમાન પત્રો, અઠવાડીક પત્રો, માસિકો, ત્રિમાસિકો, અને દરરોજ



કાગળ બનાવવાની મિલમાં દાખલ થતી લાકડાંની ભરેલી ગાડીઓ.

પ્રગટ થતાં થોકબંધ પુસ્તકો, એ બધામાં, આગળ કદિ નહિ વપરાયલા તેટલા મોટા પ્રમાણમાં આજે કાગળો વપરાય છે. અહિં કરતાંયે યૂરોપ અમેરિકામાં અને બીજા દેશોમાં તો તેની કાંઈ

સાંભળ્યું હતું. ગુજરાતમાં પણ વાંસદા રાજ્યમાં વાંસના જંગલોમાંથી કાગળની બનાવટ માટે વાંસનો માવો મેળવવાની સગવડ છે, તેથી ત્યાં પણ કાગળનું કારખાનું ખોલવાની વાતો સંભળાતી હતી. પરંતુ હજી સુધી આટલી મુશ્કેલીઓ વેઠ્યા પછી પણ કાગળો બનાવવાનું



કાગળોના જથ્થાને ધોવા માટેનાં મિશ્ર યંત્રો.

એક પણ નવું કારખાનું આપણા દેશમાં નિકળ્યાનું અમારે જાણવામાં આવ્યું નથી. આશા છે કે આપણા કોઈ સાહસિક ગુજરાતી વેપારી કે નામદાર રાજેશ્વર આ ઉદ્યોગ તરફ વધારે વ્યવહારિક અને આગ્રહી નજર નાંખશે.

ઇજીપ્તની ચડતીના સમયમાં ત્યાં આગળ પેપીરસની બનાવટ થતી હતી. કાગળની બના-

મકની પ્રાચીનમાં પ્રાચીન ઐતિહાસિક નોંધ આ પેપીરસની જ છે. તેની બનાવટ, તે નામના જ છોડવામાંથી થતી હતી પુરાણાં ચિત્રોમાં સાંકડા અને ગોળ ગોળ વાળેલા લપેટા (ટીપણા વાળવામાં આવે છે તેવા ) ના રૂપમાં આ પેપીરસ કાગળ જોવામાં આવે છે. તેના ઉપર બરૂથી અમુક બનાવટની લાલ યા કાળી શાહીથી લખવામાં આવતું હતું. તુરતના બનાવેલા પેપીરસનો



તૈયાર થયેલા કાગળને ઉતારવા માટેનું છેલ્લું યંત્ર.

રંગ સફેદ હતો, અને તેના ઉપર આછી ભૂરી છાયા રહેતી હતી. પણ જે પેપીરસ સૈકાઓ પછી જોવામાં આવ્યો છે તે ઘેરા કે આછા ભૂરા રંગનો છે, અને એ એટલો તો બરડ બની ગયેલો છે કે અડકતાંને વાર તેનો ચુરો થઈ જાય છે.

વનસ્પતિના માવામાંથી હાલની માફક બનાવેલો કાગળ પ્રથમ તો, ખ્રિસ્તિ સનની કોઈક પહેલાં, ચીના લોકોએ ઘણું કરીને બનાવ્યો હતો. આ બનાવટ કરવાનો ખ્યાલ અમુક જીવડાં કાગળ બનાવે છે તેમના નિરીક્ષણથી કદાચ આવ્યો હશે. ચીનાઓ શી રીતે કાગળ બનાવતા હતા તે બરોબર જાણવામાં આવ્યું નથી. પણ અમુક ઝાડની છાલ, વાંસનો સુંવાળો ગર્ભ તથા



છાપખાનાં માટે તૈયાર થએલા કાગળો.

રૂને એકઠાં કરી તેના માવામાંથી કાગળ બનાવતા હશે એમ લાગે છે. ચીનાઓની આ હુન્નર સમરકંદના આરબ વ્હેપારીઓ શીખી ગયા અને ઈ. સ. ૭૦૪ માં તેમણે ઘણો ઉપયોગી થઈ શકે તેવો કાગળ કપાસના માવામાંથી બનાવવા માંડ્યો. આ હુન્નરનું જ્ઞાન વખત, જતાં જર્મનીથી

પ્રસરવા માંડ્યું. સ્પેનના મૂર લોકો, તથા આરબોએ સીસીલી જીત્યું એટલે ત્યાંના લોકો, આ કળા શીખ્યા. અત્યાર સુધી ફક્ત રુના માવામાંથી જ કાગળો બનતા હતા. અને સ્પેનમાં મૂર રાજ્યની પડતી થવાની સાથે આ ઉદ્યોગની પણ પડતી થવા માંડી, અને તે ભૂલી જવા જેવો થયો.



દુનિઆમાં મ્હોટામાં મ્હોટો કાગળનો લપેટો.
વજન ૧૦૦૦ પૌંડ; એક આખા કાગળની લંબાઈ ૭ માઇલથી પણ વધારે.

કળાનું જ્ઞાન સદંતર નષ્ટ થયું ન હોતું, અને બારમા સૈકામાં તો, પહેલે નંબરે સ્પેનમાં, અને તેથી બીજે નંબરે ઇટલીમાં, આ ઉદ્યોગ ફરી જન્મ પામ્યો. જ્ઞાનના નવીન પુનઃપ્રસાર સાથે આ

સઘળું પાણી સૂકવી નાંખવામાં આવે છે. કાગળની આ સુકી ચાદરને પછી સુંવાળી અને ચળકતી કરવાના સંચા ( કૅલેન્ડર ) ઉપર ચઢાવવામાં આવે છે, અને તેથી તે સખ્ત, ચળકતો, સફેદ કાગળનું સ્વરૂપ ધારણ કરે છે. જેમ વધારે ભૂંગળાઓ ઉપરથી આ ચાદરને પસાર કરવામાં આવે છે, તથા તેના ઉપર વધારે દબાણ લગાડવામાં આવે છે, તથા કૅલેન્ડર ઉપર વધારે વાર રાખવામાં આવે છે, તેમ તેમ કાગળ સારી જાતનો બનતો જાય છે.

લાકડાં સિવાય બીજા પદાર્થમાંથી બનતા કાગળની રીત પણ લગભગ ઉપર દર્શાવી તેવી જ હોય છે. ઉંચી જાતનો કાગળ બનાવવા માટે ચિંથરાના માવાની જરૂર પડે છે. દરેક જાતનો કાગળ કપડાના ચિંથરામાંથી માવો બની શકે છે. જ્યારે પ્રવાહી માવો થાય ત્યારે કસોટીનથી તેમાંથી દરેક જાતના રંગને દૂર કરવામાં આવે છે તે શિવાયના ફેરફારો નાના નાના છે. દાખલા તરિકે લખવાનો કાગળ સુકાઈ જાય છે ત્યારે સરેસથી ભરેલી એક નળીમાંથી તેને પસાર કરવામાં આવે છે, તેથી તેમાંના ઝીણાં કાણાં પુરાઈ જાય છે, અને શાહી કાગળ ઉપર પ્રસરી જતી નથી. રંગીન કાગળ બનાવવા માટે માવામાં રંગ ઉમેરવામાં આવે છે અથવા તો કાગળ બન્યા પછી પણ રંગ ચઢાવી શકાય છે પણ કૅલેન્ડર ઉપર ચઢાવ્યા પહેલાં રંગ લગાડવો જોઈએ. આ રીતે કાગળની બનાવટ થાય છે.

એકંદરે કાગળની બનાવટ બહુ અઘરી નથી સાંચાકામ પણ અટપટું નથી અને હિન્દમાં તેનો માવો બનાવવાની ચીજો પણ છે તે માટે આ ઉપયોગી ઉદ્યોગ તરફ હવે ઉતાવળે આપણા ધનિક વર્ગે ધ્યાન આપવું જોઈએ. હિન્દમાં હાલમાં જે કાગળો બને છે તે પરદેશી કાગળો સાથે સ્પર્દ્ધામાં ઉતરી શકે તેવા છે, પણ તે ઘણા જ થોડા જથ્થામાં બને છે. જો વધારે કાગળ બને તો તેની જરૂર ખપત થાય. વળી વંશપરંપરાથી કાગદીનો ધંધો કરનાર લોકોને થોડું સાંચાકામ, અને સુધરેલી રીતો શીખવવામાં આવે તો જરૂર તેમનો ધંધો પણ ખીલે અને કાગળના કેટલાંક કારખાનાં પણ ઉભાં થઈ શકે. અમદાવાદ જેવા ગુજરાતના જે જે શહેરોમાં વિજળીની મદદ મળી શકે તેમ છે, ત્યાં ત્યાં તો આવાં ઘણાં નાના કારખાનાંઓ ઉભા થઈ શકે, અને હાથની ચાળીની માફક કાગળનો ગૃહઉદ્યોગ પણ સારા પ્રમાણમાં ખીલી શકે

હિંદમાં પરદેશથી આવતા તેમ જ હિંદમાં બનતા કાગળોની કીમતના આંકડા નીચે મુજબ છેઃ

| સાલ. | હિંદમાં બનેલા કાગળની કીં | આયાત થયેલાની કીં. |
|---|---|---|
| ૧૯૦૮ | રૂ. ૭૫૮૭૨૬૦ | રૂ. ૯૪૨૫૦૨૫ |
| ૧૯૦૯ | રૂ. ૭૯૧૧૯૪૫ | રૂ. ૧૦૦૦૨૫૨૫ |
| ૧૯૧૦ | રૂ. ૮૧૫૧૫૪૦ | રૂ. ૧૧૦૦૫૮૩૦ |
| ૧૯૧૧ | રૂ. ૮૧૦૪૪૮૦ | રૂ. ૧૧૬૧૧૯૨૦ |
| ૧૯૧૨ | રૂ. ૭૭૦૬૦૪૦ | રૂ. ૧૩૫૮૩૪૦૦ |

આમ પરદેશથી આયાત થયેલા કાગળની અને પુંઠાની કીમત ૧૯૧૩ ના માર્ચમાં પુરા થતાં વર્ષમાં તો રૂ. ૧૪૪૫૯૫૦૫ હતી અને ૧૯૧૬ ના માર્ચનાં પુરા થતા વર્ષમાં તેની કીમત રૂ. ૧૫૮૭૬૮૧૦ હતી. આ ઉપરાંત કાગળ બનાવવા માટેનો કેટલોએક તૈયાર માવો પણ પરદેશથી આવે છે.

આ બધાંમાં દિલગીરીની વાત એટલી જ છે કે હિંદના જંગલોમાં માવો બનાવી શકાય તેવા ઘણાએ પદાર્થો થાય છે, તો પણ તેનો ઉપયોગ કરવામાં આવતો નથી, અને કરોડો રુપિયાના કાગળ, તથા માવો પરદેશથી આવે છે. અસલ તો ચીંથરા, શણ, જુના દોરડા કે ટાટ એટલાં જ માવો બનાવવામાં હિન્દમાં વપરાતાં હતાં. પરંતુ હમણા જંગલખાતાયે પ્રયોગો કરવા માંડ્યા છે, તે ઉપરથી એમ સાબિત થયું છે કે કાગળ માટેનો માવો, વાંસ, સવાના, બેબ, અને સવાઇ નામની ઘાસ, હીમાલયમાં ઉગતા સ્પ્રુસ અને ફર નામનાં ઝાડ, વગેરેમાથી બનાવી શકાય તેમ છે. આ ઉપરાંત અઢાર જાતનાં ઘાસ અને તેમાંતી આઠમાથી તો પહેલા નંબરનો માવો બનાવી શકાય તેમ છે. આખી દુનિયાના માવો બનાવવાના પદાર્થો કરતાં આ ચીજો સસ્તી પડે તેમ છે, અને તેમનો જથ્થો પણ અખૂટ છે. બ્રહ્મદેશના વાંસ જ એકલા કદી ખુટે તેમ નથી. આ ઉપરાંત એક બીજો પદાર્થ પણ હિંદમાં છે. હમણા હમણાં તો પ્રયોગોદ્વારા સિદ્ધ થયું છે કે કપાસના ઝાડના લીલા સાંઠામાંથી કાગળનો માવો બની શકે તેમ છે. રૂનો પાક ઉતર્યા પછી દરવર્ષે આ સાંઠા નકામા પડે છે. તેથી રુ ઉગતું હોય તે જીલ્લામાં તે ઘણા જ સસ્તા પડે, અને દરવર્ષે નવો પાક થતો હોવાથી તે ખુટે પણ નહિ. અમેરિકામાં પણ લાકડાં ખુટી પડવાનો ભય બતાવવામાં આવે છે. અને તેથી ત્યાં પણ કપાસના સાંઠાનો ઉપયોગ કરવા તરફ ખેતીવાડીખાતાયે ધ્યાન દોર્યું છે. ગુજરાતમાં પણ નવસારી, ભરૂચ, ભાવનગર વગેરે સ્થળે રૂનો પાક પુષ્કળ છે. બીજા દેશોની માફક અમેરિકામાં કાગળ બનાવવાનો ઉદ્યોગ કેટલો આગળ વધ્યો છે એની ઝાંખી ઝાખી આપવા માટે તે ત્યાંના કેટલાક કારખાનાંઓમાં ચાલતી પ્રવૃત્તિઓનું ભાન આપવા માટે આ લેખની અન્દર એ ઉદ્યોગને લગતાં ચિત્રો મુકવામાં આવ્યાં છે. સદર ચિત્રો જુદી જુદી મિલોનાં છે આપણા દેશમાં આવાં કારખાનાંઓ ઉઘાડવાની અગત્ય અનેક દષ્ટિબિંદુઓથી જોવાની આપણે જરૂર છે. કોઈ સાહસિક વેપારી તે સ્થળોએ આ અતિ ઉપયોગી ઉદ્યોગનાં કારખાનાં નહિ ઉઘાડે ?

---

# જીવ, જગત્ અને ઈશ્વર.

લેખકઃ—રા. મોતીલાલ જેઠાલાલ મહેતા.

*A Divine Life is not only possible, but the very aim of man in his evolution. A Divine Life means to live in the integral power of the spirit and that integral power does not consist, as we can see, only of its possession of his infinite being, consciousness and delight in the repose of a featureless existence indifferent to or unaware of all activity, but resides in the simultaneous possession of a transcendent and a cosmic existence and its perfect delight in both of its transcendence and its cosmic activity and therefore also in every individual activity and in all the grades of being. Thus simultaneous possession and delight are evident for without that the cosmos could not remain in existence for a moment.* × × × × ×

*To break down the separateness of mind, life and body of which the separative ego sense is the knot, to open himself to and become one with the universal and the transcendent and in this new self-experience to develop the glories and powers of the spirit in his liberated being is the destiny of the human spirit.* × ×

*And the rising of the individual to this height is the sign and promise of the elevation of the race, of which the liberated individual must be not only the type, but the Chief assistant and instrument.*

—*Aurovindo Ghose.*

આપણે આપણી તરફ અને જગત તરફ જોઈએ છીએ ત્યારે આપણને પહેલાં ત્રણ તત્ત નજરે પડે છે. પહેલું શરીર, બીજું, તેમાં સંચાર કરતો પ્રાણ અને ત્રિજું મન કે જે પ્રાણને શક્તિ આપી કામે લગાડે છે, પ્રાણ અને શરીર ઉપર સત્તા ચલાવી પોતાની શક્તિ ઓળખે છે. વિસમી સદી સુધીના વિચારો, સાયન્સદ્વારા આ ત્રણ તત્વની હયાતી કબુલ કરે છે અને કહે છે કે આ ત્રણ તત્વો શરીરમાંથી થયા છે અથવા પ્રાણમાંથી થયા છે અથવા ગુણોત્કર્ષ પ્રમાણે તે ત્રણેનું સાથે ઉત્થાન થયું છે. અત્યારસુધીનું આ તત્વમાન

૧. Matter. ૨ Life. ૩ Mind. ૪. Evolution

તે માત્ર મનુષ્યના મનની કલ્પના છે કારણ કે તેણે શરીર અને પ્રાણની જ પરીક્ષા બરાબર કરી છે. મનનું ખરૂં સ્વરૂપ બરાબર જાણ્યું નથી અને આત્મા જેવું તો કાંઇ તત્વ જ નથી એવું માનવા-મનાવવા આગ્રહ કરે છે. તેથી સ્વાભાવિક રીતે જે વિચાર સાયન્સદ્વારા આવે-જે સાયન્સ બતાવે તે જ સાચું અને જે સાયન્સ ન બતાવી શકે-જે સાયન્સ નક્કી ન કરી શકે-જેની સાયન્સને ખબર નથી તે બધું ખોટું એમ માની બેઠે છે મન કે જેની પરીક્ષા સાયન્સથી થઇ શકતી નથી તે કરે તે ખોટું એમ માને છે જેમ જેમ મનનું સાયન્સ આગળ વધતું જશે અને મનની અનંત શક્તિઓ જાણવામાં અને અનુભવવામાં આવશે તેમ તેમ મનના અને મનની ઉપર રહેલ મૂળ ખરા તત્વોની ખબર પડશે તે વખતે આત્મજ્ઞાન થશે અને સર્વ વિચાર-સર્વ જ્ઞાનનું મૂળ આત્મા છે એમ ખબર પડશે.

અમે જે રીતે વિચાર કર્યો છે તેમાં મનની ઉપરના પણ તત્વો છે એમ માની લીધું છે. તેનું કારણ અમારી પાસે તે તત્વોને સમજાવે તેવું શાસ્ત્ર હતું અને તેમાં બતાવેલ તત્વો ઘણે અંશે અનુભવેલ હતા અમે તેના ઉપર આધાર રાખીએ છીએ કારણ કે તે જે કહે છે તે દરેક બાબત અનુભવમાં આવી શકાય છે. એટલું જ નહી, પણ વીસમી સદીના વિચારના સાધનો-સાયન્સ વિગેરે--તે કે જુદી દિશામાં કામ કરે છે તો પણ-તે ઉંચા તત્વો ખુલ્લા કરતા જાય છે અને તેથી અમારા અનુભવને ઘણો વધારે ટેકો મળે છે. તે વિશાળ દૃષ્ટિએ જીવ અને જગતનો વિચાર કરતા એમ લાગે છે કે મન પ્રાણ અને શરીર ઉપરાંત એક ઘણી મોટી સત્તા-ઘણું મોટું તત્વ હયાતી ધરાવે છે કે જેને આધારે મન, પ્રાણ અને શરીર ચાલે છે અને જેની અંદર રહેલ વસ્તુઓ એ જણ બતાવે છે. પુરાતન કાલની વિચારપદ્ધતિમાં આત્મજ્ઞાન તે સર્વ જ્ઞાનનું મૂળ છે એમ મનાતું હતું અને તેદ્વારા જીવ અને જગતનાં મૂળતત્વો સમજવામાં આવતા હતા જો આપણે માત્ર બાહ્ય દૃષ્ટિ જ રાખી જોઇએ તો આત્મા માત્ર મન, પ્રાણ અને શરીરનું પરિણામ હોય તેમ દેખાશે પણ જો આપણે તે દૃષ્ટિએ અટક્યા વગર અંતરદૃષ્ટિ રાખી-મનની ઉપર રહેલ તત્વોને તેનું મૂળ સ્વરૂપ ખુલ્લું કરવા દઇએ તો જણાશે કે આત્મા સર્વ વસ્તુઓનો મુખ્ય આશ્રય છે. વળી આત્માનું ખરૂં સ્વરૂપ સમજવા મહેનત કરીએ- તેના કાર્યોની શુદ્ધ રચનાનું પૃથક્કરણ કરીએ તો તે આપણા સૌના અસ્તિત્વનું તેમ જ સૌના સમગ્ર જીવતનું મૂળ આત્મા છે એમ સમજાશે. તે જ પરમ-આત્મા પરમાત્મા છે એમ અનુભવમાં આવશે તેનો ખરો સ્વભાવ ત્રણ પ્રકારનો છે (૧) સત્ એટલે પોતાની હયાતી માટે જેને બીજા કોઈ તત્વ ઉપર આધાર નથી. જે સૌનો આશ્રય છે પણ જે કોઇને આશ્રયે નથી. (૨) ચિત્ એટલે જેમાં જ્ઞાન અને ક્રિયા બન્ને શક્તિઓ રહેલી છે અને (૩) આનંદ એટલે પોતાના સ્વરૂપના જ્ઞાનનો આનંદ. આ ત્રણે પ્રકારનો સ્વભાવ એક વસ્તુમાં છે. તે વસ્તુ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ ઇશ્વર છે. એ ત્રણે સ્વભાવનું એકીકરણ કરી તેનો વિચાર સુલભ થાય એવા હેતુથી અમે તે વસ્તુને સત્ ચિત્ આનંદ—સચ્ચિદાનન્દ કહીએ છીએ

બધું સચ્ચિદાનન્દથી ઉત્પન્ન થાય છે. તેમાં લય પામે છે તેનાથી જ જીવે છે. સચ્ચિદાનન્દ જીવ–જગતથી પર છે, અતીત છે છતાં જીવ અને જગતરૂપે બહાર દેખાય છે. જીવ અને જગતમાં છૂપી રહ્યા છતાં જીવ અને જગત રૂપે અવતરે છે. તે દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છિન્ન થતા નથી. છતાં દેશ કાળ અને વસ્તુરૂપે જણાય છે. તેની ઉત્તમ અતીત દશામાં તે પરબ્રહ્મ કહેવાય છે અથવા જ્યાં કોઈ વિચાર પહોંચી શકતો નથી એવું કોઈ શૂન્ય તત્વ છે. પણ આ બધા રસ્તા એક જ વસ્તુને બતાવે છે. શૂન્ય એટલે જે શૂન્ય નથી તેનાથી પર–અતીત. બુદ્ધિ–ગ્રાહ્ય ન હોવાથી જ કોઈ તેને શૂન્ય કહે છે. અસ્તિ એટલે છે એમ માને તે આસ્તિક કહેવાય છે ન–અસ્તિ–નથી એમ કહે તે નાસ્તિક કહેવાય છે. નાસ્તિક પણ કહે છે કે તે તત્વ બુદ્ધિમાં આવે તેવું નથી માટે નથી. તે વસ્તુથી મળતા અખંડ આનન્દથી અને તેની સાથે રહેલા તેના જ્ઞાનથી આપણે આપણુ તે મૂળ તત્વ જાણી શકીએ છીએ

પણ જીવ જ્યારે જગતનો અનુભવ લે છે ત્યારે જગત સચ્ચિદાનન્દ એવા આનંદરૂપ પ્રભુનું સ્વરૂપ હોવા છતા દુઃખમય અજ્ઞાનમય–વિરોધી સ્વભાવવાળું જણાય છે તેથી મનુષ્ય જીવને આ વિષય ઘણો મુશ્કેલ થઇ પડે છે આપણે તેનો ટુંકો જવાબ આપી શકીએ કે જગત બધું માયામય છે. કલ્પિત છે–મનનું કાર્ય છે વિગેરે–પણ તેથી જીવને સંતોષ થશે નહી. તેમાં વળી બીજી મુશ્કેલી એ થશે કે સચ્ચિદાનન્દનું એકુ સ્વતંત્ર સ્વરૂપ ફેરવી તેને દુઃખમય અજ્ઞાનમય બનાવી દે એવી સ્વતંત્ર માયા કોણ છે આથી કાઇ ખુલાસો થતો નથી. તેથી આનંદઘન પ્રભુ અને દુઃખમય જગત વચ્ચે શું સંબંધ છે તે સમજાશે નહી. જગતને સ્વપ્નવત–મિથ્યા કહેવાથી જેટલી મુશ્કેલી છે તેથી વધારે દેખાય છે. તે મતમાં થોડુંક સત્ય છે પણ તે એકદેશી છે. જીવ, જગત અને ઇશ્વર વચ્ચે કેવો ઘાટો સબંધ છે તેનો આધ્યાત્મિક અનુભવ થઇ શકે છે અમે બધી દૃષ્ટિએ તે તત્વની પરિક્ષા કરી અમારો અનુભવ કરીએ છીએ. તે દૃષ્ટિએ જગત અને ઇશ્વર જુદા પ્રકારના સ્વભાવ બતાવે છે તેનું કારણ અને તે બે વચ્ચે કેવો સંબંધ છે તેનુ કારણ મળી આવે છે. જીવને પરબ્રહ્મના સ્વરૂપનો જે આનંદકારક અનુભવ થાય છે તે તથા જીવ–જીવવચ્ચે અને જીવ–જગતવચ્ચે જે દુઃખમય અને અજ્ઞાનમય અનુભવ થાય છે તેની સામ્યતા અમને જણાઇ આવે છે. જીવની નીચેની પરિણામી ત્રિગુણાત્મક અપરા પ્રકૃતિ કે જેમાં જીવ રહે છે તે વચ્ચે અને બીજી ઉત્તમ ગંભીર પ્રભુની આનંદકાર પરાપ્રકૃતિ વચ્ચેની સાંકળ અમને સ્પષ્ટ દેખાય છે. જગત અને ઇશ્વર બન્ને સ્વભાવ જીવમાં દેખાય છે અને જીવનો ખરો સ્વભાવ પણ સ્પષ્ટ થાય છે. ઉત્તમ જ્ઞાન–તત્વજ્ઞાનથી તે ચાવી મળે છે. અને પરાપ્રકૃતિદ્વારા જીવ, જગત અને ઇશ્વરનું સમગ્ર સ્વરૂપ જણાઇ આવે છે તે સ્વરૂપ સમજવાથી જ મનુષ્યજીવન પ્રભુમય જીવન થઈ શકે છે. દુરૂપ પુરૂષોત્તમ બની શકે છે.

પહેલાં તો જીવ અને જગત જેવાં આપણને બાહ્ય દૃષ્ટિએ દેખાય છે તેવાં જ બરાબર છે કે નહીં. તેની આપણે તપાસ કરવી જોઇએ. એ પરિક્ષા કરવા જતાં એમ જણાય છે કે દૃશ્ય

પદાર્થો જેવા સત્ય દેખાય છે તેવા સત્ય નથી. દૃશ્ય પરતંત્ર છે. કાર્ય છે. અને માત્ર કાર્યરૂપે સત્ય છે તેનું જીવન સ્વતંત્ર નથી તેથી તે ખોટા છે, મિથ્યા છે એમ પણ નથી. તે છે પણ તેનો આધાર દ્રષ્ટાની દૃષ્ટિ ઉપર રહેલો છે. શરીર દૃશ્ય છે તે દ્રષ્ટાની દૃષ્ટિ અનુસાર બંધાય છે. અને તે પ્રમાણે બંધાતા આપણને જગતમાં પહેલુ દેખાય છે. તેથી બાકીના બીજા તત્વોનું મૂળ કારણ શરીર હોવુ જોઇએ એમ આધિભૌતિક શાસ્ત્ર (*Materialist*) નો મત છે. પણ તે મત અપૂર્ણ છે. અને તેથી ખોટો છે. શરીર અને આત્મા બન્ને વસ્તુસ્વરૂપે એક છે. જીવ, જગત અને ઇશ્વર બધું બ્રહ્મમય છે. બીજું કાંઈ નથી. सर्वं खलु इदं ब्रह्म. આત્મા સ્વતંત્ર વિશાળ તત્વ છે. શરીર તેની જ શકિતનુ પરિણામ છે. તેની અનંત શકિતઓ કે જેથી તે પોતાનું સ્વરૂપ બહાર લાવે છે તેનુ પરિણામ શરીર છે. જેવુ વ્યકિતમાં બને છે તેવું જ સમષ્ટિમાં બને છે.

પહેલાં આ બાબત સ્પષ્ટ દેખાતી નથી. પહેલા એમ જણાય છે કે શરીર પ્રાણથી બંધાય છે અને પ્રાણમાં કાંઈ જ્ઞાન હોય તેમ જણાતું નથી. જેમ સુતેલા માણસના પ્રાણ ભમતા છતાં કોઈ ચોરી જાય તો ખબર પડતી નથી. પણ પ્રાણની અંદર મન રહેલુ જ હોય છે તે ધીરે ધીરે ખુલ્લુ થતુ જાય છે શરીર અને પ્રાણમાં જે અજ્ઞાન છે તે માત્ર જ્ઞાનનો તિરોભાવ છે. શરીર અને પ્રાણ હોય ત્યાં મન નથી, ચેતન નથી, જ્ઞાન નથી એવુ જોવાની આપણને ખોટી ટેવ પડેલી છે. મનુષ્ય દૃષ્ટિ તે કાંઈ છેવટની સાચી દૃષ્ટિ નથી. તેનાથી નીચાં અને ઉંચાં દૃષ્ટિબિંદુઓ છે. આપણા પોતામા પણ કેટલુ ક ઉંચુ જ્ઞાન રહેલ છે કે જે આપણે સુતા હોઇએ છીએ ત્યારે જેમ કામ કરે છે તેમ કેટલુક અદૃશ્ય રીતે પણ કામ કરે છે કે જેની આપણને ખબર નથી. તેથી શરીર અને પ્રાણવાળાં વૃક્ષમાં અને પશુજીવનમા મન દેખાતુ નથી તોપણ તે તેમાં રહેલુ હોય છે અને તે છુટું થઈ ધીરે ધીરે મનુષ્ય જેવા ઉંચ જીવનમા સ્પષ્ટ રીતે બહાર આવે છે. તે મન સૌમાં એક જ છે પણ કાર્યમાં તેનું પ્રકારાન્તર થાય છે. તેથી શરીર તે માત્ર દૃશ્ય નથી પણ ચેતનમય-જ્ઞાનમય દ્રષ્ટાનું રૂપ છે.-સત્ ચિત્ આનંદરૂપમા ચિત્નુ સત્ છે માત્ર સ્થૂલ શરીર હોય તેવા પથ્થર વિગેરેમાં ચેતન-મન ન દેખાય તો પણ રહેલુ હોય છે. અને પહેલાં વૃક્ષમાં પછી પશુમાં ને પછી મનુષ્યમાં તે સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે સમષ્ટિ દૃષ્ટિએ જોતા જગત જ્ઞાનમય-ચેતનમય પ્રભુનું જ શરીર છે.

જે કારણને લઇને જડ પદાર્થમાં ચિત્ નથી એમ મનાય છે તે જ કારણને લઇને પથ્થર જેવા જડ પદાર્થમાં પ્રાણ પણ નથી એમ મનાય છે. પણ હવે સાયન્સની મદદથી આપણે જડ પદાર્થમાં પ્રાણની હયાતી માનવી પડે છે. વૃક્ષમાં આપણા જેવા જ જ્ઞાનતંતુઓ છે. મનુષ્યમાં અને વૃક્ષમા એટલો જ ફેર છે કે મનુષ્યમા પ્રાણની સાથે મન વધારે સ્પષ્ટ હોવાથી મનુષ્યમાં તેના માનસિક પ્રતિધ્વનિ થાય છે અને વૃક્ષમાં થતા નથી. કારણ કે વૃક્ષમાં મનુષ્યના જેવું મન નથી અથવા મન છે તો તે સ્પષ્ટ નથી અને તે પ્રાણની ક્રિયામાં એકાગ્ર થઈ રહેલ હોવાથી મનુષ્યના મન જેવું સ્વતંત્ર નથી. પશુમાં વધારે છુટું થઇ મનુષ્યમાં તે સ્પષ્ટ જણાય છે. આપણને હવે પછી કદાચ એકવીસમી સદી પહેલાં સાયન્સ ખાત્રી કરી આપશે કે

ધાતુ અને પથ્થરમાં પણ પ્રાણ રહેલ છે પણ જેમ વૃક્ષ અને પશુમાં મન છતાં સ્પષ્ટ નથી તેમ પથ્થરમા પ્રાણ છતાં સ્પષ્ટ નથી. આ ઉપરથી જણાશે કે પ્રાણની ઉપર અને તેની સાથે ચિત્ રહેલ હોય છે. પથ્થરમાં તે ચિત્ પથ્થરના નિયમ પ્રમાણે રહેલ જણાય છે., વૃક્ષમાં વૃક્ષના નિયમ પ્રમાણે, પશુમાં તે પ્રમાણે પ્રાણ જેવું, અને મનુષ્યમાં તે ચિત્ મન જેવું દેખાય છે. ખરીરીતે તો બધામાં તે ચિત્ રહેલ છે. આપણે મનુષ્ય સુધી જ ચિત્તની પરિક્ષા કરી પણ મનની ઉપર પણ ચિત્નાં સ્થાન છે. મનની ઉપરનાં તત્વો વિજ્ઞાન—આનંદ વિગેરેનો જ્યારે પ્રકાશ થાય છે ત્યારે ચિત્તની તે ઉંચી દશામાં પ્રાણ પણ તે સ્થાનને અનુસરી ઘણુ સ્વતંત્ર જીવન આપે છે.

આ પ્રમાણે શરીર અને પ્રાણ એ બે જગતમાં ઘણા મોટાં તત્વો છે તેની આપણે પરિક્ષા કરી અને શરીર જેમ ચિત્નુ રૂપ છે તેમ પ્રાણ તે જ ચિત્તની શકિત છે. વળી તે શકિતની સાથે જ જ્ઞાન રહેલું છે. તે જ્ઞાન જ્યારે માત્ર ક્રિયામાં એકાગ્ર થઈ ગયેલ હોય છે ત્યારે પોતે પોતાને ભુલી જાય છે. હવે મન શું છે તે આપણે જોઇએ. મન પણ તે જ ચિત્તની એક દશા છે. પ્રાણ કે જે ક્રિયા કરે છે તેની અંદર રહેલ મન બહાર પડે છે. મને જે કર્યું છે, જે કરે છે અને જે કરવાની ઇચ્છા કરે છે તે વિશે ચિત્ વિચાર કરી, સમજીને કાર્યને નિયમમાં લાવે છે. પ્રાણ કે જે ખબર આપે છે તેને જે ચિત્ જવાબ આપે છે તે મન કહેવાય છે. ચિત્તની જ્ઞાનશક્તિ કે જે નિશ્ચય કરે છે તે બુદ્ધિ (*Intelligence*) કહેવાય છે. અને ચિત્ની જે ક્રિયાશક્તિ છે તે ઇચ્છા (*Will*) કહેવાય છે આ બધી નવી રચના નથી બધાં તત્વો દરેક વસ્તુમાં રહેલાં છે. અણુમાં અણુથી મહાનમાં મહાન વસ્તુઓ પણ જોવામા આવે છે. પણ જે રીતે તે આપણામાં કામ કરે છે તે જોતા સમષ્ટિ મન, સમષ્ટિ બુદ્ધિ, ને સમષ્ટિ ઇચ્છા વિગેરે હોય નહીં એવો ભાસ થાય છે. અને જાણે કે તે મનુષ્ય અને પશુમાં જ આવીને ચાલ્યાં જતાં હોય તેવો દેખાવ થાય છે. નિરભિમાની થઇ જગતની બરાબર પરિક્ષા કરીએ તો જણાશે કે બધાં તત્વો આપણામાં આવિર્ભાવ થાય છે તો તે જે શકિતથી આપણે બન્યા તેમાં મૂળથી જ એ હોવાં જોઇએ. જેમ સમષ્ટિ શરીર અને સમષ્ટિ પ્રાણનો અનુભવ થાય છે તેમ સમષ્ટિ મનનો પણ અનુભવ થઈ શકે છે.

પણ આ સત્ય વિચારમાં જ નહીં પણ અનુભવમાં લેવામાટે આપણે પહેલાં પ્રાણ અને શરીરની અંદર રહેલી મનની કલ્પનાઓની ઉપર જતું જોઇએ, નહીતર આધિભૌતિક—જડવાદીઓ જેટલું જ સત્ય મળશે અને કહેવુ પડશે કે શરીર ચેતન છે અને પ્રાણ અને મન તેમાંથી નીકળ્યાં છે અથવા પ્રાણ જ સત્ય છે અને શરીર અને મન તેના નીચા અને ઉંચા પરિણામ છે. મનનું નિરીક્ષણ કરતાં પણ જણાય છે કે તેમાં પણ ઘણાં સ્થાન છે પહેલાં પથ્થરમાં રહેલ મન પથ્થરના ધર્મને આધારે જડવત્ દેખાતું હતું પછી પશુમાં કાર્યને માટે જરાં છુટું થયેલ જણાય છે અને મનુષ્યમાં વધારે પકવ થયેલ લાગે છે. મનની ઉપરના વિશાળ ક્ષેત્રમાં પણ મન ઘણું સ્વતંત્ર થઇ રહે છે અને તે દશાએ આપણે

---

ઉપનિષદો. રૂ. ૫—૦—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

પહોંચી શકીએ છીએ એટલુ જ નહીં પણ તે વિજ્ઞાન દશાપ્રાપ્ત થયે આપણે જ્ઞાન અનેક્રિયા-શક્તિના ખરા સ્વરૂપનો અનુભવ લઇ શકીએ છીએ તે વિશાળ મન સામાન્ય મનને નવુ જ્ઞાન અને નવી શક્તિઓ આપે છે. જેમ મનુષ્ય જીવ, શરીર અને પ્રાણવાળા નીચના જીવનમાથી ચડતાં ચડતા મનમા સ્થિતિ કરી પ્રાણ અને શરીરને-મનને ઉપયોગમા આવે તેવા બનાવે છે તેમ તે જ જીવ વિશાળ મનમા જઇ મન, પ્રાણ અને શરીરને તાબે કરી તેને નવી શક્તિઓ આપી નવો ઉત્તમ આનંદ લઇ શકે છે આ વિશાળ મનને અમે વિજ્ઞાન (*Super-mind*) નામ આપેલ છે વિજ્ઞાન, મનને પોતાનો સ્વતંત્ર અનુભવ આપે છે અને સત્ય જણાવે છે. તેનામા મનને સ્વતંત્ર બનાવવાની શક્તિ છે પણ મનના પોતાના ક્ષેત્રથી ઉપર વિજ્ઞાનનું પોતાનું સ્વતંત્ર જ્ઞાન અને સ્વતંત્ર શક્તિવાળુ ક્ષેત્ર છે કે જ્યા જીવને સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે તે દશામા ઇશ્વરની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તાનો અનુભવ થાય છે. અને ત્યા સ્થિતિ કરી રહેવા જેટલી લાયકાત આવે ત્યારે ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે તે વિજ્ઞાન સર્વ વસ્તુઓમા સર્વ ઠાંને રહેલું હોય છે. પણ તેનુ મૂળ મનની ઉપરના ક્ષેત્રમા છે ત્યા તે સ્વતંત્ર રીતે પરિપૂર્ણ અવસ્થામા અનુભવમા આવે છે

વિજ્ઞાનનુ તેજ આપણા મન ઉપર પડે છે ત્યારે જ ખરા સત્યનુ-આત્માનું ભાન થાય છે પહેલા તે જ્ઞાનના કિરણો દેખાય છે. તેનો છુટક અનુભવ થાય છે અને મનુષ્યના સ્વાભાવિક જીવનથી ઉંચા પ્રકારનુ જીવન હોય તેવા સંદેશા ત્યાથી મળતા રહે છે આપણે તે વિજ્ઞાનદશામા આપણુ જીવન ઉંચ પ્રકારનું કરી શકીએ છીએ, અને તે ઉંચુ જીવન આપણું સ્વાભાવિક જીવન કરી શકીએ છીએ ત્યારે જ આપણને ખબર પડે છે કે બધી દશામાં ને બધાં જન્મમા આત્મા જ આપણુ ખરૂ સ્વરૂપ હતું અને છે અને બાકીના બીજા નીચેના તત્વમાં અંતવત્ પરિણામી ક્રિયાઓ તેને આધારે થતી હતી. નીચેના તત્વોમા ઉતરતા પ્રકારનું જ્ઞાન હોય છે શક્તિ કમ હોય છે અને સુખ પણ તેથી હલકું હોય છે. વિજ્ઞાન ઉપર આત્મા છે કે જે આપણું ખરૂ સ્વરૂપ છે તેનો તે વખતે અનુભવ થાય છે તે આત્મા સ્વતંત્ર, સત્, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન સુખસ્વરૂપ દેશ, કાળ અને વસ્તુથી અપરિછિન્ન જણાય છે. જેને પોતાના જીવન માટે પ્રાણ અને શરીર ઉપર આધાર નથી, જેને પોતાના જ્ઞાન માટે મન અને ઇન્દ્રિઓની જરૂર નથી, જેને પોતાના આનંદ માટે વસ્તુઓના બાહ્ય સ્પર્શની દરકાર નથી તે જ તત્વને આપણા આર્યદેશના તત્ત્વવેત્તાઓ આત્મા કહે છે. તે આત્મા આપણા સર્વમાં એક છે આપણે અનેક થયા છતા તે અનેક થતો નથી પણ સર્વત્ર એક જ રહે છે. તે દેશ, કાળ, અને વસ્તુઓમા વ્યાપ્ત છે નામ, રૂપ, વિચાર શક્તિ ઇચ્છા વિગેરે સર્વમા છે, સર્વત્ર છે ને સર્વ શક્તિમાન છે. વ્યષ્ટિમા પણ તે છે સમષ્ટિમા પણ તે છે, બન્નેથી અતીત શુદ્ધ બ્રહ્મ પણ તે છે. અનેક રૂપે થયા છતાં એકરૂપે તે મટતો નથી. એકરૂપે રહીને અનેક રૂપ લઈ શકે છે, તે જ સાચામાં સાચું સત્ય છે કે જેનો બરાબર અનુભવ થાય જેના સમગ્ર સ્વરૂપનું જ્ઞાન થાય તો,

બાકી ન જાણ્યું તેવું આ જગતમાં કાંઈ રહેતું નથી કારણ કે તે સર્વ છે. યસ્મિન્ વિજ્ઞાતે સર્વં વિજ્ઞાતમ્.

પણ તેનું સમગ્ર સ્વરૂપ માત્ર મનની ઉપર રહેલ વિજ્ઞાનથી જ જાણી શકાય છે. પહેલાં તે વસ્તુ આપણો જ આત્મા હોય તેમ લાગે છે. પછી, તે જ આત્મા સર્વત્ર છે એમ ખબર પડે છે. અને તે બધી વસ્તુઓનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ છે એમ ખબર પડે છે. બધી વસ્તુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું તે જ મૂળ છે એમ જણાય છે. તેથી આત્માનં સર્વભૂતેષુ સર્વભૂતાનિ ચાત્મનિ–પોતાને બધામાં અને બધાને પોતામાં જુએ છે. ઉપરાંત બધી વસ્તુઓમાં એટલું જ નહીં પણ બધા કાર્યોમાં પણ પોતાની શક્તિ જોઈ શકાય છે. સત્, ચિત્ અને આનંદ—ઈશ્વર, જીવ અને જગત રૂપે પ્રગટ થયેલ લાગે છે. છતાં તેથી ઉત્કૃષ્ટ અતીત થઈ રહેલ પણ જણાય છે. ઉપનિષત્ કહે છે આત્મા અભૂત્ સર્વાણિ ભૂતાનિ આત્મા જ સર્વ ભૂતમય થયેલ છે. તે સ્વતંત્ર છે. જેટલું થઈ ગયું, થાય છે અને થવાનું છે તે તેનું જ રૂપ છે. મનને અહીં એક મુશ્કેલી પડે છે. તે એ છે કે તે ઈશ્વર અને જગતના સ્વભાવની સામ્યતા કરી શકતું નથી. અને આધ્યાત્મિક માર્ગમાં પણ જગત્નું ખરું સ્વરૂપ તરત ઓળખી શકતું નથી. કારણ કે ઈશ્વર સ્વતંત્ર છે, અનંત છે, સર્વ છે. અને જગત કે જે તેનું જ રૂપ છે તેમાં આપણને પહેલો અનુભવ લેતાં જીવ પ્રેરણાધર્મી, જુદા શરીર, મન, અહંકારવાળો માલુમ પડે છે. ઈશ્વર સર્વજ્ઞ છે, જીવ અલ્પજ્ઞ છે. ઈશ્વર સર્વ શક્તિમાન છે, જીવ અલ્પ શક્તિવાળો છે ઈશ્વરનો આનન્દ સ્વતંત્ર છે. જીવ પોતાના આનન્દ માટે પરતંત્ર છે. એટલું જ નહીં પણ જીવ કદાચ સુખી, કદાચ દુઃખી અને કદાચ બેમાંથી કાંઈ ન હોય તેવી ત્રણ પ્રકારની દશા ભોગવતો જોવામાં આવે છે. તેથી મનુષ્ય સ્વાભાવિક રીતે એમ માને છે કે જીવ અને જગતના સ્વરૂપ મિથ્યા છે. તે ઈશ્વરના રચેલ છતાં–ઈશ્વરનું સ્વરૂપ છતાં ખોટા છે, માયામય છે, ને સ્વપ્નવત્ છે તેથી ઈશ્વરને જ સાચો માની જીવભાવ મુકી–જીવન છોડી–જગત છોડી, સંન્યાસ લઈ, જીંદગી પુરી કરવા તરફ મનુષ્ય સ્વાભાવિક રીતે પ્રેરાય છે.

પણ અમારો અનુભવ એવો છે કે જેમ પશુજીવનથી ઉંચા પ્રકારનું તેનાથી સ્વતંત્ર મનુષ્યજીવન ભોગવી શકાય છે તેમ મનુષ્યજીવનથી ઉંચા પ્રકારનું સ્વતંત્ર પ્રભુમયજીવન પણ જગતમાં રહીને ભોગવી શકાય છે એટલું જ નહી પણ તે જીવન પ્રાપ્ત કરવું તે જ બધા મનુષ્ય જીવનનો મુખ્ય હેતુ છે. પ્રભુમય જીવન એટલે પ્રભુની સમગ્ર શક્તિ પ્રાપ્ત કરવી–ઈશ્વરનું બધું ઐશ્વર્ય મેળવી જીવન ઉત્કૃષ્ટ કરવું જોઈએ. સત્ ચિત્ આનંદનાં શાંત સ્વરૂપ કે જે જગત તરફ બેદરકાર હોય, જેને જગતના કાર્યોનું ભાન ન હોય તેના શાંત સ્વરૂપનો અનુભવ લેવો તેનું નામ ઐશ્વર્ય નથી. તેના નિર્ગુણ સગુણ, ક્રિયાત્મક અને અક્રિયાત્મક બન્ને સ્વરૂપ જોઈ જીવ, જગત અને ઈશ્વર ત્રણે સ્વરૂપે એક હોવાથી ત્રણેનો સમગ્ર ભાવે અનુભવ કરવો જોઈએ.

તેના શાંત સ્વરૂપની શાંતિ ઉપર ન તેના ક્રિયાત્મક સ્વરૂપનો એટલે જીવ અને જગતનો આનંદ પણ સાથે લેવો જોઇએ આ પ્રમાણે સર્વ પ્રકારથી આનંદ લેવો તે જ જીવનનું રહસ્ય છે તેમ ન હોય તો જીવ અને જગત એક ક્ષણ પણ નભી શકે નહી ત્યારે હવે પ્રશ્ન એ છે કે મનુષ્યને તે આનંદ મળી શકે કે નહીં મનુષ્યની કલ્પનામા નહિ પણ તેના ખરા અનુભવમા આવી શકે કે નહીં? સચ્ચિદાનન્દના શાંત સ્વરૂપનો આનંદ તો આજીના ઘણા ધર્મરસિકો અને જ્ઞાનીઓ મેળવી શક્યા છે પણ તેની સમગ્ર ક્રિયાનો આનંદ પણ મનુષ્યને મળી શકે કે નહી તેની હવે આપણે તપાસ કરીએ

મુખ્ય મુશ્કેલી એ છે કે મનની ઉપર તરત નજીક તત્ત્વ વિજ્ઞાન છે કે જે પ્રભુની ચિત્ શક્તિ છે અને જે અનેકત્વમા એકત્વનો અનુભવ આપી શકે છે તેનુ આપણને બરાબર જ્ઞાન થવુ જોઇએ જેમ મન અનુભવમા આવી શકે છે તેમ વિજ્ઞાન પણ અનુભવમા આવી શકે છે વિજ્ઞાન અન્તવાળી વસ્તુઓની અનંતતા જોઇ શકે છે જીવ સ્વરુપમા જગત અને ઇશ્વરના સ્વરૂપ દેખી શકે છે અનેક ઇચ્છાઓ એક ઇચ્છાને અનુસરે છે, તે જાણી શકે છે મનની વૃત્તિઓ કે જે અનેક પ્રકારનો ભેદ કરે છે તેની પાછળ રહેલ વિજ્ઞાન અભેદ અનુભવ આપી શકે છે. દેખાતા મરણ શરણ જીવ અને જગતની અમરતા જાણી શકે છે મનને જે સુખદુઃખ વિગેરે જણાય છે તેમાં પણ અખંડ આનંદની વ્યાપ્તિ અનુભવી શકે છે જો મનુષ્ય આ વિજ્ઞાન તત્ત્વને જાણી તેની શક્તિ મેળવી શકે એટલું જ નહી પણ જેમ મનોમય થઈ રહેલ છે તેમ વિજ્ઞાનમય થઇ જાય તો તેની બધી મુશ્કેલી મટી શકે પણ જો તેનાથી વિજ્ઞાનતત્ત્વ જાણી-અનુભવી ન શકાય-વિજ્ઞાનદશા પ્રાપ્ત ન થઈ શકે તો ઉત્કૃષ્ટ જીવન માટે તેનો બધો પ્રયાસ નિષ્ફળ થાય અને મનુષ્યજીવનથી ઉત્કૃષ્ટ જીવન છે જ નહી એમ કહેવુ પડે તેમ હોય તો તેને સુખ દુઃખના દ્વંદ્વોમા નિરંતર ભટકવુ પડે, અપૂર્ણ અવસ્થામા જ રહેવુ પડે અને પ્રભુએ જીવ અને જગત શા માટે રચ્યા તેનો હેતુ જડે નહીં, અને તેથી જીવ તત્ત્વ નષ્ટ થવુ જોઈએ એટલે કે જગતમા જીવો ઉત્પન્ન થવા જ જોઇએ નહિ

આ બાબત બરાબર સમજવી હોય તો સત્ ચિત આનંદ પ્રભુએ પોતાની ચિત્ શક્તિથી એટલે વિજ્ઞાનદ્વારા આ જગત કેવી રીતે રચ્યુ અને તે શક્તિ નથી તેમા કેવી ક્રિયા કરે છે તે સમજવુ જોઇએ પહેલુ આપણને જણાય છે કે જગતની બધી વસ્તુઓમા સત્-આત્મા છે, અને દરેક નામરુપવાળી વસ્તુઓની પાછળ તે સત્નુ સમગ્ર સ્વરૂપ રહેલું હોય છે નાના પ્રમાણમા વિભાગોમા પણ તેનો વિભાગ થતો નથી બીજુ, આપણને દરેક વસ્તુમા ચિત્ જણાય છે કે જે દરેક વસ્તુના કાયદાને અનુસરી તેના જેવુ દેખાય છે તે ચિત્ શક્તિ અણુમાં અણુથી મહાનમા મહાન વસ્તુઓમાં રહેલી છે દરેક વસ્તુના હૃદયમાં છુપાઇ રહી દરેક વસ્તુને જન્મ આપે છે, સ્થિતિ આપે છે, એકત્વમાં અનેકત્વ કરે છે અને અનેકત્વમાંથી એકત્વ કરે છે જગતની બધી વસ્તુઓની અને બધા કર્મની સામ્યતા કરે છે આપણે સ્થૂળ જગતનો મંડેલ

પહેલો અનુભવ સાચો માની બેઠા છીએ તે છોડવો જોઇએ. મન અને પ્રાણનો અનુભવ પણ છેવટનો નથી. પહેલાં મન, પ્રાણ અને શરીરમાં આત્મા અને વિજ્ઞાન પરતન્ત્ર હોય તેવો દેખાવ થાય છે. તે અનુભવ સાચો નથી. શરીર અથવા સ્થૂલ પદાર્થ પહેલાં ઉત્પન્ન થયાં નથી પણ છેલ્લાં ઉત્પન્ન થયેલ છે. તેથી મન, પ્રાણ અને શરીરનો પહેલો અનુભવ સાચો નથી. મન, પ્રાણ અને શરીરની ઉપર ઘણા ઉંચાં તત્વો રહેલાં છે એમ વેદથી અને અનુભવથી જણાય છે કે જે તત્વોના જીવનનો આધાર મન પ્રાણ અને શરીર નથી પણ જેને આધારે મન, પ્રાણ અને શરીર ચાલે છે. વળી મન, પ્રાણ અને શરીરવાળાં મનુષ્ય જીવનમાં જ મનની ઉપર વિજ્ઞાન અને સત્ ચિત્ આનન્દ ( આત્મા ) રહેલ હોવાથી મનની ઉપરનાં ક્ષેત્રમાં મનુષ્ય ચડે ત્યારે જ તેનું જીવન પ્રભુમય થઇ શકે—ત્યારે જ પુરૂષ પુરૂષોત્તમ થઈ શકે છે.

આ ઉત્તરોત્તર ક્ષેત્રો સાત પ્રકારના તત્વથી ગુંથાઇ રહેલ છે. તે સાત પ્રકારના તત્વથી જીવ જગત અને ઇશ્વરનો ખુલાસો થઇ શકે છે. પહેલા ત્રણ તત્વ સ્વતંત્ર છે. તે સત્ ચિત્ અને આનન્દ છે કે જેમાં અનંત જીવન અનંત જ્ઞાન અને અખંડ આનન્દ રહેલ છે. પૂર્ણ અનુભવ થયે જણાય છે કે જગતની દરેક વસ્તુ તેનાથી ઉત્પન્ન થઇ છે તેથી સચ્ચિદાનન્દનો અનુભવ થાય છે ત્યારે પોતાને બધામાં અને બધાને પોતામાં જોઇ શકે છે અને સર્વજ્ઞ થાય છે. આપણો સ્વભાવ ફરી જાય છે. ને પ્રભુસ્વભાવને પ્રાપ્ત થઇ સાધર્મ્યે મુક્તિ મળે છે. સત્ ચિત્ આનંદ એ ત્રણ તત્વ સુધી ઉત્પત્તિ નથી અને નાશ પણ નથી કારણ કે તે તત્વ પૂર્ણ સ્વતન્ત્ર છે. જીવ અને જગતની ઉત્પત્તિ અને લય થાય છે તેથી તે ઉત્પન્ન થતી વખતે જ જીવ જીવ વચ્ચે અથવા જીવ જગત વચ્ચે અથવા જીવ જગત ને ઇશ્વર વચ્ચે કોઇ પણ પ્રકારનો સંબન્ધ બાંધે તેવું તત્વ તેની સાથે જ ઉત્પન્ન થયું જોઈએ તે તત્વ વિજ્ઞાન છે. સત્ ચિત્ આનંદના મૂળ સ્વરૂપમાં વધઘટ થયા સીવાય તેનું ચિત્ એકરૂપ છોડ્યા વગર એકમાથી અનેક રૂપ લે છે એટલે કે ચિત્ પોતે બે પ્રકારનું થાય છે. તેણે સત્ ચિત્ આનન્દ આગળ અભેદ રાખી, જીવ જગતના અન્યોન્ય સંબન્ધ માટે વ્યાવહારિક ભેદ પણ ઉત્પન્ન કર્યો. ચિત્ અથવા વિજ્ઞાનથી જ બધી વસ્તુઓની ઉત્પત્તિ થઇ છે. પોતાની શક્તિથી તે જ્ઞાન અને ક્રિયારૂપ થયું. પોતે જ જ્ઞાન થયું. પોતે જ ક્રિયા થઈ. પોતે જ પુરૂષત્વ છોડ્યાવગર પ્રકૃતિ થઈ. જેમ બીમાં ગર્ભિત રહેલ વૃક્ષ બહાર આવે છે તેમ સચ્ચિદાનન્દમાં રહેલ જીવ અને જગત ચિત્તને બહાર લાવે છે. ચિત્નાં ક્ષેત્રનો બરાબર અનુભવ થાય છે, ત્યારે ચિત્નો સ્વભાવ બે પ્રકારનો લાગે છે. પોતે એકમાંથી અનેક રૂપ લઇ અનેકમાં એક રૂપે આનન્દ લે છે એટલું જ નહીં પણ અનેક રૂપમાં પણ દરેક એક રૂપને પણ સ્વતન્ત્ર કરી તેને સમજીને દરેકનો સ્વતંત્ર આનંદ લે છે. ચિત્ના આ બીજા સ્વભાવથી દરેક જીવને સ્વતંત્ર જીવન મળે છે છતાં પહેલો સ્વભાવ પણ તે જ ચિત્નો હોવાથી જીવ જીવ વચ્ચે અથવા જીવ જગત વચ્ચે વાસ્તવિક ભેદ થઈ શકતો નથી. સચ્ચિદાનંદનું પણ તે જ ચિત્ હોવાથી જીવ જગત અને ઇશ્વર વચ્ચે સ્વતન્ત્ર ભેદ થઇ શકતો

નથી કારણ કે ત્યાં પણ પોતાને બધામાં અને બધાને પોતામાં જોવાનો ધર્મ રહેલો છે. ચિત્‌ના સ્વભાવને વિજ્ઞાન કહે છે તે ચોથુ તત્ત્વ છે. મન પ્રાણ અને શરીરના નીચલાં ત્રણ તત્ત્વો સ્વતન્ત્ર નથી પણ તે ચિત્‌ના બીજા સ્વભાવનુ પરિણામ છે. એટલે કે સત્‌મા-એક રૂપમાં અનેક રૂપે આનદ લેવા માટે ચિત્‌ પોતાની ક્રિયા શક્તિથી મન પ્રાણ અને શરીર રૂપે બહાર આવે છે. મન, પ્રાણ અને શરીરમા ઉતરેલ તે શકિત અનેક રૂપે આનંદ લેવા માટે મન પ્રાણ અને શરીરને મુખ્ય ગણી આગળ કરે છે ત્યારે જ જીવ જીવ વચ્ચે ભેદ થાય છે, ત્યારે જ જ્ઞાન ક્રિયા અને જીવનનો ભેદ થાય છે. અને તે ભેદથી જ એટલે મન પ્રાણ અને શરીરને સ્વતન્ત્ર જોવા કરી દસ્યકોટીનો આનંદ ચિત્‌ લે છે. આ વસ્તુસ્થિતિ વિશ્વમાં નિત્યસિદ્ધ હોવાથી મન, પ્રાણ અને શરીર એ ત્રણ તત્ત્વ પણ ઉત્પન્ન થવાં જ જોઇએ. ટુકામાં જીવ, જગત્‌ અને ઇશ્વર એ એક વસ્તુ છે અને પોતાના આનદ માટે સાત પ્રકારમાં જાય છે તેને વેદમા સાત નદીના પ્રવાહ કહે છે અથવા સાત લોક પણ કહે છે તે નીચે પ્રમાણે છે—

| તત્ત્વ-લોક | તત્ત્વ-લોક |
|---|---|
| ૧ સત—સત્યલોક | ૫. મન—સ્વર્લોક. |
| ૨. ચિત્—તપોલોક. | ૬. પ્રાણ—ભુવર્લોક. |
| ૩. આનંદ—જનલોક | ૭. શરીર—ભૂલોક |
| ૪. વિજ્ઞાન—મહર્લોક. | |

પુરાણમાં તો તેને સાત ઋષિઓ પણ કહે છે. સમજણને માટે સાત કરીને બતાવે છે. જોકે ખરી રીતે તે સાત લોક સચ્ચિદાનન્દના જુદા જુદા દષ્ટિબિન્દુઓ છે અને સચ્ચિદાનન્દનુ સમગ્ર સ્વરૂપ છે.

એ તો ખુલ્લુ છે કે ભેદ છે તે અનિત્ય છે. અભેદ જ સત્ય અને નિત્ય છે. જીવનું શરીર જગતના શરીરનો ભાગ છે. જીવનો પ્રાણ જગતના પ્રાણની ક્રિયા છે. જીવનું મન જગતના મનથી ચાલે છે. ત્યારે એવી કઈ સત્તા છે કે જે નિત્ય અભેદમા અનિત્ય ભેદ બતાવ્યા કરે છે. ચિત્‌મા એક એવી શકિત રહેલી છે કે જે પોતે તૈયાર કરેલ નામરૂપવાળી વસ્તુઓમાં તદાકાર થઈ તેના આનન્દમા પોતે પોતાને ખોઇ બેસતુ હોય તેવું દેખાય છે. આ સચ્ચિદાનન્દના ચિત્‌ની ક્રિયા શકિત છે વેદાંતમાં તેને તપ કહે છે. પોતાના મનથી પોતાના સ્વરૂપના બાહ્યસ્પર્શમાટે અનેક રૂપે આનન્દ લેવા મન પ્રાણ અને શરીરમાં તે ચિત્‌ એટલું બધું એકાગ્ર થઈ જાય છે કે તે પોતાનું બધું જ્ઞાન પોતાની ક્રિયાની પાછળ રાખે છે અને પોતાની બાહ્ય ક્રિયાને પ્રધાન રાખી પોતાના જ્ઞાનને ગૌણ કરી રાખે છે. મૂળ સચ્ચિદાનન્દ (આત્મા) અને વિજ્ઞાન તે તો પોતાના સાચા સ્વરૂપમાં પાછળ જોવાને તૈયા જ રહે છે પણ ચિત્‌ની બાહ્ય ક્રિયાને તેને તેનુ જ્ઞાન રહેતુ નથી. છતાં સર્વે કાળમાં તે બાહ્ય ક્રિયા પણ સચ્ચિદાનન્દથી જીવે છે. તેનાથી જ ચાલે છે. દષ્ટાથી જ દસ્ય નભે છે. માત્ર દસ્ય કોટીમાં દસ્યના દષ્ટિબિંદુથી જોવાથી જીવ, જગત અને ઇશ્વર વચ્ચે ભેદ દેખાય છે. આ દષ્ટિને અજ્ઞાન કહે છે કે જેમાં આપણે રહીએ છીએ. તે માત્ર આપણા ખરા સચ્ચિદાનન્દ

સ્વરૂપનું અજ્ઞાન છે. આપણને લાગે છે કે આપણે શરીરમાં રહીએ છીએ-સત્‌માં રહેતા નથી. પ્રાણમાં રહીએ છીએ, ચિત્‌માં રહેતા નથી. મનમાં અથવા દુઃખમાં રહીએ છીએ, આનન્દમાં રહેતા નથી છતાં જેનું અજ્ઞાન છે તે વસ્તુથી જ આપણે જીવીએ છીએ. કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે મન, પ્રાણ અને શરીર કે જે દશ્ય છે તે સચ્ચિદાનન્દ દ્રષ્ટાનું બાહ્ય સ્વરૂપ છે. આ બાહ્ય સ્વરૂપને એટલે એક ભાગને જ સાચો માનવો તે અજ્ઞાન છે, તે અજ્ઞાનથી અવિભક્ત વસ્તુ વિભક્ત દેખાય છે. આપણી શક્તિ કમી થાય છે. આપણું જ્ઞાન અપૂર્ણ રહે છે. અને તેથી આપણો આનંદ, આપણું સુખ. અંતવત્ અપૂર્ણ લાગે છે કે જે દુઃખરૂપે દેખાવ દે છે અને સચ્ચિદાનન્દ જેવા આનન્દસ્વરૂપ ઇશ્વરે દુઃખી જીવ અને જગત કેમ કર્યાં તેનો વિચાર દુર્ઘટ થઈ પડે છે ઉપર બતાવ્યા પ્રમાણે પ્રવર્તેલ ચિત્ બાહ્ય ક્રિયામાં પોતાને પોતાના તપથી એટલું બધું એકાગ્ર કરે છે કે નામરૂપવાળા દશ્ય કોટીના છેડા ઉપર તે તે ક્રિયામાં અન્તર્ધાન થઈ જઇ દેખાતું બંધ થાય છે તેથી કેટલીક વસ્તુઓ તદ્દન જડ દેખાય છે. આ પ્રમાણે જડ વસ્તુઓમાં પણ તે જ ચિત્ ગર્ભિત (*Involved*) રહેલ હોવાથી પહેલાં શરીરમાંથી પ્રાણરૂપે બહાર આવે છે. પછી મનરૂપે, પછી વિજ્ઞાનરૂપે અને પછી સતચિતઆનંદરૂપે બહાર આવે છે. આપણું અજ્ઞાન તો આ બળની ક્રિયા છે. એટલે ગુણોત્કર્ષ (*Evolution*) પ્રમાણે આપણું ચિત્ શરીર અને પ્રાણ જેમાં પ્રધાન છે એવા પશુશરીરોમાંથી નીકળી મનુષ્યમાં પાછળના અનુભવને લીધે પશુવૃત્તિઓની અનુવૃત્તિ રહેલ છતાં મન સુધી પહોચેલ છે, અને તેની ઉપરના વિજ્ઞાન અને આનન્દમય ક્ષેત્રો તરફ જવા માટે મથે છે. મનુષ્ય સર્વજ્ઞ સર્વશક્તિમાન સચ્ચિદાનન્દ થવા પ્રયત્ન કરે છે. આ પ્રમાણે જીવ જેમ પથ્થરમાંથી વૃક્ષ થઈ, પશુ થય, મનુષ્ય થયો તેમ હવે પછી પણ ચડતો ચડતો સચ્ચિદાનન્દ થાય, પુરૂષ પુરૂષોત્તમ બને એટલે સચ્ચિદાનન્દના અનુભવથી સ્વતંત્ર બની મન પ્રાણ અને શરીરને નવુ રૂપ આપી જગતમાં પ્રભુ થઇ રહે તે જ મનુષ્યજીંદગીનો મુખ્ય હેતુ છે. તે સામ્રાજ્ય લેવા માટે જ-દરેક મનુષ્ય માટે જીવન-યુદ્ધ નિર્માણ થયેલ છે. ગુણોત્કર્ષ થવો તે જગતનો સ્વભાવ જ છે. તેથી જ મનુષ્યને તે ઉત્તમ દશા પ્રાપ્ત થઈ શકે છે. જગત્ જડવત્ લાગે છે છતાં તેની અંદર ઉપર જણાવેલ સાત તત્વો ગર્ભિત રહેલ હોવાથી ગુણોત્કર્ષ પ્રમાણે બહાર આવ્યા વગર રહેશે નહિ. પહેલાં પ્રાણરૂપે પછી મનરૂપે પછી આત્મારૂપે આવિર્ભાવ થતા આત્મજ્ઞાનની સાથે જ વિજ્ઞાન અને સચ્ચિદાનન્દનો અનુભવ થાય છે. મનુષ્ય કે જેમાં મન પ્રધાન છે, મનુ છે, તેને આ ઉત્તમ આધ્યાત્મિક પદ મળી શકવા પુરેપુરો સંભવ છે. જીવ અને જગત માત્ર મન, પ્રાણ અને શરીરરૂપ હોય તો ગુણોત્કર્ષ પણ મન પ્રાણ અને શરીરના નિયમ પ્રમાણે થશે. પણ મનની ઉપરના ઉત્તમ સ્થાનો તેના મૂળ સ્વરૂપમાં રહેલ હોવાથી મનુષ્યને તે મળી શકે છે તે સચ્ચિદાનન્દ પદ પ્રાપ્ત કરવું એટલું જ નહીં પણ (જેમ પશુસ્વભાવ ફેરવી મનુષ્યસ્વભાવ કર્યો તેમ) તે સ્વતંત્ર જીવ નથી. મનુષ્ય સ્વભાવ ફેરવી પ્રભુમય જીવન કરવું તે જ આપણી જીંદગીનું સાર્થક છે, તે જ આપણા અપૂર્ણ જીવનની પરિપૂર્ણતા છે.

અત્યારે તો જીવ ફક્ત એટલે ઉંચે ચઢેલ છે કે મનથી પ્રાણ અને શરીર ચલાવે છે પણ મનની ઉપરના તત્વો મનની અદૃશ્ય રહેલ હોવાથી ક્રમ પ્રમાણે ખુલ્લા થતાં જાય છે મન ઉપર નજીક તત્વ વિજ્ઞાન છે તેનો અનુભવ થઈ તેની શક્તિથી મનોમય મટી વિજ્ઞાનમય થઇ તેમા વિકાસ પામી પછી આત્માને ઓળખી નીચેના તત્વોને પણ તાબે કરી નવું રૂપ આપી શકે છે આ પદ ધીમેધીમે વિકાસ પામવાથી પામી શકાય છે અને તેથી જ વારવાર જન્મ લેવો પડે છે એક શરીર છોડી બીજુ શરીર લીધા પહેલાં જેટલો વિકાસ પહેલા શરીરમા થયો હોય તેટલો પોતામા ધરાવતા જેટલી અનુકૂળતા અને વખત મળે છે, અને ત્યા નવો થયેલ વિકાસને વધારવા માટે એટલે પૂર્ણ સ્વરૂપને ઓળખવા માટે મનુષ્ય સ્વરૂપ લઈ અવતરવુ પડે છે. ઉત્તમોત્તમ આત્માનુભવ લેવો–આત્મવિકાસ કરવો તે જ મનુષ્યજીવનનો હેતુ છે અને દરેક જન્મમા તે વધારે વિકાસ પામી આગળ વધતો જાય છે

આ આત્મજ્ઞાન જીવને જ થાય છે, આત્મવિકાસ જીવનો જ થાય છે, કારણ કે ઈશ્વર તે તો પોતાનુ અને જીવ–જગતનુ પૂર્ણ જ્ઞાન છે અને તેમા વ્યાપી રહેલ છે સમષ્ટિ આત્મા પણ પોતાનું અને ઇશ્વરનુ સ્વરૂપ એક છે એમ જાણે છે જીવમા જ જગત અને ઇશ્વર વિશે અપૂર્ણ જ્ઞાન છે તેથી જીવને જ અપૂર્ણતા મટાડવાની છે આત્મા પોતાની ક્રિયાથી દશ્ય જીવ થઈ અનેક રૂપે આનન્દ કરે છે અને તે જ પોતાના જ્ઞાનથી દશ્ય રહી એક રૂપે પણ આનન્દ કરે છે તેથી મન પ્રાણ અને શરીરવાળા જીવભાવના અભિમાનની ગાંઠ કે જેનુ મૂળ અહંકાર છે તે છોડી જગત અને ઇશ્વર સાથે એક થવુ, એટલુ જ નહી પણ તે આત્મા [illegible] આત્માની શક્તિઓ વિકાસ કરી પૂર્ણ સ્વતંત્ર સમ્રાટ થવુ તે જ મનુષ્યજીવનનુ સાર્થક્ય છે અને પરસ્પર દરેકમા એક છે અને જીવભાવ ઉપર જણાવ્યા પ્રમાણે આવિર્ભાવ–તિરોભાવ થયા કરે છે બધા જીવોમા મનુષ્ય જ ગુણાતીત થઇ શકે છે બધા મનુષ્યો આ ઉત્તમ પદને પામે થાય તો જાણવુ કે જગતમા મનુષ્ય સમાજ ઉત્કૃષ્ટ થઈ છે કે જે સમાજમા મુક્ત પુરૂષ દૃષ્ટાંતરુપ થવો જોઇએ એટલુ જ નહીં પણ મનુષ્ય સમાજ તે પદને પામે તો માટે તે મુખ્ય નેતા થવો જોઇએ

પણ એમ પુછો કે જીવ જગતનો આ આવિર્ભાવ–તિરોભાવ શા માટે થાય છે? ઇશ્વર જીવ અને જગતરુપે બહાર આવવા કરતાં શાંત કેમ બેશી રહેતો નથી અને પોતાના આનન્દમા જ નિમગ્ન કેમ રહેતો નથી તો તેનો અમે જવાબ આપીએ છીએ કે સચ્ચિદાનન્દ ઇશ્વરના સ્વભાવમા જ એકરુપમાથી અનેકરુપે થવાનો સ્વભાવ નિત્ય રહેલો છે એકરુપે અને અનેકરુપે બન્નેરુપે સાથે આનન્દ લેવાનુ તેની ચિત્ શક્તિમા નિત્ય રહેલુ છે આપણે એમ પણ પ્રશ્ન કરીએ કે ગાયક ગાય છે શા માટે? કવિ કવિતા કરે છે શા માટે? ખાંકડાવાળી દેશ અને કાળની ગણતરી કરે છે શા માટે? સત્‌ને ચિત્‌થી એકરૂપે અને અનેકરૂપે આનન્દ લેવો ગમે છે અને અનેકરૂપ મેળ કર્યા વગર રહી શકાય તેમ નથી તેથી જીવ અને જગત ઉત્પન્ન થયા વગર રહે જ નહીં

વળી એમ પણ પ્રશ્ન થાય કે ત્યારે જીવ અને જગત આવા દુઃખરૂપ અને અજ્ઞાની શા માટે થયાં તો તેનો એટલો જ ઉત્તર છે કે ચિન્‌ને અનેકરૂપે થવાની દશા થતાં તેની ક્રિયામાં તદ્દન બાલસ્વરૂપ સુધી જવા માટે ચિત્ પોતાના તપથી એકાગ્ર થવાથી તેને તેના મૂળ સ્વરૂપનું તે વખતે અજ્ઞાન રહે છે.કે જે દુઃખરૂપે પરિણામ પામે છે. અનેકરૂપે આનન્દ લેવો હોય તો અજ્ઞાન વગર અનેકરૂપે રહી શકાય નહીં. એક અનન્તરૂપ પાછળ રાખી, અનન્તાનન્ત અનેક રૂપો આગળ રાખવામાં પણ આનન્દ રહેલો છે. આત્માનું મૂળ સ્વરૂપ પાછળ રાખી– તેનું અજ્ઞાન આગળ રાખવામાં પણ આનન્દ રહેલો છે. તેવી જીવને ઈશ્વરથી વિયોગ થાય છે. પણ વિયોગ થાય તો જ પછી યોગનો આનન્દ બરાબર મળી શકે. આવી રીતે વિયોગથી અને યોગથી પ્રભુ અનેકરૂપે થઈ–એકરૂપે રહી–પોતાની શક્તિને નવા નવા રૂપ આપે છે. આ આપણા જગતની રચનાનો હેતુ છે. *

# રેડિયમના ધર્મ.

લેખક—પ્રો. હીરાલાલ બાલકૃષ્ણ પુરાણી, એમ એ.

રેડિયમ ધાતુ પોતે કેવી દેખાતી હશે તેની કોઇને ખબર નથી. કારણ કે અત્યાર સુધી એને શુદ્ધ સ્થિતિમાં જુદી પાડવામાં આવી નથી અત્યાર સુધી તો આપણને માત્ર તેના ક્ષારોનો જ પરિચય થયો છે. રેડિયમ ધાતુના ક્લોરિન તથા બ્રોમિન જોડે મળી જવાથી તેના ક્લોરાઇડ તથા બ્રોમાઇડ ક્ષારો થાય છે રેડિયમના આ ક્ષારો સાધારણ મીઠા જેવા દેખાય છે પરંતુ તેઓ અંધારામાં ઝાંખા તેજથી ચમક્યાં કરે છે.

જો કોઇ ગરમ વસ્તુને તેના કરતાં ઠંડી હવામાં મુકવામાં આવે તો તે ઠંડી પડી જાય છે. જો તે ગરમ વસ્તુ એમ ઠંડી ન પડે તો તેને કાંઈ પણ ગરમી મળતી હોવી જોઇએ. શિયાળામાં જ્યારે હવા ઘણી ઠંડી હોય છે, ત્યારે પણ આપણાં શરીર ૯૮'૪° ફે જેટલાં ગરમ રહે છે. આવે પ્રસંગે આપણા શરીરની ગરમી નિરંતર બહારની ઠંડી હવામાં પસાર થાય છે પરંતુ, એ પ્રમાણે બહાર નીકળી ગયેલી ગરમીની ખોટ તેટલી જ ઝડપે પુરી પાડવામાં આવે છે તેથી આપણા શરીરની ગરમી એકસરખી ટકી રહે છે. શરીરમાંથી ગયેલી ગરમીની જગ્યા પુરવા નવી ગરમી નિરંતર આપણા શરીરમાં પેદા થાય છે. આપણે ખાધેલાં અન્નમાં જે રાસાયનિક વિકારો થાય છે તેને પરિણામે આ ગરમી ઉત્પન્ન થાય છે. આ બધા પ્રસંગોમાં અમુક એક જાતની શક્તિ બીજા રૂપમાં પ્રકટ થાય છે. રેડિયમના ક્ષાર સાધારણ હવા કરતાં બે અંશ વધારે ગરમ રહે છે પરંતુ તેમને બહારથી કોઈ પણ પ્રકારે ગરમી મળતી નથી. જે શક્તિનો આવિર્ભાવ રેડિયમમાંથી થાય છે તે તેની અંદરથી જ નીકળે છે. રેડિયમની

* બાબુ અરવિન્દ ઘોષના 'આર્ય'પત્રના લેખમાં લેખપરથી.

આ એક ઘણી જાણવા જેવી ખાસીયત છે યુરેનિયમમાથી અપારદર્શક વસ્તુને ભેદનારા કિરણ નીકળે છે તેના કરતા વધારે ભેદનશક્તિવાળા કિરણ રેડિયમના ક્ષારોમાથી નીકળે છે

યુરેનિયમના ક્ષારમાથી નિકળતા **બેકેરલ-કિરણ** ક્ષ-કિરણોને મળતા છે પરતુ તેના કરતા જુદી જાતના છે તે આપણે આગળ જોયુ છે રેડિયમમાથી નીકળતા કિરણ વધારે ચપળ તથા શક્તિવાન્ હોવાથી તેમના ધર્મોની પરિક્ષા કરવી સહેલી થઈ પડે એમ છે રેડિયમને શોધવાનું તથા દુનિયાને તેમનો પ્રથમ પરિચય કરાવવાનુ માન જ્યારે પ્રો **બેકેરલ** તથા પ્રો. **કરી** એ મુખ્ય વિજ્ઞાનીઓને ઘટે છે ત્યારે તેના જાણવા જોગ જીવનનો ભેદ પ્રકટ કરવામા ઇંગ્લંડના વિજ્ઞાની પ્રો. **સોડી તથા રૂથરફોર્ડે** ઘણો આગળ પડતો ભાગ લીધો છે એમના પ્રયત્નોથી રેડિયમના ચાપલ્યતુ એટલે રેડિયમ ધાતુ જે ચપળ શક્તિ દેખાડે છે તેનુ યથાર્થ જ્ઞાન આપણને થયુ છે

રૂથરફોર્ડે એવી શોધ કરી કે રેડિયમ ક્ષારમાથી એક સામટા ત્રણ પ્રકારના જુદા જુદા **આક્ષેપો ( રેડિએશન્સ )** નીકળે છે, પ્રો. રૂથરફોર્ડ તેમને માટે અનુક્રમે ગ્રીક મૂળાક્ષરના પહેલા ત્રણ અક્ષર આલ્ફા, બીટા તથા ગામા એવી સજ્ઞાઓ યોજી **આક્ષેપોની** ભેદન શક્તિ બીટા તથા ગામા આક્ષેપો કરતા ઓછી હોય છે. તે એક સાદા કાગળના પરબીડિયાને પણ ભેદી શકતા નથી **બીટા-આક્ષેપોની** શક્તિ એમના કરતા ચઢીયાતી છે અને તેઓ પાતળા એલ્યુમિનિયમના પતરાને ભેદી શકે છે. **ગામા-આક્ષેપોની** ભેદનશક્તિ ઘણી વધારે છે અને તે એક સાધારણ જાડા પોલાદના પતરાને ભેદી શકે છે આગળ રોજન કિરણોની ભેદનશક્તિ વિષે આપણે જે કાંઈ જાણ્યુ છે ને ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે ગામા આક્ષેપો તે ક્ષ-કિરણ અથવા રોજન કિરણ હોવા જોઇએ પ્રો. લેનાર્ડે વાતશૂન્ય નળીનો જે પ્રયોગ કર્યો હતો તેમા ઋણ ધ્રુવ ઉપરથી નીકળતા વિદ્યુત્કણોનો પ્રવાહ એલ્યુમિનિયમના પતરાને ભેદી બહાર નીકળી જતો હતો તે ઉપરથી બીટા-આક્ષેપો વિદ્યુત્કણોનો પ્રવાહ હશે એમ આપણને શકા થાય છે આલ્ફા-આક્ષેપો તો સાદા કાગળનાં પરબીડિયાને પણ ભેદી શકતા નથી તેથી તે કોઈ હલકા તત્ત્વના પરમાણુ હશે એમ લાગે છે.

જો **ગામા-આક્ષેપ** ક્ષ કિરણ હોય તો ક્ષ-કિરણો જેમ વિવિધ દ્રવ્યોને ભેદીને ફોટોગ્રાફની તખતીપર અસર કરે છે, તેમ આ ગામા-આક્ષેપોએ પણ કરવુ જોઇએ પ્રયોગ કરતા તેઓ તેમ કરતા જણાય છે વળી ગામા-આક્ષેપોને લોહચુબકના બળથી તેમના માર્ગમાથી આડાં ખેંચી શકાતા નથી આ બધા ઉપરથી આપણી ખાત્રી થાય છે કે રેડિયમ ક્ષારમાંથી થતા આક્ષેપોમાના ગામા આક્ષેપ તો ક્ષ કિરણો જ છે

પાતળા એલ્યુમિનિમના પતરામાથી પસાર થતા **બીટા-આક્ષેપો** લોહચુબકથી તેમના માર્ગમાથી આડા ખેંચી શકાય છે વળી બીટા-આક્ષેપ ઋણવિજળીથી લદાયલો લાગે છે આ બધી બાબતો લક્ષમા લેતા બીટા-આક્ષેપ વિદ્યુત્કણોનો પ્રવાહ હોય એમ જણાય છે બીટા-

આક્ષેપમાંના વિદ્યુત્કણો દર સેકંડે એક લાખ માઇલના વેગથી પ્રચાર કરતાં જણાય છે આ ઉપરથી સમજાય છે કે બીટા–આક્ષેપના કારણરૂપ વિદ્યુત્કણો રેડિયમમાંથી અણચિંતવ્યાં તથા અત્યંત વેગથી ફેંકાય છે, આપણે આગળ જોયું છે કે ક્ષ–કિરણો સતત આવતાં મોજાં નથી પરંતુ ઇથરમાં થતા અણચિંતવ્યા ક્ષોભને લીધે થતા ધબકારા છે. જો ક્ષ–કિરણો આ પ્રમાણે પેદા થતાં હોય તો રેડિયમમાંથી અતિ વેગથી તથા અણચિંતવ્યા છુટા પડતાં વિદ્યુત્કણોથી ઇથરમાં જે ક્ષોભ થાય તેને પરિણામે ક્ષ–કિરણોરૂપી આક્ષેપો પેદા થાય એ બનવાજોગ છે. રેડિયમમાંથી અતિ વેગથી છુટા પડતાં વિદ્યુત્કણોનો પ્રવાહ તે જ બીટા–આક્ષેપ છે અને તે બીટા આક્ષેપને લીધે પેદા થનાર ગામા આક્ષેપો તે ક્ષ–કિરણો જ છે એમ હવે આપણને સ્પષ્ટ સમજાય છે. હવે આલ્ફા—આક્ષેપ એ શું છે તે જાણવાનું બાકી રહ્યું તે સાદા કાગળનાં પરમાણુને પણ ભેદી શકતાં નથી તેથી તે કોઇ તત્વનાં પરમાણુ હશે એવી અટકળ આપણે બાંધી હતી. આલ્ફા આક્ષેપો લોહચુંબકથી આડા ખેંચાય છે, પરંતુ બીટા–આક્ષેપ કરતાં વિરૂદ્ધ દિશામાં ખેંચાય છે તેથી તેઓમા તેના કરતા જુદી જાતની એટલે ધનવિજળી હોવી જોઇએ એવું અનુમાન થાય છે. એક સેકન્ડના વીસ હજાર માઇલની ઝડપે આ આલ્ફા–આક્ષેપો ફેંકાય છે, પરંતુ આ ઝડપ બહુ જ થોડો સમય ટકે છે, કારણ કે એ આલ્ફા–આક્ષેપો ઘણી ઝડપથી હવામાં શોષાઈ જાય છે. આલ્ફા–આક્ષેપના પરમાણુ અતિ સૂક્ષ્મ હોય છે. અને પાછળથી એમ પણ જણાયું છે કે આલ્ફા–આક્ષેપના આ પરમાણુ તે **હીલિયમના** જ પરમાણુ છે. રેડિયમ ક્ષારના વિઘટનને પરિણામે આ હીલિયમના પરમાણુ ઘણા વેગથી ફેંકાયાં કરે છે તેથી જ રેડિયમક્ષાર હવા કરતાં વધારે ગરમ રહે છે. રેડિયમક્ષારમાંથી જે શક્તિ આક્ષેપદ્વારા બહાર નીકળી જાય છે તેમાંના ૯૯·/·ટકા તો આલ્ફા–આક્ષેપદ્વારા એટલે આ હીલિયમના પરમાણુદ્વારા બહાર નીકળી જાય છે બાકીના આક્ષેપદ્વારા બાકીની એક ટકો શક્તિ નીકળી જાય છે.

રેડિયમથી પ્રયોગ કરતા થોડી જ વારમાં **ક્યુરી** દંપતીને જણાયું કે રેડિયમ–ચપળતા ચેપી છે. રેડિયમની પાસે રહેલી વસ્તુઓમા સંદેસા દેના જેવી ચપળતા આવી જાય છે, પરન્તુ તેમાં સ્થાયી રહેતી નથી અને રેડિયમને દૂર ખસેડી લેતા તે ચપળતા પણ જતી રહે છે નવાઇ જેવી તો વાત એ છે કે રેડિયમથી પ્રયોગ કરનારના શરીરમા પણ તેની ચપળતા આવી જાય છે. ને માણસ જો વિજળીથી ભરેલા કોઇ પણ યંત્ર પાસે જાય તો તેમાંની વિજળી બહાર નીકળી જાય છે કેટલાક સમય સુધી તો ગમે તેટલો યત્ન કરતા છતાં તે આ નવાં લફરાથી છુટી શકતો નથી. એટલું સારૂં છે કે આ પ્રમાણે આવેલી **પ્રાપ્ત–ચપળતા–એક્વાયર્ડ એક્ટિવિટી**–હમેશને માટે સ્થાયી થઇ રહેતી નથી.

રેડિયમની પાસે આવેલી વસ્તુઓ શાથી એના જેવી ચપળતા દેખાડે છે તે કેટલા સમય સુધી તો સમજાતું પણ નહોતું, પણ પાછળથી જે પ્રયોગ થયા છે તેથી આ બાબતપર સારો પ્રકાશ

પડ્યો છે રેડિયમ ક્ષારોનું દ્રાવણ કરવામાં આવે છે અથવા તેમને ગરમ કરવામાં આવે છે ત્યારે તેમની પાસે આવેલા દ્રવ્યોને પોતાના જેવી ચપળતા આપવાની તેમની શક્તિ વધી વધી જાય છે રેડિયમના જે ત્રણ પ્રકારના આક્ષેપ આગળ વર્ણવ્યા છે તે બધાથી કોઇ વસ્તુનું રક્ષણ કર્યું હોય તો તેવી અવસ્થામાં પણ રેડિયમ ક્ષારો તેમની ઉપર અસર કરી શકે છે આવા પ્રસંગે જે ચપળતા તે દ્રવ્યમાં આવે છે તે રેડિયમના આક્ષેપોને લીધે નથી એમ એક ઘણા સાદા પ્રયોગથી બતાવી શકાય છે

એક કાચના ગોળામાં રેડિયમના ક્ષારનું દ્રાવણ ભરવામાં આવે છે તથા બીજા એક કાચના ગોળામાં કોઈ બંધ દ્રવ્ય ભરવામાં આવે છે આ બે ગોળાઓને બે કાટખૂણે વાળેલી નળીથી જોડવામાં આવે છે આ વાળી નળીમાં એક કાચની ચાવી ગોઠવેલી હોય છે જ્યારે આ ચાવી ખોલેલી હોય છે ત્યારે બન્ને ગોળાઓ વચ્ચેનો માર્ગ ખુલ્લો થાય છે અને એક ગોળામાંથી બીજા ગોળામાં કોઇ પ્રવાહી વસ્તુ અથવા વાયુ જઈ શકે છે. જ્યારે ચાવી બંધ કરેલી હોય છે ત્યારે આ ગોળાઓ વચ્ચેનો માર્ગ બંધ થઇ જાય છે પેલી નળીની ચાવી બંધ કરી આ ઉપકરણને અંધારામાં લઇ જઇને જોઇએ તો કાંઈ દેખાતું નથી પરન્તુ જ્યારે તે ચાવી ઉઘાડવામાં આવે છે ત્યારે પેલો બંધ દ્રવ્યવાળો ગોળો તેજથી ચમકે છે હવે આ પ્રસંગે બંધ દ્રવ્યની ઉપર રેડિયમના આક્ષેપોનો એટલે કે તેની ઉપરથી નીકળતા અદૃશ્ય તેજના કિરણોનો પ્રભાવ પડી શકે એમ નથી. તે કિરણો હમેશાં સીધી લીટીમાં જ જાય છે, તેથી ખુણે વળી શકતા નથી વળી ચાવી ઉઘડતાં આ પરિણામ થાય છે માટે રેડીયમના દ્રાવણમાંથી કોઇ વાયુ જેવું દ્રવ્ય નિકળતું હોવું જોઈયે રેડીયમના ક્ષારવાળા ગોળાને બંધ દ્રવ્યવાળા કાચની જ નળી જોડી પ્રયોગ કરવાથી તેનો બહુ સુંદર દેખાવ દેખાય છે. જેમ જેમ પેલો વાયુ પેદા થઈ આગળ નીકળતો જાય છે, તેમ તેમ પેલી નળી પ્રકાશિત થતી જાય છે, આ નળીને બીજે છેડે જે ગોળો રાખવામાં આવે છે, તેને દ્રવરૂપમાં આણેલી વાતાવરણની હવામાં મુકી ઠંડો પાડવાથી પેલા રેડીયમમાંથી આવતા વાયુ તેમાં આવતાં જ ઠરી, દ્રવરૂપે બની જાય છે અને તેથી તે દ્રવ ગોળામાં જ્યાં પડે છે ત્યાં તે જ ભાગ ચળકતો થાય છે રેડીયમની પાસે આવેલા દ્રવ્ય પ્રકાશિત થવાનું કારણ તેમનામાંથી નીકળતો આ વાયુ છે તે તે વસ્તુઓ ઉપર ઠરી જાય છે અને તેથી થોડાક સમય સુધી તે વસ્તુ રેડીયમના જેવી જ ચપળતા દેખાડે છે

## રેડિયમનું ભવિષ્ય.

આપણે આગળ જોયું છે કે રેડીયમમાંથી નિરંતર શક્તિનો આવિર્ભાવ થયા કરે છે. તો શું રેડીયમમાં અપૂર્વ શક્તિ છે? શું એ પ્રમાણે બીલકુલ ખુટ્યા વગર અનંતકાળ સુધી તેમાંથી શક્તિ નીકળ્યા જ કરશે? વળી એ બધી શક્તિ ક્યાંથી આવે છે? જેમાં શક્તિનો અભાવ હોય તેમાંથી શક્તિ મળી શકે નહી ટેકાપર આકડું ગોઠવી, તે આંકડાના છેડાને કોઈ

ભારે પથ્થર તળે ઘાલવાથી તે પથ્થર ઉપાડી શકાય છે તેથી ઘણા એમ માને છે કે કુદરતને પટાવી ફોસલાવી, થોડી મહેનતે ઘણો બદલો આપણે લઈયે છીએ. પણ આમ માનવું એ ભ્રમ છે. કુદરત પાસેથી કાંઈ એમ શકિત ચોરી શકાતી નથી. જ્યારે માણસ પોતાના બધા બળથી આડાના લાંબા છેડાને ઘણા ફીટ દબાવે છે ત્યારે તે પથ્થર થોડાં આંગળ જેટલો ઉંચકાય છે. જો પથ્થરના વજનને તે જેટલા ઇંચ ઉંચકાય છે તે વડે ગુણીયે તથા માણસ જે બળ કરે છે તેને તે આડાનો લાંબો છેડો જેટલા ઇંચ દબાય છે તે વડે ગુણીયે તો બન્ને ગુણાકાર એકસરખા જ આવશે. આ ઉપરથી આપણને સમજાય છે કે કુદરત જેટલું આપે છે તેટલું જ લે છે અને કુદરતને છેતરીને અથવા ફોસલાવીને આપણે આપીયે તેના કરતા વધારે પાછું લઈ શકતા નથી. જો આમ છે તો પછી જે અખૂટ શકિતનો રેડિયમ નિરંતર આક્ષેપ કર્યાં કરે છે તે ક્યાંથી આવી ? ખરેખર એ બધી શકિત તેની અંદર જ ગૂઢ રૂપે રહેલી હોવી જોઇએ. તે કાંઈ બહારથી આવતી નથી, પરંતુ તેની અંદરથી જ તે આવે છે. રેડિયમના પરમાણુ જે વિદ્યુત્કણોના બનેલા છે તેઓ ઘણા વેગથી ગોળ ગોળ ભમતા હોય છે જ્યારે આ વિદ્યુત્કણો તેમનાં મૂળ સ્થાનને છોડી વેગથી દૂર જતા રહે છે ત્યારે તેમના ભ્રમણની શકિત છુટી પડી પ્રકટ થાય છે. રેડિયમના પ્રસંગમા કેટલાંક વિદ્યુત્કણ આ પ્રમાણે છુટા પડી દૂર ઉડી જાય છે તથા બીજાં કેટલાંક નાના નાના સમૂહમા ટોળે મળી જાય છે. આ પ્રમાણે નાના સમૂહમાં એકઠાં મળેલાં વિદ્યુત્કણોથી હલકા વજનનાં નવા પરમાણું એટલે હલકા વજનનુ નવું તત્વદ્રવ્ય બને છે. આ પ્રમાણે રેડિયમમાથી હલકો હીલિયમ વાયુ બને છે.

રેડિયમમાંથી હીલિયમ બને છે એક તત્વ મનાતુ દ્રવ્ય બીજા તત્વદ્રવ્યને જન્મ આપે છે એ બીના પ્રયોગથી સિદ્ધ થઈ છે. એ પ્રયોગ સમજવા માટે હીલિયમની હયાતીની ખબર કેવી રીતે પડી, તથા ક્યાં સાધનોથી તેની તપાસ થઈ તે જાણવું જરૂરનું છે.

હીલિયમ તત્વ અથવા વાયુ આપણી પૃથ્વી ઉપર છે એવી કોઇને ખબર ન હોતી. આશરે ૩૦ વર્ષ ઉપર પ્રખ્યાત ખગોળવેત્તા **સર નોર્મન લોકીયર રશ્મિભંજક યંત્રથી (સ્પેક્ટ્રોસ્કોપ)** વિવિધ આકાશી પદાર્થોના તેજની તથા તે દ્વારા તેમની ઘટનાની તપાસણી કરતો હતો ત્યારે સૂર્ય તેજના વર્ણપટમાં સોડિયમ તત્વના પીત પ્રદેશમાં તેણે આગળ નહી જણાયેલી એવી એક શ્યામ રેખા જોઇ એવી રેખા આપણી પૃથ્વી ઉપરનાં કોઇ પણ તત્વની જોવામાં આવી ન હોતી. આ ઉપરથી લોકીયરે અનુમાન કર્યું કે સૂર્યમાં આવેલા કોઇ નવા અને આપણી પૃથ્વી ઉપર નહિ મળી આવતા કોઇ તત્વની એ રેખા હોવી જોઇએ. તે તત્વ સૂર્યમા પ્રથમ જોવામાં આવ્યું તેથી લોકીયરે તેને સુર્યક (હીલિયમ) એ નામ આપ્યું. પાછળથી તે તત્વ બીજા તારાઓમાં, ખાસ કરીને ઘણા ઉષ્ણ તારાઓમાં જોવામાં આવે છે. ઘણા ઉષ્ણ તારાઓમાં તે જોવામાં આવે છે તે ઉપરથી એવું અનુમાન થઈ શકે કે તે ઘણુ હલકું તત્વ હોવું જોઇએ, કારણ કે જ્યારે તારાઓ ઠંડા પડવા માંડે છે, ત્યારે હલકાં તત્વો પહેલાં છુટાં પડે છે.

વજનવાળી ચાંદીમાંથી ૧૯૭. વજનવાળું–સોનું બનાવવાનો યત્ન કરે છે તે ધુતારા છે. કારણ કે એ રીતે હલકાં તત્વમાંથી ભારે તત્વ બની શકે જ નહી

રેડિયમ વિષે કાંઇક વધારે જાણ્યા પછી બીજાં કયાં કયાં દ્રવ્યો તેના જેવી ચપળતા દેખાડે છે કે તેની તપાસ વિદ્વાનીઓએ કરવા માંડી. ત્હેમને લાગ્યું કે કદાચ બીજા એવી ચપળતા દેખાડનાર તત્વ આ વિશ્વમાં છુટા છવાયાં આવી ગયેલાં હશે અથવા તો દ્રવ્ય માત્ર એ પ્રકારની ચપળતા દેખાડતાં હશે. બાથ આગળના કેટલાક ઝરાનાં પાણીમાં એવી ચપળતા જણાઈ છે. ગુજરાતમા કપડવંણજ પાસે આવેલા તુવા–ટીંબાના ઝરા તથા બીજા કેટલાક કુંડોનાં પાણીમાં પણ એવી ચપળતા જોવામાં આવી છે ઘણી ગુફાઓ તથા ભોંયરાનાં વાયુઓમાં આવી ચપળતા ઘણે મોટે અંશે દેખાઇ છે તથા આપણો વાતાવરણનો વાયુ પણ કાંઇક અંશે એવી ચપળતા દેખાડે છે. તાજું વરસાદનું પાણી પણ આવો ધર્મ દેખાડે છે. પણ તે થોડા જ સમય માટે ટકે છે. આ બધી વાત ઉપરથી તો એમ સમજાય છે કે આ વિશ્વનો દરેક પદાર્થ વધારે ઓછા અંશમાં આવી ચપળતા દેખાડે છે, પરન્તુ હજી આ વિષયમાં વધારે કામ થવાની જરૂર છે. જ્યા સુધી કોઇ ખાત્રીપૂર્વક નિર્ણયપર આવી શકાય નહી.

રેડીયમ વિષે આપણે જ્યારે વાંચીયે છીયે, ત્યારે નાનપણમા નાગના મણી વિષે આપણે સાંભળેલી વાતો આપણને યાદ આવે છે એ મણીના પ્રકાશથી નાગ અન્ધારામાં જોઈ શકતા તથા તે મણીથી કીમિયો કરી શકાતો. એ જ મણીઓમાના કેટલાકમાં મૃતસઞ્જવની ધર્મ હતો અને તેટલા માટે બભ્રુવાહન વાસુકી જોડે લડી તેના પિતા અર્જુનનુ પડેલું માથું સાંધવા મણી લઈ આવ્યો હતો. આ મણીઓ રેડિયમના બનેલાં હશે ! આ વાત ખરી હશે કે નહીં તે કેમ કહી શકાય ! હાલમા જણાએલા કોઇ સાપને માથે મણી કોઇએ જોયો હોય એમ જણાતું નથી. ભૂતકાળની વાત ભૂતકાળને સોંપી આપણે વર્તમાનના વહેણમાં જ વહીશું.

---

# રાવબહાદુર કે હિમ્મતબહાદુર?

લેખક–રા. પુષ્કરરાય વામનરાવ મહેતા, એમ. એ., એલએલ. બી.

રાવસાહેબ ચન્દ્રશેખર મહેતા સુરતના એક નામીચા વકીલ હતા. આપબળથી જેમ વકીલાતમાં એ આગળ વધ્યા હતા તેમ જ આપબળથી સરકારની મહેરબાનીમાં પણ ઠીક આગળ ધપતા જતા હતા. ખરૂં ખોટું તો આપણે જાણતા નથી પરન્તુ લોકો કહે છે કે રાવસાહેબ ખુશામદમાં પ્રવીણ હતા. લોકો કહે છે કે સાહેબ લોકોને ત્રીસ વરસથી નમન કરતા કરતાં રાવસાહેબની કમ્મર વાંકી વળી ગઈ અને ટપલા ખાતાં એમની ગરદન સજ્જડ બેસી ગઈ હતી. લોકોને મ્હોડે કંઈ તાળું છે? હાલમાં રાવસાહેબ અધિકારીઓને એક જ ફરદરની પાર્ટી આપવાના હતા. તેમાં પણ લોકોની કડવી જીભ કહેતી કે નામદાર શહેનશાહનો જન્મ દિવસ પાસે આવે છે તેથી 'રાવબહાદુર'ની તૈયારી થતી હશે. પણ અફસોસ કે રાવસાહેબ રાવબહાદુર થવા પામ્યા નહિ. એક રાત્રિએ સુતા તે નિદ્રામાંથી ફરી જાગ્યા જ નહિ. સર્વ પ્રસંગનો વારસો પુત્ર નૂતનચન્દ્રને સોંપી આ અદેખી દુનિયા છોડીને એ ચાલી ગયા.

પિતાએ અધુરૂં મૂકેલું કાર્ય પુત્રે પૂરૂં કરવું એ ફરજ નૂતનચન્દ્ર સમજતો હતો. તેથી મહેતા કુટુંબને માટે રાવબહાદુરનો ઇલકાબ મેળવવાનો પ્રયત્ન તેણે જારી જ રાખ્યો હતો. નૂતનચન્દ્રની જાહેર સખાવતો ઘણી હતી. છેલ્લામાં છેલ્લા તેણે અમદાવાદમાં એક રેસકોર્સ તૈયાર કરાવવાનું સઘળું ખર્ચ પોતાને માથે લીધું હતું. લોકો બારી આગળ ને ધીમે સાદે વાતો કરતા પણ રાવસાહેબ ચન્દ્રશેખરનો પુત્ર નૂતનચન્દ્ર થોડો જ લોકોથી ડરે એવો હતો! લોકોથી તે ડરતો ન હોતો પણ ફક્ત એક કુટુંબથી તો તે ડરતો હતો. આ વીસમી સદી છે. બીજા સધાને ગમે તેમ કહેવાય પણ સાળા અને સાળીઓને શું કહેવાય? એ તો જે કહે તે સાંભળવું અને જે કરે તે જોયા કરવું. નૂતનચન્દ્રનો સાળો કાન્તિપ્રસાદ સુરત સ્વદેશી હતો. તે પોતે તો છોકરો હતો પણ તેની બ્હેનો ચબરાક હતી. તેમાં સૌથી મ્હોટી કાન્તા તો ઠેઠ જ નાલાયક છે એમ નૂતનચન્દ્રનું માનવું હતું. કારણ કે તેણે જાહેર કર્યું હતું કે નૂતનચન્દ્રને કોઇ પણ રીતે રાવબહાદુર થવા દેવો નહિ.

એક જન્મદિવસને પ્રસંગે નૂતન કાન્તિચન્દ્રને ત્યાં જમવા ગયો. નાહિ ધોઈ જમવા જતો હતો ત્યાં બારણા આગળ પોતાની સાળીઓને એક ઈંગ્લિશ બુલડોગની જોડ આગળ ધુપ, ચન્દન, ફુલ વિગેરે ઠાઠમાઠથી સુન્દર રીતે ગોઠવતા જોઇ. તેથી સ્હેજ જીજ્ઞાસાથી તેણે પુછ્યું, "કેમ શું કરો છો?"

"તમારે માટે પૂજાની તૈયારી કરીએ છીએ, નૂતનભાઈ" કાન્તાએ ધીમેથી જવાબ આપ્યો.

"શું મારી ખાસદાથી પુજા કરવાની છે?

"અરે નારે! તમારી પૂજા તે ખાસડાથી હોય! આ તો તમારે આ બુલની પૂજા કરવાની છે. આજે જન્મ દિવસે તમારા દેવની પૂજા નહિ કરો ત્યારે ક્યારે કરશો?" કાન્તાએ

ફાવકાં થઇને કહ્યુ. બીચારો નૂતન ! નીચું જોઈ ઓચી ખજવાળી ચાલતો થયો. શું કરે? વીસમી સદી !!

કૉન્ગ્રેસ ડિસેમ્બરમાં મુંબાઇમાં ભરાવાની હતી. કાન્તિચન્દ્ર અને તેનું કુટુમ્બ ત્રણ મહિના આગળથી ત્યાં ગયુ હતુ. કૉન્ગ્રેસવાળાઓ કૉન્ગ્રેસની ધમાલમાં પડ્યા હતા, તે વખતે 'રાવસાહેબ' અને 'રાવબહાદુર' નાં સ્વપ્ના જોનારાઓ મૅજીસ્ટ્રેટ, કલેકટર, કમીશનર અને સેક્રેટરીને બારણે ધક્કા ખાવામાં એ ગુંથાયા હતા. કારણ પહેલી જાન્યુઆરી હવે કંઈ દૂર ન હોતી. નૂતન પણ કંઇ આળસુ બેસી રહ્યો ન હોતો. સુરતમાં સાધના કરી તે હવે મુબાઈમાં પૂર્ણતા કરવા આવ્યો હતો ને કાન્તિચંદ્રને ત્યા મુકામ હતો. નૂતન રોજ સહવાર સાંજ શા કારણે બહાર જાય છે તે કાન્તિચંદ્ર અને કાન્તા સારી રીતે સમજતાં હતાં. પણ તેઓ પોતાના તાનમાં જ રમતાં હતાં. નૂતન કહેતો કે 'આજે તો છન્નાના ભાષણમાં જઈ આવ્યો,' 'આજે તો પ્રેસ એકટની સભામાં જઇ આવ્યો' તે તેઓ હાવકે મ્હોડે સાભળી લેતાં.

કૉન્ગ્રેસમાં નાણા ભરાવવાનુ કામ શરૂ થઇ ગયુ હતુ કાન્તિચદ્રે પણ એ કામમાં સારો ભાગ લીધો હતો. એક દિવસે સહવારમા ચ્હા પીધા પછી નૂતનચન્દ્ર અને તેની બ્હેનો ગપ્પાં મારતાં બેઠા હતાં ત્યાં કાન્તિચન્દ્ર હાથમાં ઉઘરાણી પત્રક લઇને આવ્યો અને નૂતન આગળ ધરી બોલ્યો, " તમે કંઇ ફાળો આપશો કે, નૂતન ભાઇ?" નૂતન વિચારમાં પડ્યો. એક તરફ રાવબહાદુરનો ઇલ્કાબ ને બીજી તરફ સાળાનુ અપમાન. એમાંથી કયુ સારૂ તેની મનમાં તુલના કરવાની મુંઝવણમાં પડ્યો. આ જોઇને કાન્તા જોરથી હસી પડી. નૂતન સ્વાભાવિક રીતે એથી જરા ખીજવાયો ને પૂછ્યુ, "કેમ કાન્તાબ્હેન, કેમ હસવું આવે છે?" તેના ઉત્તરમાં કાન્તા વધારે જોરથી હસી પડી અને તેની સાથે બધી બે બ્હેનો હસવામાં જોડાઈ. નૂતન આથી વધારે ચ્હીડાયો ને બોલી ઉઠ્યો, "શું તમે લોકો એમ ધારો છો કે હું પૈસા ભરતાં ડરૂં છું?"

" નારે, નૂતનભાઇ, હું તો અમદાવાદના રૈસકોર્મનો વિચાર કરતી હતી તેથી હસવુ આવ્યુ " કાન્તા આખરે બોલી. નૂતન સમજ્યો પણ પોતાની ટેક જાળવવા બોલ્યો " તેથી તમે એમ જ કહેવા માગો છો કે હું ડરકણ છું. લ્યો ત્યારે જુઓ-" એમ કહી સપાટામાં રૂ. ૧૦૦૦ ઉઘરાણામાં ભરી દીધા!

કાન્તા એકદમ બોલી ઉઠી "હાય હાય! આ શુ ગજબ કર્યો નૂતન ભાઈ? આટલાં વર્ષ આટલો બધો ખર્ચ કર્યો તે બધા જ પાણીમા જશે. હવે કદાપિ તમે રાવબહાદર થવાના નથી. અરરર! કાન્તિભાઇ તમે પણ કંઈ બોલતા જ નથી ને શું? હજી પણ મારૂ માનો તો એક ઉપાય છે. નૂતનભાઈનું ખરૂં નામ ન્યુસપેપરમાં આપશો નહિ એટલે બસ, પછી કોઈ જાણવાનું નથી."

નૂતનને આથી પાણી ચઢ્યું ને મોટેથી એકદમ પોકારી, ઉઠ્યો " શું તમે મને એવો બ્હિકણ ધારો છો? કાન્તિભાઈ, મારૂં પૂરેપૂરૂં નામ ન્યુસપેપરમાં આપજો. હું કંઇ તેની તમા કરતો નથી." કાન્તિચન્દ્ર ધીમે ધીમે હસતો હસતો ચાલ્યો ગયો. -

# ઉષા—"સ્વરાજ્ય પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લખક—ના રો૦ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

( સચિત્ર ચાન ઐતિહાસિક વાર્તા )

પ્રકરણ ૨ જુ

### રાજ્યકર્ત્તા જોમ.

*Power like a desolating pestilence*
*Pollutes whate'er it touches and obedience*
*Bane of all genius virtue freedom truth*
*Makes slaves of men and of the human frame*
*A mechanized automation*

—*Shelley*

જૈસે ગર્દ અધિકાર હો, કરે ન ન્યાય વિચાર
ફિર વાકે અધિકાર મેં, રહે ન આદિ અકાર '

લગભગ એક માસ વીત્યો જુલ્મી સત્તા પુનઃ વિજયવંત નીવડી નવનાખ ઉપરે પડયુ શિવાજી પોતાના સુવિભર સ્વદેશભક્ત વીરો સહિત પુના તરફ પાછો ફર્યો નવનાખ ઉપરે અને તેની આસપાસના અનેક ગામો ઉજ્જડ થયા વેરાન બન્યા નવનાખ ઉપરેના દેવાલયો તુટ્યા ત્રણ દિવસ સુધી તો એ સર્વ પ્રદેશમા વિજાપુરી શિપાઇઓના જુલમાટને, પ્રબળસક શક્તિને અને હેવાની યતને તથા લુંટ અને હવસી કામાસક્તીને પૂર્ણ ખોરાક મળ્યો ત્રણ આખા દિવસ! આ દિવસોની યાદદાસ્ત તેના ભયંકર સ્મરણો ગુર્જરી-કપારી ઘુમતી અનેક મંદિરોનો નાશ, હિન્દુઓની પવિત્ર મૂર્તિઓનુ ખંડન, શાંત ને નિર્દોષ રૈયતની કાતીલ કતલ, સ્ત્રીઓ ને કુમારિકાઓપરના ભયંકર બળાત્કાર—માર્ગોમાં રેડાયલુ લોહી—વગેરે અનેક અત્યાચારોથી એ ભરેલા હતા આ ત્રણ દિવસો આ લોહીના તરસ્યા મનુષ્યરૂપી રાક્ષસોએ ઘોર નર્ક જેવા ભયકર બના યા હતા આ ત્રાસદાયક ભયંકર ઘોર કર્મ કરનાર પીશાચો—જે મનુષ્યોમા ક્રૂર વૃત્તિ ઉત્પન્ન કરે છે—લોભ, વેર અને ક્રૂરતા—તે વૃત્તિ આ હતભાગી પ્રદેશપર યથેચ્છ છુટથી પથરાઇ—આ પ્રદેશનો ગુન્હો માત્ર થોડા કલાક શિવાજી અને તેના ન્હાનકડા સૈન્યને આશ્રય આપ્યો, એ જ!

લગભગ એક માસ વીત્યો શિવાજી પુના તરફ નાઠો સ્વતંત્રતાના અને ધર્મના પક્ષની સર્વ આશાઓ આમ નષ્ટ થયેલી દેખાઇ ચૂર્ણવિચૂર્ણ થઇ ભૂંસાઇ—ધુળાઇ ગયેલી લાગી એવુ દેખાતું

## ઉષા—" સ્વરાજ્ય પ્રતિજ્ઞા."



સમાલોચક, ] ખાન. હુક્કો ગગડાવતો બેઠો હતો [ ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૧૯
કૉપીરાઇટ. ] [ પૃષ્ઠ ૧૧૧ ] [ ચિત્રકાર—રા રવિશંકર રાવળ.

લાગ્યું કે ઈશ્વર હજુ આ સત્કાર્યની વિરૂદ્ધ હતો. નવલાખ ઉંબરે પડ્યું, તેનો સદંતર નાશ થયો, તેની આસપાસનો સર્વ પ્રદેશ ઉજ્જડ વેરાન થયો, ને ગામો બળી ભસ્મ થયાં. બિજાપુરી જુલમી સત્તા પુનઃ ફલિભૂત થઇ. માવળમાં સ્વતંત્રતા માટે પરતંત્રતાની ધૂંસરી દૂર કરવા માટે ઉઠેલું બંડ શાંત થયલું લાગ્યું. મુસલમાનો ફુલાયા. ખાનસાહેબ ખુબ ફુલાયો!

નીરાને કિનારે શિરવળ ગામમાં સુબેદારના વાડા(મહેલ)માં ખાનસાહેબે આજ એક ખાનગી દરબાર ભરી હતી. આ દરબારમાં વચ્ચે કિનખાબની ગાદીપર મ્હોટા ખાડને અઢેલી સુવર્ણ-રૂપાનો રત્નજડીત હુક્કો ગડગડાવતા ખાનસાહેબ બેઠા હતા. તેની જમણી બાજુએ શિરવળનો આમીન, ડાબી બાજુએ બલ્લાલ હબશી, લોહગઢનો સુબેદાર, તેની પાસે હિમ્મત માવળનો કૃષ્ણાજી નાયક, અને બાંદલ સર્વ બારે માવળનો દેશમુખ—જેની તે વખતે ચોતરફ હાક વાગી રહી હતી તે બેઠો હતો. તે શિવાય બીજા વિશ્વાસુ ત્રણ ચાર સેનાનાયકો અને અમલદારો પાસે બેઠા હતા. બલ્લાલ હબશી ખાનસાહેબના હાથમાં એક રમકડું હતું. તે વીર હતો, પણ આજ્ઞાંકિત અને નમ્યું આપનાર—હુકમ પ્રમાણે દરેકેદરેક જુલમ, ત્રાસ, અને આ રાક્ષસોના મગજમાંથી નીકળતા ભયંકર હુકમોનો બિનધાક છડેચોક અમલ કરનાર હતો. માવળાઓ—ઉત્તેજીત થયલા મહારાષ્ટ્રના પુરાણા વતનીઓ—સ્વતંત્રતા અને આબરૂ માટે ઉઠેલા માવળાઓ—નો સર્વ રીતે ખૂણેખૂણામાંથી તેમને શોધી કહાડીને વિનાશ કરવા દરેકે દરેક ત્રાસદાયક ભયંકર જુલમી હુકમ થતાં તેનો બલ્લાલ પુરહોસથી અમલ કરતો હતો. આ બાદલ દેશમુખ સ્વતઃ જાતે જ ક્રૂર હતો. હિંદુ હોઇ, મરાઠા હોઈ, મરાઠાઓનો દ્વેષી હતો. પોતાના જ જાતભાઇઓ સામે દુશ્મનીથી બળ્યાં કરતો હતો. તે કોઇનો હથીયાર નહોતો, પોતે જ કાબેલ, હુશીયાર, જુલમાટના નવા નવા માર્ગો શોધતો, પોતાના શત્રુ રોહીડખોરાના મગરૂબ જેધે દેશમુખ, અને પ્રભુ દેશપાંડેપર સંપૂર્ણ વેર લેવા અને તેમને જડ મૂળથી ઉખેડી નાંખવા એ તલપી રહેલો, કંઇ પણ કરવા અધમતમ પગલું ભરવા તત્પર હતો, અને આ મગરૂબ દેશમુખ, દેશપાંડે—માવળાઓનું ડોકું નીચું નમાવવા, તેમનાપર જુલમની અને પરતંત્રતાની મજબુત ધુંસરી બેસાડવા, લોહી તથા અશ્રુ, આગ, અને નાશમાંથી સુવર્ણની નદી વહેવરાવવા અને દરરોજ નવી નવી યુક્તિઓ શોધવામાં એ અતિ નિપુણ હતો. આ મહત્વાકાંક્ષી સરદારને શિવાજીની ઉગતી સત્તા શલ્યરૂપ હતી અને તે દાબી દઈ કચડી નાંખવા એ એક પગે તૈયાર થઈ રહ્યો હતો અને તેથી જ બિજાપૂર લગી સંધાન સાધી સૈન્યસહિત ખાનસાહેબને બોલાવી પોતે મળ્યો હતો.

બાંદલ આ નામ સર્વ માવળમાં ભય અને ત્રાસ ઉપજાવનાર થયું હતું. એ ઠીંગો, પાતળો, લંબગોળ મ્હોડાનો, અને બિલાડા આંખોવાળો ઘઉંવર્ણો હતો. પુરૂષો, સ્ત્રીઓ, અને બાળકોપર બલાત્કારો, અત્યાચારો, અસહ્ય જુલમો અને કતલો થતી, અને ગામોના ગામો બળી જઇ ભસ્મ થતાં, તે વખતે તે દેખાવો એ અભિમાનભરી આંખોએ જોતો, મુછો આમળતો હસતો અને ફુલાતો. તેનો દોસ્ત, તેની સ્હામે આવેલ સર્જેખાન કાંઈ તેનાથી ઉતરે તેવી વ્યક્તિ નહોતી,

તે તેનાથી એ ચઢ ચઢે તેવો હતો ખાનસાહેબ મન હતુ માદન મગજ હતું અને બદન ન હાથ હતો પછી વળી પુછવાનુ જ શુ રહે?

બિજાપૂરના બાદશાહ મહમદશાહે માવળને દાબી દેવાને અને કચડી નાખવા માટે મોકલેલા માણસો તે આ હતા માવળમાથી સુવર્ણની નદી વહી બિજાપુર આવશે" એમ શિવાજીની ઉગતી સત્તા તોડવાને મહારાષ્ટ્રમા સ્થાન અને સ્વતંત્રતાના અતુલ-અડગ પ્રેમથી ઉદેન બડ શમાવી દેવા બિજાપૂરથી જ્યારે ખાન નિકળ્યો ત્યારે એણે આ બધાને હાથી હતી માવળાઓને બિજાપુરના પુન ગુલામ બનાવવાને, અને તેમને કચરી નાખવા, તથા ભય અને જોર જુલમથી તેમની સ્વતંત્રતા તોડવા, દબાવવા, અને આમ તેમનાપર બિજાપૂરી પૂર્ણ સત્તા બેસાડવા ખાને બીડુ ઝડપ્યુ અને તેને મદદ કરવા જેવા માણસોની તેને જરૂર હતી, તેવા જ મનુષ્યો તેને આવી મળ્યા

શિરવળના આમીને પોતાનુ કામ શરૂ કર્યું ખાને આવીને તે પૂરૂ કરવા માડ્યુ જેઓની એક જ ઇચ્છા-લાગણી સ્વતંત્રતા મેળવવાની, ન્યાયનો ઝુડો ઉડાવવાની હતી તેવાઓને ફાંસીએ ચઢાવવા, તેમની કતલ કરવી, ગામો બાળવા, ભય ત્રાસ બેસાડવો, વિગેરે અત્યાર શરૂ થયો નવનાખ ઉંમરે પણ તેની આસપાસનો મુલક ઉજ્જડ વેરાન થયો-પુરો,સ્ત્રીઓ અને બાળકોપર બળાત્કાર થયા તેમના ખુનો થયા, ને કતલો થઈ આખા કુટુબના કુટુબોને સુવર્ણ-લુટ મેળવવા માટે બ ગીચાવવ મા આવ્યા મંદિરો લુટાના-ફોડાયા, મૂર્તિઓ તુટી આ સર્વ ખાનસાહેબની આ મહાન દરબારે શરૂ કર્યું ખાનસાહેબ, આમીન, બાજ અને અફઝલ એ ઇસમોએ આ નરપિશાચનુ નચાવનારૂ અને હૃદયને કપાવનાર ભયકર કૃત્ય શરૂ કર્યું! આ એ લા જ નહોતા તેમનામા બીજા પણ એવા જ હતા ઓ ઇશ્વર! તેઓ તો વધારે ક્રૂર, જગલી અમાનુષી પોતાના સગાં વ્હાલાઓ જાતભાઈઓના રૂધિરથી પોતાના હાથો રગતા! કુનાગારો હતા પછી સર્જેખાન, તેના મે સહાયક આમીન અને અ નાન તો વિદેશી પરધર્મી હતા પણ બાજ તો મરાઠો હતો તેના સહાયક શીર્વ-શીર નગના રાજા તરફથી મો તેન રીં વણગોજી, મોરે, અને જાવળીના રાજા ચદરાવ તરફથી આવેલ મોરે સગેજી પુરાણા મૌર્યવશનો વશ જ પણ આમા સામેલ હતા તેઓ જ! પણ હજરી કે ધિ માર વગર આ અમાનુષિક કરપીણ હૃદય કપાવનાર કૃત્ય જોઈ રહેતા અને તેમા સહાય કરતા

મોરે સરોજી, જાવળીના ચ રાન મોરેનો વિનાશ અને બાજની પઈનો પૌન હતો તે બિજાપુરી સરદારો જેવો ફુલણજી ને બિજાપુરની મોજ શોખમા ઉછરેનો ઉછૃખલ યુવાન હતા બાલ્ય પામે તે ઘણો ખરો રહેતો હતો બિજાપુર, જાવળી અને બાળીને ત્યા હિરડસમા તેનો ઘણો ખરો સમય વ્યતીત થતો વીરશ્રીને અગે રહેતા ઉદાત્ત ગુણો તેનામા નહોતા માત્ર બહાદુરી-જેવી એક વ્યાઘ્રમા હોય તેવી બહાદુરી હતી તે યુવાન, ગૌરવર્ણો, ભ ય ઉપજાવનાર દેખાવનો હતો, પણ તેની આખો ક્રૂર હતી તેની રીતભાત અને ચાલ એવી હતી કે ઘણીખરી સ્ત્રીઓ તેની તરફ ખેચાઈ-ભોળવાઈ તેની જાળમા સહજ જ સપડાઈ જાય!

પુગ્ગામપર હલ્લો લઇ જવાનું કાર્ય તેના મામા બાંદલે તેને સોંપ્યું હતું. આ ગામ અને તેની આસપાસના મુલકનો ઘણા ઉત્સાહથી—ઉમંગથી તેણે નાશ કર્યો. પોતાના વિજયથી–કૃત્યોથી ફુલાતો તે આજે પોતે જાતે પોતાના વિજયની ખબર આપવા શિરવળની દરબારમાં હાજર થયો હતો, અને પોતે કરેલ નાશ, વર્તાવેલ કેર, વિજયની બડાઈ ફુલાઇને વાતો કરતો હતો; ગામોનો નાશ, ઘરોને જમીનદોસ્ત કરવા, પુરૂષો સ્ત્રીઓ બાળકોની કતલો અને તેમનાં કપડાંસુદ્ધાં ઉતારી લઇ, ભૂખ્યાં ટળવળતાં નગ્નાવસ્થામાં રસ્તાઓમાં કેવી રીતે હાંકી કાઢ્યા વગેરે વાતો એ કરવા લાગ્યો. આ તેની વાતો સાંભળતી આશ્ચર્ય ને આનન્દમાં સર્વ આંખો તેના તરફ ખેંચાઈ. તેનો દેખાવ જાણે એક વીર રમતગમતની વાતો કરતો હોય તેવો હતો. વારવાર તે હસતો અને ચિત્તાના દાંત જેવા તેના તીક્ષ્ણ દાંતો દેખાતા.

કોઇ વચ્ચે બોલ્યું નહીં. તેનો બોલવાનો પ્રવાહ અબાધ રીતે ચાલ્યો. આ સભામાં લાગણીવાળા પણ થોડા મરાઠા સરદારો હતા તે કંપ્યા. તેઓ મરાઠા—હિન્દુ હતા, પણ લાચાર, એ બિજાપુરના ગુલામ હતા. બીજાઓ આ હૃદય કંપાવનાર અને ત્રાસદાયક ભયાનક અપકૃત્યો આનંદથી ને ઉત્સાહથી સાંભળતા, ત્યારે આ લોકોમાં કંપ, ધ્રુજારી, ક્રોધની આગ વરસતી પણ તે ત્યાંને ત્યાં દાબી બહારથી સાફ મ્હોઢું રાખવા તેમને જન્મથી આદત પડેલી તે પ્રમાણે અત્યારે પણ તેઓ શાન્તિથી બેઠા હતા. તેઓ બાદશાહની નિમકહલાલ પ્રજા–સેવકો હતા. અને આ ધુંસરા–ભાગવાનો વિચાર માત્ર પણ તેમને મનથી ધિક્કારને પાત્ર હતો, તેથી સરફેરાજીના હેવાલમાં તેમને કાંઈ વિશેષ નવાઇ લાગી નહી, અને સરફેરાજીએ કર્યું તે યોગ્ય કર્યું, એમ પણ તેમનું લાગતું ગયું.

આ યુવાન વીરના સમાચાર માટે ખાનસાહેબના મુખમાંથી ઉત્સાહપ્રોત્સાહનનાં શબ્દો નિકળ્યા નહી, તેથી સૌને નવાઈ લાગી. ખાનસાહેબ મુગો, વિચારમાં પડેલો, હુકો ગડગડાવતો, ધુમાડાના ગોટેગોટા કાઢતો, લોટ ને અડેલો અર્ધમીંચેલ આંખો સાથે બેઠો હતો. તેના એક હાથ નીચે એક અર્ધ કચડાએલો પણ ખુલ્લો પત્ર પડ્યો હતો; તેપર જિન્જીની મ્હોર છાપ પ્રત્યક્ષ દેખાતી હતી. ઉત્સાહનો કે ક્રોધનો, પસંદગીનો કે નાપસંદગીનો એક શબ્દસુદ્ધાં તેણે બહાર કાઢ્યો નહી. તેના ભ્રમરમાત્ર ક્રોધથી વક્ર થયેલા દેખાયાં. અંતે આ યુવાન સરફેરાજીનું બોલવું–તેના ભયંકર કૃત્યોની કથા પૂર્ણ થઇ. ખાને માથું ઉંચું કરી આ યુવાન તરફ ક્રોધભરી સખત નજર કરી; અને ધીમે પણ ગાઢે અવાજે બોલવું શરુ કર્યું:—

“સરફેરાજી, તમે જે કર્યું તે ઠીક જ કર્યું. પણ મારે મન તે પુરતું નથી. આ આખું ગામ અને તેની આસપાસનો બધો મુલક તોડી, ભાંગીને બાળી, મેદાનમેદાન—રે, વેરાન કરી દેવું, એ સર્વ શા કામનું છે? વ્યર્થ! જે માટે આ સર્વ થાય છે તે વ્યક્તિ–આ ધિક્કારપાત્ર બળવાનો ઉત્પાદક–આજમાં હજુ ફરતો ફરે છે, ને જીવે છે. તમે સેંકડો નિર્દોષ મનુષ્યોનો નાશ કર્યો પણ આ એક માણસ–આ એક શિવાજી જ મળતે તો આ સેંકડો માણસો બચાવેલા જોઇ ખરેખર હું વધારે ખુશી થયો હોત!”

"શિવાજી પોતાનુ બળવાખોર સૈન્ય વિખેરી નાંખી આમ લગભગ એકલો ભમતો ભટકતો અને છુપાતો પહાડોમાં ફરતો ફરે છે. મને પુરનો નાશ કરવાનું ફરમાન મળ્યું હતું અને નહિ કે શિવાજીની પાછળ પડવાનું ! હજુર—" દૃઢતાથી સરકોજી બોલી ઉઠ્યો.

"શિવાજીને જીવતો કે મુવો મ્હારી સમક્ષ હાજર કરવાનુ ફરમાન સૌથી વધારે અગત્યનું છે અને એ ફરમાન બીજા સર્વ ફરમાનો કરતાં પહેલા અમલમાં લાવવાનુ છે, તે તમે જાણતા હોવા જ જોઇએ" ચિડાઇને ખાને ઉત્તર આપ્યો:—'મે આ પ્રદેશમાં આવતાં જ સાર્વજનિક બોલાવેલી પ્રથમ સભામાં તે આવ્યો નહીં અને છટકી ગયો, નહી તો ત્યાં જ તેનો નિકાલ થતે.'

"એ હમેશ આમ છટકી જાય છે. જોઇએ એટલા છટકા એને માટે ગોઠવો પણ એ સંપૂર્ણ તે નથી. જુઓને, નવલાખ ઉબરેમાં પણ છાપો મારવા આપણે કેવી સરસ યુક્તિ રચી હતી પણ તે સેતાનને કોણ જાણે કયાથી એની ખબર પડી ગઈ અને આપણા દાવ હેઠા પડી તે છટકી ગયો!" બાદલે પોતાના તરફથી ઉમેર્યું

"એનો જવાબ હું આપુ. કેમ કે, તે હલ્લામા હું હતો. સાહેબ, એક સાધુ—અરે શયતાન—નરહરી નામનો—તેનો રક્ષક છે, તે ઘણો ખબરદાર અને હમેશ જાગૃત છે. હુજુર, તે મનુષ્ય નથી પણ ખરેખર શયતાન જ છે—"સરકોજી બોલ્યો

"શયતાન કે સાધુ, શાહેઆલમ તરફથી વજીર પન્હાના હુકમો સ્પષ્ટ આવ્યા છે. તેઓ શિવાજીને માગે છે. તેમને શિવાજી જોઈએ છે. કોઇ પણ પ્રદેશનો કે ગામનો નાશ કરવો નહી, લોકોની કતલ કરવી નહી, લોકોપર કોઈ પણ પ્રકારના જુલમો ગુજારવા નહી. માત્ર શિવાજીને હરેક પ્રયત્ને લાવવો. મૂળનો નાશ કરવાથી સર્વ આપોઆપ શાન્ત થશે આ સ્પષ્ટ હુકમો છે. શાહપર દબાણ થયુ લાગે છે. મુરારરાવ સાહેબનું વલણ ત્યા પણ શુ પુછવુ ?" ખાને દર્દ અવાજે કહ્યું.

"બળવાખોર ગામો, બળવાખોર દેશ!" વણુગોજી શીર્કે ઉચ્ચ સ્વરે બોલી ઉઠ્યો.

"હા, હા, બળવાખોર—બળવાખોર ગામો, દેશ—આપણે જાણીયે છીયે. પણ લાચાર." દાંત કચકચાવતો ખાન બોલ્યો—"જ્યા નરમ હૃદયના બાદશાહ હોય ત્યાં શું થઇ શકે ? સર્વ ફરીયાદો, દલીલો રદ છે. તાકીદનો તેમનો હુકમ આવ્યો છે. સ્પષ્ટ શબ્દોમા હુકમ આવ્યો છે કે લોકોની કતલ કરવી નહી ગમે તેમ પણ તેઓ આપણી પ્રજા છે. શહેરોનો, ગામોનો નાશ કરવો નહી. પણ જો ખરેખર બળવામાં પુરેપૂરા સામેલ થયલા છે અને બળવાખોરોથી ભરપૂર છે એવી પકકી ખાત્રિ થાય તો જ એ છેવટના ઉપાય લેવા!"

—સાધુ.

---




પુસ્તક ૨૪ મું, ]          માર્ચ, ઈ. સ. ૧૯૧૯.          [ અંક ૩.

# હિન્દની ચાર ચિંતાઓ.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

૧.

**મોંઘવારી અને દુકાળ.**

હિન્દની આગળ અત્યારે ચાર તાત્કાલિક મહાચિન્તાઓ ઉભી છે પહેલી અને વધારેમાં વધારે પાસેની ચિન્તા ચાલુ મોંઘવારીને અને દુષ્કાળને કેવી રીતે પ્હોંચી વળવું એ છે. આ ચિન્તાના ત્રાસની પૂરેપૂરી કલ્પના આપણા દેશના સારી સ્થિતિના લોકોને પણ પૂરેપૂરી નથી આવી શકતી તો પછી મ્હોટા પગારોને લીધે અને રાજ્યસત્તાને લીધે મોજમજાઓમાં મ્હાલનાર અને લોકોના મ્હોટા ભાગથી દૂરમાં દૂર રહેવામાં મહત્તા માનનાર આપણા અંગ્રેજ રાજ્યકર્તાઓને તો તે ક્યાંથી જ આવી શકે ? હિન્દની ખરી દુર્દશાનું આ અક્ષન્તવ્ય અજ્ઞાન એ હિન્દનું જેવું તેવું દુર્ભાગ્ય નથી. અંગ્રેજ સરકારના વહીવટ દરમ્યાન હિન્દુસ્તાનના લોકોની આર્થિક સ્થિતિ એકંદરે સુધરી છે કે કેમ એ એક વિવાદનો વિષય છે. અંગ્રેજ અમલદારો અને યુરોપીઅન વ્યાપારીઓ એમ આંખો મીંચીને કહે જ જાય છે કે અંગ્રેજી વહીવટ દરમ્યાન હિન્દની આબાદાની વધી છે, જ્યારે અનેક દેશભક્ત હિન્દીઓ એમ પુરવાર કરવા મથી રહ્યા છે કે હિન્દના લોકો દિવસે દિવસે વધારે ને વધારે ગરીબ બનતા ગયા છે અને હજી પણ બનતા જાય છે એટલું તો નિર્વિવાદ છે કે બીજા સુધરેલા દેશોના પ્રમાણમાં હિન્દ દ્રવ્યહીન અને દરિદ્ર છે, તેમ જ વ્યાપારઉદ્યોગ અને ખેતીવાડીની બાબતોમાં તે ઘણો પછાત છે. ગમે તેમ

હો, તાત્કાલિક સ્થિતિ એવી તો ભયંકર છે કે ઉક્ત પ્રકારની સામાન્ય સ્વરૂપની ચર્ચાઓ કરવામાં સમય વ્યય ન કરતાં હિન્દના સર્વે હિતૈષીઓએ—સરકારે તેમ જ લોકોએ—દેશનું તાત્કાલિક દુઃખ નિવારણ કરવામાં પોતાની સર્વ શક્તિઓને એકાગ્ર કરવી ઘટે છે લડાઇના અનિવાર્ય પરિણામ મૂગે મ્હોએ વેઠયા વગર છુટકો નથી, વરસાદ નથી આવ્યો તે એક બીજાના દોષો દર્શાવ્યાથી આવવાનો નથી અત્યારે તો સર્વેએ વ્યક્તિરૂપે તથા સમુદાયરૂપે જે કાંઇ થઇ શકે તે કરી જેટલા જીવ દુકાળના દાવાનળમાંથી બચાવી શકાય તેટલા બચાવવા જેવા છે, અને ફંડફાળા તેમ જ ખાનગી મદદથી દુકાળની અસર જેમ કમી થાય તેમ કરવા જેવી છે. સરકારે જાણ્યે કે અજાણ્યે વિલંબ ઘણો કરી નાંખ્યો છે, અને તાત્કાલિક સ્થિતિની વિશેષતા સમજીને જેટલા વેગથી તાત્કાલિક ઉપાયો લેવા જોઇતા હતા તેટલા હજી સુધી તો લીધા નથી. કમનસિબે સરકારી ગર્વતન્ત્ર એટલું તો નિરાશાજનક રીતે ધીમું ચાલે છે કે લોકો ત્રાસી જાય, અને લોકો તો સ્વાશ્રય અને સયોજિત પ્રયાસ શીખ્યા નથી, દરમ્યાન દુકાળ લોકોને દળી નાખે છે

## ૨.

### રાઉલેટ બિલ્સ.

હિન્દની રાંકડી પ્રજા અસહ્ય મોંઘવારી, ભયંકર દુકાળ અને પ્રાણહારી રોગોની ત્રાસજનક પરમ્પરાઓથી ચિન્તાઓની ચિતામાં નિરન્તર શેકાયે જાય છે, અને અંગ્રેજી ભાષામાં કહેવાય છે તેમ 'દેહ અને આત્માને એકઠા કેમ રાખવા" એની મુંઝવણમાં વ્યગ્ર છે ત્યાં વળી સરકારને એક નવું તુત સુઝી આવ્યું છે દિલાસાની વાત તો દૂર રહી, પરન્તુ આ તો ઉલટું પડના ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ! એક બાજુથી હિન્દને સુધારા આપવાની આશાએ આપવી અને બીજી બાજુથી સામાન્યમાં સામાન્ય બ્રિટિશ નાગરિકો તરીકેના હિન્દીઓના હકો છીનવી લેવા! મહારાજાધિરાજ જ્યૉર્જથી માંડી ન્હાનામાં ન્હાના બ્રિટિશ અધિકારીસુધી લડાઇને કટોકટીને પ્રસંગે હિન્દે બતાવેલી વફાદારીના વખાણ કરવા અને કદર કરવાનો તથા ઉપકારબુદ્ધિ દાખવવાનો વખત આવ્યો ત્યારે કોઇ પણ સુધરેલી સરકારને શરમાવે એવા "કાળા કાયદાઓ" લોકોના મર્મસ્પર્શી પુકારની રહેજ પણ દરકાર કર્યા વગર પસાર કરવા! સરકારી અમલદારોએ તે શું કરવું ધાર્યું છે—અને હિન્દનું તે શું થવા બેઠું છે! સામ્રાજ્યની શાન્તિ અને શોભા માટે અતિશય આવશ્યક છે કે સરકાર અને લોકો વચ્ચે સારો અને મીઠો સમ્બન્ધ રહે તથા પુનર્વ્યવસ્થાના ગંભીર અને ગજાવર કાર્યમાં બન્ને પરસ્પર હોંસથી સહકાર કરે એવે વખતે હિન્દના ખૂણેખૂણામાંથી ઉઠેલા અન્તરના સાચા પુકારની લેશ પણ પરવા કર્યા વગર રાઉલેટ બિલ્સ જેવા કાયદાઓ પસાર કરવા એના કરતા વધારે શોચનીય ભૂલ બીજી શી હોઇ શકે! હજી યે અમે ઇચ્છીએ છીએ કે પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલ બાજુએ મૂકવાની સ્તુત્ય હિમ્મત હિન્દી સરકાર બતાવે અને બન્ને કલંકરૂપ કાયદાઓને આટલેથી જ પડતા મૂકી દે આખા દેશમાં એક અવાજે એ "કાળા કાયદાઓ" સ્હામે અચૂક રીતે

સખ્ત વિરોધ દર્શાવવામાં આવ્યો છે એટલું જ નહિ, પરન્તુ વડી ધારાસભાના સર્વ હિન્દી સભાસદોએ એકમતે ત્હેમની સ્હામે પોતાની સખ્ત નાપસંદગી બતાવી દેશની સ્તુત્ય સેવા બજાવી છે.—અને આટઆટલો વિરોધ છતાં સરકાર પોતાનો દુરાગ્રહ છોડવા તત્પરતા બતાવતી નથી! લાચાર પ્રજા બીજું શું કરી શકે? "દુનિયાની રાજ્યસત્તાઓથી પ્રજાજનોના આત્માઓનાં બળ વધારે ઉચાં અને પ્રબલ છે" એવી અચલ શ્રદ્ધાવાળા કર્મવીર મહાત્મા ગાંધીજીએ સરકારી દુરાગ્રહ સ્હામે સત્યાગ્રહનો શંખનાદ ધમધમાવ્યો છે, દરમ્યાન હિન્દ ચિન્તાતુર છે.

૩.

## સુધારાની યોજના.

હિન્દની ત્રીજી તાત્કાલિક મહાચિન્તા એ છે કે સુધારાની જે યોજના મિ. મૉન્ટેગ્યુએ અને લૉર્ડ ચેમ્સફર્ડે તૈયાર કરી છે ત્હેનું આખરે શું થશે? એ તો સ્પષ્ટ જ છે કે સુધારાની યોજના એ આત્મનિર્ણયના અધિકારનો પ્રયોગ નથી જ. એ યોજના હિન્દના પ્રતિનિધિઓએ તૈયાર કરેલી નથી એટલે સાચા અને સંપૂર્ણ અર્થમા તો એને આત્મનિર્ણયના અધિકારના પ્રયોગનું નામ આપી શકાય એમ છે જ નહિ. આગળ વધીને જોઈએ તો મર્યાદિત અર્થમાં યે આત્મનિર્ણયના અધિકારના પ્રયોગરૂપ એ યોજનાને ગણી શકાય તેમ નથી, કારણ કે હિન્દના મ્હોટા ભાગનો એક સંતોષપૂર્વક સ્વીકારનો પણ નથી તો સંપૂર્ણ સંમતિનો તો ક્યાંથી જ હોય?—અને એક યોજના હિન્દના પ્રતિનિધિઓએ પોતે તૈયાર કરેલી ન હોય એટલું જ નહિ, પરન્તુ તે યોજનાને લોકમતની સંપૂર્ણ સમતિ યે મળી ન હોય ત્યારે ત્હેને કેવી રીતે આત્મનિર્ણયના અધિકારના પ્રયોગરૂપ ગણી શકાય એ સમજી શકાતુ નથી. પરન્તુ આત્મનિર્ણયના અધિકારની વાત તો દૂર રહી, પણ સુધારાની યોજના ઇ. સ. ૧૯૧૭ ના ઑગસ્ટના જાહેરનામામાં આશા આપ્યા પ્રમાણે "જવાબદાર તંત્રનો પ્રથમ સંગીન હપ્તો" પણ નથી. જેમણે દેશમતને યથાર્થ રૂપમાં તપાસવાની સાચી કાળજી રાખી હશે ત્હેમને એટલું તો સ્પષ્ટ થયું હશે કે યોજના જે રૂપમાં રજુ થઈ છે તે રૂપમાં હિન્દના લોકોને તેથી સંતોષ થયો નથી, અને નરમમાં નરમ મિતવાદી પણ તે યોજનામાં સંગીન ફેરફાર માગે છે. આ અસંતોષની લાગણી કોઇ પોતાની પ્રકૃતિને અથવા શાણપણની સમજણને અનુસરી નરમ રૂપમાં પ્રદર્શિત કરતા હશે, અને કોઈ સ્પષ્ટ સ્વરૂપમાં જાહેર કરતા હશે, પરન્તુ, સૌ તે મુખ્ય એક સુધારાની યોજનામાં ન્હાના કે મોટા—થોડા કે વધારે—સંગીન કે મૌલિક ફેરફારો ઇચ્છનાર છે. અંગ્રેજ અધિકારીવર્ગે તથા અંગ્રેજ વ્યાપારીવર્ગે એ બન્નેએ હિન્દમાં અને લૉર્ડ સિડનહામના મંડલે ઇંગ્લંડમાં સુધારાની યોજના સ્હામે પ્રવૃત્તિઓ આદરી છે, અને બ્રિટિશ પ્રજાના હિન્દ સમ્બન્ધી અજ્ઞાનનો જેટલો લાભ લઈ શકાય તેટલો લેવા માંડ્યો છે એટલું જ નહિ, પરન્તુ હિન્દના સમ્બન્ધમાં તિરસ્કારપાત્ર અસત્યો પ્રસારવા ગંજાવર પ્રયત્નો આરંભ્યા

છે. કોંગ્રેસ, હોમ રૂલ લીગ અને મિતવાદી મંડળના પ્રતિનિધિઓ ઈંગ્લંડ જશે અને પોતાનાથી બનતુ કરશે. મામલો ભયંકર અને ચિન્તાભર્યો છે; દરમ્યાન હિન્દ મૂંઝાય છે.

૪.

## હિન્દનું જગતમાં સ્થાન.

પક્ષવાદની મારામારીઓ અને અયુક્તિઓથી મુક્ત થઈ નિષ્પક્ષપાતથી સત્યને જોવા પ્રયાસ કરનાર ન્યાયનિષ્ઠ પરીક્ષકને જણાયા વિના ભાગ્યે રહેશે કે એકંદરે બ્રિટિશ વહીવટ દરમ્યાન હિન્દને ન્યાય પણ નથી મળ્યો તો પછી સદ્ભાવ કે ઉદારતા તો ક્યાથી જ મળે? બ્રિટિશ કારકીર્દીનું જો કોઇ શ્યામમા શ્યામ કલંક હોય તો તે હિન્દના લોકોને આપવામા આવેલી મ્હોટી મ્હોટી આશાઓની અને ત્હેમની પ્રત્યક્ષ સિદ્ધિની વચ્ચેનુ ગંજાવર અન્તર છે. ક્યાં અંગ્રેજોના ઢંઢેરાઓ તથા જાહેરનામા અને ક્યા એમનો ખરેખરો વહીવટ! ક્યાં એમની સ્વાતંત્ર્ય અને ન્યાયની "બડી બડી બાતો" અને ક્યા એમના હિન્દના સત્ત્વને શોષી લેનારા સ્વાર્થમય ટૂંકી નજરના કૃત્યો! વચનભંગોના ભોગ બનેલા નિરાશાના માર્યા હિન્દીઓ અંગ્રેજોના વહીવટને એક ગંજાવર પાખંડ માને તો ત્હેમા શોક કરવા જેવુ ગમે તેટલું હોય, પરન્તુ ત્હેમા વિસ્મય પામવા જેવુ શું છે? સમભાવશીલ પરીક્ષકને તો લાગ્યા વિના નહિ રહે કે આવા વચનભંગો તો હિન્દ જેવો સત્ત્વહીન દેશ જ ધીરજથી સહી શકે. નવાઇ એ ન હોવી જોઇએ કે હિન્દમા અશાન્તિ અને અસંતોષ છે, નવાઇ તો એ હોવી જોઇએ કે નિરાશાજનક્માં નિરાશાજનક હૃદયહીન અનાદર બ્રિટિશ અમલદારો બતાવે છે છતા સહનશીલ હિન્દ બ્રિટિશ સામ્રાજ્યને વફાદાર છે, અને બ્રિટિશ પ્રજાના હિતની સાથે જ પોતાનું હિત સંકળાયલુ છે એ સત્યમાથી શ્રદ્ધા કમી થવા દેતું નથી કેવુ કરુણ ચિત્ર છે!—ઈંગ્લંડને કેટલું શરમાવનાર, હિન્દને કેટલું શોભાવનારૂ!—અને છતા એ ક્રૂર પ્રશ્નો હિન્દના આગળ એમ ને એમ મૂંઝવી નાખતા ઉભા છેઃ હિન્દની અચલ શ્રદ્ધા શું સ્થાને છે? બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દને જે સ્થાન મળવુ જોઇએ તે ઈંગ્લંડ હિન્દને આપશે ખરૂં? અને ઈંગ્લંડ જાતે ન આપે તો હિન્દ તે મેળવવા પ્રયાસ કરે ત્હેમાં તે શત્રુનો ભાગ તો નહિ ભજવે?—અને જગતની સુધરેલી પ્રજાઓમાં હિન્દી પ્રજાનુ સ્થાન શું રહેશે? હિન્દ જ્યા સુધી બ્રિટિશ સામ્રાજ્યનુ સ્વતન્ત્ર અને સ્વરાજ્યશાળી અંગ નથી બન્યુ ત્યા સુધી હિન્દને જગતની સ્વતન્ત્ર પ્રજાઓ માનની દૃષ્ટિએ કેમ કરીને જોશે? પુનર્વ્યવસ્થાના પ્રશ્નો ચર્ચાય છે, આત્મનિર્ણયના અધિકારની ગર્જનાઓ થાય છે, સુલેહની પરિષદ્ ભરાય છે, પ્રજામંડળ સ્થપાય છે,—હિન્દ ચિન્તા કરે છે "પણ મ્હારું શું?"

આગ્રા, તા. ૧ ૩ ૧૯.

---

# હિન્દમાટે આત્મનિર્ણય.

લેખક—રા. ભારતજન.

યુદ્ધની પૂર્ણાહુતિ અને શાન્તિની સ્થાપના થઈ છે. વિગ્રહે કરેલો વિનાશ શાન્તિના ઉદ્યોગોથી સુધરશે. યુદ્ધના ઉત્પાદકો વિનાશ કરે છે અને શાન્તિ પ્રસરાવનારાઓ તે સર્વને પુન :સજીવન કરે છે. એ દુઃખદ ક્રમનો જગતને અનુભવ છે. પરંતુ આ યુદ્ધના ભયંકર વિધ્વંસ અને પ્રાણહાનિથી મનુષ્યજાતિને એટલો તો ક્ષોભ ઉત્પન્ન થયો છે કે મનુષ્યહૃદય હવે શાન્તિનાં સુખો અખંડિત કાયમ રહે એવી ઇચ્છા કરે છે. શાસન, ગુમાવેલા પ્રદેશોની પુન પ્રાપ્તિ, વિગ્રહના ખર્ચનો દંડ, વિનાશ થયેલા પ્રદેશોનું પુન:સજીવન, એ સર્વ પ્રશ્નોનો નિકાલ કરવા ઉપરાંત સુલેહની પરિષદ્ ( *Peace Conference* ) મા, સમસ્ત જગતમા બળ વિરુદ્ધ ન્યાયનો નિયમ સ્થાપીને અખંડિત શાન્તિ જળવાય એવી જે મનુષ્યજાતિની અભિલાષાઓ છે તેને પૂર્ણ સંતોષ મળવો જોઇએ. એથી ઉચ્ચતર અથવા પવિત્ર કાર્ય સુલેહ પ્રવર્તાવનાર કોઈપણ મંડળીને સોંપવામાં આવ્યું નથી. પ્રેસિડન્ટ વિલ્સનની ધારણા પ્રમાણે એ કાર્યમા સ્વાત્મભોગની અગત્ય છે. તે કહે છે કે "સુલેહની પરિષદ્‌ના પ્રત્યેક સભ્યે અમુક ભોગ આપવાને તત્પર રહેવુ જોઇએ ગમે તેનો લાભ સમાયલો હોય તો પણ નિષ્પક્ષપાત ન્યાયને વળગી રહેવું એ જ એ ભોગ છે" આ ઉચ્ચ આશયને સિદ્ધ કરવાને માટે હિન્દુસ્તાન, આયર્લેંડ, ઇજીપ્ટ અને અન્ય સર્વ દેશો તરફથી સરકારના નિમાયલા નહીં પણ જેમનીપર તેમના દેશબન્ધુઓનો વિશ્વાસ હોય એવા પ્રતિનિધિઓને તેમાં સ્થાન આપવાની જરૂર હતી. એ પરિષદ્‌ના વાદવિવાદો અને નિર્ણયો સાથે આવશ્યક સંબંધ ધરાવનારી મનુષ્યપ્રજાના એકપંચમાંશ ભાગ–હિન્દની પ્રજા–ને બાતલ કરવાથી, બહિષ્કાર પામે છે. આવા યોગ્ય પ્રતિનિધિત્વની ગેરહાજરીમાં તેમ જ સંખ્યાબંધ ગુચવણીભરેલા પ્રશ્નોનો નિર્ણય કરવાનો હોવાથી હિન્દી પ્રશ્નની ગંભીરતા તરફ દુર્લક્ષ કરવામાં આવશે અથવા તો યોગ્ય ધ્યાન અપાશે નહીં, એવો સંભવ હોવાનો અમને ભય રહે છે તેથી બ્રિટિશ પ્રજા તેમ જ બ્રિટીશ રાજપુરુષોની મારફત સુલેહની પરિષદ્ આગળ હિન્દી વિષયો વિસ્તારપૂર્વક રજુ કરવાની અમે જરૂર જોઇએ છીએ અને અમને એથી એવી આશા રહે છે કે એ જગતની શાન્તિ, સ્વતંત્રતા અને પ્રજામતના સિદ્ધાંતોને લગતા પ્રશ્નોનો નિર્ણય કરવામાં કંઈક અંશે સહાયરૂપ થશે.

## યુદ્ધનાં કારણો.

જગતમાં શાન્તિ સાચવવાને માટે, તેમ જ આત્મનિર્ણયના સિદ્ધાંતપ્રમાણે ભિન્નભિન્ન પ્રજાઓના વિકાસક્રમને ઉત્તેજન આપવાને પ્રજાઓનું મંડળ (*A League of Nations*) એ નામથી જે રાજકીય સંસ્થાની સ્થાપના થઇ છે તેને અમે અભિનંદન આપીએ છીએ. પરંતુ પ્રજાઓમાંથી વિગ્રહનાં મૂળ કારણોને દૂર કર્યા વિના કોઇ પણ મંડળ એ ઉચ્ચ આશયો સિદ્ધ કરી શકશે નહીં એવી અમારી માન્યતા છે. યુરોપના રાજકીય ઇતિહાસપર દૃષ્ટિ કરતાં જણાય

છે કે આ યુદ્ધ અમુક આશયોને લીધે જન્મ પામ્યુ છે એ આશયોમા એવી અદ્ભુત બળવાન પ્રયોજક શક્તિઓ રહેલી છે કે જગતની ભાવિ શાન્તિને હાનિ કર્યા શિવાય તેનો અનાદર કરી શકાશે નહી એ પ્રયોજક શક્તિઓ નીચે પ્રમાણે છે —(૧)ચક્રવર્તિત્વ—એટલે કે, અન્ય દેશોનો વિજય મેળવી શહેનશાહત સ્થાપવાની અભિલાષા. (૨) રાષ્ટ્રીયત્વ એટલે કે, પરદેશી સત્તાને તોડીને એક પ્રજા તરીકે સયુક્ત થવાની પ્રજાની અભિલાષા (૩) પ્રજાતંત્ર— એટલે આપખુદ કે જુલમી અમલદારોથી ચલાવવાની રાજ્યસત્તાને બદલે પ્રજાના હિત માટે અને પ્રજા વડે જ ચાલતી પ્રજાકીય સત્તા સ્થાપવાની ઇચ્છા (૪) ટ્રસ્ટી અથવા સુલેહના રક્ષક અથવા સંસ્કૃતિના ઉપદેશકો તરીકેના બહાના હેઠળ જગતની અન્ય પ્રજાઓ-પર સ્વામિત્વ ભોગવવાને માટે યુરોપની મુખ્ય પ્રજાઓમા રાજકીય કે ઔદ્યોગિક વિરૂદ્ધતા. પ્રજાઓના પરસ્પરના સબધોમા આ કારણો ઘણાં અગત્યનાં છે એવુ અમે માનીએ છીએ. જો લીગને જગતની શાન્તિની સ્થાપના કરવાનુ આ મહાન્ અને સ્થાયી કાર્ય પાર પાડવું હોય તો યુદ્ધના આ દરેકે દરેક કારણો દુર કરવા પડશે. ભિન્નભિન્ન પ્રજાનો પરસ્પર સંબધ પ્રથમ ન્યાયના નિયમો વડે નક્કી કરવો જોઇએ શાંતિવર્ધક આશયોને અમલમાં આણવા જોઇએ અને યુદ્ધપ્રવર્તક શક્તિઓને દાબી દેવી જોઇએ. આ પ્રમાણે કરવામા ન આવે તો જે પ્રજાઓ હાલ સ્વતંત્ર નથી તેમની પ્રત્યે ખાસ કરીને, લીગ માત્ર અન્યાયનું સાધન થઈ પડશે. શાંતિના આ મહાન્ પ્રશ્નનો નિર્ણય આત્મનિર્ણયના સિદ્ધાંતથી જ થઇ શકશે એવો અમારો અભિપ્રાય છે અને હિન્દ કે જેણે મિત્ર રાજ્યોને વિજય પ્રાપ્તિ માટે ધન, સૈનિકો અને સાધનો વડે અત્યંત સહાય કરી છે તેના સબધમા પણ એ જ સિદ્ધાંતનો ઉપયોગ કરવાનો અમે હકક ધરાવીએ છીએ. અમે જુદા પડી જઇ વિભક્ત થવાની માંગણી કરતા નથી. અમે તો માત્ર સમુદ્રપારનાં સંસ્થાનોની સાથે સમાનતાના દરજ્જાએ ભાગીદાર બનવા ઇચ્છીએ છીએ. બ્રિટિશ સરકારની અને પ્રજાની અનુમતિ મળેલા પ્રેસિડન્ટ વિલ્સનના ચૌદ મુદ્દાઓ પ્રમાણે, ઓસ્ટ્રો-હંગેરીઅન અને ઓટોમન રાજ્યોમાં વસતી અનેક પ્રજાઓને આપવામા આવેલી સત્તાના સરખી બ્રિટિશ છત્રની હેઠળ સ્વયંવિકાસ કરી શકે એવી સંપૂર્ણ સ્વતંત્ર રાજ્યસત્તાની માગણી કરીએ છીએ. આત્મનિર્ણય, રાષ્ટ્રીયભાવના, પ્રજાઓની સ્વતંત્રતા, રાષ્ટ્રમાન અને સ્વમાનના સિદ્ધાંતોપર અમારી આ માગણીનો આધાર રહેલો છે યુદ્ધના સમયમાં આ અમર સિદ્ધાંતોએ હિન્દમાં નવજીવન પ્રકટાવ્યુ છે અને હિન્દની આતરિક અભિલાષાઓને સંતોષ આપવાને આત્મનિર્ણયના સિદ્ધાંતનો સંપૂર્ણ ઉપયોગ કર્યા શિવાય તેમ જ વિદેશી પ્રજાઓની હિન્દના સબધમા સ્વાર્થી ઇચ્છાઓને નિર્મળ કર્યા શિવાય આ યુદ્ધનો મહાન્ હેતુ—જગતની શાન્તિ—એ સિદ્ધ થઈ શકશે નહીં એ શિવાય પ્રજામતની સનામતી જગતમા સ્થાપી શકાય નહી.

## હિન્દને માટે મન્રોવાદ (*Munroe Doctrine*).

દિર્ઘ સમયથી હિન્દુસ્થાન યુરોપના મુખ્ય રાજ્યોનું લક્ષ્યબિન્દુ થઈ પડ્યું છે એ નિર્વિવાદ છે. ઇંગ્લાંડના તખ્તના સૌથી તેજોમય જવાહિર તરફ તેઓ ચોરની દૃષ્ટિથી તાકી રહેલા

છે. બ્રિટિશ પ્રજાને ઉત્તમ મેળવવા, સાહસો ખેડવા તેમ જ વિશાળ લાભો સંપાદન કરવાને જે સુન્દર ક્ષેત્રો-હરીફાઈનાં મેદાનો વિસ્તરાયલાં છે તે તરફ તેમને ઇર્ષ્યા થાય છે. પરંતુ યુરોપનાં ઉદ્યોગોને માટે કાચો માલ પુરો પાડવાના મથક તરીકે હિન્દની અમર્યાદિત શક્તિઓનો પુરો ઈંગ્લાંડને પણ ખ્યાલ નહતો. કમનસીબે યુદ્ધને લીધે જન્મેલા સંજોગોમા, જ્યા સુધી હિન્દને વ્હાઈટહૉલ તરફથી માત્ર એક રક્ષિત સંસ્થાન તરીકે આપખુદ સત્તાથી ચલાવવામા આવશે ત્યા સુધી આ નવાં તત્વમાંથી શાન્તિની સ્થાપનાનો ભંગ થાય એવી શક્યતા ઉત્પન્ન થવાનો ભય રહે છે. પૂર્વમા બ્રિટિશ-સામ્રાજ્ય વ્યાપારીઓ તરફથી સ્થાપેલું છે અને બ્રિટિશ વ્યાપારીઓ કાંઇ પરોપકારવૃત્તિવાળા હોતા નથી. જો કે હિન્દનો રાજ્યવહિવટ હિન્દના વ્યાપારથી વિભક્ત હોવા છતા પણ માલીકીના હકોથી તેમ જ ઔદ્યોગિક કારણોના અનુકૂળતાપર બ્રિટિશ રાજનીતિ રચાયલી છે. સીલીના મત પ્રમાણે વસ્તુત એનો અર્થ જાગીરીની મિલ્કત જેવો જ થાય છે. (*Seely's Expansion of England.*) ૧૫૦ વર્ષના અમેરિકન પ્લેન્ટેશનને બ્રિટિશોને હાથે થયેલી હાનિના સમયથી આ આદત પડેલી છે" પોતાના સંસ્થાનો પ્રત્યેની યોગ્ય નીતિ ઈંગ્લાંડ માત્ર ધીરેધીરે જ શીખ્યુ છે. આરમ્ભમા તો રોમની માફક પોતાના સંસ્થાનોને માત્ર ભોગવટાની મિલ્કત ગણીને પોતાના લાભ સચવાય એવી નીતિથી રાજ્ય ચલાવ્યુ અમેરિકા ગુમાવ્યુ ત્યારે જ એ નીતિ કેટલી ટુંકી દૃષ્ટિવાળી હતી તેનો અનુભવ તેને થયો. પરતુ સીલીના કહેવા પ્રમાણે એ હિન્દ પ્રત્યેની નીતિમાં એ વિચાર હજુ ચાલુ છે. ખરેખર એક મહાન્ પ્રજાને માટે એ નીતિ અયોગ્ય છે. પરતુ આ અપાત્રતાને બાજુપર મુકતા, હિન્દના સાધનોથી ઈંગ્લાંડની જે આર્થિક ઉચ્ચતા જળવાઈ રહે છે તેથી, તેમ જ નૌકા બળની શ્રેષ્ઠતા અને જગતના અર્ધભાગપરના તેનાં ચક્રવર્તિત્વને લીધે તેની સામેની જે અધમ ઇર્ષ્યાની લાગણીઓ ઉશ્કેરાયલી છે તેમા વધારો થશે. હરીફાઇને લીધે યુદ્ધો જુલમ અને પ્રદેશો છતી લેવાને માટેના વિગ્રહો જન્મ પામે છે. આ આર્થિક આકર્ષણોને લીધે વિજેતાઓ અને રાજ્યોની લોભવૃત્તિમાં વૃદ્ધિ થશે તેની વ્યાપાર અને ધનની પ્રાચીન કીર્તિને લીધે મહાન્ સીકંદરના સમયથી મ્હોટા વિજેતાઓ જમીન માર્ગે આકર્ષાઈ આવ્યા હતા. પરતુ મુસલમાનો જ્યારથી આવીને વસ્યા ત્યારથી જમીન માર્ગની ચઢાઇઓ બધ પડી છે. તુર્કોએ કૉન્સ્ટેન્ટીનોપલ છતી લીધું એટલે યુરોપથી હિન્દુસ્તાન આવવાનો જમીન માર્ગ બધ પડ્યો અને પરિણામે સ્પેઇન અને પોર્ટુગલના નૌકાચાલકો જળમાર્ગે હિન્દ આવવાને માટે તૈયાર થયા. એ પ્રમાણે કોલમ્બસે અમેરિકાની શોધ કરી અને વાસ્કો ડિ ગામા હિન્દ આવ્યો. અને તે પ્રમાણે હિન્દ અને અમેરિકા યુરોપની પ્રજાઓની યુદ્ધભૂમિ બની. "એ બ્રાહ્મેમના મેદાનોમા ફ્રાન્સ અને ઈંગ્લાંડ વચ્ચેના જે વિગ્રહનો અંત આવ્યો તેનો નિર્ણય કરવા માટે હિન્દનાં ક્ષેત્રોમાં અસખ્ય મરાઠાઓનો નાશ કરવામાં આવ્યો હતો." એ યુરોપીઅન કંકાસોનો શ્રાપ અમેરીકામાંથી ટળી ગયો છે. યુનાઇટેડ સ્ટેટ્સના મનરોવાદથી દક્ષિણનાં અમેરિકન પ્રજાકીય રાજ્યોનો સ્વતંત્ર વિકાસ થઇ શક્યો. અમેરિકન યુનિઅને પ્રશસનીય આત્મત્યાગથી તેમને પોતાના યુનિઅનમાં બળપૂર્વક સંયુક્ત કર્યાં નહી. પરંતુ હિન્દુસ્તાનને એ

પ્રમાણે લાભ મળ્યો નથી ઇંગ્લાંડે બેશક ડચ અને ફ્રેંચને હિન્દુસ્તાનમાંથી નસાડીને પોતાની સત્તા વિશેષ બળવાન કરી પરંતુ રશીઆ અને જર્મનીએ એ પછી એક હિન્દુસ્તાનપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો જર્મન પ્રજાના આ દેશપરના કાવતરાને લીધે ઇંગ્લેંડ અગ હાલનું યુદ્ધ જન્મ પામ્યું છે એ વાતનો અસ્વીકાર કોઇક જ કરશે ૨૩મી જાન્યુઆરી ૧૯૧૮ ના ટાઇમ્સના કહેવા પ્રમાણે કૈસર એમ બોલ્યો હતો કે "આપણે માત્ર હિન્દનો કબજો લેઇશું એટલું જ નહીં પરન્તુ આપણે ત્યા વિજય મેળવીશું અને હિન્દી રાજાઓને બ્રિટિશ તરફથી જે મોટી આવક ઉત્પન્ન કરવાની રજા આપવામાં આવે છે તે આપણા આક્રમણ પછી આપણી પિતૃભૂમિમાં ( *Father Land* ) સુવર્ણના ઝગતી આકાર ચાલી આવશે' પરન્તુ હિન્દના કેળવાયેલા વર્ગની રાજ્યભક્તિથી અને કાવતરા રચનાની જર્મન આમાંક્ષાઓ નાશ પામી. "પરન્તુ આ વિદેશી મહત્વાકાંક્ષાઓ અને આતરિક અભિલાષાઓથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, એશિઆ અને આફ્રિકાને માટે મનરોવાદ સ્વીકારી હિન્દી પ્રશ્નોનો નિર્ણય કરવો જોઇએ, હિન્દને બાલ્યાવસ્થામાંથી મુક્ત કરી હિન્દી રાજ્યતન્ત્રના પ્રજામતને અનુસરીને રચના કરવી કે જેથી હાલની હરીફાઇઓ શાન્ત થાય અને જગતને ખાત્રિ થાય કે હિન્દના તેમ જ સમસ્ત માનવજાતિના કલ્યાણાર્થે હિન્દના પુત્રો જ હિન્દનુ રાજ્ય ચલાવે છે '

## બ્રિટિશ રાજ્યનીતિ.

આતરિક પ્રશ્નોના સબંધમા હિન્દ તરફની ઉચ્ચી બ્રિટિશ રાજ્યનીતિ, પ્રશ્નના ઉત્તર તરીકે, તા ૨૦ મી ઑગસ્ટ સને ૧૯૧૭ને રોજ આમની સભામા જાહેર કરવામા આવી હતી 'નામદાર શાહેનશાહની સરકારની રાજ્યનીતિ કે જે સાથે હિંદુસ્તાનની સરકાર સપૂર્ણ સમત છે તે એવી છે કે બ્રિટિશ સામ્રાજ્યના એક અખંડ ભાગ તરીકે હિન્દને ક્રમસર જવાબદાર રાજ્યતન્ત્ર આપવાના લક્ષ્યથી રાજ્યવહિવટની દરેક શાખામા હિન્દીઓને વધતા પ્રમાણમાં ભાગ આપવો અને સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓનો ક્રમેક્રમે વિકાસ કરવો તેઓ એવા નિર્ણયપર આવ્યા છે કે એ દિશામા બનતી ત્વરાએ સગીન પગલા ભરવા જોઇએ " '

હિન્દી પ્રધાને પોતાના પ્રત્યુત્તરમા આ રાજ્યનીતિને નીચે મુજબ મર્યાદિત કરી હતી

"આ નીતિ તરફ માત્ર ક્રમેક્રમે પ્રગતિ થઇ શકશે, એટલું જ ઉમેરીશ બ્રિટિશ સરકાર અને હિન્દુસ્તાનની સરકારપર હિન્દી પ્રજાના કલ્યાણની અને પ્રગતિની જોખમ દારી રહેલી છે,




સમાલોચક, ] [ માર્ચ, ઈ. સ. ૧૯૧૯.

કૅપ્ટન વિલ્સન 'હલો ! હિન્દ માટે શું ધાર્યું ?'

પાસપોર્ટ અમલદાર ( લૉ...ડ . જ્યો... ) 'કૅપ્ટન સાહેબ ! દિલગીર છું.' પાસપોર્ટ મળી શકશે નહિ.'

( નં. ૧-૨ નાં ચિત્રો હોમરૂલ લીગ ફૉર ઇન્ડિઆ, લંડન, તરફથી પ્રગટ થયેલાં 'સેલ્ફ ડીટરમિનેશન ફૉર ઇન્ડિઆ'ના ન્હાનાં પુસ્તકમાં પ્રગટ થયેલાં છે તે અત્રે ઉતાર્યાં છે. )




સમાલોચક ] [ માર્ચ, ઈ સ ૧૯૧૯

ક્રિસ્ટમસ સુરબ્બી(મો ગ્યુ ) 'બાઇસાહેબ ! કૃપા કરી .

હિન્દ દેવી 'ના. માફ કરશો કૃપા તમારી એમા સાકરની મને કઇ જરૂર નથી.'

ક્રિસ્ટમસ સુરબ્બી: 'દિલગીર છુ. બાઇસાહેબ, હાલ ખોરાકમા તે મેળવવાનું
ફરમાન થયલું છે.'

અને એ પ્રગતિના પ્રત્યેક પ્રમાણુની અને સમયના નિર્ણયનો તેમનીપર આધાર રહેવો જોઇએ."[૨]

હિન્દી પ્રધાને મર્યાદિત રૂપમાં આમ જણાવેલી રાજ્યનીતિથી હિન્દને આત્મનિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવાનો ખરેખર ઇન્કાર થાય છે. એ ઇન્કાર ત્રણ અનુમાનોપર રચાયલો છે. પ્રથમ તો એ કે હિન્દ કોઇ પ્રજા નથી માટે એ આત્મનિર્ણય માટે નાલાયક છે બીજાનું એ કે સ્વરાજ્યના અંતિમ લક્ષ્ય માટે હિન્દને ક્રમેક્રમે શિક્ષણ આપવાના હેતુથી તેને દિર્ઘ સમય સુધી વાલીપણા હેઠળ રહેવાની જરૂર છે પણ આ રાજ્યનીતિ, પ્રજાતરફથી કાઇપણ આશા વગર અને પ્રેસિડન્ટ વિલ્સને આત્મનિર્ણયનો સિદ્ધાંત જાહેર કર્યો તેમ જ બ્રિટિશ સરકારે તેનો સ્વીકાર કર્યો તે પહેલાં જાહેર કરવામાં આવી હતી પણ આવી રીતે જાહેર કર્યા પછી અને માન્ય રાખ્યા પછી, દ્રષ્ટીપણું ચાલુ રાખવુ એ ઉદાર રાજ્યનીતિતા અને રાજકીય જ્ઞાનદૃષ્ટિની વિરૂદ્ધ થશે અને ખાસ કરીને તેની અંદર રહેલા અનુમાનો અપ્રતિપાદ્ય અને ન્યાયવિરૂદ્ધ હોવાથી, તેથી અસંતોષ ઉત્પન્ન થાય એવો સંભવ રહે છે એટલા માટે આ પાનાઓમાં અમે એ અનુમાનોનું નિરીક્ષણ કરવા ધારીએ છીએ.

### હિન્દ એક પ્રજાતરીકે.

એવી એક દલિલ કરવામાં આવે છે કે હિન્દ કાઇ એક પ્રજા નથી, પરંતુ અનેક પ્રજાઓનો એ સમૂહ છે; એ એક દેશ નથી પરંતુ એક ખંડ છે. આ અમર્યાદિત વિશાલ વાક્યોથી સત્ય ઢંકાઈ જાય છે અને અજ્ઞાનીઓ એમાં મુગ્ધ બને છે પ્રજા શબ્દનો શું અર્થ થઈ શકે? અંગ્રેજ, ફ્રેન્ચ અને પોલ એ શું એક પ્રજા નથી? જો એ એક પ્રજા હોય તો, બંગાલી, પંજાબી, રજપુતો અને મરાઠાઓ પણ એક પ્રજા તરીકે જ ગણી શકાય. બંગાલીઓ એક જ પ્રદેશમાં રહે છે અને તેમનું જુદું જ નામ છે. ખરૂં જોતા તેઓ એક જ જાતિના ઉતરી આવેલાં સંતાનો છે. તેમનું રક્ત, ભાષા, સંસ્કૃતિ, સાહિત્ય, રિવાજો અને પૂર્વ વૃત્તાંત એક જ છે સામાન્ય અર્થ પ્રમાણે એક પ્રજાત્વના એ મુખ્ય ગુણો ગણાય છે. ઇંગ્લાંડના જુદા જુદા વર્ગોથી જેમ તેનું એક પ્રજાત્વ નષ્ટ થયું ગણાતું નથી તેમ તેમ હિન્દમાં જાતિભેદોથી એક પ્રજા તરીકેનુ તેનું સ્વરૂપ કાયમ જ રહે છે વિભાગોના અસ્તિત્વથી એક પ્રજાત્વ નષ્ટ થતું નથી. અને જો એ પ્રમાણે બનતું હોય તો ધાર્મિક ઉદારતા અશક્ય જ થઇ પડે ખ્રિસ્તી ધર્મના જુદાં જુદા પંથો વચ્ચે છે તેના કરતાં હિન્દના આ વિભાગો વચ્ચે ઓછી શત્રુવટ છે. ઇંગ્લાંડમાં આવા સેંકડો પંથો છે પરંતુ હિન્દુસ્તાનમાં તો માત્ર પાંચ જ મુખ્ય ધર્મ છે. એમાંના મુખ્ય પંથને માનનારી પ્રજાનું સંખ્યા પંચાણુ ટકા જેટલું છે. બંગાલની જાતિ માટે જે કહેવામાં આવ્યું છે તે હિન્દના સર્વ

૨ "I would add that progress in this policy can be achieved by successive stages The British Government and the Government of India on whom the responsibility lies for the welfare and advancement of the Indian peoples, must be the judges of the time and measure of each advance."

પ્રજાસમૂહોને માટે સરખું જ છે. આવા સમૂહ લગભગ બાર છે. બ્રિટિશોના આગમન સમય પર્યંત આ સર્વ વિભાગો ઐતિહાસિક દૃષ્ટિથી વિભક્ત હતા તેમ જ એ પોતાનો રાજ્ય વહિવટ થોડે ઘણે અંગે સ્વતંત્રપણે પોતે જ ચલાવતા હતા. બ્રિટિશ સરકારે પ્રાંતોની જે કૃત્રિમ રચના કરી છે તેથી આ ભાગોને કાંઈક અડચણ થઇ છે ખરી. છતા પણ એ દરેકમાં પ્રજાકીય ભાવનાઓ આજ મોજુદ છે અને કોઇ પણ પ્રકારના જુલમ અથવા હુમલા કરવામાં આવે છે ત્યારે તે ભાવનાનુ પ્રાબલ્ય વ્યક્ત થાય છે. લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા ત્યારે એ જુસ્સો પ્રજાએ બતાવ્યો હતો. ઐતિહાસિક પ્રમાણુથી આ સર્વ વિભાગો, અંગ્રેજ, ફ્રેન્ચ અને સ્પેનીયાર્ડની માફક ભિન્ન ભિન્ન પ્રજારૂપે છે. તેથી તેમને આત્મનિર્ણયનો તેમનો હક મળવો જોઇએ અને એ જ સિદ્ધાંતથી તેમને એકતાથી હિન્દુસ્તાનના સંયુક્ત રાજ્યોરૂપે રહેવાને સંપૂર્ણ હક છે.

ઉપલા વર્ગોના સંબંધમા અત્યાર સુધી તો આપણે સામાન્ય અર્થ પ્રમાણે પ્રજા એ શબ્દની વ્યાખ્યા જ આપી છે. પરંતુ વસ્તુતઃ તો એ શબ્દના વિશાલ અર્થ પ્રમાણે આખું હિન્દ એક જ પ્રજા છે. હિન્દુસ્તાનને જગત્ નુ સંગ્રહસ્થાન,( *epitome* ) કહેવામાં આવે છે. પરંતુ અનેકતામા પણ એકતા છે. " સમુદ્રો અને પર્વતોથી ગુથાયલુ હિન્દ ભૂગોલના પ્રમાણમાં એક જ દેશ છે. '–વિન્સેન્ટ સ્મિથકૃત અર્લિ હિસ્ટરી ઑફ ઇન્ડિઆ. "બર્માને બાદ કરતાં બાકીના હિન્દના જેવો આખી દુનિયામા એક પણ દેશ નથી કે જેને કુદરતે એક સંપૂર્ણ પ્રદેશ તરીકે જ રચ્યો હોય."–ચિશોમકૃત ભૂગોળ. ત્યાંની પ્રજાઓ એક જ આર્ય જાતિથી ઉતરી આવેલી છે.. કેટલાક ભાગોમાં અપવાદ છે પણ ત્યાં ત્યારે તેઓ એકમેકમાં મિશ્ર થઈ છે. ઈ. સ. પૂર્વે ૩૧૫ મા એલેકઝાન્ડરે હિન્દપર ચઢાઇ કરી, તેના પહેલાનાં ઘણા પૂર્વકાલથી આખું હિન્દ હિન્દુ વાતાવરણથી આચ્છાદિત થયુ હતું. સર્વ અનાર્ય પ્રજાઓ હિન્દુધર્મનાં છત્ર નીચે એક થઈ અને પરિણામે સમસ્ત દેશમાં આર્યતત્વ પ્રધાન થઈ પડ્યુ. હિન્દનાં મહાકાવ્ય મહાભારત કે જેમના ઘણી ખરી ભાષાઓમાં સુન્દર ભાષાન્તર થયલા છે તેમા અવતારેલા ઉચ્ચ વિચારો-સ્ફુરણો અને કથા જે આજ પણ હજી ચિરંજીવ છે તેમનાપર એ સંસ્કૃતિનો આધાર હતો. સંસ્કૃત એક વખતે સમસ્ત ભારતવર્ષની સામાન્ય ભાષા હતી. મધ્યકાલમાં યુરોપમાં લૅટિનની માફક સંસ્કૃત એક સમયે વિદ્વાન્ વર્ગની ભાષા હતી. "હિન્દમાં જો કે ૫૦૦ ન્હાની ભાષાઓ છે છતાં તેમનું ધાર્મિક સાહિત્ય, અને પવિત્ર ભાષા એક જ અને સર્વસામાન્ય છે. વર્ણ, ભાષા, સ્થિતિ-કે ધર્મનો ભેદ હોવા છતાં પણ હિન્દુ ધર્મના અનુયાયીઓ એનો સામાન્ય સ્વીકાર કરીને તે તરફ માનની દૃષ્ટિથી જુએ છે. એ ભાષા અને સાહિત્ય તે સંસ્કૃત છે. અને જગતમાં સર્વથી પ્રાચીન એ ભાષા છે "–મોનિઅર વિલિયમ. લૅટિનમાંથી ફ્રેન્ચ, સ્પેનિશ અને પોર્ટુગીઝ ભાષાઓ ઉતરેલી છે તેમ જ સંસ્કૃતમાંથી ઉતરેલી ભાષાઓ પ્રજાનો ત્રણુ ચતુર્થાંશ ભાગ બોલે છે. જો કે નાની ભાષાઓ ઘણી છે છતાં આખા હિન્દમાં વપરાતી મુખ્ય ભાષાઓ તો બાર જ છે. રાજકીય દૃષ્ટિથી આજે સમસ્ત હિન્દ એકત્ર છે અને પ્રાચીન

સમયમાં પણ એ જ એકતા હતી. તેમાયે મુખ્યત્વ કરીને મહારાજા અશોકના કાલમાં તો પૂર્ણ રીતે. પરંતુ હિન્દના પ્રાચીન રાજ્યકર્તાઓ હાલના ઝાર કે કૈસર કરતાં વિશેષ ઉદાર હતા અને તેથી ભાષા, સસ્કૃતિ કે ધર્મને સામાન્ય કરવા કદી પણ બળ વાપરતા નહિ; પરંતુ દરેક પ્રજાને પોતાની જરૂરીઆતો પ્રમાણે પ્રગતિ કરવાની સ્વતંત્રતા હતી. તેથી હિન્દુસ્તાનમાં રાષ્ટ્રીયત્વના સર્વ તત્વો છે—એટલે કે, તેનુ રક્ત, સસ્કૃતિ, ઇતિહાસ અને ધર્મ સામાન્ય છે. મુસલમાન આક્રમણોથી અને મુગલોના રાજ્યથી આ હિન્દુ પ્રજાની પ્રગતિમાં કાંઈક ભંગાણ પડ્યું હતુ. તો પણ હાલની વિશાલ મુસલમાન પ્રજાનો મુખ્ય ભાગ તે સમયમાં મુસલમાન ધર્મને અંગીકાર કરનારા હિન્દુઓના વંશજો છે, અને તેથી તેમણે પોતાના પ્રદેશોની ભાષા અને તેમના રિવાજો જાળવી રાખેલા છે અને ધાર્મિક વિષયો શિવાય દરેક બાબતમાં હિન્દુ સંસ્કૃતિ તેમનામા હજુ કાયમ રહેલી છે. "પ્રત્યેક યુગમાં આપણા ગતપૂર્વજોએ આપણા વિચારો અને ભાવનાઓને ઘડ્યાં છે. "—લૅ બોન—*Le Bon.* ધાર્મિક ફેરફારોથી સૈકાઓનુ કાર્ય નિષ્ફળ થતુ નથી. "હિન્દની શારીરિક અને સામાજીક ભિન્નતા તેમ જ ભાષા, રિવાજો અને ધર્મની જે ભિન્નતા, એક અવલોકન કરનારની દૃષ્ટિએ પડે છે તે છતાં પણ કૉમોરીન ભૂશીરથી તે હિમાલય પર્વત સુધી તેમનામા ગુપ્ત રહેલી સમાનતા જણાઈ આવે છે. "—સર હર્બર્ટ રિસ્લી. હિન્દની સંસ્કૃતિ જગતના સર્વ દેશો કરતાં જુદી પડે છે. પરતુ હિન્દના સર્વ દેશોમાં એ સામાન્ય હોવાથી મનુષ્યજાતિના સામાજીક અને માનસિક વિકાસના ઇતિહાસમાં તેની એકત્ર ગણના થઈ શકે. "—વિન્સેન્ટ સ્મિથકૃત અર્લિ હિસ્ટરી ઑફ ઇન્ડિયા. આ ઐક્યની લાગણીનાં મૂળ સમસ્ત દેશમા એટલા ઉંડા ગયેલા છે કે જો કદિ દેશને જુદાજુદા સંસ્થાનોમાં વિભક્ત કરવાનો પ્રયત્ન કરવામા આવે તો લોકોના રોષની લાગણીઓ તુરત જ ઉશ્કેરાઇ જાય. વસ્તુત. આ લાગણીનુ મૂળ એટલુ તો સબળ છે કે સસ્થાનોનો જાતીય વિભાગ કરવાની સાધારણ સૂચના પણ ઘણા હિન્દીઓની નજરમા અણગમાવ ઉત્પન્ન કરાવનારી અદેખાઈની નીતિ તરીકે લેખાય. તેથી હિન્દ એક પ્રજા નથી એ આક્ષેપમા વજુદ નથી અને એ માન્ય કરી શકાય એમ નથી. રાજ્યનીતિના સૂત્ર પ્રમાણે પ્રાચીન કાળની માફક "સામાન્ય વડીલોથી ઉતરી આવેલી અથવા અમુક ધર્મને માનનારી સ્થાનિક અથવા માત્ર શારીરિક અને પ્રાકૃતિક કારણોથી રચાયલી હોય તે કાંઇ હવે પ્રજા તરીકે લેખાય નહિ. પરંતુ પ્રજા એ એક નૈતિક અને રાજકીય વ્યક્તિ છે, ભૂગોળ કે ગુણધર્મના લક્ષણોની સામાન્યતાથી નહીં પરતુ રાજ્યબંધારણથી ઇતિહાસમાં ધીરેધીરે વિકાસ પામીને પ્રજા રચાય છે. રાજ્યમાંથી જ પ્રજા રચાય છે પરતુ રાજ્યથી પ્રથમ કાંઇ પ્રજા હોતી નથી. રાજ્યમાંથી અમુક સમયે પ્રજા ઉત્પન્ન થઇ શકે. પરંતુ પ્રજાને જ રાજ્ય તરીકે ગણવુ એ આધુનિક સંસ્કૃતિથી વિરુદ્ધ છે "—લોર્ડ ઍક્ટન. જ્યારે લોકોમાં અરસપરસ સંયુક્ત થવાની સહાનુભૂતિ ઉત્પન્ન થાય તેમ જ એક જ રાજ્યતંત્ર હેઠળ રહેવાની ઇચ્છા થાય, ત્યારે જ પ્રજા રચાય છે. આવી રીતે સંયુક્ત થવાની ઇચ્છા, હિંદમાં છે અને બ્રિટિશ સત્તાને લીધે ઉત્તેજીત થઇ વૃદ્ધિ પામી છે. ખરેખર સર હેન્રી મેઇનના મત પ્રમાણે "રાષ્ટ્રીય ભાવના

પ્રથમ હિન્દમા જન્મ પામી હતી ત્યાર પછી તેનો પશ્ચિમના દેશમા વિસ્તાર થયો આ ભાવનાને લીધે જ એકત્ર સરથાનની રચના સભવિત છે આ પ્રમાણે ઑસ્ટ્રીઆ-હગરી ( *Dual Monarchy* )ના જેવી, યુનાઈટેડ રશિયન શહેનશાહત, અને આયરીશ કે ઈગ્લીશ અથવા યુરોપની બીજી કોઈ પણ રાષ્ટ્ર પ્રજાઓ કરતા, બગાલી, મરાઠા, મદ્રાસી, સીખ અને અન્ય પ્રજાઓ એકત્ર થવાને વધુ ઈતેજાર છે ૧૯૧૬મા લકનૌમા હિન્દુ અને મુસલમાનો વચ્ચે જે કરાર થયા હતા તે બતાવી આપે છે કે હિન્દીઓ પરપરની ભિન્નતા કેટલી સ્હેલાઈથી દૂર કરી શકે છે. પરતુ આખી હિન્દી પ્રજાએ એક જ ધર્મ અને ભાષાનો સ્વીકાર કરવો જોઈએ એમ માનવુ એ માત્ર ગાડપણની જ પરાકાષ્ઠા છે. એથી મધ્યકાલિન યુરોપની ભાવનાઓ જાગૃત થાય છે. એક જ સામ્રાજ્ય, એક જ પ્રજા અને એક જ ધર્મ ! અને તેથી અધમાધમ અત્યાચારો થયા હતા જગત હવે એના અત્યાચારોથી મુક્ત થયુ છે એ સુખજનક છે અમેરિકાએ જગતને રાજકીય એકતાનુ દૃષ્ટાત આપ્યુ છે એ સિદ્ધાત સૌથી નવીન હોવા છતાં સ્વતત્રતા અને શાન્તિના ઉચ્ચ ગુણોથી સપૂર્ણ છે સ્થાનિક રીવાજો અને પ્રધાન્ હકોને રક્ષણ મળે એવી સંપૂર્ણ વ્યવસ્થા કરી સ્વતત્રતાના અતિ ઉજ્જ્વલ પરિણામો સફલ થાય, ગુલામગિરીના પ્રતિબંધક કાયદાઓ અને આપખુદ અધિકારનુ ખડન થાય એમ બની શકે તેટલા ઉચ્ચ પ્રકારની રાજ્યવ્યવસ્થાની સ્થાપના લોર્ડ એકટનના મત પ્રમાણે એ સિદ્ધાતથી સભવિત અને સાધ્ય બની શકે છે આવા પ્રકારની વ્યવસ્થાને માટે હિન્દ અશક્ત છે એમ અનુમાન કરવાને માટે કોઈપણ પ્રમાણ નથી ઉલટુ લોર્ડ એકટને જે સ્થિતિની અને શક્તિઓની આવશ્યકતા વિષે સ્પષ્ટ જણાવ્યુ છે તે હિન્દમા વિશિષ્ટ પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે હિન્દના અમલદાર વર્ગના ટ્રસ્ટીપણાના કલ્પિત વિચારો અને પદ્ધતિના પરિણામે અને બધનકર્તા સર્વવ્યાપક સત્તા તરીકે, જે નિરસ અને લાગણીશૂન્ય અને બેપરવાઈ ભરેલી નીતિ અખત્યાર કરવામા આવી છે તેથી આવી એકત્ર વ્યવસ્થાનો હિન્દમા વિકાસ થયો નથી તેનો દોષ તેમને જ શિર પડે છે.

### રાજકીય ટ્રસ્ટી વાલીપણુ ( Trusteeship )

વાલીપણાના સિદ્ધાંતમા જ એવો ભાવાર્થ રહેલો છે કે ટ્રસ્ટી પોતે પણ યોગ્યતા ધરાવે છે. પરન્તુ શુ પશ્ચિમ કદિએ પૂર્વને માટે યોગ્ય ટ્રસ્ટી હોઈ શકે ? દૈહિક જડવાદવાળી બ્રિટીશ પ્રજાને શી રીતે બ્રહ્મભાવનાવાળી પ્રજા સોપી શકાય ? ઉભય સસ્કૃતિમા એટલી ભિન્નતા છે કે એક ઇગ્લિશ કવિ ઉચ્ચારે છે કે " પૂર્વ તે પૂર્વ જ છે અને પશ્ચિમ તે પશ્ચિમ જ છે અને ઉભયનો કદિએ સયોગ થશે નહીં ", " હિન્દી સસ્કૃતિનો માર્ગ નિરાળો છે. ઈગ્રેજી ધોરણે હિન્દી સંસ્કૃતિનો વિકાસ કરવો એ વટવૃક્ષ સાથે ઓકવૃક્ષ ( *Oak* )ને સયુક્ત કરવા સરખુ છે -વર્તમાન સમયની ભાષામાં કહીએ તો હિન્દને આત્મનિર્ણયનો હક મળવો જોઈએ " -બર્નાર્ડ હોટન, પોલિટિકિસ્ટમા, ડિસેમ્બર ૧૯૧૯ ઈગ્લાડ હિન્દને માટે યોગ્ય ટ્રસ્ટી હોઈ શકે જ નહીં, કારણ કે સગીરને માટે શુ લાભકારક છે તે સંબધમા ટ્રસ્ટી પોતાની ઇચ્છાનો બળપૂર્વક અમલ કરે છે, પરતુ વહિવટ કરનાર-*Executor*-એમ કરતો નથી, તેનુ

પરિણામ શોકજનક છે. હિન્દ જર્મની અને જાપાન કરતાં છેક પાછળ પડી રહેલું છે. જર્મની અથવા જાપાનમાં ૫૦ વર્ષમાં જે પ્રગતિ થઈ છે તે કરતાંએ ૧૫૦ વર્ષના બ્રિટિશ અમલ નીચે હિન્દમાં ઘણી જ ઓછી પ્રગતિ થઈ છે. જાપાનીઓ કે જર્મનો જેટલી જ બુદ્ધિ અને કાર્યશક્તિ હિન્દીઓ ધરાવે છે. ઉદ્યોગહુન્નરમાં ત્વરિત પગલાં ભરીને જર્મની જગતમાં શ્રેષ્ઠ કાર્યાલય થઈ પડયું છે. અનુપમ સાધનો હોવા છતાં હિન્દ માત્ર ઔદ્યોગિક બાલ્યાવસ્થામાં રહી ગયું છે. સો વર્ષ પહેલાં હિન્દમાં ભણેલાઓની સંખ્યાનું પ્રમાણ ઇંગ્લાંડના જેટલું જ હતું. આજે ઇંગ્લાંડમાં વાંચી અને લખી શકે એવાઓનું ૯૫ ટકાનું પ્રમાણ છે જ્યારે હિન્દમાં માત્ર તે ૭ ટકાનું જ પ્રમાણ આવે છે. અન્ય ગંભિર દોષોને સ્પષ્ટ કરવાની જરૂર નથી. વૃક્ષ જેમ છાયામાં વૃદ્ધિ પામતું નથી તેમ જ ટ્રસ્ટીઓના આધિપત્યના આવરણ નીચે કોઈ પ્રજા વિકાસ પામી શકતી નથી પરંતુ "ટ્રસ્ટીપણાના આદર્શ"ને અધિકારીવર્ગ મમતથી હજુ સુધી વળગી રહે છે.

આવા ટ્રસ્ટીપણાને વળગી રહેવાથી હિન્દીઓની લાગણીપર કેવો કારી ઘા પડે છે તેનું અંગ્રેજોને ભાન થતું નથી. ટ્રસ્ટીઓ સગીરને માટે નિમાય છે હિન્દ કાંઇ બાલપ્રજા નથી, તેમ છેક જંગલી સ્થિતિમાંએ નથી પરંતુ મનુષ્ય કુટુંબમાં જ્યેષ્ઠ ભ્રાતા છે તેમ જ મનુષ્યજાતિના અર્ધભાગને સાંત્વન આપનારા ધર્મો અને ક્રિસ્તુશ્રીની જન્મભૂમિ તરીકે હિન્દ વિખ્યાત છે. દિવાની કાયદાપ્રમાણે ટ્રસ્ટીઓ સગીરપણાની મુદત દરમિઆન નિમવામાં આવે છે એટલે યોગ્ય સમયમાં ટ્રસ્ટીપણાનો અંત આવે છે. જો સ્વનિર્મિત ટ્રસ્ટીપણાનો જ્યારે ટ્રસ્ટીઓ સગીરને શક્તિવાન ધારે ત્યારે અંત આવતો હોય તો સમાજની શી સ્થિતિ થાય તેનો વિચાર કરતાં જ કમકમાટ ઉત્પન્ન થાય છે. જો ટ્રસ્ટની મિલ્કતથી ગેરલાભ થતો ન હોય તો આવા સંજોગોમાં તો કોઈપણ ટ્રસ્ટી સ્વેચ્છાથી પોતાના ટ્રસ્ટીપણાનો ત્યાગ કરશે નહીં. રાજકીય ટ્રસ્ટીઓને પણ પોતાનું ટ્રસ્ટીપણું જન્મપર્યંતકાલસુધી લંબાવવાને અસંખ્ય કારણો મળશે. આત્મનિર્ણય, સ્વતંત્રતા અને લોકશાસનના સિદ્ધાંતોથી ટ્રસ્ટીપણું વિરૂદ્ધ છે. રાજ્યવ્યવસ્થામાં ભૂલો થાય તો પણ પ્રજાને માટે સ્વરાજ્ય સારૂં છે. જો હિન્દીઓને સ્વતંત્રતા આપવામાં આવે તો જાપાનની માફક ચાળીસ વર્ષમાં તેઓ પણ પોતાના પ્રશ્નોનો યોગ્ય નિર્ણય કરી શકે. કદાચ અમે તેવો સ્વાર્થરહિત વિદેશી હોય પરંતુ તેનાથી એ કાર્ય સેંકડો વર્ષમાં પણ ન થઇ શકે. કારણ કે, તે પ્રજાની જરુરીઆતો અને ભાવનાઓ સમજી શકવાને અસમર્થ હોય છે. કોઈપણ વિદેશી રાજ્યકર્તા પોતાના અમલ હેઠળની પ્રજાને સ્વરાજ્યનું શિક્ષણ આપી શકે નહીં. અધિકારવર્ગનો બચાવ કરનારાઓ પણ હવે કબુલ કરે છે કે તેઓ હિન્દીઓને સ્વરાજ્યનું શિક્ષણ આપવામાં નિષ્ફળ નીવડ્યા છે, અને તેઓ માને છે કે હવે હિન્દીઓને સ્વરાજ્યની કેળવણી આપવાનો હૃદયપૂર્વક આરમ્ભ કરે છે. પરંતુ વિદેશી સત્તાથી એ કાર્ય કરવું એ યોગ્ય પદ્ધતિ નથી. સ્વદેશી રાજ્યતંત્ર એ જ યોગ્ય માર્ગ છે. "ઘણે ઉંડે જેના મૂળ ગયેલાં છે એવી પ્રાચીન અને અનેક વિવિધતાથી ગુંથાયલી સંસ્કૃતિ ધરાવનાર

* અસ્તોદય ને સ્વાશ્રય. રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

પ્રજાને રાજકીય દાસત્વમા રાખી, પોતાને અનુકૂળ માર્ગે પ્રગતિ કરતા અને પોતાના પ્રશ્નોનો સ્વતન્ત્ર નિર્ણય કરતા અટકાવવી એ માત્ર એક ગભીર રાજકીય ભૂલ છે એટલું જ નહી, પરતુ તેથી સમસ્ત મનુષ્યજાતિનો વિદ્રોહ થાય છે '—બર્નાર્ડ હૉગન, 'પૉલિટિક્સ' ડીસે-મ્બર ૧૯૧૮ આવા સજોગોમા જેમ અમેરિકાએ ફિલિપાઈનમા કર્યું હતું તેમ હિન્દની કૉંગ્રેસ જે કાઇ કરી શકે એમ છે તે એ કે આ સ્વયોજન ટસ્ટીપણાના અમલનો સમય તેણે નક્કી કરવો જોઇએ. આ પ્રમાણના સમય બધનાશિવાય બ્રિટિશ ટ્રસ્ટીપણું એ અસલ રોમમા પ્રચલિત નિરંકુશ પિતૃસત્તાનુ રૂપાન્તર જ ગણાય ઉદાર ધારાશાસ્ત્રીઓના પ્રયત્નોનડે અહામુક્તીથી રોમ તે કાયદાથી મુક્ત થયુ હતું મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રીપોર્ટમા જણાવેલી અધિકારવર્ગની સુધારાની યોજનાપર વિચાર ચલાવવાના ખાસ હેતુ માટે સને ૧૯૧૯ના ગયા ઑગસ્ટમા ભરાયલી હિન્દી રાષ્ટ્રીય સભા અને સમગ્ર ભારતવર્ષીય મોસ્લેમ લીગની બેઠકમા હિન્દે નિશ્ચયપૂર્વક જણાવ્યુ છે કે ગમે તે સજોગોમાં પણ આ મુદત ૧૫ વર્ષ કરતા વધારે હોવી જોઇએ નહિ

પદર વર્ષની મુદતના ઠરાવથી કુદરતી રીતે સુધારાના વિષયમા કાઇક પ્રારભ થશે એ સિદ્ધ થાય છે હિન્દી સરકાર એક અત્યંત આપખુદ સત્તાનું મધ્યસ્થાન છે "હિન્દનો વાઇ-સરૉય અને રશિયાના ઝાર એ આધુનિક દુનિયાના બે મહાન્ આપખુદ સત્તાધારીઓ છે, એમ કેટલીક વખત જણાવવામા આવે છે."—પ્રો. લૉવેલકૃત ઇંગ્લાડનો રાજ્યવહિવટ હિન્દે નિર્ણય કર્યો છે કે હિન્દી રાજ્યવહિવટમાં સુધારાનુ પ્રથમ પગલુ કૉન્ગ્રેસ-લીગની યોજનાપ્રમાણે ભરાવુ જોઈએ બ્રિટિશ સરકાર હિન્દી સરકારની આપખુદ સત્તા ચાલુ રાખવા અને માત્ર તાબાઓની પ્રાંતિક સરકારને દ્વિરાજ્યશાસન-ડાયર્કી ( *Diarchy* ) મા બદલી નાખવા માગે છે. લોકોને રાજ્યવહિવટના છેક નીચેના પગથિએ મૂકી અને પ્રત્યેક દસ વર્ષે તેમની શક્તિ વિષે અધિકારીવર્ગ સમયની યોજના પ્રમાણે પરિક્ષા લે અને તેપરથી સ્વરાજ્યના લક્ષ્ય તરફ પગને પગને પ્રગતિ કરવાનો ઇરાદો રાખે છે પ્રત્યેક વિગતપર ચર્ચા કરવી એ અસ્થાને છે. પરતુ હિન્દી પ્રજાના સ્વદેશાભિમાન, બુદ્ધિબળ અને નીતિશક્તિપર જે કલક લગાડવામા આવ્યુ છે તે સામે અમે અમારો સંક્ષિપ્ત અણગમો જાહેર કરીએ છીએ હિન્દની પ્રજા યુરો-પની પ્રજા જેટલી જ ચતુર, વફાદાર અને બુદ્ધિમાન છે એ સ્થાપિત થયલું છે હિન્દની પવિત્ર સસ્કૃતિએ તેમનુ ચારિત્ર્ય બધારણ ઘણુ છે અને કોઈ પણ સુધરેના રાજ્યમા નાગ-રિકત્વ માટે તેમને યોગ્ય બનાવ્યા છે તેમની શક્તિ વિરુદ્ધ જે એક કારણ લાવવામા આવે છે તે એ છે કે તેમનો મોટા ભાગ નિરક્ષર છે પણ આ કાંઇ તેમનો દોષ નથી એ ફરિ-યાદ તો અધિકારવર્ગની સામે પ્રજાની છે ગયા ૧૫૦ વર્ષ દરમિયાન તેમને વાચનાં લખતાં શિખવવાની તેમની ફરજ હતી

ગ્રેટબ્રિટન, જાપાન અને અન્ય સર્વ દેશોએ આ સમયમાં એ પ્રમાણે જ કર્યું છે, પરતુ હિન્દ પાછળ રહી ગયુ છે હિન્દીઓએ એક ખાનગી બીલમા ફરજિયાત પ્રાથમિક

લીનારતી જીવનખ્યના રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કપની, મુંબાઈ

કેળવણીના સિદ્ધાંતની હિમાયત કરી હતી તેની તરફ ટુંક સમયપર જ અધિકાર વર્ગ તરફથી વિરૂદ્ધતા બતાવવામાં આવી હતી. આવી સ્થિતિમાં રાજકીય હકો ન આપવાનું કારણ અવિદ્યા છે એમ કહેવું એ દાઝયાપર ડ્હામ સરખું છે. આ અપમાન બાજુએ મુકતાં પણ સ્વવિકાસને માટે સ્વતંત્રતાની જરૂર છે અને પ્રગતિના માર્ગમાં એની સૌથી વિશેષ અગત્ય છે, એ સિદ્ધાંત પણ સુધારાની યોજનામાં જણાતો નથી. આપણે કદાચ પ્રગતિ પગલે પગલે કરીશું, પરંતુ સ્વતન્ત્રતા કાંઈ પગલે પગલે મેળવી શકાતી નથી. ગુલામને ગુલામગિરીમાં પગલે પગલે મુક્ત કરી શકાય નહીં. પરાધીનતાની બેડી એક પછી એક કડીઓ તોડીને ભાંગી શકાય નહીં. સ્વતન્ત્રતા આપણને એમ ધીરે ધીરે મળે નહીં એક જ ઝપાટાથી અને તરત જ સ્વતન્ત્રતા આપવી જોઇએ. અને ત્યારે જ પ્રગતિ થાય. વચ્ચેના સમયમાં નિયમિત અંતરે ક્રમવાર ઉન્નતિ થવી જોઇએ એ સત્ય છે. પરંતુ મુસલભદુર્ગભેદન, લીષ્ટ્સ અને હવાઇ વિમાનોના આ કાલમાં પ્રત્યેક સમયાન્તરનું આયુષ્ય "દશ વર્ષ"નું ન હોવું જોઈએ. આધુનિક રાજ્યપદ્ધતિ મેળવતાં બ્રિટિશ પ્રજાને છસો વર્ષ થયાં છે એમ આપણને કહેવામાં આવે છે. પરંતુ એથેન્સે એક જ પેઢીના જીવનકાલમાં અને ફ્રાન્સે માત્ર ૭ માસમાં એવું બંધારણ મેળવ્યું હતું. લાૅર્ડ એક્ટન કહે છે કે "અર્લ ઓફ લિસેસ્ટર અને લાૅર્ડ નિકન્સફીલ્ડની વચ્ચેના ૧૦૦ વર્ષના અંતરમાં ઇંગ્લાંડે જેટલી પ્રગતિ કરી હતી તેટલા જ પ્રમાણમાં, સને ૧૭૮૯ના જાન્યુઆરીથી જુલાઈમાં બેસ્ટાઇલના કીલ્લાનું પતન થયું તેટલા સમયમાં ફ્રાન્સ આગળ વધ્યું હતું." જમીનને યોગ્ય બનાવી ઉપર રેલપાટાની સડક બાંધી હોય તો, મુસાફર ત્યાર પછી (*Flying Dutchman*) ગરૂડપક્ષીના વેગથી આગળ વધી શકે છે. ગુરૂત્વાકર્ષણના નિયમનું ન્યૂટને શોધન કર્યું તે પહેલાં સમયના અનેક સૈકાઓ વહી ગયા હતા. હવે પ્રત્યેક બાલવિદ્યાર્થી એ નિયમ ઘણી સ્હેલાઇથી શીખી શકે છે. પદાર્થ વિજ્ઞાન અને રાજનીતિ એ વિષયમાં સમાન છે. "કોઇ પણ પ્રદેશમાં સ્પષ્ટ કાયદેસર રાજ્યસત્તા સ્થાપાયા પછી કોઇ પણ સંજોગોમાં પ્રારંભની સ્થિતિને યોગ્ય હોય એવી રાજનીતિનું અમલમાં કદિપણ પુનરાવર્તન કરવું નહીં."—ઑાગસ્ટ કોમ્ટકૃત પૉઝીટીવ પોલીટી. હિન્દીઓને જે સ્વતન્ત્રતા આપવામાં આવે તો પ્રજાતન્ત્રીય નિયમોપ્રમાણે પોતાના સ્વદેશના પ્રશ્નોનો ટુંક સમયમાં નિર્ણય કરવાને તેઓ શક્તિવાન છે એમાં કાંઈ પણ પ્રકારનો શક નથી. પૌર્વાત્યોને આપઅખત્યારી રાજ્યપદ્ધતિ જ પ્રિય હોય છે એવું અનુમાન એકદમ કરવું નહીં. હિન્દમાં પ્રજાતન્ત્રની ભાવનાઓ આપઅખત્યારી રાજ્યપદ્ધતિ કરતાં પણ વિશેષ પ્રાચીન છે એ જ ખરૂં સત્ય છે. અમારાં પૂર્વજો પ્રજાતન્ત્રીય સંસ્થાઓથી સંપૂર્ણ પરિચિત હતા. હિન્દના મહાકાવ્ય મહાભારતમાં લોકશાસનવિષે સૂચનાઓ કરી છે એટલું જ નહીં પરંતુ તે વિષયપર સવિસ્તર વર્ણન કરેલું છે અને તે યુગમાં પ્રજાતન્ત્રોના અસ્તિત્વ વિષે બુદ્ધધર્મના સાહિત્યપરથી આપણી સંપૂર્ણ ખાત્રિ થાય છે. ગ્રામપ્રંથોમાં પ્રજાસત્તાક વહિવટ પુર જોસમાં ચાલુ હતો. એમ તે સમયમાં અહીં આવનારી ગ્રીક પ્રજાને જણાયું હતું. હિન્દુસ્તાનમાં, મેગેસ્થિનિસથી તે મનરો સુધી એટલે લગભગ

૨૦૦૦ થી વધારે વર્ષ સુધી (૫૦૦૦૦૦) પાંચ લાખ ગામડાંઓમાં, ગામની અનેક વર્ણોથી રચાયેલા પ્રજાતન્ત્રની પદ્ધતિ આબાદીથી ચાલુ હતી અને અંતે હિન્દી ઈંગ્રેજોની સર્વત્ર અંકુશ મુકનારી પદ્ધતિથી તેનો નાશ થયો. આ સમયમાં જુદીજુદી જ્ઞાતિઓની મજબુત પંચાયતની પદ્ધતિમાં એ પ્રજાસત્તાક વહિવટના અંશ સાચવાયેલા છે લોકપ્રિય સંસ્થાઓ બનાવવામાં હિન્દી પ્રજા કરતાં જગતની કોઈપણ પ્રજાને વિશેષ લાંબો કે બહોળો અનુભવ નથી તેથી પ્રજાસત્તાક સંસ્થાઓ બનાવવાને હિન્દીઓ અશક્ત છે એમ અનુમાન કરવું એ અસંગત છે

સંપૂર્ણ સ્વતંત્રતાથી જાપાનની માફક હિન્દ અત્યન્ત વેગથી આગળ વધી શકશે, અને પરિણામે તેથી બ્રિટનના પ્રતિબિંબમાં વૃદ્ધિ થશે તેમ જ માનવજાતિના ઉત્કર્ષમાં હિન્દ સન્માન્ય સહાય આપી શકશે પોતાનું પ્રાચીન ગૌરવ સજીવન કરવાને માટે હિન્દ આતુર છે એમાં કોઈ પણ જાતનો શક નથી સ્વતંત્રતાથી તેનામાં નવજીવનનું સ્ફુરણ થશે તેથી ઈંગ્લાંડના ઉચ્ચ મનોવૃત્તિવાળા રાજનીતિજ્ઞ પુરુષો, સમયને યોગ્ય વર્તન કરી, સુનેહની પરિસદમાં હિન્દની આ માગણીને અનુમોદન આપી, પોતાની અનુકૂળતાપ્રમાણે પ્રજાસત્તાક સંસ્થાઓની વ્યવસ્થા કરવાની તક મેળવવા માટે ઘણા દીર્ઘ સમયથી, હિન્દ, જે આશા રાખતું આવ્યું છે તે પૂર્ણ કરીને, તેથી બ્રિટિશ રાજ્યતંત્રના પરિબળમાં વૃદ્ધિ કરશે, એવી આશા રાખવામાં આવે છે

## ઉપસંહાર

અમારા ચચના સિદ્ધાંતોને આધારે માગણી કરીએ છીએ કે બ્રિટિશ પાર્લામેન્ટે બ્રિટિશ રાજ્યતંત્રના એક અંગ તરીકે હિન્દને સ્વરાજ્યસત્તા મળે એવી સંપૂર્ણ યોજના ઘડવી જોઈએ, અને સાથે ટુંક સમયને માટે એવા નિયમો રાખવા જોઇએ કે કોંગ્રેસ અને મુસ્લીમ લીગે નિર્ણીત કરેલા સમયની અંદર એ સર્વ યોજના સંપૂર્ણ વ્યવહારમાં આવે અમે જે પ્રકારની સ્વરાજ્યસત્તાની હિમાયત કરીએ છીએ તે ટુંકમાં નીચેપ્રમાણે જણાવી શકાય —જુદીજુદી પ્રજાઓને ધ્યાનમાં લઈ તે પ્રમાણે હિન્દુસ્તાનના અનેક પ્રાન્તોમાં વિભાગ પાડવા જોઇએ, પ્રત્યેક પ્રાન્ત પોતાની આન્તરિક વ્યવસ્થા ચલાવે અને તેને માટે તે પ્રાન્તને જોઇતી સત્તાઓ સોંપવી રાજ્યપદ્ધતિનું બંધારણ પ્રજાસત્તાક હોવું જોઇએ આ સર્વ પ્રાન્તોને એકત્ર કરી, હિન્દુસ્તાનના સંયુક્ત સંસ્થાનો બનાવવા, અને સમસ્ત હિન્દની આંતર વ્યવસ્થા કરવાને માટે લોકમતાનુસાર સામાન્ય ધારા ઘડનારી અને અમલમાં મુકનારી સભાઓ સ્થાપીને તેને સત્તા આપવી આ પ્રમાણે હિન્દના સંયુક્ત રાજ્યો ( *United States of India* ) બ્રિટિશ સામ્રાજ્યના એક અંગ તરિકે ગણાય અને સામ્રાજ્યના અન્ય કોઇપણ અંગના સરખી હિન્દની ગણના થાય સમસ્ત રાજ્યતંત્રના વિગ્રહ, સન્ધિ, લશ્કર, નૌકાબળ અને પરદેશ સંબંધના વિષયોનો નિર્ણય કરવા માટે, સર્વોપરિ કાયદાઓ ઘડનારી તેમ જ અમલમાં મુકનારી સંસ્થાઓની સ્થાપના થવી જોઇએ આ દેશમાં બ્રિટિશ રાજ્યના સર્વ પ્રદેશો, અંદર સમાયલા વિભાગોની સ્વયંવિકાસ કરવાની સંપૂર્ણ

સ્વતંત્રતા જળવાઇ રહે એવી રીતે સંયુક્ત થશે. આવી પદ્ધતિને લૉર્ડ ઍક્ટન તરફથી આશિર્વાદ મળેલા છે; તે કહે છે કે, “ અનેક ન્હાના મહાજનોની રચાયલાં જે સામ્રાજ્યના મુલકમાં ભિન્નભિન્ન વર્ગો નિવાસ કરે છે, ત્યાં અન્ય કોઇપણ સંભવિત યોજનાઓ કરતાં ઉચ્ચ વિકાસ પામેલી સ્વતંત્રતાની પદ્ધતિની સ્થાપના વિશેષ અનુકૂળ થઇ પડે છે. જ્યારે સામ્રાજ્યસત્તામાં યથાશક્તિ ઉચ્ચતમ સુવ્યવસ્થા દાખલ કરવી હોય ત્યારે તો ઉપર વર્ણવેલી સ્થિતિ ખાસ અગત્યની છે. આ પ્રકારના દેશમાં સ્વતંત્રતાના અત્યંત વધારી પરિણામો નીકળે તથા એકચક્રી અને અનિયત અધિકાર દૂર થઇ શકે. ” આવી રાજ્યવ્યવસ્થામાં ઉદાર અને ઉચ્ચતર આદર્શ સમાયલો છે એ “ સંયુક્ત નહિ પરન્તુ સ્નેહભાવનાપર રચાયલાં, ” જગદ્વિશાળ “ સામ્રાજ્યનો ” આદર્શ છે [illegible]. અરસપરસના પ્રશ્નને લીધે ન્હાના સંસ્થાનોની એકસત્તાનો સિદ્ધાંત બ્રિટિશ રાજનીતિની સમક્ષ ઉપસ્થિત થયો છે. બ્રિટિશ સામ્રાજ્યની પુનર્રચના સાંધાસુધી કરવાથી સિદ્ધ થઇ શકશે નહીં પરંતુ જુદાંજુદાં સંસ્થાનોના અરસપરસ અભિપ્રાયપ્રમાણે આટલા ફેરફાર કરવાની અગત્ય છે. અમે જે પ્રકારના સ્વાયત્તશાસનની હિમાયત કરીએ છીએ તેથી બ્રિટિશ સામ્રાજ્યનો પાયો પ્રજાઓના સ્નેહથી દૃઢતર થશે, કુસંપનો નાશ થશે, અને માત્ર હિન્દનું જ નહીં પરન્તુ સમસ્ત માનવજાતિનું કલ્યાણ સધાશે એવો અમારો અભિપ્રાય છે. આવી આશાઓ ગણીને અમે સર્વની સહાનુભૂતિ અને સહાય માટે વિજ્ઞાપના કરીએ છીએ *

---



* હોમરૂલ લીગ ફોર ઇન્ડિઆ, લંડન, તરફથી પ્રસિદ્ધ થયેલા ‘ હિન્દ માટે આત્મનિર્ણય ’— Self-Determination for India—નામના અંગ્રેજી લેખપત્રનો અનુવાદ.—ભારતજન.



બરમિંગહામના મહાન પોલાદના કારખાનાઓનું સર્વ દિગ્દર્શક ચિત્ર.

# બરમિંગહામનું ઔદ્યોગિક મથક.

લેખક—ગો. મગનલાલ મણિશંકર ભટ્ટ.

લગભગ હાલના ગૃહોઓની બનાવટના સંબંધમાં બરમિંગહામ જગતના મૂળ આધારરૂપ છે જો યુનાઇટેડ સ્ટેટ્સના એ ભાગના ઉત્તર વિભાગમાં આવેલું હોવા છતાં મધ્યવિભાગની સમીપ હોવાથી ભૂગોળના પ્રમાણ તરીકે તેમ જ તેની વિશાળ પ્રવૃત્તિઓને લીધે તે સ્થાન કેન્દ્ર ગણાય છે કે માઉન્ટનની તળેટીની નજીક જ આ શહેર આવેલું છે આ પર્વત ખનીજ દ્રવ્યથી ભરપૂર છે જેમાં કોલસો અને લોઢું પુષ્કળ પ્રમાણમાં સંચિત છે અને પ્રત્યેક વર્ષે હાલ સુધી એમ જ તેનું ખનીજ દ્રવ્ય એ આપ્યા કરે છે



જ. ડબલ્યુ. ઍનગ્રે.
બરમિંગહામ ચેમ્બર્સ ઑફ કૉમર્સના
જનરલ મૅનેજર ઉદ્યોગખાતાના
ઉપરિ–અધિકારી

શહેરનો ઔદ્યોગિક વિભાગ અને મધ્યબિન્દુ ખીણની તળેટીપર બંધાયેલો છે લોકોના નિવાસસ્થાનવાળા વિભાગો પ્રત્યેક દિશામાં વિસ્તરાયેલા છે ઉત્તર દિશામાં સ્હેજ ઉંચાણમાં આવેલી સપાટભૂમિ પર ભવ્ય મકાનો આવી રહેલાં છે. પૂર્વ અને પશ્ચિમ દિશામાં ખીણ પથરાયેલી છે, પણ દક્ષિણ દિશામાં રાજમન્દિર સરખા મહાલયો અને વિશાળ બગીચાઓ પર્વતના ઢોળાણપર આવેલા છે અને કેટલાક તો ઠેઠ પર્વતના શિખર સુધી પ્હોંચેલા છે

વર્ણન કરવામાટે બરમિંગહામનો સ્થળવિસ્તાર નમુનારૂપ છે નગરના ઔદ્યોગિક ભાગના સેમચારસ વિભાગ પાડવામાં આવ્યા છે ત્યાંના રસ્તાઓ અને શેરીઓ મજબુત ફરસબંધીવાળા અને વિશાળ છે તેમ જ પ્રત્યેકને અનુક્રમે ઓળખાય એવા નામ આપવામાં આવ્યાં છે ધોરી રસ્તાઓ



બરમિંગહામની મોટી ભઠ્ઠીઓનું સર્વ દિગ્દર્શક ચિત્ર.

ઉત્તર અને દક્ષિણ દિશાઓમાં વળે છે અને ગલીઓ પૂર્વ અને પશ્ચિમ દિશામાં વળતી હોવાથી કચરો જવા માટે ભુંગળાઓ બનાવવાનું કારખાનું.





સુતરની મોટી મિલ-બરમિંગહામ.

તદ્દન અજાણ્યાને પણ ધારેલે સ્થળે જવાનું બહુ સ્હેલું થઇ પડે છે. રસ્તાઓ અને ગલીઓને

અનુક્રમે સખ્યાબંધ સત્તા આપવાની પદ્ધતિ નિવાસસ્થાનવાળા વિભાગની સ્હેજ અંદર સુધી એટલે ઉચ્ચાણ ભૂમિ આવે ત્યા સુધી-દાખલ કરવામા આવેલી છે.

હાઇલેન્ડ એવન્યુ નામની શેરી દક્ષિણમા સર્વસુન્દર ગણાય છે તે પર્વતપર થઈ બહુ સુશોભિત રીતે બધાયલી છે અને તેમાથી અનેક બીજી ગલીઓ ફંટાઇને ધીમે ધીમે પર્વતના ઢગલો ત રફ વળે છે, અને કોઈક વખત એ ગલીઓ પર્વતના શિખર આગળ અદૃશ્ય થાય છે અને કોઇક વખત ત્યા આવી રહેલા અનેક સુશોભિત મહાનયોની સમીપ વિરામે છે સારા રસ્તાઓ અને હાંકવાને માટે બાધવામા આવેલી સડકો પર્વતના શિખરની સાથે અનેક માઇલો સુધી લબાયલા છે અને ત્યાથી નીચે પથરાયલી ખીણ તથા મોટી વસ્તી અને અદ્ભુત ઔદ્યોગિક પ્રવૃત્તિવાળાં નગરનો આશ્ચર્યકારક દેખાવ જોનારની દૃષ્ટિએ પડે છે રાત્રિએ આ ઉંચાણપરથી બરમિંગહામનું દૃશ્ય વિસ્મયાકુલ કરી નાખે છે કમાનની રચનામા બળતા અસખ્ય દીપકો તેમ જ વીજળીની સત્તાએ અને મોટા શ્વેત રસ્તાઓપરના દીવાઓ કરોડો આગીઆઓની માફક ચમકીને ઝગઝગી રહે છે અને પ્રત્યેક છેડાઓપર આ મહા દૃશ્યચિત્રની સાથે કોલસા અને ધાતુની ભઠ્ઠીઓથી તપેલાં સુવર્ણની માફક રક્તરંગી પ્રકાશ ભભુકી ઉઠે છે નજીકના પ્રદેશમા આવી રહેલી અન્ય ભઠ્ઠીઓનો પ્રકાશ વીસ માઇલ સુધી જોઇ શકાય છે



બર્મિંગહામની ઑફિસના મકાનનો નમુનો.

[ આ મકાનના માળની સખ્યા વાચકે અવશ્ય ગણવી ]

સસ્થાનના સર્વ વિભાગોથી બરમિંગહામ પ્રદેશ ભિન્ન પડે છે તેનું કારણ એ છે કે કાચું લોઢું અને કોલસાના અનન્ત ભડારને લીધે ખાસ કરીને આ સમયે સમસ્ત દેશમા એ પ્રદેશ વિશેષ અગત્યતા ધરાવે છે અને ભવિષ્યમા પણ એ જ સ્થિતિ કાયમ રહેશે

આ નગર બંધાવાને પુરાં પચાસ વર્ષ પણ થયાં નથી તોપણ યુનાઇટેડ સ્ટેટ્સના વસ્તીપત્રક પ્રમાણે એની વસતી બે લાખ માણસો કરતા પણ વધારે છે. પાંચ વર્ષમાં વસતીના પ્રમાણમાં ૨૦૦ ટકાનો વધારો કરનારૂં આખી દુનિયામાં આ એક જ શહેર છે.

આ ત્વરિત વિસ્તાર અને ખીલવણી કાંઈ આકસ્મિક નથી. ત્યાંની હવા એટલી સુખપ્રદ છે કે કારીગરો વર્ષના પ્રત્યેક દિવસે કામ કરી શકે છે ત્યાંનું જળ શુદ્ધ છે, તેમ જ તે પ્રદેશની મર્યાદાની અંદર જ અનેક ખનીજ ધાતુઓ અખૂટ પ્રમાણમાં એટલી સ્હેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે કે તેથી કિફાયતી અને બિનકિમ્મતી મજુરોનો પણ ઉપયોગ કરી શકાય એવા મહાન ઔદ્યોગિક સાહસો ખેડી શકાય છે. આ પ્રદેશ સ્પષ્ટ રીતે ઔદ્યોગિક હોવા છતાં, ન્હાના ખેડુતો અને ખેતીવાડીની પેદાશના વેપારીઓ, અનેક જાતની માટી અને લાકડાંની બનાવટ કરનારાઓ, સુતરાઉ કાપડ, મોજાં અને બીજાં કપડાં બનાવનારાઓ પણ અત્રે આકર્ષાઇ આવે છે.

વ્યાવહારિક અને ઔદ્યોગિક દૃષ્ટિથી બરમિંગહામ દક્ષિણ પ્રાંતનું કાંઇ લાક્ષણિક નગર તો ન જ કહેવાય. મનવારોપર મઢવામાં આવતાં પોલાદના પડ, યુદ્ધને લગતી સર્વ સામગ્રી તેમ જ લોખંડ અને પોલાદની બનાવટોમાં વપરાશને યોગ્ય અને સસ્તાં સાહિત્યો બેસુમાર પ્રમાણમાં



બરમિંગહામની દૃષ્ટિમર્યાદા સુધીનો દેખાવ—અલબામા.

મળી આવે છે. તૈયાર બનાવટની વસ્તુઓની વ્યવસ્થા કરવા માટે જમીન અને જલમાર્ગનાં સાધનો, દક્ષિણ એટલાન્ટિકના બંદરો, અખાતપર આવેલાં બંદરો, પનામા કેનાલ અને પૅસિફિક મહાસાગરના બંદરોની એ શહેરની સાથેની સમીપતા, કલિભૂત નીવડેલાં પોલાદના સાહસોની પ્રવૃત્તિઓ, ભઠ્ઠીઓ, સાંચાકામની દુકાનો, ખાણો, લાકડાં કાપવાની મીલો વિગેરેથી જણાઇ આવતી ત્યાંની મજુરી અને કારીગિરિની ઉચ્ચ સ્થિતિ, ખીલવણી કર્યા વિનાના તો પણ વીજળી ઉત્પન્ન કરી શકે તેવા બળવાન વિશાળ જળપ્રવાહોની સમીપતા, અને કોલસાની વિશાળ ખાણોની મધ્યમાં એ નગર સ્થપાયલું હોવાથી જગતના પ્રત્યેક ભાગમાંથી પ્રવિણ ધનાધિકારીઓ અને મહાન ઉદ્યમકારો એ તરફ ખેંચાઇ આવે છે. તે સર્વ કારણોને લીધે જગતના સર્વ દેશોના

સંપૂર્ણ સાધનોવાળી ઓફીસમાં ઓછી વગર મુખ્ય રેલ્વે લાઈનો હોય છે. અને કેટલીક વખત એવી અનેક લાઈનો સાથે લગાવેલી હોય છે.

ટુંક સમયમાં પેદાશની વસ્તુઓ લઈ જવા લાવવા માટે જળમાર્ગ એક સામાન્ય સાધન થઈ પડશે. થોડા જ વખતપર મહામાલનો એક મોટો વેચાણ જથ્થો ખરીદ કરનારના લાભમાં ઉતરે એટલી ત્વરાથી વોરિગ્ગ નદી માર્ગે પુરું પાડવામાં આવ્યો છે. આ નદી આખું વર્ષ નૌકાગમ્ય હોય છે.

નેશનલ ગુડ્ઝ ટ્રેડર્સ એસોસિએશન, ધી અટલાન્ટા ગુડ્ઝ ટ્રેડર્સ એસોસિએશન, અને ધી યુનાઈટેડ નેશનલ હાઈવે એસોસિએશન એ સર્વ મંડળીઓનું સ્થાન બરમિંગહામમાં જ છે. એટલે એ મંડળીઓની ઓફીસ બરમિંગહામમાં જ ચલાવવામાં આવે છે



વ્યાપાર ઉદ્યોગની ધમાચકડી સૂચવતો બરમિંગહામનો એક ભાગ



નવામાં નવું હોટેલ—બરમિંગહામ.

વીસમા નંબરની સંજ્ઞાવાળો રાજમાર્ગ અને પહેલા નંબરની સંજ્ઞાવાળી શેરી એ દક્ષિણમાં ઉચ્ચતમ વિકાસ પામેલો ભાગ છે. આ બે માર્ગના સંગમ આગળ ઓફીસોને માટે બંધાવેલાં ચાર ભવ્ય મકાનોમાં બે હજાર ઉપરાંત ઓફીસો છે. ઓગણીસમો સ્ટ્રીટ (રસ્તો) અને બીજી એવન્યુ (શેરી) ના ખુણા ઉપર આવેલાં મકાનો અને માલમીલ્કત દક્ષિણસ્થાનમાં સહુથી વિશેષ મૂલ્યવાન્ છે.

થોડાક ગતવર્ષોમાં વીસ લાખ ડોલર ખરચીને છેવટના નાકાનું એક સ્ટેશન બાંધવામાં આવ્યું છે. રેલ્વેલાઈન ઓળંગવાને માટે અનેક કાંકરેટી પુલો બાંધવામાં આવ્યા છે. અલ્પ સમ-

યને માટે આવનાર મુસાફરો મોટી આધુનિક હોટેલોમાં આશ્રય લે છે નિવાસસ્થાનના સુન્દર વિભાગમાં સંપૂર્ણ સાધનયુક્ત વિશાળ ઘરો આવેલાં હોય છે તેમ ભાગ્ય ઑરીમોના મકાનોની નજીકમાં પણ એવા ઘરો હોય છે રહેવાના મકાનોની વ્યવસ્થા સારી હોય છે અને તેમાં પણ હમેશ ધીમે ધીમે સુધારો કરવામાં આવે છે ધર્માદા સંસ્થાઓ ગરીબ વર્ગનું રક્ષણ કરે છે આવા ખાતાઓ સ્વમાનભીના મોટા મકાનો ધરાવે છે અને તેનો લાભ લેનારાઓને અનેક શારીરિક સુખસાધનો પુરા પાડે છે

બરમિંગહામના ઔદ્યોગિક પ્રવૃત્તિઓથી જગતનું ધ્યાન ખેંચાયુ છે તો પણ કેળવણીના વિષયમાં પણ એ વિખ્યાત થતું જાય છે ૧૯૧૮ના ગયા વર્ષમાં ત્યાં જે રાષ્ટ્રીય સમેલનો ભરવામાં આવ્યા હતા તે સર્વમાં ધી ફિડરેટેડ મ્યુઝીક ક્લબ્સ ઑફ અમેરિકા'ના દ્વિવાર્ષિક સમેલનને અત્યન્ત પ્રિયતા મેળવી હતી ધી નેશનલ પ્લેગ્રાઉન્ડ એસોસિએશન તરફથી કહેવામાં આવ્યું હતું કે યુનાઈટેડ સ્ટેટ્સના કોઈપણ શહેર કરતાં રમત ગમતના મેદાનો અને તેની વ્યવસ્થાની પદ્ધતિમાં બરમિંગહામે વધારે સુધારો કર્યો છે આ ઉન્હાળામાં સંગીતના જે રાષ્ટ્રીય ઉત્સવોનો આરંભ કરવામાં આવ્યો હતો તથી વિખ્યાત સંગીતશાસ્ત્રીઓ અને સંગીત વિષયક ચોપાનીયાઓનું ધ્યાન ખેંચાયું હતું તેમ જ તેઓએ ઘણી પ્રશંસા કરી હતી

શાળાઓની વ્યવસ્થા કરવાની પદ્ધતિના સંબંધમાં કેળવણીકારોનો એવો મત છે કે દેશની વર્તમાન ઘણી પદ્ધતિઓમાં એ ઉત્તમ છે અને રાષ્ટ્રીય માન્યતા પણ એવી જ છે ગોરી પ્રજાના બાળકો માટે ૪૫ અને કાળી પ્રજાઓના બાળકોને માટે ૨૧ શાળાઓ છે તે ઉપરાંત અન્ય પાંચ છ શાળાઓ સંપૂર્ણ સાધનસહીત બંધાઈ શકે એટલી નાણાની સગવડ રાખેલી છે મુખ્યત્વે કરીને ઔદ્યોગિક અને યાન્ત્રિક કેળવણી પાછળ ખાસ ધ્યાન આપવામાં આવે છે દક્ષિણ પ્રાન્તના કોઈપણ ભાગ કરતાં અત્રની ગત્રિશાળામાં વિદ્યાર્થિઓની સંખ્યા વિશેષ રહે છે

આ ઉત્તમ જાહેર શાળાઓ ઉપરાંત બીજી ૩૬ ખાનગી શાળાઓ અને કૉલેજો છે. આ સર્વ કૉલેજોમાં તરુણ સ્ત્રીપુરુષો માટેની કૉલેજો, વૈદ્યકીય અને દન્તવિદ્યાને લગતી કૉલેજો, શાખામાર્ગી અને ભિન્ન પંથાનુગામી શાળાઓ ઔદ્યોગિક પાઠશાળાઓ તેમ જ કલા અને સંગીતની પાઠશાળાઓનો સમાવેશ થાય છે આ અનેક કેળવણીની સંસ્થાઓ ત્યાંના સ્થાપિત નિયમપ્રમાણે નવમહીના સુધી ઉઘાડી રહે છે પરન્તુ ઔદ્યોગિક પાઠશાળા બારે માસ ખુલ્લી રહે છે

પ્રત્યેક ધર્મ અને મતના દેવલો અત્રે સ્થપાયા છે બિમાર અને ઇજા પામેલાઓને માટે જાહેર અને ખાનગી સંસ્થાઓ પુરતી સંખ્યામાં છે કોઈપણ સમયે રોગ કે અન્ય પ્રકારના પથ્ય વિનાના દર્દીઓને અંદર દાખલ કરવામાં આવે છે તેમ જ તેમને ઉચ્ચ પ્રકારની મ્હાવજત અને સગવડો કરી આપવામાં આવે છે.

આનંદ કે જ્ઞાનને ખાતર અથવા શોધનજીજ્ઞાસાથી જેમનું વલણ વાચન તરફ હોય છે તેમને માટે જોઈતાં પુસ્તકો અને ચોપાનીયા સહિત પાંચ જાહેર વાચનાલયો સ્થાપવામાં આવ્યાં છે ત્રણ રોજીંદા અને બીજા અનેક ન્હાનાં વર્તમાનપત્રો અને પ્રસિદ્ધ થાય છે. દક્ષિણ પ્રાન્તમાં સહુથી વિશેષ આધુનિક વર્તમાનપત્ર કાર્યાલયનું સાહસ હાલ જ સમાપ્ત કરવામાં આવ્યું છે ભવ્ય મકાનોમાં મુખ્યત્વે કરીને જેફરસન કાઉન્ટી બેન્ક બીલ્ડીંગ નામનું એક મકાન છે એ છવીસ માળ ઉંચુ છે તેમ જ ઓહીઓ નદીની દક્ષિણે એ ઉંચામાં ઉંચુ મકાન છે અનખાણમાંથી ખોદી કઢાવેલા શ્વેત આરસપ્હાણ અને પત્થરોથી એ મકાન બંધાયલું છે શરાફી ધંધાને લગતી સર્વ સગવડો પણ ધંધાને લગતી સર્વ જરૂરીયાતના પ્રમાણમાં છે

ખાતાવાર માલની અનેક મોટી કોઠીઓ રાખવામાં આવી છે અને તે આ તેમ જ નજીકના પ્રદેશની સર્વ જરૂરીઆતો પુરી પાડે છે મોટી ઉત્સાહી જાહેર નાગરિક સંસ્થાઓ બરમિંગહામ અને તેની આસપાસના પ્રદેશોની સર્વ શાખાઓનો વેપાર સ્થાનિક અને એકત્ર કરવાનો હમેશ પ્રયત્ન કરે છે

ખોરાકની તૈયારી અને ખરીદીપર દેખરેખ રાખનારૂં એક ખાતું રાજ્યતરફથી નીમવામાં આવ્યું છે અને તેની ઑફિસ ચેમ્બર ઓફ કોમર્સના મકાનમાં છે તેમ જ એ ખાતાએ વેપારીઓ અને ખેડુતોને માટે એટલી ઉત્તમ સેવા બજાવી છે કે ગયે વર્ષે દસ્તપં કરનારો પાક બમણો ઉતર્યો હતો સર્વ ગુપ્ત અને હિતવર્ધક તેમ જ મજુર વર્ગની સંસ્થાઓની સ્થાનિક વ્યવસ્થા બરમિંગહામમાં જ થાય છે ધી યંગમેન્સ ક્રિશ્ચ્યન એસોસિએશન, ધી યંગ વિમેન્સ ક્રિશ્ચ્યન એસોસિએશન, ધી યંગ મેન્સ હીબ્રુ એસોસિએશન અને ધી બરમિંગહામ એથલેટીક ક્લબ એ સર્વ સંસ્થાઓ પ્રજાના શારીરિક અને નૈતિક હિતને સાચવે છે

બરમિંગહામની કન્ટ્રી ક્લબ એ અત્રસ્થાનનું ભૂષણ છે એ ઉપરાંત અન્ય સામાજિક ક્લબોમાં ધી રોબક સ્પ્રીન્ગઝ મોટર એન્ડ કન્ટ્રી ક્લબ નામની સંસ્થા છે જેમાં આખા રાજ્યમાં શ્રેષ્ઠ એવી ગોલ્ફની રમતની રચના પુરી પાડવામાં આવી છે તે ઉપરાંત એજ્યુક ક્લબ અને ક્વિનિકસ ક્લબ અને જ્યુઇશ ક્લબની ગણતી કરવાથી સામાજીક ક્લબોની યાદી પૂર્ણ થાય છે

ચાર સંપૂર્ણ નાટકશાળાઓ યોગ્ય સમયે લોકોનું અત્યંત આકર્ષણ કરે છે અને દીપકોથી સુશોભિત આધુનિક ગતિમાન્ ચિત્રશાળાઓ હજારોના મન રંજન કરે છે

નગરમાં મોટા ૧૪ ઉદ્યાનો છે તેમાં બે ખાસ શ્રીરી લોકોને માટે જ છે એ પ્રજાને વિનોદ અને ખુલ્લા હવામાં આનંદ ભોગવવાને માટે સાધનરૂપ થઈ પડે છે

બરમિંગહામની રાજ્યવ્યવસ્થા પંચાયતની પદ્ધતિથી ચલાવવામાં આવે છે અને અસલ અમૂક મુખીઓથી ચલાવાની રાજ્યપદ્ધતિ કરતાં અનુભવથી આ નવિન પદ્ધતિ અતિ ઉચ્ચતર નીવડી છે પ્રજા તરફથી ચુંટાયલા પાંચ કમિશનરો મ્યુનિસિપાલિટીના નાયકો તરીકે સર્વ કાર

ભાર ચલાવે છે. તેમ જ આધુનિક પદ્ધતિથી આગ બુઝાવવાનું એક સુનિયમિત ખાતું સ્થાપવામાં આવ્યું છે. એ ખાતુ અને સાવધ પોલિસ પદ્ધતિથી માલમીલ્કત અને નાગરિકોનું રક્ષણ થાય છે.

યુનાઇટેડ સ્ટેટ્સની સૌથી મોટી પોલાદ બનાવનારી કંપનીએ થોડાક સમયપર આ પ્રદેશમાં એક કરોડ દશ લાખ ડોલર રોકયા છે તે ઉપરાંત એ પ્હેલાં એ જ કંપનીએ ચાર કરોડ ડોલર રોકયા હતા. તે ઉપરાંત એવા કરોડો ડોલર હજુ રોકવામાં આવ્યા જ જાય છે. એ સર્વે કાંઈ માત્ર આકસ્મિક નથી.

જગતમા અગત્યતા ધરાવનારા આ નગરના ભવિષ્યપર આ નિબંધમાં વિવેચન કરવાની કાંઇ જરૂર નથી. કારણ કે બરમિંગહામ એક સંપૂર્ણ આધુનિક લક્ષણોવાળું નગર છે અને તેના ભવિષ્યવિષે કાંઇપણ શક નથી પરન્તુ જો કદાચ કાર્ય અને કારણની સંકલના પ્રમાણે વિચાર કરવામાં આવે અને આધુનિક સ્થિતિને જો કારણ તરીકે ગણવામાં આવે તો એટલા જ અનુમાનપર આવી શકાય કે એનું પરિણામ એટલે ભવિષ્યનું બરમિંગહામ જગતના કોઇપણ ઔદ્યોગિક કેન્દ્રની સરખામણીમાં ઉતરશે નહીં.

---

## સૂકો શો ભૂમિપ્રદેશ વિશાલ !

લેખક–રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.

સૂકો શો ભૂમિપ્રદેશ વિશાલ !
ઘેરી ક્ષિતિજગિરિમાલ ! — સૂકો શો !
ટુંકાં વૃક્ષો તાપબળેલાં છૂટાં એકલવાય,
સ્યામ શિલાઓ છૂટી છૂટી અર્ધસૂતી દેખાય. સૂકો શો !
ઉજ્જડ આવાં શીદને કીધા હશે પ્રભુએ વેરાન ?
અન્ન વિના ભુખે તરફડતાં ખોતાં પ્રાણી પ્રાણ. સૂકો શો !
ખીચોખીચ જંગલઝાડીથી દાખવવા શું વિરોધ
કીધા હશે આ શુષ્ક પ્રદેશો !–કે એ પ્રભુનો ક્રોધ ? સૂકો શો !
અથવા કાં દિલ કારણકામી શોધે સૃષ્ટિરહસ્ય ?
ભક્તિભર્યા હૃદયે ભોગવ તું પ્રભુ નિર્મ્યાં સૌ દશ્ય. સૂકો શો !

ઝાંશીથી આગ્રા જતાં,
તા. ૨૬:૨:૧૯૧૯.

# મરણ.

લેખક—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, એલ.સી.પી.એસ.

"જે મહત્તા આપણે પ્રાપ્ત કરવાના છીએ, આ જીવતરનાં દુઃખો કંઈ તેની આગળ હિસાબમાં નથી."

આપણી મનુષ્ય જાતિને મારે પ્રગતિ થવાની નક્કી આશા રહે છે, છતા આપણે આપણી જાતને વિષે ઓલીએ તો ઉમ્મર જેમ જેમ વધતી જાય છે તેમ તેમ જુવાનીમાં જે વસ્તુઓ આપણને અત્યંત આનન્દ આપતી હતી તે જ વસ્તુઓને માટે આપણને ધીમે ધીમે ઓછી ને ઓછી દરકાર રહેતી જાય છે.

વખતનો જો આપણે સદુપયોગ કર્યો હોય છે, આયુષ્ય રૂપી અસિથી બરાબર તોંણી લીધું હોય છે—તો તો ખોવા કરતાં મેળવવાનું વિશેષ હોય છે.

ઘડપણમાં, જેમ બળ ઘટતું જાય છે તેમ મહેનત કરવાની જરૂર પણ ઓછી થતી જાય છે. આશાઓ હવે જતી જાય છે અને એને બદલે પાછલાં સ્મરણો મનમાં ઉભરાઇ રહે છે આમ આશાઓ જવાથી અને સ્મરણો રહેવાથી સુખ મળે કે નહીં તેનો આધાર આપણે કેવી રીતનું જીવતર જીવ્યા તે ઉપર રહે છે.

અમુક માણસો એવા હોય છે કે એ જેમ ઘરડા થતા જાય તેમ એમની કીમત ઘટતી જાય છે. એક પછી એક સુખ ઓછું થતુ જાય છે અને જે થોડી વસ્તુઓ એમને આનન્દ આપતી હોય છે તે પણ મરી પડતી જાય છે.

બીજા કેટલાંક એવા પણ માણસો હોય છે કે જેમના વૃદ્ધ થવા છતા એમની કીમત ઘટે છે એમ લોકો ધારતા નથી પણ ઉલટા એ વધારે કીમતી બનતા જાય છે. કારણ એમનું ઘણું ખરૂં સારું લુટી જાય છે પણ એમની શાન્તિ દિન પ્રતિ દિન વધતી જાય છે.

જુવાનીના આનન્દો, તીવ્રતામા અને વેગમાં ભલે વધારે હો; પરન્તુ સાથે સાથે ચિંતા અને બેચેનીથી એ રંગાએલા હોય છે ઘડપણનો આનન્દ ઉંડો અને સંપૂર્ણતાવાળો હોય છે, અને નિઃસ્વાર્થ જીવન ગાળ્યું હોય તેમને તો એક જાતની નિરાંત અને શાન્તિ એવી મળતી રહે છે કે એમને જીવતરથી કંટાળો આવતો નથી. જેમણે જીવનનો સદુપયોગ કર્યો હોય છે તેવા લોકો.

"ઘડપણ કોણે મોકલ્યું, ન્હોતું જોયતું તે શીદ આવીયુ રે–" વગેરે ગાઈને એ દુઃખી નથી થતાં.

દિવસની જેવી સન્ધ્યાકાળ, તેવી જ જીવતરની પણ સન્ધ્યાકાળ હોય છે. સન્ધ્યાકાળે વાદળાં ચાલે હોય પણ ક્ષિતિજ સ્વચ્છ હોય તો રંગરંગથી શોભાતું વાદળ બહુ જ રળિયામણું બની રહે છે!

અનુભવી અને વિદ્વાન ઘરડાં માણસો પાંસે ઉભા રહો અને વાત કરો, એટલે જાણે અમૂલ્ય શાહમીરીઓનો ભંડાર ખુલ્યો.

અમરશાનદ, ૧–૭–૦ ગેન. ગેન. સિપાહી ગેન્ડ કંપની, મુંબઈ.

માણમાણથી તો ડોસાઓ પણ એના રંગના ઘુટડાઓ પીતા હોય છે–એવા સુખી હોય છે, કે આપણે સમજી જ શકીએ કે એવુ સુખ બહુ વખત ના જવાને પાછળથી એમના સુખની વાતો કરીએ તેમા પણ આપણને જાણે રસ પડે

સ્વીડનબૉર્ગ, એના સ્વર્ગની કલ્પના કરે છે કે જ્યા દેવ વાકેર જેમ વખત જતો જાય છે તેમ વસંત ઋતુ જેવી જુવાની પામતા જાય છે, ત્યા જે વધારે ઘરડા તે વધારે જુવાન અહી પણ શુ કેટલાક ભાગ્યશાળી સ્રી પુરૂષોને આપણે આના નથી જોતા ? એમના મન બાળક જેવા નિર્દોષ હોય છે અને ઉમ્મરના વધવાથી કે ટેવોના ધટ્ટ થવાથી એમનામા રહેલી વિધવિધતા ઓછી થતી નથી એમની ખુશીઓ વધતી જ જાય છે

સીસેરો કહે છે કે જ્યારે ઘડપણનો વિચાર કરૂ છુ ત્યારે એને દુ ખી શામાટે ગણવામા આવતુ હશે તેના ચાર કારણો માલમ પડે છે ૧ વેપાર રોજગાર બંધ થાય ૨ શરીર અશક્ત થાય ૩ ઇન્દ્રિઓ શિથિલ થાય ૪ મોત પાસે આવ્યુ હોય એમ લાગે

આ બધા કારણો આપણે એક પછી એક તપાસીએ અને જોઇએ કે એમા કંઈ દૈવત છે ?

( ૧ ) વેપાર રોજગારમાથી છુટવુ–અને એમ માનવુ કે આધીપણુને આરામનો અને નિરાતનો હક મળ્યો છે એમા કંઇ દુ ખ નથી

( ૨ ) શરીર અશક્ત થાય તેથી શુ ? આથવેના શરીર હોય તો શિથિલતા છતા તન્દુરસ્તી જતી નથી "મૃત્યુ પણ ધીમેથી દુ ખદાયક રોગોની મદદ શિવાય–સારંગીવાળો જેમ સારંગીના સૂરો બંધ કરવા પોતે હાથે, જેમ કોઇનાર પોતાની હથેલી દબાવીને વાજીત્રનો ઝણકાર બંધ કરે છે તેવી રીતે આવા શરીરનુ ચેતન હરી લે છે અને રોગની પણ દુ ખદાયક વેદના આવા શરીરોને થતી નથી "

( ૩ ) ઇન્દ્રિઓ શિથિલ થાય–મનોવિકાર હોય નહીં વાહ ! ઘડપણનુ આ તો પરમ સુખ મનાવવુ જોઇએ.

જુવાનીની આ તો મ્હોટી એમ છે ષડ્રિપુઓ–છ દુશ્મનો ગણાય છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને અહંકાર એ આપણને જુવાનીમા વેરી થએ છે એમને બહુ માર્ગ ન મળે, એવી ઇંદ્રિઓની દશા હોય તો હુ સમજુ છુ કે એમા શુ દુ ખ છે?

ઘડપણ છતા, શરીર શિથિલ થાય છતા, અને ઇન્દ્રિઓ પણ તેની શક્તિ નાશ પામ્યા છતા, મહત્ત્વાકાંક્ષાઓ નમતી પડતી નથી ઉલટી વધારે શુદ્ધ બને છે સ્વાર્થવૃત્તિથી છુટી, આપણા આદર્શો વધારે સ્વચ્છ બને છે અને ઘડપણથી એ ઉલટા વધારે સારા થાય છે

"માણસ આ જગતમા એકલો આવે છે અને એકલો જાય છે સારા ખોટા કર્મનુ ફળ પણ એને એકલાને જ ભોગવવાનુ છે એ મરે છે ત્યારે એનુ શરીર આ પૃથ્વીપર પડી રહેના ઝાડની માફક પડે છે પણ એનો ધર્મ એના આત્માની સાથે સાથે જાય છે તેથી સત્પાત્રોને મેળો જેથી કરીને જે મૃત્યુના અન્ધકારમય માર્ગે સર્વે કોઇને જવાનુ છે અને જે પસાર કરવો ઘણો આકરો છે તે માર્ગ એક ઉત્તમ સાથી મળે–" મનુ

આર્ય છતાં જાણી જોઇને લોકો પરિણામે દુઃખી થવાય એવા માર્ગ શું કામ લેતા હશે? વળી પોતાનો જરા પણ સ્વાર્થ ના સચવાતો હોય છતાં બીજાને શું કામ દુઃખી કરતાં હશે? ભર્તૃહરિ કહે છે કે એવાંનો તો વર્ગ પણ પાડી શકાય એમ નથી. પરમાર્થી માણસની સમજણ પડે છે. સ્વાર્થી પણ સમજ્યા, પણ આમને તો નામ શું આપીએ?

પ્લેટો કહે છે કે માણસ એટલે મિશ્ર પ્રાણી ત્રણ ગુણોનું બનેલું. જાણે એક રથ ને બે પાંખોવાળા ઘોડા હોય, એક ઘોડો ખાનદાન છે. કુલીન છે, બીજો ઘોડો હલકો છે અને હીણું કુળનો છે. આ ઘોડાઓને હાંકવા એ કંઈ સ્હેલું કામ નથી. સારો ઘોડો રથને ઉંચો રાખે છે; ખરાબ ઘોડો રથને જમીનપર નાખવાનું કરે છે. વખત જતો જાય છે તેમ સારથી જો ડાહ્યો અને દૃઢ હોય છે, તો આપણા સ્વભાવમા રહેલો દેવભાગ આપણને ઉંચે અને ઉંચે રાખી શકે છે.

શેલી કહે છે કે માણસ એ જાણે વીણા. અંતર અને બાહ્ય આન્દોલનો એનાપર અસર કરવાના. એ અસરોમાંથી સુમધુર રાગ કાઢવો એ કામ વીણાનું છે.

**( ૪ )** સીસેરોએ મોત પાસે આવ્યુ હોય એમ લાગે, એ ઘડપણનું ચોથું દુઃખ કહ્યું. ઘણાં માણસને તો જાણે દરરોજ મોતની બ્હીક લાગ્યા જ કરે છે અને એમનું અર્ધું જીવતર ખારૂં થઈ રહે છે. પરન્તુ કોલરીજ જીવનને વિષે ખરું કહે છે કે માણસની પાસે ત્રણ ભંડાર છે; પ્રેમ, જ્ઞાન અને શાન્ત વિચારોઃ ત્રણ મિત્રો છે એ પોતે, એને બનાવનાર પ્રભુ અને મૃત્યુ.

સેનેકાએ કહ્યું છે કે મૃત્યુથી સર્વે કોઇનો અંત આવે છે બહુ લોકોને એ વિપત્તિમાંથી છોડાવે છે. ઘણા લોક એની ઇચ્છા કરે છે. જેનું જીવતર ભારરૂપ થઈ રહ્યું હોય એવાં ઘણાં માણસો "હવે મોત મ્હને લઈ જાય તો સારૂં એમ બોલ્યા કરે છે–ઘણાં માણસનું ક્લેશમય જીવન મોત આવવાથી દુઃખમાંથી છુટે છે અને કોઇક માણસોને મૃત્યુથી અનન્ત શાન્તિ પણ મળે છે.

મહાન કવિ શેક્સપીયરે લખ્યું છે કે "આ ડંકન એની કબરમા મીઠી નિદ્રા લે છે. સંસારરૂપી તાવથી એ મુક્ત થયો છે એના વેરીઓએ, એનું બન્યુ એટલું ખરાબ કર્યું હવે ખંજર, વિષ, દ્વેષ, કશાથી એને ઇજા થવાની નથી."

મોત એ શું છે, એની પાછળ શું સ્થિતિ થતી હશે, એની કોઇને ખબર નથી. એ દેશમાં ગએલા કોઈ પાછા આવ્યા નથી. પરન્તુ કવિઓ, ધર્મશાસ્ત્રીઓએ તથા તત્ત્વજ્ઞાનીઓએ મૃત્યુ વિષે જે ઉલ્લેખ કર્યા છે તે જ્ઞાનપૂર્વક સમજવાથી મૃત્યુનું બધું દુઃખ દૂર થઇ જાય છે. ધાર્મિક જીવનાર સ્ત્રી કે પુરૂષ પરમ સંતોષમાં રહી મનની કેવી સ્થિતિ ભોગવે છે તે વિષે નીચેનું કાવ્ય જુવો—

"પાપ તાપ દુઃખ છુટીયાં, તિમિર ગયાં સૌ દૂર
હરિ મુખ સન્મુખ સર્વદા, મોદ અખંડિત ઉર.
બંધન બાધા નવ નડે સત્કૃતિ ભક્તિ કરંત;
**જતી રહી ભીતિ મૃત્યુની, સંતત શાન્તિ અનન્ત."**

ઘણી વાર મોત કોઈ પણ જાતના દુઃખ વગર અને શાન્તિથી આવે છે બીડ નામનો એક સાધુ જહોનની સુવાર્તાનું ઈંગ્રેજીમાં ભાષાંતર કરતો હતો એના મરણના દિવસની સવારે એના સેક્રેટરીએ એની નબળાઈ જોઈને કહ્યું કે " સાહેબ ! હવે ફક્ત એક પ્રકરણ બાકી રહ્યું છે પણ ત્હમને બોલતા પણ હવે શ્રમ પડે છે એટલે એ રહેવા દો " બીડે કહ્યું " કંઈ નહી ! તું કલમ હાથમાં લે, ને જેમ બને એમ ઝડપથી લખ " અને એમ કહીને એણે લખાવવા માંડ્યું બધી રહ્યો એટલે સેક્રેટરીએ કહ્યું " ખલાસ " બીડે જવાબ આપ્યો, " તું સાચું કહે છે " " ખલાસ " એ પછી એણે મંદીરની પાસે પોતાનો ખાટલો લેવડાવ્યો અને " બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરનો જય ! " એમ બોલીને એણે પોતાનો દેહ છોડ્યો.

ગીટે પણ કોઈ પ્રકારના દેખિતા દુઃખ વગર જ મરણ પામ્યો હતો. લખવા બેસતો હતો અને વસન્તઋતુ બેઠી તેથી આનન્દ પ્રદર્શિત કરતા કરતાં એણે ડોક નાખી દીધી હતી.

મોઝાર્ટ નામનો કવિ એક ગીત લખી રહ્યો હતો પણ સુધારવાનું બાકી હતું એ લખેલું ગીત એના બીછાનાપર જ પડ્યું હતું અને કંઈ વધારે મધુર બનાવવાનો એ પ્રયત્ન કરતો હતો એટલામાં જ એણે પોતાની પત્નીના ખોળામાં માથું નાખી દીધું અને પ્રાણત્યાગ કર્યો.

રસેલનો દેહપાત પણ લખતા લખતા જ થયો હતો.

ટ્યૂકન પોતાનું રચેલું એક રણગીત ગાઈ સમજાવતાં સંભળાવતા મરી ગયો બ્લેઈક ગાતાં ગાતાં મરી ગયો અને વાગનર ઉંઘમાં પોતાની સ્ત્રીના ખભા ઉપર માથું નાખીને સુતો હતો ત્યાં જ મરી ગયો હતો કોઈ કોઈ માણસો રાતે સુતા હોય છે અને સવારે પથારીમાં મરેલા જ પડેલા હોય છે ઘણા હોશિયાર દાકતરો કહે છે કે, ઘણાં માણસો મરતી વખતે બીલકુલ દિલગીરી કે શકિતના કંઈ પણ ચિન્હ બતાવતા નથી અને તેથી અમ્હને આશ્ચર્ય સુદ્ધાં થયું છે. અને લડાઈમાં ઘણા માણસો મરે છે તે બહુ જ જુજ દુઃખ પામે છે એ તો સુપ્રસિદ્ધ છે.

પરન્તુ આ બધી વાતો ઐહિક મૃત્યુની બાબત થઈ હવે પરલોકના સંબંધમાં થોડો વિચાર કરીએ કેટલાક વિદ્વાનો એમ માને છે કે આત્માનો નાશ નથી પરન્તુ આપણું જીવન આપણાં બાળકોમાં દાખલ થઈ રહે છે અને એમ જીવાત્મા સતત જીવ્યા કરે એમ બને છે. મરણ પછી જીવાત્મા ચિરંજીવી હો કે ન હો, પણ જીવાત્માની એ ઈચ્છા હોય છે કે મ્હારો વંશ આગળ વધે અને તેથી બાળકોની ઉત્પત્તિને માટે એ પ્રયત્ન કરે છે "आत्मा वै पुत्र नामासि " આપણી પ્રતિમારૂપી પુત્ર છે, એ વિશ્વાસથી એ સુખી થાય છે. મનુષ્યનું જીવન એમના સન્તાનોમાં ફરી રૂપ લે છે સેંટ પૉલે કહ્યું છે કે ઘઉંના એક સાધના દાણાથી જ આવતા વર્ષના ઘઉં ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે જીવાત્મા સતત જીવ્યા કરે છે. અને જીવન એટલે જ લીલા-આનન્દ. અને સુખનું અસ્તિત્વ જો આ જગત્માં કાયમ રહેતું હોય તો પછી આપણે ભાગ એમાં કેટલું સુખ આવ્યું અને કેટલું ના આવ્યું, એ વિષે વિચાર કરવાની જરૂર નથી આત્મા નિત્ય છે પણ એને પૂર્વ જન્મનું કંઈ પણ સ્મરણ રહેતું નથી પણ

એ વિષે પણ તર્કવિતર્ક કરવાથી કંઇ ફળ નથી. સ્મરણ નહી રહેતું પણ સંસ્કાર રહી શકે. આપણા જ જીવનમાં ઘણાં વર્ષો ઉપર બનેલા બનાવોની ઝીણી ઝીણી વિગતો કંઈ આપણને યાદ નથી રહેલી છતાં એ બનાવોથી આપણા મનપર જે સારા ખોટા સંસ્કારો પડી ગયા તે તો અનુભવરૂપે રહે છે. એટલે સામાન્ય રીતે એવી માન્યતા છે, કે આત્મા દેહ પડ્યા પછી પણ રહે છે અને જેમ નિદ્રામાંથી આપણે જાગીએ છીએ તે જ પ્રમાણે મૃત્યુરૂપી નિદ્રામાંથી પણ આપણો આત્મા પાછો જાગૃત રહેવાનો. જેમ જીર્ણ થઇ ગયેલાં લુગડાં આપણે બદલી નવાં લુગડાં પહેરીએ છીએ તેમ આત્મા એક શરીર બદલી બીજું શરીર ધારણ કરે છે. દેહ મરે છે પણ આત્મા અમર છે. મિલ્ટને લખ્યુ છે કે "કરોડો આત્માઓ વાયુરૂપથી આપણે જાગતા હોઇએ કે ઉંઘતા હોઇએ, તે વખતે પૃથ્વીપર અને આકાશમાં સંચાર કરે છે." જેમ દિવસે આપણે તારા તરફ જોઇએ તો પણ તારા દેખાતા નથી તેમ પૃથ્વીપર અને અંતરીક્ષમાં આ આત્માઓ દેહ પડ્યા પછી રહેતા હોય. માત્ર તે આપણાથી જોવાય નહી.

તાત્પર્ય એ છે કે જો કે આત્માની સ્થિતિના વિષયમા હજી સુધી આપણને કંઇ પ્રત્યક્ષ જ્ઞાન થયુ નથી, છતાં મૃત્યુથી દુર્ગતિ જ પ્રાપ્ત થાય છે એમ માનવાનું કારણ નથી. ઉમ્મર વધે છતાં શારીરિક નિર્બળતા ના થાય અને તન્દુરસ્તી સચવાય, એવી ઇચ્છા કરવી એ યોગ્ય છે, પરન્તુ એથી દેહની અમરતા કોઇ મેળવી શકે એમ આશા રાખવી વ્યર્થ છે, દેહ અમર નથી પણ આત્મા તો અમર છે જ, એમ ધર્મશાસ્ત્રો, કવિઓ અને તત્વજ્ઞાનીઓ આપણને કહે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ, તર્કશક્તિથી અને પ્રત્યક્ષ પ્રમાણથી વસ્તુ માત્રની શોધખોળ કરે છે. તેમણે આત્મા, પરમાત્મા, કર્મ, પુનર્જન્મ તથા અમરત્વને વિષે પુષ્કળ શંકાઓ કરી છે. અને શ્રદ્ધાથી મનાતી આવેલી ઘણી વસ્તુઓને અસ્તવ્યસ્ત કરી નાંખી છે. પરન્તુ તેમાંયે પ્રૉ. સિલવેનસ થોમ્પસન "વિજ્ઞાન અને ધર્મ" એ નામના પુસ્તકમાં લખે કે "આ જીવન અને મરણ પછીનું જીવન સળંગ છે. અને તેથી જે માણસે આ જીંદગીમાં આનન્દ અને શાન્તિ અનુભવ્યા હશે તેને મરણ પછી પણ સ્વર્ગીય આનન્દ અને શાંતિ મળશે. પણ જેણે આ જીવનમાં આનન્દ અને શાંતિનો અનુભવ જ નહીં કર્યો હોય તેને મરણ પછી એ સુખનો અનુભવ નહીં થાય. જે માણસોએ આ જીંદગીમાં નિર્દયતા, લોભ અને તૃષ્ણાઓથી પોતાના આત્માને વિસ્તારી મૂક્યો છે તેમની જીવતાં જ અધોગતિ ચાલુ રહેવાની. આપણી આસપાસ બધે જ જો ક્ષણભંગુરતાની પાછળ અનંતતાની આપણને ખાત્રી થતી હોય તો આપણે જાણી શકીશું કે આપણું મનુષ્યજીવન નિરર્થક ના જ હોય. મૃત્યુને દુઃખદાયક અને ભયંકર કાળસ્વરૂપે આપણે નહી જોઈએ, પણ મરણ પછી આપણને એમ જ લાગશે કે મૃત્યુથી તો આપણે વિશાળ જીવનમાં પ્રવેશ કરીએ છીએ."

આમ છે તો તો યોગ્ય સમયે મૃત્યુ આવે તે સારૂં છે. કુદરતમાં વસ્તુ માત્રની હદ જોવામાં આવે છે તો આ જીંદગીની પણ હદ હોવી જોઈએ. નાટકની જેમ પૂર્ણાહુતિ થાય છે તેમ ઘડપણ પછી મૃત્યુ આવે એ આપણા જીવતરની પૂર્ણાહુતિ છે. એક વખત તો

એવો આવવો જ જોઇએ કે જ્યારે આપણે કહેવું જોઇએ કે હવે બસ; આ જીવનનો થાક હવે ઉતરવા દો. હવે જીવીને હું તૃપ્ત થયો છું. આ દૃષ્ટિબિન્દુથી વિચાર કરતાં આપણને લાગશે જ કે આપણે મરણ પાછળ રડવું નહીં જોઈએ. એ તો જીવનરૂપી તાપ શમી ગયો. દુઃખ દબાઈ ગયું ભય શાંત થયો ઘણા દિવસની પવિત્ર આશા પરિપૂર્ણ થઈ. આ મૃત્યુ કરતાં તો શાંત સમુદ્ર ઉપર ચંદ્રનો પ્રકાશ પડે છે તે પણ સૌંદર્યમાં ઉતરતો છે. તો શા માટે રોવું ?"

મરણને માટે રોશો નહીં, શોક કરશો નહીં જો આ ચર્મચક્ષુ જેનાં સદાકાળને માટે બંધ થયાં છે તેને આંતરિક પ્રકાશ કેવો તેજસ્વી જોવાનો મળ્યો છે એટલું ત્હમે સમજો તો તો પછી ત્હમારા આંસુ બંધ થઈ જ જાય. આ મરનારનું હૃદય ટાઢું પડી ગયેલું અને ચવી ગયેલું લાગે છે, પણ એ જ હૃદયમાં કેવો પવિત્ર પ્રેમ ભરચક થઇ ગયો હશે તે કોણ જાણે ?"

ઘણાએ થાકેલા જીવો કવિના નીચેના વિચારોથી દિલાસો મેળવતા હશે. કે "હવે થોડાંક વધારે વર્ષો ગબડી જશે, થોડીક જ ઋતુઓ આવશે ને જશે અને પછી સમાધિ લઇને સૂતેલા મ્હારા બંધુઓને હું મળીશ."

હવે થોડીક જ ધમાચકડી બાકી છે. હવે વિયોગ પણ ઝાઝા નથી થવાના. હવે મહેનત પણ થોડી રહી છે. રડવાનું પણ ઝાઝું બાકી નથી. અનંત ધામમાં હવે મળીશું, એટલે પછી કદી રડવાનું રહેશે નહીં" .

શેલી કહે છે કે "ૐ शान्ति ! शान्ति ! એ મરી નથી ગયો. એ ઉંઘતો નથી. એ તો જીવનરૂપી સ્વપ્નમાંથી હમણા જ જાગ્યો ઉલટા આપણે આ માયાની જાળમાં લપટાયા છીએ. અને લાભ વગરની આ ધમાચકડીનાં મૃગજળ જેવાં નાટક જોયાં કરીએ છીએ. આપણે હજી રાત છે અને એ તો રાતનું અંધારૂ વટાવી ગયો. આ સંસારની ઇર્ષ્યા અને નિંદા અને તિરસ્કાર અને દુઃખથી એ પર થઇ ગયો ! આ બેચેની જેને લોકો "સુખ" "સુખ" એમ માન્યાં કરે છે, એ મિથ્યા તૃષ્ણા હવે એને વળગી પણ નહિ શકે ! અને એને રીબાવી શકશે પણ નહીં આ દુનિયાનો ચેપ જે એને ધીમે ધીમે રંગી નાખતો હતો તેમાંથી હવે એ છૂટયો. " કોઇ નિમકહરામ નિકળ્યું કે કોઇનું માથું ફરી ગયું" વગેરે મિથ્યા ચિંતાઓના ભારમાંથી એ હવે મુક્ત થયો!" મૃત્યુથી આત્મા દેહના ભારથી છુટો થાય છે અને આ સંસારમાં કરેલાં સારાં ખોટાં કર્મનું ફળ ભોગવવા એ પરલોકમાં ગતિ કરે છે. ખરૂ પૂછાવો તો આ મોત જ નથી. મોત જેવું આ જે દેખાય છે તે તો સ્થિતિમાં થતા ફેરફારમાં છે આ ક્ષણભંગુર દેહવાળો સંસાર તે તો સ્વર્ગનું પડ છે. અહીંથી સ્વર્ગીય સુખ ભોગવવા માટે આપણે સ્વર્ગમાં જવાનું છે. મોત એ સ્વર્ગમાં જવાનો દરવાજો છે એ-લૉંગફેલો કહે છે. આપણે શરીર ધારણ કરેલાં છે. જાતે આત્મા જ છીએ. માટે એ આત્મા શું છે અને દેહ શું છે એવું બરાબર જ્ઞાન મેળવીશું તો સ્થિર ચિત્તવાળાં થઇ, શાન્તિથી નિર્લેપપણે મૃત્યુની હાર આપણે જોઇ શકીશું.

સોક્રેટીસે મૃત્યુ વખતે છેલ્લું ભાષણ કર્યું હતું તે જાણવા લાયક છે. "મૃત્યુથી ફાયદો છે કે નહીં તે હવે આપણે જોઇશું. આશા તો એમ જ રહે છે કે મૃત્યુથી કંઈ જ હાનિ નથી. એમ ધારો કે મરણ પછી કંઈ જ ના રહેતુ હોય, અથવા બીજો મત છે એમ માનો કે પુનર્જન્મ છે; તો, એ બન્ને બાબતો વિષે આપણે વિચાર કરીશું. મોત સ્વપ્નોથી પણ જાગે નહીં એવી ગાઢ નિદ્રા હોય તો એ તો અવર્ણનીય લાભ છે. સાધારણ માણસને નહીં પણ મોટા રાજાને પૂછશો તો એ પણ કહેશે કે મિઠ્ઠી ઉંઘ તો સ્વપ્નાં વગરની અને ગાઢ હોય છે તે જ. એટલે જાણે અનન્તતા હવે મૃત્યુ એ આ દેશમાંથી બીજા દેશની મુસાફરી જેવું હોય તો પણ સારૂં છે. વળી લોકો એમ પણ કહે છે કે બધાં મરી ગયેલાં એ સ્થળે આપણને પાછાં મળવાનાં. તો અરે મિત્રો, અને ન્યાયાધિશો! એથી બીજું રળિયામણું શું? આ દુનિયાના ન્યાયાધીશો કરતાં પરલોકના ન્યાયાધિશો ચારિત્ર્યમાં વધારે ચઢીયાતા હોય તો તો એ સ્થળની યાત્રા કરવા યોગ્ય ગણાવવી જ જોઇએ."

"ઓરફીયસ જેવા બુલંદ ગાયક અને હૉમર જેવા મહાન કવિ જે દેશમાં ગયા છે તેમને મળવાનો અને એમની સાથે વાત કરવાનો જ્યાં લાભ મળે ત્યાં જવા માટે હું એક વાર નહીં, પણ વારંવાર મરવા તૈયાર છું. મ્હારી માફક અન્યાયથી જેમને મારી નાંખવામાં આવ્યા છે એવા ઘણા વીર પુરષો મ્હને ત્યાં જરૂર મળશે. અને એમનાં દુઃખ અને મ્હારા દુઃખની વાતો કરવામાં અને એક બીજાની સ્થિતિની સરખામણી કરતાં પણ મ્હને ઘણો આનન્દ મળશે. એ સૌથી પણ વ્હડે એવી બીજી એક વસ્તુ મ્હને ત્યાં જરૂર મળશે, એમ હું માનું છું. સત્ય અને અસત્યના જ્ઞાનની શોધ હું ત્યાં ચાલુ રાખી શકીશ. અને ખરા જ્ઞાની કોણ છે અને ઢોંગી કોણ છે તે હું શોધી કાઢીશ. અરે ન્યાયાધિશો! ટ્રોજનની ચઢાઈ લઇ જનારા વીર નાયકનાં દર્શન ત્યાં થશે! ઘણા જ્ઞાની પુરૂષો, સદાચારી સ્ત્રીઓ અને બીજી ઘણી સંત મંડળી મ્હને પરલોકમાં મળવાનાં! એ આનન્દ ઓર જ થશે. એમની સાથે વાતચિત કરવામાં અને પ્રશ્નો પૂછવામાં કોઇ માણસને મારી નાંખવાની સજા નથી કરતું. ત્યાં અહીંનાં કરતાં સુખ પણ વધારે છે અને મરવાનું તો છે જ નહીં. અમરતા છે. તેથી ન્યાયાધિશ સાહેબો! મોત માટે આપ પણ ગભરાવ નહીં. સારા માણસને જીવનમાં કે મરણમાં કંઈ દુઃખ હોય જ નહીં. એ, કે એનાં સંબન્ધીઓને પ્રભુ છોડી દે જ નહીં. પ્રભુની જ મરજીથી મ્હારી આ ગતિ થતી હશે. આ કંઈ અકસ્માતથી નથી બનતું. હું સ્પષ્ટ જોઇ શકું છુ કે હું અહીંથી છુટીને પરલોકમાં જાઉં, એ જ મ્હારે માટે સારૂ છે. ગુરૂ મહારાજે પણ આપનો પક્ષ ભલે લીધો. મ્હને કોઇના ઉપર રોષ નથી. મ્હારા નિન્દકો અથવા મ્હારા ઉપર આરોપ મૂકનારા મ્હને કંઇ જ નુકસાન કરી શક્યા નથી. નમ્રપણે હું એમને સ્હેજ ઠપકો આપવા માગું છું પણ વિશેષ કંઇ કરવા માગતો નથી. હવે આપણે છુટા પડવાનો વખત આવ્યો છે. હું મરવા જાઉં છું અને ત્હમે જીવવા જાવછો. મ્હારો માર્ગ સારો છે કે આપનો બધાનો, તે તો પ્રભુ જાણે છે!"

શોલેમન મરણ અને પરલોક વિષે કહે છે કે સદાચારી મનુષ્યોના આત્મા પ્રભુને ખોળે રહે છે એમને કોઇ વાતનું દુઃખ થતું નથી.

અજ્ઞાની મનુષ્યોને મન મોત એ જાણે મ્હોટી આફત જેવું, અથવા મરણથી થનો વિયોગ એ તો સર્વ પ્રકારનો નાશ હોય એવું. પણ એમ છે જ નહીં. મરણ પછી શાન્તિ મળે છે. માણસના મનથી મોત એ જાણે મ્હોટી સજા હશે, પણ મરણ પછી તો અમરત્વ પ્રાપ્ત થાય છે. પ્રભુ સ્હેજ સજા કરીને એમને પોતાના ધામના અધિકારી બનાવે છે. મરણ વખતે જો અંતઃકરણ શાન્ત હોય તો મનમાં કોઈ પ્રકારનો કલેશ કરવા જેવું નથી. ભવિષ્ય અંધકારમય છે ખરૂં પણ આશા અમર છે." સંસારની ધમાચકડી પછી શાન્તિ મળતી હોય અને જ્યાં દુષ્ટ લોકો આપણને હેરાનગતિ ના પહોંચાડી શકે અને જ્યાં થાકેલાને આરામ મળે તો ત્યાં ઘણાં માણસો મોતને જરૂર કહે કે "નમે ભલે પધાર્યાં", પ્રભ- ભયંકર ના લાગે કલ્યાણમય દેખાવ જોઇને ઘણાં માણસો મોતને કહી શકે કે,

"અરે! મોત ક્યાં છે ત્હારો ડંખ? અરે સ્મશાન ક્યાં ગયો ત્હારો જયનાદ?"

નમ્ર ભાવે અને શ્રદ્ધાથી કલ્યાણમય અને સર્વશક્તિમાન પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને આપણે નવી ભૂમિમાં પ્રવેશ કરવો જોઈએ. જરૂર આશા રાખવા જેવું છે કે આ જગતના સુખ અને આનન્દ કરતાંયે જે આનન્દ અને શાન્તિ અનન્ત ધામમાં મળશે તે બહુ જ ઉચ્ચ પ્રકારનાં હોવાં જોઇએ.

કવિવર રવિન્દ્રનાથ ટાગોરે મૃત્યુ સંબંધે કેટલાંક કાવ્યો લખ્યાં છે, તેમાંનું એક બંગાળીમાં નીચે પ્રમાણે છેઃ—

"મરણ જે દિન દિનેર શેષે આસ્‌બે તો માર દુયારે
સે દિન તુમિ કિ ધન દિબે উહારে?
ભરા આમાર પરાણ খાની, સન્મુખે তার দিব আનિ,
શૂન્য বিદায় করবো না উহারে—
મરણ જે દિન આસ્‌બે આમાર দুয়ারে!
કત શরত্ বসન્ત-રાত, કત সন্ধ্যা, કત প্রভাত
জীবন পাত্রে કત જે রস বর্ষে;
કতই ফুলে কতই ফল, হৃদয় আমার ভরি তুলে
দুঃখ সুখের আলো ছায়ার পরশে!
যা কিছু মোর সঞ্চিত ধন, এত দিনের সব আয়োজন
চরম দিনে সাজিয়ে দিব উহারে
মরণ যে দিন আসবে আমার দুয়ারে—

"તમારા દિવસો—જીંદગી—ની આખરે જે દહાડે તમારે બારણે મૃત્યુ આવીને ઉભું રહેશે તે દહાડે ત્હમે તેને શું (ધન) આપશો? મારો આખો—બધો—પ્રાણ ત્હેના આગળ ધરીશ—

સંસારદર્પણ (નાટક) રૂ. ૦—૧૨—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

જ્યારે મૃત્યુ મારે બારણે આવશે તે વ્હારે હેને ખાલી હાથે નહીં કાઢું. વસન્ત તથા શરદની રાત્રિઓ, સંધ્યા, પ્રભાત વગેરે સમયે ભોગવેલાં સુખ જીવનરૂપી પાત્રમાં જે જે રસ વરસે છે તે, કેટલાં ફળ, કેટલા ફૂલ, તેમ દુઃખ સુખના તડકા છાંયડાનો અનુભવ લીધેલું મારૂં ઉભરાઈ આવેલું હૃદય; મ્હારૂં સંચી રાખેલું જે કંઇ ધન છે તે, આટલા દિવસમાં મેળવેલું સર્વસ્વ, છેલ્લે દિવસે જ્યારે મરણ મ્હારે બારણે આવશે ત્યારે હેની સમક્ષ ધરી દઈશ." વળી બીજા એક કાવ્યમાં "મરણ, આમાર મરણ, તુમી કહો આમારે કથા" તેમાં કવિ કહે છે કે,

"અરે, મારી જીંદગીની આખરની પરિપૂર્ણતારૂપ મરણ! મ્હારા મરણ! તું મને એક વાત કહે જ્યારે જીવનમાં સુકામણ પડે ત્યારે કરૂણાધારારૂપે તમે આવો, જ્યારે જીવનનું સઘળું માધુર્ય લોપાઈ જાય—જરૂર નહીં—ત્યારે તમે ગીતસુધારસરૂપે આવો! જે સીમા વાળું છે, તેમાં માત્ર અસીમ—સીમા વગરનો તું છે, (માટે) તારો સૂર લગાડનારા માટે અમારી વચ્ચે તારો પ્રકાશ ઘણો મધુર લાગે છે."*

કઠોપનિષદમાં યમ અને નચિકેતાનો સંવાદ છે. નચિકેતા ખુદ મૃત્યુને—યમને પૂછે છે કે મૃત્યુનો વિષય હું જાણવા ઇચ્છું છું મોત એ શું છે તે મ્હને કહે. જે પરલોક વિષયમાં અનેક સંદેહ છે, તે મહાન પરલોકમાં જે કંઇ તત્વ છે અને જે જ્ઞાન મેળવવાથી પરલોક સ્પષ્ટ પ્રકાશિત થવાની સંભાવના છે તેનાથી બીજું વરદાન મ્હારે જોઈતું નથી. યમ જવાબ આપે છે કે શ્રેય (મંગળ) તથા પ્રેય (સુખદાયક) એક બીજાથી ભિન્ન છે. જે આ બે જુદાં જુદાં રૂપથી પુરૂષને બાંધી રાખે છે, જે આ બેમાંથી શ્રેયને ગ્રહણ કરે છે તે પરમાર્થથી દૂર થાય છે. શ્રેય અને પ્રેય મનુષ્યનો આશ્રય કરે છે જ્ઞાની માણસ બેમાંથી વિચાર કરીને શું લેવું તે નક્કી કરે છે. જ્ઞાની માણસ પ્રેયના કરતા શ્રેયને (ઉત્તમ ગણીને) ગ્રહણ કરે છે. અને અલ્પ બુદ્ધિના માણસો નહીં લેવા યોગ્ય લઇને અને લેવા યોગ્ય નહીં લઇને એટલે યોગક્ષેમનો વિચાર કર્યા વગર પ્રેયને વળગે છે

"હે નચિકેત! તમે સુન્દર તથા બધી કામ્ય વસ્તુઓનું અનિત્યપણું તથા અસારપણું વગેરેના દોષનો વિચાર કરીને તે સર્વનો ત્યાગ કર્યો છે અને આ પૈસાનો માર્ગ; જેથી ઘણાક માણસો ભ્રમ થાય છે તે પકડ્યો નથી. અવિદ્યા (જે પ્રેમ તરફ લઈ જાય છે તે), અને વિદ્યા (જે શ્રેય સાધાવે છે તે) બે પ્રખ્યાત છે. હું નચિકેતાને વિદ્યાનો અર્થી સમજું છું. તું અવિદ્યાનો અરજદાર નથી. કારણ કે ત્હને ઘણી કામ્ય વસ્તુઓ પણ શ્રેય માર્ગથી દૂર કરી શકતી નથી. વિચાર વિનાનો અને ધનમોહથી ઘેરાયલો, તથા જે અવિવેકી છે એવાની આગળ પરલોકમાં ઉપયોગી એવું આ જ્ઞાન પ્રકાશિત થતું નથી. એવાને મન તો કેવળ આ લોક જ છે. પરલોક નથી. આવું સમજીને તે વારંવાર મ્હારે (મૃત્યુને) તાબે થાય છે. ×××"

* આ કાવ્યો તથા ભાષાન્તરો રા. કૃષ્ણલાલ ઝવેરીના લેખમાંથી વસન્ત ૧૯૧૨ ના આષાઢના અંકમાંથી લીધા છે.

"તમે જે આત્મજ્ઞાન મેળવ્યુ છે તે તર્કથી મળતું નથી. હે પ્રિયતમ! ×× તમે ખચિત સ્થિર સંકલ્પના માણસ છો! ×× જ્ઞાનવાન આત્માનો જન્મ નથી મ ણ નથી, ×× એ અજ, નિત્ય, શાશ્વત, અને પુરાતન છે શરીરનો નાશ થવાથી પણ નાશ પામતો નથી સૂક્ષ્મથી સૂક્ષ્મ, તથા મહત્થી મહાન આત્મા પ્રાણીઓના હૃદયમા રહે છે મન આદિ ઇન્દ્રિયોની પ્રસન્નાવસ્થા થવાથી આત્માનો મહિમા જોવાય છે? અનિત્ય શરીરમા રહીને (વસ્તુત) અશરિરી, મહત્ અને સર્વવ્યાપી આત્માને જાણીને જ્ઞાની માણસ શોક કરતો નથી. આ આત્માને વેદાધ્યયન અથવા મેધા(ગ્રંથોના અર્થ ધારણ કરવાની શક્તિ)થી અથવા બહુ શાસ્ત્રજ્ઞાનથી મેળવાતો નથી એ (અથાત પરમાત્મા) આત્મદર્શનાર્થ પસદ કરે છે એનાથી એ મેળવાય છે તેની આગળ તે પોતાનુ શરીર પ્રકાશ કરે છે દુશ્ચરિત્રમા તત્પર, અશાન્ત અસમાહિત અથવા અશાન્ત માણસ જ્ઞાનથી પણ એને (આત્માને) મેળવતો નથી. આત્માને રથી, શરીરને રથ, બુદ્ધિને સારથી અને મનને લગામ તરીકે જાણો ××'

જે વિવેકી છે, સમાહિત મનનો તથા શુદ્ધ છે કેવળ તે તે પદને મેળવે છે-જેથી ફરી જન્મ લેવો પડતો નથી વિજ્ઞાન જેનો સારથી છે અને મન જે વશ રાખનારો છે તે સસારથી પર એવુ વિષ્ણુનુ (એટલે સર્વવ્યાપી પરબ્રહ્મનુ) પરમ પદ મેળવે છે

આ આત્મા સર્વ ભૂતમા છુપો છે, જોઇ શકાતો નથી. પરન્તુ સૂક્ષ્મદર્શીઓ તેને તીક્ષ્ણ તથા સૂક્ષ્મ બુદ્ધિથી જુવે છે ××× તેને જાણીને સાધક મત્યુમુખથી છુટે છે ×× આ શરીરમાનો દશ્યમાન આત્મા દેહથી વિમુક્ત થવાથી એમા (દેહમાં) બીજુ શુ બાકી રહે છે? એ જ તે-આત્મા--હે છે×× એનુ રૂપ દર્શનનો વિષય થતો નથી. કોઈ તેને આખથી જોઇ શકતો નથી' હૃદયમા જ્યારે સશયનો નાશ થાય છે ત્યારે તે પ્રકાશિત થાય છે-જેઓ તેને જાણે છે તે અમર થાય છે વગેરે—"

પછી નચિકેતા મૃત્યુએ કહેલી આ અને બીજી દરેક વિદ્યા મેળવીને બ્રહ્મ પ્રાપ્ત કરીને રજોગુણ વિનાનો તથા અમર થયો બીજા જે માણસ આવી આત્મવિદ્યા મેળવશે તે પણ અમર થશે.

છેવટમા "સ્મરણસંહિતા" માથી ગુજરાતના પૂજ્ય કવિ નરસિંહરાવ ભોળાનાથનું નીચેનુ સુન્દર કાવ્ય ગાઇ આપણે મૃત્યુની બ્હીક સદાને માટે છોડી દઇશું. કાવ્યદૃષ્ટિથી મૃત્યુ મંગળમય લાગે છે તે આપણે જોયું. તત્ત્વદૃષ્ટિથી અમરત્વ મેળવી શકાય છે તે પણ જોયું અને ઉપરથી ખાત્રી થાય છે, કે મૃત્યુ એટલે નાશ-એવુ તો કઇ છે જ નહીં-મૃત્યુ હવે આપણી સામાન્ય બુદ્ધિને જેવુ લાગતુ હતુ તેવુ છે જ નહીં એક અર્થમા મૃત્યુ જ જ્ઞાનદૃષ્ટિ થયા પછી મરી જાય છે. એટલે હવે નીરાન્ત થઈ

" ઉડી ગયો ભ્રમ, ભાર ગયો મમ,
મન નિર્મળુ થયુ રે લોન
તિમિરે જન્મ્યુ તિમિર જતા ક્ષણુ
મૃત્યુ મરી ગયુ રે લોન— (૧)

કાવ્ય રસિકો. રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઈ.

ચોગમ નાખી નજર નિહાળું હું—
મૃત્યુ ક્યહાં રહ્યું રે લોલ?
માયા દેહ ધરંતું એહ જ
મૃત્યુ મરી ગયું રે લોલ— (૨)
દીઠું જીવન તત્ત્વ સનાતન,
સત્યપ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટ્યુ પછી તત્ક્ષણ
મૃત્યુ મરી ગયું રે લોલ— (૩)
જીવનપર જીવન બે એક
અખન્ડ પ્રવાહ છે રે લોલ,
રૂપ બદલતું જીવન તે પર—
જીવનમાં વસે રે લોલ. (૪)
જીવન જ્યોતિ કર વિશાળું
જગોજગ રેલિયું રે લોલ;
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય
મૃત્યુ મરી ગયુ રે લોલ. (૫)

# હકીકત બધી આમ છે!!!

લેખક –રા છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.

હું જાગી ઉઠ્યો–' દુધ રૂપૈયા દશ આપે ડીઅમો . શાક દૈન આપે ગી–આ–લે–ન , તે–૯–લ–ધા–આ–સ–લે–ઇટ"–નો કર્કશ ધ્વનિ કર્ણે અથડાતા હું ઝબકીને જાગી ઉઠ્યો પ્રભાતની શીતળ લહેર અને મસ્તિષ્ક ઉષ્ણતામાપક યંત્રનો પારો, મિથ્યા નિંદ્રામાં અવરોધ થતા, એટલી હદે પહોંચ્યો કે એક છલાંગ મારી પર્યંકપરથી ઉઠતા મને પ્રથમ વિચાર આવ્યો તે એ હતો કે એ સજ્જનના દીકરા, તેલ ધાસલેટના ફેરીઆને નીચે ઉતરી થોડોએક "માધી-મનો હલવો" ચખાડું પણ જવા દે રે જીવ! એમ કરતા કદાચ એ પણ સ્હામો વિવેક કરવા ઉતરી પડે તો વિના કારણ એવી નિર્જીવ બાબત છેક ઈસ્વી સનના–વિક્રમ સંવત્–અઢારસો ને સત્તાવનના બળવા જેવું ગમ્ભીર સ્વરૂપ ધારણ કરે ધારી, ઉદયને પ્રાપ્ત થયેલા ઉપર્યુક્ત વિચારને મસ્તકના એક ખૂણામાં દાબી દીધો, અને દતધાવન ફુરસદે કરવું રાખી "થરમોસ"માં ભરેલી ગરમ ગરમ ચ્હા પી, મુખ પ્રક્ષાળી, "નાપકીન"થી લુછી નાખ્યું અને જ્યાં મેક્રોપોલોની ચીરોટમાંથી વાસની સળી કહાડી ચીરોટને જરા ટેબલપર ઠપકારી સળગાવું છું ત્યાં—

" હા, સારું યાદ આવ્યું આજ તો આપણા ખીમાભાઇને વીમા બાબતની સમજ આપવા જવાનું ' એપોઇન્ટમેન્ટ' છે! દી–દી–દી–દીકરા ધાસલેટના ફેરીઆ! જેવી તેં સાંજે મ્હારા જીવનમાં ખુશબો પસરાવી છે તેવી તારા જીવનમાં ખુશબો પસરજો!"

આશીર્વાદ સારી, ચીરોટ સળગાવી, હું જરા આરામ ખુરશીપર આડો પડ્યો ચીરોટના ધૂમ્ર ગોટા ગુચ્છ વગતે વળીને બહિરાકાશ ગમ કુચ કરતા હતા તે જ સમયે મ્હારા વિચાર-સાગરની છોળો અંતરાકાશને ભીંજવવાને મન્થન કરી રહી હતી ચીરોટની પૂર્ણાહુતિ સાથે જ વિચારમાળાનો મેર આવ્યો અને હું ઉઠ્યો સ્નાન સંધ્યા કરવાને અવકાશ તો નહિ જ હતો તેથી મ્હારા "હાથની ધરતી" "માઈ ડીઅર લીલી" મૂળે તો વહેમીનું ઝાડ તેમાં વળી આપણા સ્વાર્થી શાસ્ત્રકારો તેમ જ "બામણાઓ"એ આવાં આવા લફરાંઓ હિંદુ શાસ્ત્રોમાં ઘોંચી ઘાલી હિંદુઓમાં–ખાસ કરી–હિંદુ બૈરાઓમાં–તેમાં પણ ખસુસ કરી "માઇ ડીઅર લીલી"માં વહેમના બીજ એટલી હદ સુધી વાવી દીધેલા કે સ્નાન સંધ્યા વગર જમવા બેસવું અને હીંગના ઝાડને છીંક ખાધા વના હલાવ્યે જવું, એ ઉભય સમાન હતું છતાંયે "*no risk, no gain*' —"બક્ષ બીન નફા નહિ—" એ સૂત્રાનુસાર સ્નાન સંધ્યા વગર જમવા બેસવાનો એક ભગીરથ પ્રયત્ન કરવાનો મેં આજે નિશ્ચય કર્યો.

"ડી–ડી–ડી–ડીઅર–"

"હું સમજી–તી! પણ હજી દાળ ચ્હડી નથી. ભાત થવાનો છે. અને ટાઢી રોટલી તો આપણે રાખતાં જ નથી કે છેવટે તમે રોટલી ને અથાણું ખાઈ બહાર સીધાવી શકો!

હી–હી–હી–મ્હારા વ્હાલાએ હજી સ્નાન પણ કર્યું નથી; તેમ માળાયે ફેરવી નથી! આટલું કરશો એટલામાં, રમોઇ તો આમ થઈ જશે."

"પણ ડીઅર, તને ખબર છે કે આ સ્નાનસંધ્યાના લફરાને લીધે મ્હારો કેટલો બધો વખત વ્યર્થ જાય છે, અને તેથી આપણી આવક ઉપર કેટલો બધો કાપ પડે છે?"

પણ બધી સમજાવટ વ્યર્થ હિંદુસ્થાન નિર્ધન કેમ નહિ રહે? યુરોપના સુધરેલા દેશો તરફ દૃષ્ટિ દોડાવો. જ્યાં ઉદ્યમ છે ત્યાં લક્ષ્મી છે. હિંદુસ્તાનના વેદાન્તિ ધર્મોએ પરલોકની વાતોનાં ગપ્પાંઓ હાંકી હિંદુઓને એટલા બધા વહેમી, આળસુ અને જડ જેવા બનાવી દીધા છે કે બસ પૂછો ન વાત! અને આ અભણ હિંદુ સ્ત્રીઓ! યુરોપની મડમો જેવી વિશાળ હૃદયની, ઉદ્યમી અને ચબરાક ક્યારે થશે? અહહહા! મ્હારાં જેવાં રત્નો હજી હિંદુસ્થાનના સદ્‌ભાગ્યે છવે છે તો તે આટલુંયે-ટકી ગયું છે, નહિ તો તેનું શું થતે, એ વિચાર આવતા, જ કમ્પારી છૂટે છે!

હકીકત બધી આમ છે કે હું કેનેડાની એક વીમા કમ્પનીનો આડતીયો હતો. લોકો કહે છે કે વીમાની આડતના ધંધામાં મુડીની આવશ્યકતા નથી, પણ અનુભવ એમ કહે છે કે આડતનો ધંધો સફલતાથી ચલાવવા માટે થોડી ઘણી મુડી પાસે હોવી જોઇએ, એટલું જ નહિ પણ કેટલીએક ખરચાળ ટેવો પણ પાડવી જોઈએ. હોર કમ્પનીમાં સીવડાવેલો સુટ, એરોસ પાઇલનાં ટાઈ, હેટ અને બુટ, વ્હાઈટવેનાં મેન્ડ અને ધરન્સ ફ્રેઝર કે એસક્વીથ એન્ડ લોર્ડની ખાદી સાદી સટર પટર ઇત્યાદિ વીમાના આડતીયાની મુડી હોવી જોઇએ તેણે મોનજીની બીરાદરનું આઇસક્રીમ કે મ્હોખાતાંપીનાં શીખવું જોઇએ સીગાર સીગારેટ પીવાની ટેવ પાડવી જોઇએ. મોટા મોટા શેઠીઆઓને ત્યાંની નિમંત્રણપત્રિકાઓ પોતાને આવે એવો પ્રયત્ન કરાવવો જોઇએ. ટાઈમ્સમાં, ક્રોનીકલમાં કે કોઈ બીજા વર્તમાનપત્રમાં કોઇ શેઠીઆને ત્યાંની ઉઠમણાની ખબર વાંચી તરત ત્યાં ખરખરો કરવા પહોંચી જવું જોઇએ. પ્રત્યેક નાની મોટી ક્લબોનાં સભ્ય થવું જોઇએ. આ તેમ જ આવી અનેક ઉપાધિઓ વીમા કમ્પનીના આડતીયાએ વ્હોરવી જોઇએ. આમ હોય તો જ વીમાની આડતનો ધંધો ચાલી શકે એમ મ્હારૂં કહેવું નથી, પણ એ ધંધો **સફલતાથી** ચલાવવા માટે તો આ ઉપાધિઓની અનિવાર્ય અગત્ય છે, એમ મ્હારૂં નિશ્ચિત મત છે. આમાં પણ કરકસર કરવા ધારીએ તો કરી શકીએ. ઉદાહરણ તરીકે ધારો કે જોધપૂરમાં એકાદ "ગબ્બર હલવાન" આપણા ઝપાટામાં આવે એવો સંભવ હોવાથી આપણે અહીંથી જોધપૂર ઉપડવાનું છે; હવે મારવાડ સુધી તો આપણે સાદા પોશાકમાં "ઘાનીઆ ક્લાસ" ઉર્ફે ત્રીજા વર્ગના ડબ્બામાં યાત્રા કરીએ તો ચાલી શકે: કદાચ કોઈ ઓળખાણવાળો ગાડીમાં ભગી ગયો તો તરત જ તેની આગળ રાજેથી ગાંધીજીના સાદાઈના નિયમોની પ્રસંસા કરી તેના મન જ પર ઠસાવવું કે આપણામાં પણ કંઇક અંશે એવા મહાત્માઓનો ગુણ આવિર્ભાવને પામ્યો છે! "મારવાડ જંકશન" થી સાદાઈ છોડી પેન્ટ કોટ ને હેટ ચ્હડાવી, પહેલા

એ લાખનો વીમો ઉતરાવશે તમે તસ્દી લેશો નહિ હુ જ એને અહીં આ વઈ આવીશ ચાલો સાહેબજી!"

આ મિ વ્ય૦ રાગ્રરને વેગ લાવવાની હા કરેલી કે ના કરેલી તેનો હજી હુ વિચાર કરી શકુ તે પહેલા તો ખીમચદશાએ ચાલવા માડ્યુ યા નશીબ! મહિનાના મહિના સુધી મહેનત કરી આશામા દિવસો ગાળ્યા તેનુ આ શુ પરિણામ! 'માઈ ડીઅર લીની'ને ઘરેણા ઘડાવવાની મે જે મોટી મોટી આશાઓ આપી હતી તેનુ હવે શુ થશે? અરેરે! મ્હારા ડાગાની કોઇ તસબીર ઉતારી લ્યો તો!

પણ એમ ણ થાય નહિ નિરાશ થવાથી શો લાભ? ખીમચદશા નહિ તો વ્યકળશકર જોઇશું ઉઠરો કેઇ તરફ બેસે છે તે

મુખ ઉપરથી નિરાશાની છાયા ઉડી જઈ ફરી આશારૂપ સૂર્યના કિરણો પ્રકાશ્યા. વીમાના આડતીયાઓ એ રીતે વેઠતી જોના છે તેઓ લાભ ગેરલાભ, માન અપમાન, જય અજય ઇત્યાદિ દ્વદ્વમા મગજનુ સમતોલપણુ ખસવા દેતા નથી

"હી હી-હી બચ્ચા ખીમા તુ નહિ તો વ્યકળ- આમ બોલી ખુશ મિજાજે હુ ઉઠ્યો અને કપડા પહેરી કોઈ બીજા હતવાનની શોધમા નીકળી પડ્યો

પ્રતિજ્ઞા પ્રમાણે બીજે દિને ખીમચદશા મિ વ્યકટરાકરને લઇને મ્હારે ત્યા આવ્યા પ્રથમ તો આઈ માનની ખમી તથી મને ઘણુ ખોટુ લાગુ છે એવો ડોળ મે રાખ્યો પણ ખીમાભાઇ અને વ્યકટભાઇ એવા મળતાવડા સ્વભાવના માણસ હતા કે મ્હારો ડોળ ઝાઝો નભ્યો નહિ અને હુ પણ છુટથી વાતે વળગ્યો એનાર પેનાર વાતો કરી આખરે મ્હારા વખાણ કરી મ્હારી મારફત વીમો ઉતરાવવાની ખીમાભાઇએ વ્યકટેશકરને ભલામણ કરી

"જરૂર જરૂર તમે કહો છો ત્યારે તો જરૂર ઓછામા ઓછો પચાસ હજારનો તો જરૂર!"

વીમાના પ્રીમીઅમનો દર-વીમાના પૈસા જીવતા જીવત લેવા સારા કે મરણ પછી મળે તે સારા ઇત્યાદિ બાબતપર ઉહાપોહ કરી અમારી કચેરી બરખાસ્ત થઈ બીજે દિને તેઓને મે મ્હારી ઑફીસમા બોલાવ્યા હતા આજે પણ થોડી ઘણી વાતચિત કરી થોડો ઘણો ઉપહાર લેવા અમે આયદુખા શાતિગૃહમા ગયા ખીમાભાઇના કહેવા મુજબ વ્યકટેશકર ખાધે પીધે લહેરી હતા અને આટલુ હુ જોઈ શક્યો કે એમના 'ખાધા પહેલા' ના અને 'ખાધા પછી'ના સ્વભાવમા બહુ જ ફેર પડી ગયો હતો "ખાધા પહેલા' એ પચીસ હજાર ના વીમાની વાતો કરતા તો 'ખાધા પછી' એ પચાસ હજારપર આવી ગયા હતા આ ચાલી રહ્યુ લાગતા મે એમને માટે ઝાઝી ઉતાવળ કીધી નહિ અગર જો ખીમાભાઇએ મને પોતાના વીમાના સમ્બધમા બના રહેલો હતો તો પણ તેના બદનામ પોતાના મિત્ર વ્ય ટેશ રનો વીમો તેને મળે એમ તેમની તીવ્ર ઇચ્છા સ્પષ્ટ રીતે વ્યક્ત થતી હતી ધીરે ધીરે વ્ય ટેશકરે એ લાખનો વીમો ઉતરાવવાનુ કબુલ કીધુ આ બધા ઉપમા ના પ્રતાપ! મહિનાની મહેનત પછી બહુ શુ કર પણ છાપી નહિ ત્યય તેમ 'અનિને ન તે પાપ' મૂકી એમ સમજી મે હવે વધુ થોભવા

ગીરધરકૃત શીતલ ચરિત્ર ( વિનાભા ) ? ૩ ૦-૦ ેન ઍગ ત્રિપાઠી કપની, મુબાઇ

ઉચિત ધાર્યું નહિ. કહેવાની અગત્ય નથી કે મી. વ્યંકળશંકર માટે બે લાખના વીમાનું પ્રીમીઅમ ભરવું એતો સહેલ વાત હતી કારણ કે મને ખબર મળ્યા હતા ત્યાં સુધી તેઓ ઘણા ધનવાન હતા તેમ જ દખ્ખણ હૈદરાબાદમાં મોટી જાગીરો ધરાવતા હતા અને એ વાતને ખીમચંદશા જેવા શેઠીઆનો પણ ટેકો હતો.

"ત્યારે આવતી કાલે આપણે તેની દાકતરી તપાસ કરાવીશું" મેં શેઠની પાસે વીમાનું ફૉર્મ ભરાવી કહ્યું.

" ઠીક છે કાલે બપોરના હું આવીશ" વ્યંકળશંકર બોલ્યા.

" મ્હારાથી બપોરના નહિ આવી શકાય." ખીમાભાઇએ જણાવ્યું.

" તમારે તસ્દી લેવાની જરૂર નથી. હું એકલો જ આવીશ" વ્યંકળશંકરે વિવેક કીધો.

નિયુક્ત સમયે વ્યંકળશંકર ભાડુતી મોટરમા બેસી ઑફીસ આવી પહોંચ્યા હતા એમ મને ઑફીસના પટાવાળાએ જણાવ્યું. મને ઑફીસ આવતાં જરા મોડુ થયું હતું કારણ કે ગઈ રાત્રિએ મ્હારા ઘરમાંથી આશરે બે હઝારના દાગીનાની ચોરી થઇ હતી. મ્હારો જીવ ઘણો ઉદાસ હતો. છતાં મ્હારી ઉદાસી વ્યક્ત નહિ થાય માટે જેમ તેમ હમ્ને મ્હોંડે મોડું થવાને માટે માફી માગી હું શેઠને તપાસ માટે દાકતર અલેપ્પો પાસે લઇ ગયો. શેઠને થોડા ઘણા પ્રશ્નો પૂછી શેઠની શારીરિક તપાસ માટે દાકતર એને બીજી ઓરડીમા લઇ ગયા. પાંચ દશ મિનીટમાં તરત જ દાકતર ઉદાસીન મ્હેરે પાછા ફર્યા.

" કેમ કાંઇ ચોરી? *I beg your pardon*–શું થયું દાકતર? આમ ઉદાસ!" મેં દાકતરને અચાનક પુછ્યું

પ્રત્યુત્તરમાં દાકતરે મ્હારા કાનમા કાંઇ કહ્યું હું ચોંક્યો અને બોલ્યો. "દાકતર એ ચીજ્ને કોણ જાણવા બેઠે છે? એટલા કારણ માટે બે લાખનો વીમો જતો કરવો એ ઠીક નથી!"

દાકતરે હમીને ઊર્દ્ર ઘુરકીયું " *No, I can't.*"

વીમો નહિ ઉતરાયો માટે પોતાના દિલગીરી દર્શાવી, વળી કોઇ બીજી વખત મળવાનું જણાવી, વ્યંકળશંકર ગયા અને હું ક્રોધનો માર્યો એક વિક્ટોરીઆ કરી સીધોસટ ખીમચંદશાને ત્યા પહોંચ્યો. શેઠજી તો "રૉકીંગ ચેર"પર નિરાંતે ઝુલતા હતા!

" ઓહો, આવો આવો. કાંઇ ઉતાવળમા લાગો છો. બોલો શી ફરમાશ છે?"

" આ તમારી મ્હોકા—"

" બોલો બોલો શરમાઓ નહિ. મ્હારી મ્હોકાણ કહેવા જતા હતા ને?"

" તમારો પેલો દોસ્ત તો વ્યંઢળ છે!" એને સીધો જવાબ નહિ દેતાં હું બોલ્યો,

" હી-હી-હી-તે આજે જાણ્યું? એનું નામ જ એ બીના સૂચવે છે." ઠંડે કલજે એક ઓડકાર ખાઇને શેઠ બોલ્યા.

" પણ એવા નપુંસકોનો વીમો ઉતારવાની અમારી કમ્પનીની સાફ ના છે."

મ્હારા નાયક અને નાયિકાની સ્થિતિ આ વખતે બહુ જોખમ ભરેલી હતી મ્હેં એની પાસેથી થોડીક ખરીદી કરી પછી તો મ્હારી કથા હું ભૂલી ગયો અને અબ્દુરરહમાન અને રશિયા, અંગ્રેજો અને સરહદ ઉપરની એમની રાજ્યનીતિ, વિગેરે અનેક વિષયો ઉપર વાતો ચાલી જતી વખતે એણે મ્હને પૂછ્યું "સાહેબ, પેલી ન્હાની છોકરી ક્યાં ગઇ?"

મીનીનો ખોટો વ્હેમ-ભય-કાઢી નાખવો જોઇએ એમ ધારી મ્હેં એને બોલાવી

મીની મ્હને-મ્હારી ખુરશીને-વળગી ઉભી રહી અને એની નિર્દોષ આંખો વિકસાવી, કાંઇક ભયથી, કાંઇક આશ્ચર્યથી કાબુલી અને એના કોથળા તરફ જોઈ રહી ફેરીયાએ થોડોક સુકો મેવો એના તરફ ધર્યો પણ એ બીલકુલ લલચાઈ નહિ એ વધારે સરાયમાં પડી અને મ્હને વધારે જોરથી વળગી પડી

આ એમની પ્રથમ મુલાકાત નીવડી.

કેટલાક દિવસ ગયા એક વખતે સ્હવારમાં હું બ્હાર જતો હતો એટલામાં એક અણધાર્યો દેખાવ મ્હેં જોયો મ્હારા ઘરના દ્વાર પાસે એક બાંકડા ઉપર મીની બેઠી હતી, એના પગ પાસે-નીચે-એ જ કાબુલી બેઠો હતો અને એ બન્ને હસતા હસતા વાતો કરતા હતા! એના આખા જીવનમાં એનું કાલું કાલું, અર્થવિનાનું પણ મીઠું ભાષણ, આટલી શાંતિથી અને આટલા ધૈર્યથી સાંભળનાર એના પિતાજી વિના એને બીજું કોઈ મળ્યું ન હતું એના ન્હાનકડા હાથ બદામ, દ્રાક્ષ અને કાજુથી ભરેલા હતા આ મ્હને ગમ્યું નહિ "ત્હમે આ મેવો એને કેમ આપ્યો?" એમ મ્હેં ઠપકાભરે અવાજે ફેરીયાને પૂછ્યું અને ખીસામાંથી અડધો રૂપીયો કાઢી એને આપ્યો. કાંઇ પણ આનાકાની કર્યા વિના એણે લઇને ખીસામાં મૂક્યો

એકાદ કલાક પછી હું પાછો આવ્યો ત્યારે મ્હને ખબર પડી કે એ અડધા રૂપીયાએ તો બહુ તોફાન મચાવી મૂક્યું હતું કાબુલીએ એ મીનીને આપ્યો હતો એની બાએ એ જોયો અને રોષથી એના હાથમાંથી ખુચવી લઈ પૂછ્યું "ત્હને આ કોણે આપ્યો?"

"એ તો પેલા કાબુલીએ!" મીનીએ આનંદથી, હસતે હસતે કહ્યું એનું નિર્દોષ મન આ ક્રોધનું કારણ સમજી શક્યું નહિ

એની બા તો સ્તબ્ધ જ બની ગઈ. "કાબુલીએ આપ્યો? પણ ત્હેં લીધો કેમ?"

આ જ ક્ષણે હું ઘરમાં આવ્યો અને આ કફોડી સ્થિતિમાંથી મ્હારી મીનીને મ્હેં બચાવી લીધી. તપાસ કરતાં મ્હને જણાયું કે આ એમની બીજી કે ત્રીજી મુલાકાત નહતી બદામ અને દ્રાક્ષની બુદ્ધિપૂર્વક લાંચ આપીને એ બાળકીનો ખોટો ભય કાબુલીએ દૂર કર્યો હતો અને એમની વચ્ચે ગાઢ મૈત્રિ બંધાઇ હતી

એ એક બીજાની વિચિત્ર મશ્કરીઓ કરતા અને આનંદ પામતા એની સ્હામે બેસી, એક ન્હાનકડી રાણી હોય તેમ દબદબાથી-ગૌરવથી-મીની એના વિશાળ, મજબુત બાંધા તરફ જોઈ રહેતી, એના મુખ ઉપર સ્મિતની લહરીઓ પ્રસરી રહેતી, અને એનો એ પ્રશ્ન ફરીથી પૂછતી "ઓ કાબુલી! ત્હમારા કોથળામાં શું છે?"

અને એ એના પહાડી લોકોના ઝીણા સ્વરે નાકમાંથી જવાબ આપતોઃ "અંદર હાથી છે !" આમાં બહુ હાસ્યનુ કારણ મ્હને તો દેખાતું નહિ, પરંતુ એ મશ્કરીથી એમને બહુ આનન્દ થતો અને બન્ને ખુબ હસતાં. પ્રભુ જાણે કેમ, પણ આ બાળકીને એના વૃદ્ધ મિત્ર જોડે વાતો કરતી જોઈ મ્હને કાંઇક અજબ મોહની લાગતી !

કાબુલી પણ કાંઇ ઉતરે એવો ન હતો. મીનીના પ્રશ્નો થઈ રહે એટલે એ ધીમેથી પૂછતોઃ-" વારૂ-એ તો ઠીક; પણ બ્હેન, ત્હમે સાસરે ક્યારે જશો ?"

બંગાળામાં લગભગ બધી બાળકીઓ ન્હાનપણથી જ " સાસરૂં " એટલે શું તે સ્હમજે છે. પણ અમ્હે કાંઇક " સુધરેલા વિચારના " હતાં એટલે અમ્હારી મીનીને " સાસરૂં " હતુ જ નહિ. એટલે કાબુલીના પ્રશ્નથી એ કાંઇક ગુંચવાતી પણ મનની આ રમ્ય મુંઝવણ દેખાડ્યા વિના તુરત સ્હામો પ્રશ્ન પૂછતીઃ " પણ ત્હમે સાસરે ક્યારે જશો ?"

હવે કાબુલીને ગુંચવાવાનો પ્રસંગ આવતો. એમના લોકોમાં " સાસરૂં " એ દ્વિઅર્થી શબ્દ છે. એ શબ્દ કેદખાનાને માટે—*Euphemism*—તરીકે વપરાય છે કારણ કે સાં વિના ખર્ચે " જમાઇ"ની સારી સંભાળ રાખવામાં આવે છે. કાબુલી મ્હારી મીનીના નિર્દોષ, સાદા પ્રશ્નનો આવો અર્થ કરતો અને એકાદ કલ્પિત સીપાઇ તરફ હવામાં મુક્કી ઉગામી કહેતો " મ્હારો ' સસરો ' મ્હારી પાસે તો આવે-એને બરોબર સ્વાદ ચખાડું ! " આ સાંભળી, એના ગરીબ બિચારા " સસરા"ની અવસ્થા કલ્પી મીની ખડખડાટ હસી પડતી અને એનો વૃદ્ધ મિત્ર એમાં જોડાતો.

શરત્ કાલ ચાલતો હતો. આ જ ઋતુમાં જુના વખતના રાજાઓ દિગ્વિજય કરવા નીકળતા. હું કલકત્તાના એક ખુણામાં રહેતો હતો પણ મ્હારૂં મન આખા જગતની મુસાફરીએ નીકળી પડતું. બીજા દેશનું નામ સાંભળતાં જ મ્હારૂં હૃદય ઉછળતું. રસ્તામાં કોઈ પરદેશીને પસાર થતો જોતાં જ, એના દેશનાં પર્વતો, વનો અને ખીણો-કાંઇક નદીતીરે આવેલી એની મઢુલી, અને દૂરનાં ખેતરોમાં એનું સ્વતંત્ર, નિશ્ચિન્ત જીવન-આ બધા સંબંધી વિચારો કરતો. આ કાબુલી ફેરીયાને જોઈ, શુષ્ક શિખરોવાળા અફઘાનિસ્તાનના ભવ્ય પર્વતો, એ પર્વતોમાં આવેલી સાંકડી વાંકીચુકી નાળો, ભારથી લદેલાં ધીરે પગલે ચાલતાં ઉંટોની હારો, જુની ઢબનાં હથીઆરો સાથે દક્ષિણ તરફ મુસાફરી કરતા મ્હોટી પાઘડીવાળા કાબુલી વ્યાપારીઓનાં ટોળાં; મ્હારી માનસિક દૃષ્ટિ આગળ ખડાં થતાં અને કલ્પનાની પાંખો ઉપર સ્વપ્ન-સૃષ્ટિમાં હું ઉડતો.

કમનસીબે મ્હારી મીનીની બા બહુ પોચા હૃદયની છે. ઘણીવાર હું આમ વિચારમાં હોઉં ત્યારે મ્હારી પાસે આવતી અને "આ કાબુલીથી સંભાળજો, હોં !" એમ કહેતી. રસ્તામાં કાંઇ મ્હોટો અવાજ થાય અથવા લોકોનું ટોળું મળેલું જુએ તો- "વાઘ તો નહિ પેઠી હોય ? વાઘ આવ્યો હશે ? કાંઈ ચોર-લુટારાનું તોફાન હશે ? કે કોઇ ઈંગ્લીશ મેજર દારૂ પીને રમખાણ મચાવતો હશે ?" એમ કઇ કંઈ શંકાઓ કરતી. આટલા બધા વર્ષના અનુભવ પછી પણ

એનું બ્હીકણપણું હજી ગયું નથી એટલે આ કાબુલી તરફથી એને બહુ ભય રહેતો રાત્રે નિરાંતે ઉંઘતી પણ નહિ અને એની હિલચાલ ઉપર બરોબર નજર રાખવા મ્હને રોજ કહેતી. "ત્હમે મ્હારૂં સાંભળતા નથી પણ આના લોકો છોકરાંને ઘણીવાર ઉપાડી જાય છે. કાબુલમાં ગુલામગીરી છે ને ? આવા પ્રચંડ માણસને આવડી ન્હાની છોકરીને ઉપાડી જતા કેટલી વાર ?" એમ દલીલો કરતી

આ મ્હને બહુ સંભવિત લાગતું નહિ પણ મ્હારા ઉત્તરથી એને સંતોષ થતો નહિ અને એનો વ્હેમ એવો ને એવો જ રહ્યો કાંઈ સબળ કારણ વિના કાબુલીને આવતો અટકાવવો અમ્હને ઠીક ન લાગ્યું પરિણામે એમનો પરિચય દિન પ્રતિદિન ગાઢતર થતો ગયો

દર વર્ષે, પોષ માસમાં, એકવાર રહમાન-કાબુલી પોતાને દેશ જઇ આવતો એટલે આ માસમાં, ઘેર ઘેર ફરી, ન્હાની ન્હાની ઉઘરાણીઓ કરી પોતાનું લ્હેણું ભેગું કરવામાં એનો બહુ વખત જતો પણ આ વર્ષે તો ગમે તેમ કરીને પણ મીનીને મળવા આવવાનો એને અવકાશ મળતો રવિવારમાં ન અવાય તો સ્હાંજે-પણ આવ્યા વિના રહેતો નહિ

આ ભવ્ય, ઢીલા ઝબ્બાવાળા, દરિદ્રી જેવા કાબુલીને એકલો જોઇને હું પણ કોઇક વાર વ્હેમાતો પણ એટલામાં તો "ઓ કાબુલી કાબુલી !" એમ બુમો પાડતી મીની બ્હાર આવતી અને એ બન્ને જણ પાછા હસતા રમતા, મશ્કરીઓ કરતા, વાતોમાં પડતા. તે જોઇ-મ્હને પણ પાછો વિશ્વાસ આવતો, મ્હારો વ્હેમ ઉડી જતો.

એ કાબુલ જવાનો હતો ત્હેના થોડા દિવસ પ્હેલાં, મ્હારા અભ્યાસગૃહમાં બેઠો બેઠો હું લખતો હતો ટાઢી પુષ્કળ પડતી હતી બારીમાંથી પ્રભાતના બાલ સૂર્યનાં કૂણાં કિરણો આવી મ્હારા પગ ઉપર પડતાં હતાં અને આનંદજનક લાગતાં હતાં આઠેક વાગ્યા હતા અને રસ્તામાં લોકોની આવજા શરૂ થઇ હતી ઓચિંતો રસ્તામાં મ્હેં મ્હોટો અવાજ સાંભળ્યો બ્હાર જઇ જોયું તો રહમાનને બે પોલીસના સીપાઇઓએ પકડ્યો હતો-એકના હાથમાં છરી હતી; રહમાનના ઝભ્ભા ઉપર લોહીના ડાઘા હતા એમની પાછળ લોકનું ટોળું મળ્યું હતું. બે ત્રણ જણને પૂછતાં મ્હને બધી વિગતો મળી રહમાને કોઇકને એક રામપૂરી શાલ ઉધાર આપી હતી આજે એની કિંમતની ઉઘરાણી કરવા એ ગયો ત્યારે "મ્હેં તો શાલ લીધી જ નથી !" એમ એ જુઠ્ઠું બોલ્યો રકઝકમાં ઉશ્કેરાઇ જઈ, રહમાને એને ઘાયલ કર્યો હતો હજી પણ એનો ગુસ્સો ઉતર્યો ન હતો અને મ્હોટેથી બુમો પાડી પોતાની નિર્દોષતા સાબીત કરવાનો પ્રયત્ન કરતો હતો. એટલામાં મ્હારા ઘરની બારીએ મીની આવી અને "ઓ કાબુલી ! ઓ કાબુલી !" એમ બુમો પાડવા માંડી. એને જોતાં જ રહમાનનો આવેશ શાંત પડી ગયો અને એના મુખ ઉપર સ્મિત ફરી વળ્યું. આજે એને ખભે કોથળો હતો નહિ એટલે રોજની પેઠે અંદરના હાથી વિષે ચર્ચા થઇ શકે એમ ન હોતું. એટલે મીનીએ તુરત રોજનો એનો બીજો પ્રશ્ન પૂછ્યો "ત્હમે સાસરે જાઓ છો ? "

રહેમાન હસ્યોઃ " હા, બ્હેન હું સાસરે જાઉં છું." પણ આ ઉત્તરથી મીનીને કાંઈ ખાસ હસવું આવ્યું નહિ, એટલે પોતાના બેડીવાળા હાથ ઉંચા કરી કહ્યું: "મ્હારા 'સસરા'ને બરોબર સ્વાદ ચખાડત, પણ શું કરું? આ મ્હારા હાથ છુટા નથી."

ઘાતકી હુમલો કર્યાનો ગુન્હો પૂરવાર થયોઃ અને રહેમાનને કેટલાક વર્ષના કેદખાનાની સજા થઈ.

વર્ષો પસાર થયાં અને કાબુલી ભુલાઈ પણ ગયો અમ્હારા નિયત સ્થાનમાં અમ્હારૂં રોજનું જીવન નિયમિત રીતે ચાલ્યુ જતુ હતુ, અને એક વખત પર્વતોમાં સ્વતંત્ર જીવન ગાળનાર રહેમાન અત્યારે કેદખાનાની ચાર ભીંતો વચ્ચે એના દિવસો ગાળતો હશે એ વિચાર પણ અમ્હને ક્વચિત્ જ આવતો. મ્હારી મીની પણ એના જુના મિત્રને ભૂલી ગઈ! એના જીવનમાં નવા સબંધો બંધાયા. એ મ્હોટી થઈ એટલે સ્વાભાવિક રીતે એનો ઘણોખરો સમય એની સમવયી સખીઓ સાથે જતો હવે એ પ્હેલાની માફક એના પિતાજીની પાસે આવીને વિવિધ પ્રકારના ગાંડા ઘેલા પ્રશ્નો પૂછતી નહિ એની સાથે વાત કરવાનો પ્રસંગ પણ મ્હારે તો હવે કોઈક જ વખત આવતો

કેટલાંક વર્ષો ગયાં પાછી શરદૃઋતુ આવી અને અમ્હારી મીનીનુ લગ્ન કર્યું "દુર્ગાપૂજા"- ઉત્સવોના દિવસો નક્કી થયા. પિતાનું ઘર સદાને માટે છોડી મ્હારી મીની-મ્હારા ઘરનો દીવો-પતિગૃહે વિદાય થશે એ વિચારે હુ દિલગીર થયો.

સુંદર પ્રભાત હતુ. વર્ષાદનું ઝાપટુ પડી ગયુ હતુ અને હવા જાણે સ્નાન કરી શુદ્ધ થઈ હોય એમ લાગતું હતુ. સ્હવારથી જ અમ્હારા ઘર આગળ નગારા અને શરણાઇઓ વાગતી હતી. મ્હારૂં હૃદય ધબકતું હતું. ભૈરવીનો સુર સાંભળી, પાસે આવતા વિયોગનુ દુ ખ વધારે તીવ્ર થતું હતું. આજે રાત્રે મ્હારી મીની મ્હારી મટી બીજાની થવાની હતી.

સ્હવારના પાંચ વાગ્યાથી ઘરમાં ધમાલ મચી રહી હતી લગ્નમંડપ બંધાઈ ગયો હતો અને સ્થળે સ્થળે ઝુમ્મરો લટકાવી દીધા હતા સગાંવ્હાલાંઓની આવજા પુષ્કળ થતી હતી અને ધામધુમનો કાંઈ પાર ન હતો. કેટલાક હિસાબ તપાસતો હુ મ્હારા અભ્યાસગૃહમાં બેઠો હતો એટલામાં કોઈક અંદર આવ્યુ અને વિનયથી સલામ કરી દુર ઉભુ રહ્યુ મ્હેં ઉંચુ જોયુ. એ તો રહેમાન-કાબુલી હતો! એને ખભે કોથળો ન હતો; એના વાળ ટુંકા હતા, એની પ્હેલાંની શક્તિ હવે અર્ધી પણ રહી ન હતી. મ્હેં એને ઓળખ્યો અને એ ભોળભર્યું હસ્યો.

"રહેમાન! ત્હમે ક્યારે આવ્યા?" મ્હેં પૂછ્યુ.

"ગઇ કાલે રાત્રે જ હું કેદખાનામાંથી છુટ્યો" એણે નીચું જોઈ કહ્યુ.

આ શબ્દો મ્હારા કાનને કર્કશ લાગ્યા. કોઈ પણ ગુન્હેગાર જોડે મ્હેં મ્હારા આખા જીવનમાં વાત કરી ન હોતી;—આ ભાન થતાં મ્હારૂં હૃદય સંકોચ પામ્યુ અને આવા શુભ દિવસે એ અકસ્માત્ આવી ચઢ્યો ન હોત તો ઠીક થાત એમ મ્હને ક્ષણભર થયું.

"હ—જુઓ ને; ઘરમાં લગ્નવિધિ ચાલે છે અને હું બહુ કામમાં છું. આ તરફ આવો તો કોઈક વાર આવજો—નવરાશે." છેલ્લા શબ્દ ઉપર સ્હેજ ભાર મૂકી મ્હેં કહ્યું.

રેહમાન મ્હમજ્યો: જવાને પાછો ફર્યો પણ દ્વાર આગળ પ્હોંચતાં સ્હેજ ખમચ્યો અને કહ્યું: "સાહેબ, પેલી છોકરીને હું જરા મળું?" મીની હવે મ્હોટી થઈ હશે એ ખ્યાલ પણ એને નહિ આવ્યો હોય. એ તો હજી એમ જ ધારતો હતો કે પોતાને જોઈ મીની "ઓ કાબુલી! કાબુલી! એમ બુમો પાડતી બ્હાર આવશે અને પૂર્વની પેઠે એની સાથે બેસી, હસતી રમતી ગાંડી ઘેલી વાતો કરશે. આ આશાયે, ગત દિવસોના સ્મરણમાં કોઈક કાબુલીભાઈ પાસે થોડી બદામ અને દ્રાક્ષ એ માગી લાવ્યો હતો અને એનું સંભાળથી પડીકું બાંધી, મીનીને આપવા આણ્યું હતું.

"મીની તો ઘરમાં કામમાં હશે—વિધિમાં રોકાયલી હશે આજે તો એ નહિ મળી શકે"—મ્હેં કહ્યું.

એનું મોઢું ઉતરી ગયું. મ્હારી તરફ દયાભરે મુખે ક્ષણભર જોઈ રહ્યો, અને પછી "શેઠજી! જાઉં છું" કહી ગયો.

કેદખાનામાંથી છુટી, પોતાની નિરાધાર સ્થિતિનો સ્હેજ પણ વિચાર કર્યા વિના, મ્હારી મીની માટે એ દ્રાક્ષ અને કાજુ માગી લાવ્યો હતો એ વિચાર આવતાં મ્હને એની દયા આવી. એનો આમ તિરસ્કાર કરવામાં મ્હેં ભૂલ કરી—એમ મ્હને ભાન થયું અને પાછો બોલાવવાનો હું વિચાર કરતો હતો એટલામાં તો એ પોતે જ અંદર આવ્યો. મ્હારી છેક પાસે આવી, પડીકું ટેબલ ઉપર મૂકી કહ્યું. "શેઠજી—આ મ્હેં એને માટે આણ્યું હતું: જરા એને આપી દેશો?" એની આંખો મ્હને આંસુ ભીની લાગી.

પડીકું મ્હેં સ્વીકાર્યું અને કાંઈક પૈસા આપવા હું ઉઠ્યો પણ એણે મ્હારો હાથ ઝાલ્યો. "શેઠજી! તમારી મ્હેરબાની છે, મ્હારે પૈસા નથી જોઈતા—ફક્ત મને કોઈક વખત યાદ કરજો. તમારે ન્હાની છોકરી છે—મારે પણ મારા ઘરમાં એના જેવી જ ન્હાની બાળકી છે: એનું સ્મરણ હું કરૂં છું અને મીની બ્હેનને માટે હું આ લાવું છું—નફાની આશાયે નહિ; હોં!" એનો અવાજ સ્હેજ રોષભર્યો હતો.

આટલું બોલી એણે એના ઢીલા મ્હોટા ઝભ્ભાના ખીસામાં હાથ નાખી એક ચોળાઈ ગયેલો, મેલો કાગળનો કટકો બ્હાર કાઢ્યો. બહુ સંભાળપૂર્વક એને ઉકેલ્યો અને ટેબલ ઉપર મૂકી એને સરખો કર્યો. એના ઉપર કોઈ બાળકના હાથના વાંકા ચુકા અક્ષરો હતા. ન હતી કોઈની છબિ કે ન હતું કોઈ સુંદર ચિત્ર—ફક્ત શાહીના ડાઘાવાળો, ન્હાનો એક પત્ર! કલકત્તામાં રસ્તે રસ્તે ફરી પોતાનો માલ વેચતો ત્યારે પણ એની બાળકીનો આ પત્ર એના હૃદયની પાસે જ એ રાખતો.

મ્હારી આંખોમાં આંસુ આવ્યાં. એ બિચારો એક ગરીબ કાબુલી ફેરીઓ છે એ સત્ય હું ભુલી ગયો. એ પણ એક પિતા હતો—એને પણ પ્રભુએ લાગણીઓ આપી હતી

દૂર પર્વતોમાં રહેતી એની "પાર્વતી" નો પૂત્ર જોઇ મ્હને મ્હારી મીની સાંભરી

તુરત જ અંદરથી, બુમ પાડી, મીનીને મ્હે બોલાવી સ્ત્રીવર્ગ આખો બન્યો–કંઈ કંઇ વાંધા કાઢ્યા પણ મ્હે દરકાર કરી નહિ. મીનીએ લગ્નદિવસની લાલ રેશમી સાડી પ્હેરી હતી. કપાળે ચંદનનો લેપ કર્યો હતો અને યુવાન કન્યાને યોગ્ય સર્વ આભૂષણો ધારણ કર્યાં હતા. એ બ્હાર આવી અને મંદ સ્મિત કરતી, લજ્જાથી નીચુ જોઇ મ્હારી પાસે ઉભી રહી.

એને જોઇ કાબુલી સ્તબ્ધ બન્યો. ગત વર્ષોનો પરિચય હવે અશક્ય છે એમ રહમત્ સમજ્યો અને અંતે હસીને પૂછ્યું " બ્હેન ! ત્હમે સાસરે જાઓ છો ? "

પણ મીની હવે " સાસરા"નો અર્થ સમજતી હતી એટલે ન્હાનપણમા જે ઉત્તર આપતી તે હવે આપાય એમ નહોતુ. કાબુલીનો પરિચિત પ્રશ્ન સાભળી, એના સુદર મુખ ઉપર લાલી ચઢી આવી અને લજ્જાથી હસતી હસતી, નીચુ જોઈ રહી.

એમના પ્રથમ મેળાપનો દિવસ મ્હને સાભર્યો અને મ્હારૂ હૃદય ખિન્ન થયું. મીની પાછી અદર ગઈ એટલે રહમાને એક ઉંડો નિ શ્વાસ મૂકયો, અને નીચે જમીન ઉપર બેસી ગયો. પોતાની બાળકી પણ હવે મ્હોટી થઇ હશે અને એની સાથેનો સબંધ પાછો ફરીથી બાંધવો પડશે એ વિચાર એને ઓચિંતો સ્ફુર્યો આ આઠ વર્ષોના લાંબા અતરમા એનું શું થયું હશે એ વિચારે એ ગમગીન બની ગયો

હર્ષો સૂર્યપ્રકાશ સર્વત્ર ફેલાઈ રહ્યો હતો. શરણાઈઓ અને વાજાં વાગવા માંડ્યા અને ઘરમા લોકોની આવજા વધી પણ આ બધા ઉત્સવ અને ઉત્સાહ વચ્ચે બેઠેલા રહમાનને તે ફક્ત અફઘાનિસ્તાનના ઉજ્જડ પર્વતો જ દેખાતા હતા.

એની દશા જોઇ મ્હને બહુ દુ ખ થયું. મ્હે થોડી નોટો કહાડી એના હાથમાં મૂકી: " ભાઈ રહમાન ! જાઓ ત્હમારે દેશ પાછા ફરો–ત્હમારી " પાર્વતી"ને મળો. એ પણ હવે લગ્નને લાયક થઇ હશે. એને સુખી કરી, મ્હારી મીનીને સંભારજો–અને એને આશિર્વાદ દેજો–જાઓ !"

આટલું સત્કાર્ય કર્યા પછી મ્હારે કેટલાંક ખર્ચો ઓછાં કરવાં પડ્યાં "વિજળીની રોશની" અને " મીલીટરી બેંડ"ની કરેલી ગોઠવણ રદ કરી સર્વ સ્ત્રીવર્ગ નિરાશ થયો. કંઇ કંઇ ટીકાઓ કરી; અનેક રીતે પોતાનો અસતોષ જાહેર કર્યો પરંતુ " દૂર દેશમાં, એક પિતા પોતાની એકની એક બાળકીને આઠ વર્ષ પછી મળી સુખી થશે–એક ગરીબ કુટુંબમા આનંદ ફેલાશે " આ વિચારે મ્હારી મીનીનો લગ્નોત્સવ વધારે સારી રીતે ઉજવાયો છે એમ મ્હારા હૃદયને લાગ્યું.*

---

* ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરની એક કથાનો અનુવાદ

પૃથુરાજ ચૌહાણ ને ચંદબરદાયી. રૂ૦ ૨–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

છ આપણા સૌનો મત ખન-વેનસરનો નાશ કરવાનો આખા રોહીડખોરા, વેનસ ખોરાનો નાશ કરવાનો છે, મારા વીરો, તે કાર્ય પાર પાડવા માટે આપણે મજબુત પુરાવા મેળવવા પડશે શાહ પુરાવા માગે છે તે મેળવવા સહેલો અને સરળ ઉપાય મને એક સુઝયો છે—એક તો આ સુજાન ઉત્સાહી સરફોજીને વેનસરમા પડેલ આપણી ટુકડીનો, અને અહીંથી ત્યા મોકલવાના સૈન્યનો સેનાધિકારી બનાવવો કેમ કે તે ગોરે અને બાદલ બન્નેની એકાદનો વફાદાર વીર છે, તેમ બાદલ સાહેબને પણ ત્યાના દેશમુખ સાથે જુનુ વૈર છે"

...ઇદ આશ્ચર્યથી પણ આનંદથી સરફોજીએ નમન કર્યુ રોહીડખોરાના સૈન્યનુ સેનાપતિપણુ! અહાહા કેટલો આનંદ! પોતાના મોશાળનુ વેર લેવાનુ કાર્ય પોતાને જ સોંપાયુ પછી આનન્દનુ તો પુછવુ જ શુ રહ્યુ? સરફોજીએ આનન્દસરોવરમા પોતાને સ્નાન કરતો જોયો!

આ સભામાના કેટલાક મુસલમાન અને કેટલાક મરાઠા સરદારો તેને એ એક આવી મહાન સત્તા મળવાથી તેના તરફ અદેખાઇથી અને આશ્ચર્યથી જોવા લાગ્યા

થોડીવાર અટકી પુન ખાને બોલવાનુ શરૂ "હું—"અને બીજી ગોઠવણ જે મારા મનમા છે, તે, મારા મિત્ર, અને સર્વ મારાઠાના અતિ દેશમુખ બાદશાહના ખાસ વફાદાર સરદાર કૃષ્ણાજી નાયક બાદલસાહેબ અને તેમના વફાદાર પુત્ર ચાણાક્ય પુત્રી સકવારબાઇની અનુમતિ—મદદ વગર પાર પડે તેમ નથી, તે હુ સમજુ છુ" આ ઉપરથી સૌ ખાન અને બાદલ સામે જોવા લાગ્યા ખાને તેમના તરફ જોતા કહ્યુ—' આપણી હાલની ઇચ્છા—ઉમેદ—શિવાજીને સપડાવવા—વેનસરનો ધ્વંસ કરવાની છે એ આપણી પરમ—ઇચ્છા—ઉમેદ પાર પાડવાના ઉપાય માટે એક હથીઆરની જરૂર છે મારી ખાત્રિ છે કે શિવાજી મરાઠા હાથપગ હલાવ્યા વિના નિરાતે બેઠો નથી તે તો અત્યારે રોહીડખોરાના પહાડી પ્રદેશમા જ ભમે છે નહી—કદાચ વેનસર માથે હોય—ત્યા પોતાનુ કામ ચલાવતો હશે! શુ આટઆટલા મહાપરિશ્રમથી મેળવેલો ...રેલો દ્રવ્યસંચય, શૂરવીર સૈન્યની અને હથિઆરની ભરચક સામગ્રી પોતાના વીર હાથમા મોજુદ હોવા છતાએ બગાવાનો ઉપયોગ કરી લેતા તે ચુકે? નહી જ! ત્યાનો એકેએક માણસ બગાવાખોર છે દગો, ફટકો અને પ્રપંચ—લૂંટથી નિડરતાથી રાજ્ય ચલાવે છે આપણા જાસુસો ઉપરની ખબર આપે છે, પણ પાકી ખબર મેળવી શકતા નથી ત્યાના લોકો ઘણા હુશીયાર અને ખબરદાર છે તેઓ વળી કપટી રીતે, ઘણી નમ્રતાઇથી અને સ્નેહથી દાવ ખેલે છે આ બંડખોર ગામ વચ્ચે, આપણે એક ઘણો વફાદાર, ને અને બાદશાહત તરફ ખરી લાગણી ધરાવનાર માણસ રાખવાની ઘણી અગત્ય છે, આ ફિતુરીઓના ઘરમાથી સર્વ બાતમીઓ આપણે મેળવી શકીએ તો થોડા વખતમા બાદશાહને આપણે ખાત્રિ કરી આપી શકીશુ અને આ દગાખોર ફિતુરી પ્રદેશના દગાના અને અનેક ભયંકર કાવાદાવાના પુરાવાઓ મિર્જાપુર ગ્રાના કરી શકીએ। મારા માનવતા સનાહમરો, તમારામાના કેટલાક વિચારતા પણ હશો કે મેં અત્યારે તમારી સમક્ષ રજુ કરેલી આ મહાન્ યોજનાને મ્હારા મિત્ર આપણી શહેનશાહતના વફાદાર દાસ બાદલસાહેબની પુત્રીના લગ્ન સાથે શુ સંબંધ છે? બાદલસાહેબ સાથે બધી વાત કરી મેં ગોઠવણ કરી છે કે વેન—

સરમા એક પ્રખ્યાત અને જુના સુપ્રસિદ્ધ ઘરાણામાં–કુટુંબમાં તેનાં લગ્ન કરવાં તે ખરી વફાદાર છે. તે અમને આપણી બાદશાહત સામે થતા દરેકે દરેક કાવાદાવાની 'ખબર' આપતી રહેશે; અને શિવાજીને ફસાવવાને અને તેને આપણા હાથમાં લાવવા તે એક જબરદસ્ત મુખ્ય હથીયારરૂપ થશે; તે સાધુને લલચાવી પકડાવશે અને બિજાપૂરના વીરસૈનિકોના હાથમાં યથેચ્છ વેલસર–રોહીડખોરા સોંપવાની કારણભૂત થશે અને સાથે સાથે બાંદલનુ પુરાણું વૈર પણ વળશે."

એટલુ બોલી ખાને હાથ અફાળ્યા–આ ખાન જે ધારે તે કરે એવો નિશ્ચયી માણસ હતો, તેમાં શંકા જેવું નહોતુ; અને તેની યોજનાઓ વિરૂદ્ધ કોઇપણ મત દર્શાવે કિંવા તેની સામે થાય તો તેનો પીછો લેવા, તેને જડમૂળથી ઉખેડી નાખવા પાછી પાણી કરે નહી એવો એ મદથી ભરેલો અને ક્રૂર હતો. એટલે કોઇએ પણ તેની વચ્ચે બોલવાનુ વ્યાજબી ધાર્યું નહી. સરફોજી તો આ વચનો સાંભળી આભો જ બની ગયો–સજ્જડ થઇ ગયો ! પ્રથમના ઉમેદ, ઉત્સાહ અને આનંદ તેના મુખપરથી ઉડી ગયા. પોતાનો આવેશ–ક્રોધ માંડ માંડ તે દબાવી રહ્યો.

"ઘણો જ વખાણવા લાયક ઉપાય" આમીન બોલી ઉઠ્યો —"એ જ ખરો માર્ગ છે."

આવા પ્રસંગોમાં હમેશ બનતું તે પ્રમાણે અત્યારે પણ થયુ ખાન હુકમો ફરમાવતો, યોજનાઓ ઘડતો, દર્શાવતો, આમીન તેનુ સમર્થન કરતો, મળતો થતો; બલ્લાલ હમેશ તે અમલમાં મૂકવા તૈયાર, અને બીજા હાજી હા કરનાર માત્ર પુતળારૂપ હતા. સરફોજીથી હવે વધુ વખત મુંગા રહેવાઇ શકાયું નહી તે મનમા આવતો ક્રોધ–આવેશ દબાવતો બોલ્યોઃ—"પણ આ મહાન્ યોજનામાં સકવારબાઇની સલાહ લેવાઇ છે કે ?"

"મ્હારી પુત્રી, સરફોજી !" બાદલે મગરૂબીથી ઉત્તર આપ્યો —"તે ખરી બાંદલની પુત્રી છે. મ્હારી ઇચ્છા, મ્હારી આજ્ઞા ઉઠાવવા તે હમેશ તત્પર છે તે પોતાના શાહ તરફ વફાદાર, પોતાના શત્રુ કોણ અને મિત્ર કોણ તે પૂરેપૂરી જાણનાર છે. તે શિવાજી અને તેના મળતીયાઓને ખરા મનથી ધિક્કારનાર છે. ખાનસાહેબની દરેક ઇચ્છા પ્રમાણે જ થશે."

સરફોજી મુંગો રહ્યો. બાદલના આ શબ્દો તેને તીક્ષ્ણ બાણની માફક ભોંકાયા આ શબ્દોએ તેનાં સુખસ્વપ્નો, તેની ઉમેદો–આશા–ને સખ્ત ફટકો માર્યો. તેણે નિરાશા અને ગુસ્સામાં દબાવેલો નિ:શ્વાસ નાખ્યો. સકવારબાઇ ઘણી હુશીયાર હતી, ઘણી લાવણ્યવતી હતી. તેને ખરા અંતઃકરણથી તે ચ્હાતો હતો. તેમની વચ્ચે પ્રેમ થયો હતો; તેને ભવિષ્યમાં પોતાની પત્ની બનાવવાની એને આશા હતી. પણ અત્યારે પોતાના મનમા રમતા વિચારો, પોતાને કેવો સખત ફટકો પડ્યો છે તે તેના પિતાને જણાવા દેવાનુ ડહાપણ ભરેલું તેને લાગ્યું નહી. તેણે હવે આ મસલતમા આગળ પડતો ભાગ લીધો નહી. પણ બદલામાં નીચે દર્શાવેલા–પુછેલા પ્રશ્નથી તેના કાન ચમક્યા, અને તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો

"પણ ખાનસાહેબ, એવા ક્યા ક્રમભાગ્યશાળી પુરૂષને આ ચતુર સકવારબાઇના સ્વામિ તરીકે આપે નક્કી કર્યો છે ?"

"બીજો કોણ ? મેડીકખોરાના દેશમુખ કાન્હોજી જેધેનો પુત્ર" ખાને ઉત્તર આપ્યો.

'પણ ? જેધનો પુત્ર ! અરે, આખા રોહીડખોરામાં સૌથી વધારે કાવત્રાખોર, બડખાર ફુટલ હોય તો તે એ જ છે' આમીને કહ્યું 'પિતા તો ઠીક છે, તેમ જ મ્હોટો પુત્ર માલ્જી-હા, તે દારૂડીયા, ઉચ્છૃંખલ મોજીલો, રખડેલ છે, પણ ન્હાનો પુત્ર અને તેની માતા શિવાજીના ભગતીયા છે એક કરતાં વધારે વખત મને તેની બાતમી મળી છે"

'મન્હોજી જો' ખાને ઉત્તર આપ્યો 'રોહીડખોરા, વેળનડખોરાનો દેશમુખ છે તે વફાદાર છે, તેની સ્ત્રી પણ સારી છે કુટુંબ પણ બહુ પુરાણું અને આબરૂદાર છે તેની માવળમાં સારી વગ છે હજુ સુધી તમની વચ્ચે આવવાનું વ્હાજબી ધરાયું નથી પણ મ્હારી યોજનાઓ ધ્યાનમાં રાખી મેં એક બે વખત તે માણસને ખાનગી રીતે સખત ચેતવણી આપી છે, તેથી તે ખરેખરો ડરી ગયો છે તે માન મળવા આવ્યો હતો, મેં તેને વાતોમાં ને વાતોમાં અંગના પાછલા સર્વ વૈર ભૂલી જવા અને તેના એક પુત્ર સાથે બાદલ-સાહેબની કન્યાના લગ્ન કરવાની મ્હારી ઇચ્છા દર્શાવી. તેનામાં ના પાડવાની તાકાત નહોતી-ઘણી નમ્રતાથી મ્હારી માગણીનો તેણે સ્વિકાર કર્યો

"કઇ સરતોએ લગ્નનો પ્રશ્ન તેની સમક્ષ મૂકવામાં આવ્યો ?' વણગોજીએ પ્રશ્ન કર્યો.

"સરતો ?" ખાને તિરસ્કારપૂર્વક કહ્યું -'આપણું આ આપણી દયાથી-આપણી પ્રબળ સત્તા નીચે જ ડાઈ રહેવા જ નિર્માણ થયેલી પ્રજાને ફરમાવીએ તેમાં સરતો અને કરારો દર્શાવવાના શા ? ને માટે ? આપણે ફરમાવીએ તેનો તેમણે અમલ કરવો જ જોઈએ નીચી મૂંડીએ એ ખુન કરવું જોઈએ એ આપણા ગુનામે છે, આપણી સત્તાને હમેશાં આધીન છે ખુદાએ એમનો જીવ આપણને સોંપ્યો છે એમની ઇચ્છાનો તો આપણે વિચાર પણ કરવાનો નથી, સમજ્યા ? મેં દેશમુખને કહ્યું કે આ લગ્ન થવા જોઇએ એ મ્હારી ઇચ્છા છે બસ એ જ પુરતું હતું-ખાનની ઇચ્છા-એ ખુદાના ફરમાન-સામે થવામાં જહાન્નમનો જ માર્ગ ખુલ્લો થાય'"

"ત્યારે હવે તરતમાં આ લગ્ન થશે ?"

"હા, તરતમાં' ખાને કહ્યું -"બાદલ સાહેબ પોતે મને વેનમર જશે અને ત્યાં આ મન્નેનું વેશવાળ જાહેર કરશે અને એક અઠવાડીયામાં તો ત્યાં ધામધુમથી લગ્ન થશે શાદી ફરમાઈ છે, મ્હારી સલાહ છે, બાદલ સાહેબની અનુમતિ છે દેશમુખ ના પાડી શકતો નથી, ખુદ અન્વારબાઈ પોતે તૈયાર છે, પછી ઢીલ શું કરવાને જોઇએ ? આપણી યોજના પાર પડશે-સક્વારબાઇ ખરેખર નસીબદાર છે કે બાદશાહની મહાન સેવાનું કાર્ય તેને હાથે થશે આપણી શહેનશાહતના શત્રુ ખરે જ નાબુદ થશે ઇન્શાહઅલ્લા!'

તેના સલાહકારોએ "હામર"નું ડોકું હલાવ્યું અને તેના વખાણ મિઠ્ઠી જબાનમાં કર્યાં, અને થોડા વખતમાં ખાનસાહેબે જવાહીરવાળી પોતાની વીંટીઓથી ભરેલી આંગળીઓવાળો હાથ હલાવી સત્તા કરી કે આજની સભા પૂર્ણ થઈ તરત વિજળ પેઠે સભાસદો ઉઠ્યા, અને ખાનસાહેબની રજા લઇ રવાના થયા માત્ર આમીન, બાદલ અને ખાનસાહેબ પાછળ દરબારમાં રહ્યા અને તેમની વચ્ચે કાંઇ ગુપ્ત મંત્ર ચાલ્યો —ચાલુ

# ઉષા--"સ્વરાજ્ય પ્રતિજ્ઞા."



મકવારે...તેનો હાથ પકડ્યો.

સમાલોચક, ] પૃષ્ઠ ૨૨૨ [ એપ્રીલ ઈ. સ ૧૯૧૯.
ત્રૈમાસિક ] ચિત્રકાર—રા. રવિશંકર રાવળ.



મિ બેન્જામીન ગાય હૉર્નિમેન

લોકશાસનના સિદ્ધાન્તના પ્રતિપાદક વર્તમાનપત્ર મી બોમ્બે ક્રોનિકલના
બાહોશ અને નિડર તંત્રી

—ઇગ્લાંડખાતે દેશપાર થયા તા ૨૬ મી એપ્રીલ ૧૯૧૮ શનિવાર.

Photo by the Courtesy of
Messrs Devare, Bombay




પુસ્તક ૨૪ મું, ] એપ્રીલ, ઈ. સ. ૧૯૧૯. [ અંક ૪.

# મિ. હોર્નિમેનનો દેશનિકાલ.

લેખક –રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

ભારતવર્ષના અર્વાચિન ઇતિહાસના પૃષ્ઠ અનેક ચિરસ્મરણીય દુઃખદ પ્રસંગોથી ચિતરાઇ રહ્યાં છે. ભૂતકાલમાં–છેલ્લા પચાસ વર્ષમાં–કદિ ના અનુભવેલી એવી દુષ્કાલ આદિની ભયંકર પરિસ્થિતિઓ કોઇ અપૂર્વ અશાન્ત અવસ્થામાંથી હિન્દ આજ ચાર માસથી પસાર થાય છે. એ ચાર માસનો ઇતિહાસ અનેક રીતે દુઃખદ અને અશાન્ત વધુ બન્યો છે. આ ન્હાના સરખા સમય-યુગમાં શ્રીમાન્ સરકારના નિયોજિત કેટલાક અમલદારબન્ધુઓએ જ્યારે પોતાને જ મનગમતી રાજ્યનીતિ એક તરફથી સ્વીકારી છે ત્યારે બીજી તરફથી હિન્દની ગાંડી પ્રજાના અમુક વર્ગે પોતાના ભયંકર કૃત્યોથી દેશમાં ખળભળાટ ઉભો કર્યો છે. સદ્ભાગ્ય છે કે હિન્દના શિક્ષિત વર્ગે આ ઘોર કર્મ સ્હામે બહુ શાન્તિ અને વિરોધ દર્શાવ્યા છે એટલું જ નહિં પરન્તુ અશિક્ષિત પ્રજાજનોએ કરેલાં આ કૃત્યને મ્હેજ પણ તેમણે સાહાય્ય આપી નથી. પ્રજાનું લોહી સામાજિક, આર્થિક અને રાજકીય કારણોવશાત્ જ્યારે ઉકળી રહ્યું છે તેવા કટોકટીના પ્રસંગે અમલદાર બન્ધુઓ અને દેશના શિક્ષિતજનોને શિર પરસ્પરની સહાયથી એક સાથે રહીને દેશમાં શાન્તિ અને સુલેહ સાચવવાનું પરમ કર્તવ્ય ઉભું થાય છે. પરન્તુ કમભાગ્ય છે આ દેશનું કે બ્યુરોક્રસીની સંકુચિત રાજ્યનીતિના સિદ્ધાન્તો દેશના શિક્ષિત વર્ગને સંમત થઇ શકે તેમ નથી હિન્દનું સાચું હૃદય જાણવાની એ સત્તાધિકારીબન્ધુઓને બહુ અગત્ય લાગતી નથી એ વાતપર શોકાશ્રુ પાડ્યા વિના રહી શકાતું નથી કારણ એ હૃદય બતાવનાર તરફ શંકાની દૃષ્ટિથી જોવાય છે મિ. હોર્નિમેન અધિકારીઓની દૃષ્ટિમાં ભયંકર ગણાયા છે, ને તેમના લેખો રાજ્યમાં સુલેહ શાન્તિનો ભંગ કરનાર

જણાયા છે પરિણામે મિ હૉર્નિમેનને ગઈ તા ૨૬ મી એપ્રીલે મુંબાઈ સરકારે સરકારની સંમતિથી-હિન્દની બહાર મોકલી દીધા છે અમ્હને આ પગલાની સ્હામે સમસ્ત હિન્દની પ્રજાએ સખ્ત વિરોધ દર્શાવવાની જરૂર જ લાગે છે નહિં-પણ તત્કાળ દેશમાં ઉભી થતી આ અશાન્તિ માટે અમલદારવર્ગ ડરતા હશે કેમકે સાચો હિન્દીજન વધારે દુભાયો છે-દુભાય છે અને દુભાશે અમ્હારા પુનિત ભારતવર્ષમાં શાન્તિ અને સુલેહ, અને એમાં અને જાતિઓ વચ્ચે પરસ્પરની મિત્રતા અને સમભાવ સચવાય એ હરેક સાચો હિન્દીજન ઇચ્છે છે મિ હોર્નિમેન આવા જ એક હિન્દીજન હતા એક સાચા અગ્રેજ વીર વત તેમ મિ હૉર્નિમેન હિન્દમાં વર્ત્યા છે અને એવા સત્પુત્રને જન્મ આપવા માટે તો બ્રિટનને અભિમાન લેવાનું છે.

આપમુખત્યાર અમલદારો અને ઍંગ્લો-ઇન્ડિયન પત્રોના વિશાળ સમૂહ સ્હામે પ્રજાનો મજબૂત અવાજ પોકારનાર એક હિન્દીપત્રની અગત્ય આપણા માનનીય સર ફિરોજશાહે બહુ વર્ષો પહેલાં જોઈ હતી અને પરિણામે ૧૯૧૩ ના માર્ચ માસમાં 'ધી બોમ્બે ક્રૉનિકલ' પત્રની સ્થાપના કરી મિ હૉર્નિમેને તે પહેલાં કલકત્તામાં ધી 'સ્ટેટ્સમેન' પત્રમાં સહતંત્રી તરિકે આઠ વર્ષ પર્યંત કામ કર્યું હતું અને સર ફિરોજશાહની પસંદગી મિ હૉર્નિમેનપર ઉતરી અને એ પસંદગી મિ હૉર્નિમેને આ છ વર્ષમાં સપૂર્ણ રીતે સાર્થક કરી બતાવી છે મિ હૉર્નિમેનના જાહેર જીવનના પ્રસગો હમેશા સાહસોથી ભરાયલા છે તેની નોંધ અત્ર આવશ્યક નથી, છતાં કહેવાની જરૂર છે કે એમનુ જીવન વીરત્વથી જ ગવાયલુ છે અમ્હને વિશ્વાસ છે કે સર ફિરોજશાહ ક્રૉનિકલ પત્રમારફતે હિન્દ આજ જે જાગૃતિ પામ્યુ છે અને હિન્દમાં જે અવનવુ અને શૌર્યભર્યું ચેતન આવ્યુ છે તે માટે અવશ્ય અભિમાન લેત દુર્ભાગ્યે એ વર પૂજ ક્રૉનિકલ પત્ર અને પ્રેસના સાર્થવાહ મડળમાં જેના છેલ્લા તીવ્ર વિરોધ થયો હતો અને જેના પરિણામે સર ચિમનલાલ આદિ સાથેનો ક્રૉનિકલનો સંબંધ તૂટ્યો એ પ્રસગ દુર્ભાગ્યનો ગણાયો હતો છે પરસ્પરની સહિષ્ણુતા અને સમભાવવૃત્તિનુ પોષણ થઈ શક્યુ નહિં-

રાગદ્વેષ કે પ્રીતદ્વેષના લોભીજનોની મોહ વૃત્તિમાં મિ હૉર્નિમેન અને તેમનુ મડળ જ ડાઇ ગયાના પરિણામે સર ચિમનલાલ આદિ સાથનો સબંધ દૂર થયો એ એક્કા દુ ખદ પ્રસગ સિવાય ક્રૉનિકલ પત્રનો ઇતિહાસ સોનેરી અક્ષરે ચિરંજીવ રહેશે અને એ ઇતિહાસ સાથે મિ હૉર્નિમેનનુ નામ અને મર્મ પણ એટલા જ ચિરંજીવ રહેશે

મિ હોર્નિમેન એટલે બ્રિટન અને હિન્દના સાચા લોહીની એકતા મિ હોર્નિમેન એટલે વીરની વીરતા અને સ્નેહની સ્નેહાળતા મિ હોર્નિમેન એટલે હિન્દની પરમ સેવા મિ હોર્નિમેન એટલે હિન્દીજનોનુ સ્વતત્રતા માટે વેગથી દોડવુ અને ધપવુ શૌર્યભર્યું નિડર હ મ દેશના કોઈ પણ ઉંચામાં ઉંચા પદવિધર અમલદાર કરતાં કરતાં મિ હૉર્નિમેન સામ્રાજ્યના અને શ્રીમાન્ સમ્રાટ્ના વધારે સાચા અને આરૂઢ ભક્ત અને મિત્ર છે એ પદવિધરોને બ્રિટનની સત્તા અને બ્રિટિશ શહેનશાહતને માટે લાગણી અને અભિમાન કે ચિન્તા છે તે

ચ રીત્રાસવાર્તાઓ (સચિત્ર વાર્તા સગ્રહ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ-

કરતાં મિ. હોર્નિમેનને અનેકધા છે પરન્તુ, એ પદવિધરોમાંના ઘણા કરતાં મિ. હોર્નિમેન શતધા ઉંચી કોટીના એક મહાન્ પુરૂષ છે એ પણ એટલું જ સત્ય છે. હિન્દનાં દુઃખનિઃશ્વાસના ઉગ્ર બહાર કાઢી-હિન્દને ભોગવવી પડતી અનેક મુશીબતો અને પરાધીનતાની બેડીઓના ત્રાસનાં ચિત્રો બ્રિટીશ સામ્રાજ્યના પ્રજાજનો પાસે પ્રત્યક્ષ કરવામા અને બ્રિટનના સાચાં સન્તાનોને ત્હેમના કર્તવ્યનું ભાન કરાવવામા જ હિન્દ-બ્રિટનનો સંબન્ધ વધારે ગાઢ થશે અને એમાં જ સામ્રાજ્યનું ચિરસ્થાયીપણું સમાયું છે એ વાત મિ. હોર્નિમેન સાચા હૃદયથી મ્હમજતા હતા અને એટલા જ માટે એ વાત ત્હેમણે ઠોકી ઠોકીને અનેકવાર કહી છે-પરિણામ એ આવ્યુ કે એ મહાન્ અંગ્રેજ-હિન્દી બિરાદરને આજ હિન્દ છોડવુ પડયું-હિન્દનો કિનારો-પથારીવશ સ્થિતિમા છોડવો પડયો. નામદાર મુબાઈ સરકારની આ એક ભૂલ થઈ છે એ માટે અમને અતિશય દુઃખ થાય છે. એંગ્લો-ઇન્ડિયન પત્રકારો જ્યારે આ દેશમાં પોતાના લેખોદ્વારા અંગ્રેજ અને હિન્દીઓનો વચ્ચે બેશરમભરી રીતે હલકી મનોવૃત્તિઓને પોષણ આપે છે અને જાતીય વિરોધ *Racial ammocities*-ઉભી કરે છે ત્યારે દુઃખની વાત તો એ છે કે નામદાર સરકાર એ પત્રકારોને પોતાના ઇષ્ટ મિત્રોરૂપે ગણે છે અને પ્રજાનો અવાજ ધીરતાથી સુનાવનારને દેશપાર કરાય છે.

અમ્હે આશા રાખીએ છીએ કે નામદાર ગવર્નરસાહેબની કાઉન્સીલમા આ અણધારતા પગલા માટે ફરી શાન્તિથી વિચાર કરવામા આવે અને ક્રૉનિકલ પત્ર તથા પ્રેસ સ્હામે જે પગલાં લેવામા આવ્યા છે તે પાછા ખેંચી લેવાય અને પ્રજાના એક અગ્રગણ્ય નેતા અને સામ્રાજ્યના એક સાચામા સાચા આરૂઢ ભક્તને ન્યાય અને સ્વતંત્રતા મળે. ન્હાનીશી દુર્બલ પ્રજાઓના સ્વમાન અને આત્મનિર્ણય માટે લ્હડતી અંગ્રેજી પ્રજાના સન્તાનો શું પોતાના સર્વસાધારણ સિદ્ધાન્ત પણ ભૂલી જશે ? શું બ્રિટનની પવિત્ર અને નિર્મલ કૂખે જન્મનાર વ્યક્તિઓ આમ જ કૂખ દીપાવશે ? શું બ્રિટીશ રાજ્યની અમરતાના પ્રસંગો આમ જ સાચવશે ? અમ્હે હૃદયથી આશા રાખીએ છીએ કે નામદાર જ્યોર્જ લોઈડ વધારે વિશાલ હૃદય અને ઉદાર ભાવ દર્શાવશે અને એક સાચા બ્રિટનને યોગ્ય નીવડી અન્યાય અને દુઃખના વિરોધી બનશે અને પોતાના અધિકારને ઉજ્જવલ કરશે. મહાત્મા ગાંધીજી સ્હામે દિલ્હી-પંજાબમા પ્રવેશ ના કરવા માટે મુંબાઇમા થયેલા અશાન્ત પ્રસંગે ધૈર્ય અને સમતોલપણું સાચવનાર અને બાહોશ અંગ્રેજ હોદ્દેદારને યોગ્ય વર્તનાર નામદાર જ્યોર્જ લોઈડે મિ. હોર્નિમેન અને ક્રૉનિકલના પ્રસંગમાં પણ વધારે દક્ષતા અને ધૈર્ય બતાવ્યાં હોત એવું અમ્હે ઇચ્છીએ છીએ. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે પણ એ ભૂલ સુધારવી એ એક વીરનું લક્ષણ છે તો આ ગંભીર ભૂલ સુધારાય અને ભવિષ્યમાં શાન્ત પ્રજાના નિર્મળ અને શુદ્ધ જીવનવ્યવહારમાં આવી બીજી ભૂલોથી અશાન્તિ અને અસંતોષ ફેલાય નહિ એટલું સંભાળશે એવી અમ્હે આશા રાખીએ છીએ. પ્રજાને પોતાનાં દુઃખ અને મુશીબતો સરકાર પાસે રજુ કરવાના હરેક પ્રસંગો

મળવા જ જોઇએ, એ પ્રસંગોને સંકુચિત રાજ્યનીતિથી દબાવી દેવામા મહાભય સમાયો છે અને દૂરના ભવિષ્યમાં તેથી મહાહાનિ થવાનો સંભવ છે. જગતની પ્રજાઓમાં ઇતિહાસ શું કાંઈ બીજુ કહે છે ? આ જ વાતની પ્રબળ સાક્ષી પુરે છે. એ ઇતિહાસને ખોટો પાડવો એ આ દેશની પ્રજાના રક્ષણની સત્તા જે અધિકારીઓને સોંપાઇ છે તેમનુ જ કામ છે.

---

## નાથ ! અવતારો એવા વીર.

લેખક—રા પોપટલાલ પુંજાભાઈ શાહ, બી. એ

( આર્ય હૃદયની યાચના )

નાથ ! અવતારો એવા વીર,
ઉતારો જગમા સંતસુધીર —નાથ•

કોઇ પૂંગણા પંથવાડામા મમત ન જરી ધરનાર ( ૨ )
તજી દુરાગ્રહ તંત, જીવનનુ ( ૨ ) સત્ય સત્ર ધરનાર,
નેત્રોને જગાવનાર ફકીર,
પાઠવો પ્રભુ સંત શૂરવીર —નાથ•

જીવનનાડ જેની સૌ ધબકે સદાચરણ તરબોળ ( ૨ )
મન, વચન, તન એકતામહિં ( ૨ ) સત્ય ભભક અણમોલ,
સદા સદ્વર્તનમાં ભડવીર,
પાઠવો પ્રભુ સંત શૂરવીર : —નાથ•

ચકોર, ને ચાલાક, દક્ષને, ચપળ ગતિ ધરનાર ( ૨ ),
તમ ઉન્નત ઉપદેશ બોધવા ( ૨ ) જીવન વૃત્તાંત લેનાર,
સાચુલા કુશળ મુનિવરધીર,
પાઠવો પ્રભુ સંત શૂરવીર —નાથ•

સ્વ સત્યના હુંથે શાણા રાજ્યતંત્રની માળ ( ૨ ),
સ્વાભાવિક એ સત્ર રટણમાં ( ૨ ) સહજરાજ રેલાવ,
સાધુ રાજર્ષિ એવા ધીર,
પાઠવો પ્રભુ સંત શૂરવીર. —નાથ•

ઇચ્છાશક્તિ પ્રબલ અડગ ને અચલ ધૈર્ય ધરનાર, (૨),
ધીર પ્રતાપી બલવીર સાચા (૨) સાત્વિકતા સજનાર,
પ્રતાપી સાત્વિક ક્ષત્રી વીર,
પાઠવો પ્રભુ સન શૂરવીર. —નાથ૦

સુસજ્જિત હૃદયશાળી નિર્મલ દૃષ્ટિ ધરનાર (૨),
નમ ઇચ્છા શિખવા તત્પર, નમ (૨) આજ્ઞા અનુસરનાર,
વીરવા કર્મયોગીઓ ધીર,
પાઠવો પ્રભુ સન્ત શૂરવીર નાથ૦

અન્યાયે અભડાય કદી ના અન્ધ મૃગ ધરનાર (૨),
અગ અંગ ધિક્કાર અનીતિપર (૨) નયન ઝરે અંગાર,
ન્યાયપર આણ ચિત ધરનાર,
પ્રાણ નિજ પ્રેમે પાથરનાર,
નેકીપર મરી ફટનાર ફકીર,
પાઠવો પ્રભુ સન્ત શૂરવીર —નાથ૦

અવતારો એ સ્વદેશપૂજક, સર્વ પ્રજામાં વીર (૨),
રાજ્ય સ્તંભ રાજ્યોના રક્ષક (૨) પુનિત પ્રતાપી ધીર,
પ્રેમી ને સત્ય ઘેલડા વીર,
વિશ્વના સાચા સેવક ધીર,
શાંતિનાં સાગર શાંત ફકીર,
પાઠવો પ્રભુ સન્ત શૂરવીર. * —નાથ૦ ૬

ચરાદ, ૧૭.૧૨ ૧૮.



* ઈ. જે. વિલ્સનના એક કાવ્યનો અનુવાદ.

# વિજ્ઞાન-મન્દિર.

લેખક-પ્રૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ્ એ.

સન ૧૯૧૯ ના પહેલા ત્રણ માસમાં વૈજ્ઞાનિક મહત્ત્વના હિન્દી પ્રસંગો નીચે પ્રમાણે હતાઃ

## સર પ્રફુલ્લચન્દ્ર રાય

૧. આ૦ ભમા જ પ્રખ્યાત બંગાળી રસાયનશાસ્ત્રી ડૉ. પ્રફુલ્લચન્દ્ર રાયને સરકારે નાઈટ બનાવ્યા. હિન્દુસ્થાનમાં ખિતાબોની લ્હાણી થાય છે તેમાં એકંદરે પ્રજાને બહુ રસ રહેતો નથી. કારણ કે પ્રજાનું માન તથા પ્રજાનો પ્રેમ પામેલા તથા પામવા યોગ્ય બહુ જ થોડા માણસો આ યાદીઓમાં દૃષ્ટિએ પડે છે. પ્રજા ને રાજ્યકર્તા વચ્ચેનો દૃષ્ટિભેદ બહુ જ સ્પષ્ટ રીતે દેખાડી આપનાર આ નવા વર્ષના તથા શહેનશાહની જન્મતિથિના ખિતાબોના પ્રસંગ છે. આ વાત તો સુવિદિત છે બીજી વાત એ છે કે રાજસેવાનો બદલો ખિતાબો ગણાય છે, તેમ વાસ્તવિક રીતિએ જે માણસોએ પોતાની બુદ્ધિથી શોધખોળથી કે એવી ખાસ શક્તિથી કેવળ રાજકર્તાઓની કે પોતાની પ્રજાની જ નહિ પણ આખી માનવજાતિની ઉંચી સેવા કરી હોય એની કદર પણ આવા સંમાનોથી થવી જોઈએ. આ સિદ્ધાન્ત પણ કાંઈ નવીન નથી, પરંતુ એનો અમલ કરવામાં વિજ્ઞાનશાસ્ત્રીઓ-જેઓ નિઃસીમ સ્વાર્પણથી તથા ઘણીવાર ઉગ્ર તપશ્ચર્યાથી સત્યનું અન્વેષણ તથા લોક-કલ્યાણ કરે છે-તેઓને બ્રિટિશ રાજકર્તાઓ તરફથી બહુ થોડો ન્યાય મળ્યો છે, એ વાત અંગ્રેજી વિજ્ઞાનશાસ્ત્રીઓ વારંવાર કહે છે. અને ઇંગ્લન્ડમાં જ આમ થાય તો પછી હિન્દમાં તો પૂછવું જ શું? [અંગ્રેજી વિજ્ઞાનશાસ્ત્રીઓનું જ સંમાન ઇંગ્લન્ડમાં પૂરેપૂરૂં થતું ન હોય, તો હિન્દી વિજ્ઞાનશાસ્ત્રીઓની હિન્દમાં કેટલી કદર થવાની આશા રાખી શકાય? ને છતાં સરકારના આ વર્તનના અપવાદ રૂપે થોડા સમય ઉપર ડૉ. જગદીશચન્દ્ર વસુને, ડૉ. નીલરત્ન સરકારને તથા આજે ડૉ. રાયને-મોડું મોડું પણ-આટલું સંમાન સરકાર બતાવી શકી, એ બહુ આનન્દની વાત છે. ડૉ રાય જેવા સરલ નિરભિમાની માણસને આ ખિતાબથી ખાસ બહુ ન લાગે, અને એમની કૃતિનું મૂલ્ય, પોતે "સર" થયા એટલે વધી ગયું એમ પણ ન થાય, એ સ્વાભાવિક હશે પરંતુ બીજા વિજ્ઞાનશાસ્ત્રીઓનો ઉત્સાહ આ કદરથી વૃદ્ધિ પામે તથા વૈજ્ઞાનિક સેવા એ શું છે એ તરફ પ્રજાનું લક્ષ આકર્ષાય એ બન્ને અગત્યની વાત છે ખાસ કરીને ઘણા માણસો પૈસા ખર્ચીને તથા સરકારને રાજી કરીને ખિતાબો ખરીદવાના ફાંફાં મારે છે, તેવા ઘણાઓની આંખ આ પ્રસંગથી, ઉઘડશે, તથા રાજસંમાનનું શુદ્ધ તત્ત્વ શું હોવું જોઈએ એની કાંઈક ઝાંખી થશે.

સર પ્રફુલ્લચન્દ્ર રાયના પોતાના સમ્બન્ધી જુદો લેખ લખવાનું યોગ્ય લાગવાથી આવા સંમાનને તે કેટલા બધા લાયક છે તે બતાવવા અહીં યત્ન કરવાની જરૂર નથી.

## ગણિતશાસ્ત્રીઓનું સમેલન.

૨. બીજો પ્રસંગ જાન્યુઆરીના બીજા અઠવાડીઆમા મુંબાઈમાં બન્યો. તે ગણિતશાસ્ત્રીઓનુ સમેલન છે. તત્કાલના દૈનિક પત્રોમાં એનો અહેવાલ પ્રકટ થઇ ચુકયો છે. એટલે અહીં એના સંબન્ધી એ જ મુદ્દાઓ કહેવાના બાકી રહે છે (૧) ગણિતશાસ્ત્ર એ હિન્દનો એક દૃષ્ટિએ ખાસ વિષય છે ગણિતશાસ્ત્રના વિષયમા પ્રાચીન હિન્દીઓએ જે કર્યું છે તે વિદેશી વિદ્વાનો પણ સ્વીકારે છે તે આપણો વાચકવર્ગ સમજી શકે એવી રીતે પ્રકટ કરવાની જરૂર છે, તેમ આપણો એ ખાસ વિષય જેમા હજી પણ ઘણા હિન્દીઓ અદ્દભુત પ્રાવીણ્ય તથા પ્રતિભા પ્રકટ કરે છે તેને આપણે એટલો સારો કેળવવો જોઇએ કે પ્રાચીન હિન્દની પેઠે અર્વાચીન હિન્દ પણ ગણિતશાસ્ત્રમાં જગતને કાંઇક વધુ શીખવી શકે. હિન્દમા વૈજ્ઞાનિક ઉન્નતિ થાય એમ આપણે ઇચ્છીએ છીએ તે સમયે ગણિતશાસ્ત્ર એ એક મહત્ત્વનુ વિજ્ઞાનશાસ્ત્ર છે એ વાતનું સ્મરણ આપણને રહેવુ જોઈએ. સંક્ષેપમાં હિન્દના ઉત્કર્ષમા ગણિતશાસ્ત્ર જેવા સૂક્ષ્મ તથા વિચાર-પ્રધાન વિષયની ખિલવણીનો હિસ્સો છે એ વાત સમજવા જેવી છે. (૨) આ જ દૃષ્ટિથી અમે ઇચ્છીએ છીએ કે ગણિતશાસ્ત્રીઓની આ સમાજ હિન્દની એવી બીજી સસ્થાઓ સાથે સહચાર કરી વિશેષ સયોજિત તથા બળવાન બને. આ સમાજ, જેણે ઉપર કહેલુ વાર્ષિક સંમેલન ઉજવ્યુ છે, તે ઉપરાત કાશીમા હિન્દુ વિશ્વવિદ્યાલયના આશ્રય તળે, ડૉ. ગણેશપ્રસાદે એક બીજી ગણિતશાસ્ત્રીઓની સભા ગત વર્ષમા સ્થાપી છે, ને તે પણ મહત્ત્વનું કાર્ય કરતી થઈ છે વળી સમસ્ત હિન્દની જે વિજ્ઞાન પરિષદ્-ઇન્ડિઅન સાયન્સ કૉંગ્રેસ-છે, તેમાં પણ એક ગણિતશાસ્ત્રનો વિભાગ છે કલકત્તામા "ઇન્ડિયન એસોસિએશન ફૉર ધી કલ્ટીવેશન આવ સાયન્સ"ને લીધે ગણિતશાસ્ત્રનુ કેટલુક કામ આગળ ચાલે છે. આ સર્વનું વ્યક્તિત્વ રહે છતાં ભારતવર્ષને માટે તેઓનું એટલુ સગઠન થાય કે ઉદ્દેશની સિદ્ધિ વધારે સારી થઇ શકે એ ઇચ્છવા જેવું છે.

## ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસની છઠ્ઠી બેઠક.

૩. ત્રીજો પ્રસંગ. આ ગણિતશાસ્ત્રીઓનું સમેલન પૂરૂં થયુ તે જ દિવસે મુબાઇમાં ઇન્ડિઅન સાયન્સ કૉંગ્રેસની છઠ્ઠી વાર્ષિક બેઠક એ હતો એનો અહેવાલ પણ મુબાઈના ગુજરાતી પત્રોમાં થોડો ઘણો પ્રકટ થઇ ચુકયો છે વિશેષ આ માસિકમાં અન્ય પ્રસંગે વિસ્તારથી લખાશે. અહીં એની નોંધ લેતા એટલુ કહીશું કે આ સસ્થાની મુલાકાત મુબાઇમાં પહેલી જ હતી, એકંદરે જે ઢબથી કામ ચાલે છે ને જેટલી સિદ્ધિ થાય છે તેટલી મુંબાઈમાં પણ થઇ હતી, ને એનો વિકાસ કરી વધારે ઉપયોગી કરવાનું કામ એના સંચાલકોએ કરવાનું છે. અત્યારસુધી એનું કામ અમલદારી રીતે ચાલ્યું છે, તે કદાચિત્ આવશ્યક હશે, પરન્તુ એના શુદ્ધ લાભ હિન્દને ત્યારે જ મળશે જ્યારે આ સાયન્સ કૉંગ્રેસ ખરેખરી "ઇન્ડિઅન" થશે. અત્યારે તો તે આપણી સિવિલ સર્વિસ તથા એવી બીજી "ઇન્ડિઅન" સંસ્થાઓનાથી વધારે "ઇન્ડિઅન" તે નથી.

### કલકત્તાની 'ઇન્ડિયન એસોસીયેશન ફૉર ધી કલ્ટિવેશન ઑફ્ સાયન્સ.'

૪. ચોથો પ્રસંગ ઉપર કહેલા "ઇન્ડિઅન એસોશિએશન ફૉર ધી કલ્ટિવેશન ઑફ સાયન્સ"નું વાર્ષિક સંમેલન માર્ચની ૨૭ તારીખે થયું એ છે. આ સંસ્થા ખરેખરી "ઇન્ડિઅન" છે. વિજ્ઞાનની ઉન્નતિને માટે સ્થપાયલી આ સંસ્થા અત્યારે ૪૩ વર્ષ જેટલી વૃદ્ધ છે, ને આ દીર્ઘ જીવન ઘણા ઉપયોગી તથા મહત્ત્વના કાર્યથી અંકિત થયેલું છે. હિન્દના વાઇસરૉયો એના મુરબ્બી હતા, અને હવે વાઇસરૉય તથા બંગાળાના ગવર્નર બન્ને મુરબ્બી છે. એના પ્રમુખ રાજા પીઆરી મોહન મુકરજી છે, ને ઉપપ્રમુખોમાં ( હવે સદ્ગત ) સર ગુરુદાસ બેનરજી, જસ્ટિસ સર આસુતોષ મુકરજી, સર પ્રફુલ્લ ચન્દ્ર રાય, પ્રો. રામન ને ડૉ. ચૌધરી છે. વાર્ષિક સંમેલનમાં થયેલા ભાષણોથી બે વાત સ્પષ્ટ સમજાય છે એક એ કે આ સંસ્થા વિજ્ઞાનશાસ્ત્રીના ખિલવણી માટે મહત્ત્વનું કાર્ય કર્યે જાય છે-જુદી જુદી રીતિએ; ને બીજું એ કે અત્યાર સુધી કલકત્તા એ રસાયનશાસ્ત્ર તથા પ્રાણિશાસ્ત્રસંબન્ધી પર્યેષણાનું હિન્દનું કેન્દ્ર ગણાતું હતું, તે ઉપરાંત હવે પ્રો. રામનને લીધે તે ભૌતિક પર્યેષણનું પણ કેન્દ્ર થવા માંડ્યું છે. પ્રો. રામનને લીધે એમ લખવામાં ડૉ. જગદીશ ચન્દ્ર વસુની અવગણના નથી કરતા, કારણ કે ડૉ. વસુનું કાર્ય એકંદરે એમનું પોતાનું જ હતું, ને હવે પ્રો. રામનને લીધે ભૌતિકશાસ્ત્રના સતત અન્વેષણ કરનાર સારી સંખ્યા ઉત્પન્ન થવા લાગી છે.

### કલકત્તાના નવા વાઇસ-ચેન્સેલર, સર નીલરત્ન સરકાર.

૫. પાંચમો પ્રસંગ કલકત્તા યુનિવર્સિટિના વાઇસ-ચેન્સેલરની જગ્યાઉપર ડૉ. સર. નીલરત્ન સરકારની નિમણુક છે. તેઓ પણ બાહોશ વૈદ્યશાસ્ત્રી છે, ને દીલ્હીમાં નાતાલ દરમ્યાન વૈદ્યકીય પરિષદ્‌ને પ્રમુખ સ્થાનેથી જે વિદ્વત્તાભર્યું ભાષણ એમણે આપ્યું હતું તે ઘણાઓએ વાંચ્યું હશે. આપણા શિક્ષણમાં તેમ જ આપણા પ્રજાજીવનમાં વિજ્ઞાનને વધારે ઉતારવું જોઇએ એમ અમે માનીએ છીએ, તેથી આવા વિજ્ઞાનશાસ્ત્રીને આવી સારી તક મળી છે એ બહુ શુભ ચિહ્ન છે. કલકત્તા યુનિવર્સિટિ વિષે કમિશને પોતાની ભલામણો કરી દીધી છે, અને નામદાર વાઇસરૉય એ વિષે ઝટ પગલાં લેશે એમ આશા રહે છે. કલકત્તા યુનિવર્સિટિમાં જે કાંઇ ફેરફારો થાય તે હિન્દની પ્રજાના હિતની દૃષ્ટિએ તથા અર્વાચીન આવશ્યકતાની દૃષ્ટિએ સંતોષકારક થાય, એમ આપણે સૌ ઇચ્છીએ છીએ. સર નીલરત્ન જેવા માણસ અત્યારે આ પદ ઉપર છે એટલે આ સંતોષની આપણે વાજબી આશાઓ રાખી શકીએ. મુંબાઇ તથા કલકત્તા બન્ને સ્થળે નામાંકિત હિન્દી વાઇસ-ચેન્સેલર છે, ને બન્નેની કારકીર્દી પ્રજા આતુરતાથી નિહાળશે.

આ. બા,

તા. ૬. એપ્રીલ. ૧૯૧૯.

# મુદ્રાયંત્રનો ઉદ્યોગ.

લેખકઃ—રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ.

અમેરિકામાં બનાવેલા મુદ્રાયંત્ર જર્મની શિવાય દુનિયાના ઘણા દેશોમાં સ્રાસ મોકલવામાં આવે છે. દક્ષિણ અમેરિકાના દૂરના દેશોમા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ડચ લોકોના પૂર્વનાં સંસ્થાનો, અને દક્ષિણ સમુદ્રના ટાપુઓમા વર્તમાન સમાચાર ફેલાવવાને આ મુદ્રાયંત્રો ઘણાં ઉપયોગી થઈ પડ્યાં છે. બીબાં ગોઠવવાના યંત્રોને થોડા જ સમય ઉપર વ્લાડીવૉસ્ટોક, જપાન, અને ચીનમા મોકલવામાં આવ્યા છે, એટલુ જ નહિ, પણ ફ્રાન્સમા રહેલા અમેરિકાનાં લશ્કરોને પણ મોકલવામા આવેલા છે.



સૅન્ડીએગોના એક જાણીતા વર્તમાનપત્ર માટે વપરાતુ અમેરિકન મુદ્રાયંત્ર

મુદ્રાયંત્રના ચારસ્થંભી—ખાસ કરીને બીબાં ગોઠવવાના યંત્રોથી—સુધરેલા દેશો ઉપર બહુ જ સારી અસર થઈ છે. આ વાત એટલી સત્ય છે, કે તેના ઉપર વધારે ભાર દઈને બોલવાની કશી જરૂર રહેતી નથી. દુનિયાના વર્તમાન સમાચારો છાપવાની સરળતાને લીધે દુનિયામાં ચેતન લાવવાનું હવે બહુ સ્હેલાઇથી બની શકે છે. રાજકીય આશયો અને નિર્ણયોના અપરિપક્વ સાહિત્યને જનસમાજ સમક્ષ રજુ કરવાનું પણ સ્હેલાઇથી બની શકે છે. દૈનિક પત્રો તથા માસિકોમાં પહેલાં જ્યારે પ્રત્યેક અક્ષર હાથથી જ ગોઠવવામાં આવતો, ત્યારે ન્હાનાં કદના પ્રકાશનો પણ બહાર પાડવાનો શ્રમ લગભગ અસહ્ય થતો. દૃષ્ટાંત તરિકે વિચારતા આપણને

જણાશે કે, કોઇપણ વર્તમાનપત્ર બહાર પાડતા એટલો બધો સમય થઇ જતો કે, જે ચર્ચા એકદમ થવી જોઇએ, તેને બદલે તે ચર્ચાને બહાર પ્રજા સમક્ષ આવતાં ઘણો સમય વીતી જવાથી સમયોચિત ઉત્પન્ન થતી લાગણી અને આવેશ મંદ પડી જતા, મૂળ ચર્ચાનું પ્રાબલ્ય ઘટી જતું અને દુનિયાને તેના લાભ મળતા નહિ. દુનિયામાં બનતા બનાવોને બીજી જ ક્ષણે બહાર લાવવાની અત્યારની રીતિથી જનસમાજમાં જે સ્ફૂર્તિ જાગૃત રહી છે, તેવી જ સ્ફૂર્તિ તે સમયમાં જાગૃત રહેતી નહિ.

આ યંત્રોના સર્વસામાન્ય નમુનાઓના બે સામાન્ય વિભાગ પાડી શકાય. પહેલા વિભાગથી બીબાને સજ્જડ ગોઠવીને માત્ર ખોખું તૈયાર કરવામાં આવતું. બીબાઓનું કદ અને તેમની ભાત ગમે તેવી હોય, છતાં પણ ખોખું તૈયાર કરવામાં મુશ્કેલી આવતી નહિ. આ



બીબાં ગોઠવવાનું એક અમેરિકન યંત્ર-ચિત્ર

વિભાગનું યંત્ર બહુ જ ઝડપથી કામ કરનારૂં હતું, અને તેથી હાલના દૈનિક વર્તમાનપત્રને તો તે ખાસ ઉપયોગી થઈ પડે, એવું છે. બીજા વિભાગનું યંત્ર તદ્દન જુદી જ જાતનું છે. બીબા ગોઠવવાના યંત્રમાં કાગળનું ભૂંગળું ખોસવામાં આવે છે, અને તેમાથી છૂટે છૂટા અક્ષર એક પછી એક નાખવામાં આવે છે. આ યંત્રથી બીબા નાખવાનું અને બીબાં ગોઠવવાનું એમ બે કામ એકીસાથે થયા જાય છે. આને લીધે એક આખી લીટી જોઠવવામાં માત્ર બે કે ત્રણ મીનિટ જ લાગે છે, જ્યારે પહેલા તો આ બંને ક્રિયા સાથે થતાં ઘણો જ સમય જતો. બંને કામને માટે વપરાતું આ એક જ યંત્ર ખાસ કરીને દૈનિક વર્તમાનપત્રો અને માસિક પત્રોને પણ વધારે ઉપયોગી છે.

મુદ્રાયંત્રની બાબતમાં અમેરિકાના કારિગરોને માટે નિકાસ-ક્ષેત્ર પાછલાં ચાર વર્ષથી વધારે વિકાસ પામતું જાય છે ફ્રાંસ અને જર્મનીના હાથમાં રહેલો દક્ષિણ અમેરિકાનો સઘળો વ્યાપાર તેમના હાથમાં આવી ગયો છે. કેટલાક હુન્નરનાં મોટાં કારખાનાંઓએ નિકાસખાતાં એવાં તો ખીલવ્યાં છે, કે અત્યારે તેઓ સંપૂર્ણ રીતે પરિપૂર્ણતાએ પહોંચ્યાં છે. વહાણોની હાડમારી હોવા છતાં વધુ વર્ષોથી નિકાસખાતાની જાણીતી મંડળીઓએ મુદ્રાયંત્ર સમ્બન્ધે પરદેશ સાથે વ્યાપાર ઘણો વધારી મૂક્યો છે

પરબીડીઆં અને કાગળની પેટીઓ બનાવવાના કારખાના માટે યુનાઇટેડ સ્ટેટ્સમાં બનાવેલાં યંત્રોને, દેશાવર માલ મોકલાવનારાઓએ, ક્યુબા, પોર્ટો રીકો, અને દક્ષિણ અમેરિકામાં દાખલ કરી દીધાં છે પરબીડીઆં બનાવવામાં હાલના સમયને અનુકૂળ યંત્રો ક્યુબામાં ઘણાં થયાં છે, અને આયાતના ગુંચવાડા ભરેલા પ્રશ્નનો પણ તેઓએ નિર્ણય કરી દીધો છે. પરબીડીઆની કિમ્મત પણ તેઓએ સારી ઘટાડી નાખી છે કાગળ કાપવાનાં યંત્રો પણ મોટા જથ્થામાં પરદેશ મોકલવામાં આવે છે, અને દક્ષિણ અમેરિકાના કેટલાક દેશો તો આવા યંત્રોમાંનાં ઉત્તમ યંત્રો કામ રાખે છે.

દક્ષિણ અમેરીકાનું એક ઉંચામાં ઉંચું મકાન. રીઓ જનેરોના એક વર્તમાનપત્રની માલકીના આ મકાનમાં અમેરીકન મુદ્રાયંત્ર જ વપરાય છે.

છાપવાનાં યંત્રોને દેશાવર મોકલવામાં નિકાસવાળાઓને ઘણા ગહન પ્રશ્નો ગુંચવી નાંખે છે. હોલંડના તાબાના પૂર્વ દિશામાં આવેલા ટાપુઓના વતનીઓ પચાસ વર્ષ ઉપર યુનાઇટેડ સ્ટેટ્સમાં વપરાતાં યંત્રોની માગણી કરે છે. મજુરવર્ગની સ્થિતિને લીધે તે ટાપુઓના રહીશોને હાલનાં ઝડપથી કામ ચલાવનારાં યંત્રોની કાંઈ પણ જરૂર નથી. દક્ષિણ અમેરિકાના કેટલાક ભાગમાં ભારે યંત્રો મોકલી શકાય તેમ નથી. કારણ કે તેમને પત્થર ઉપર મૂકી શકાય

તેવા નથી એક કંપનીએ હમણા જ એક મુદ્રાયંત્ર દક્ષિણ અમેરિકામાં મોકલાવ્યુ, પણ તે યંત્રને પાછુ મોકલાવવુ પડ્યુ કારણ કે તે યંત્રનો એક ભાગ જ ૫૦૦ રતલ વજનનો થયો, અને તેથી તે આખા યંત્રને ખચ્ચરની પીઠ ઉપર નાખી શકાય તેમ ન હોતું દેશાન્તરમા કેટલાક દેશો હજુ પણ પગથી ચલાવી શકાય તેવા શિલાછાપના યંત્રોની માગણી કરે છે બાઈસીકલ અને સ્વશક્તિથી ચાલતા યંત્રોને જેવો સબંધ છે, તેવો જ સબંધ પહેલાંના શિલાછાપના યંત્રોને અને હાલના છાપવાના યંત્રોને છે

પણ ધીમે ધીમે દુનિયાના એક ખુણાના પ્રદેશમાં છાપવાની કળા–અને મુદ્રિતાએ પામેલા સૌન્દર્યની અને ઉંચા પ્રકારની સંશોધક બુદ્ધિની તે ખરેખર કળા જ હતી તે–ખીલતી હતી હાલ દક્ષિણ અમેરિકામા ઘણા છાપખાના માલમ પડે છે, અને આ છાપખાના જુની ઢબના બીબાને ગાળી નાખી, તેને બદલે નવીન ઢબના ચોકખા અક્ષરથી કેનસાયસમાં અમેરિકામા બનાવેલા બીબાંનો ઉપયોગ કરે છે દક્ષિણ અમેરિકાના કેટલાક યંત્રો ન્યૂ યોર્કમા સુવ્યવસ્થિત રીતે આવે છે આ યંત્રો ધીરે ધીરે હાલની પદ્ધતિને અનુસરતા કરવામા આવે છે



ગ્વાટેમાલાના મુદ્રયંત્રોના નિભાવખાતાનુ મકાન

દક્ષિણ અમેરિકાના કહેવાતા "રાજ્યપરિવર્તક દેશોમા બીબા ગોઠવનારાં યંત્રોએ છાપખાનાની સ્થિતિ સુધારવામા અગત્યનો ભાગ ભજવ્યો છે આ દેશોમા બળવાના સમયમા વર્તમાનપત્રોએ અગ્રભાગ ભજવ્યો છે સામયિક ઉશ્કેરણીના ખરેખરા ઉત્તેજક તરીકે આ પત્રો રહ્યા છે પરિણામ એ આવ્યુ છે કે જ્યારે લશ્કરી ઉત્સાહ શરૂ થાય છે, તે જ ક્ષણે બળવાખોરોને છાપખાનાનો નાશ કરવાની ટેવ પડી ગયેલી હોય છે બીબાનાં ખાનાને ગમે તેમ ફેંકી દેવામા આવે છે છાપવાના સાહિત્યોને ફરીથી ભેગા કરવામા વર્તમાનપત્રવાળાઓને મહિનાના મહિના વીતી જાય છે બીબા ગોઠવવાના યંત્રની શરૂઆત થયા પછી કોઈ પણ યંત્રના બીબાનુ નુકસાન કરવાનુ બળવાખોરોને જડ્યુ નથી કારણ બીબાં ગોઠવવાના યંત્રો સહેલાઈથી નાશ થઈ શકતો નથી, અને આથી કરીને શીઘ્ર પત્રો બહાર પડયા જ કરે છે

બીજા બધા દેશોની માફક દક્ષિણ અમેરિકામાં બીબાં ગોઠવવાનાં યંત્રોની સાથે રાજ્યમાં ઉથલપાથલ કરનારાં વર્તમાનપત્રોનું કામ ચાલે છે. આર્જેન્ટીના, બોલિવીઆ, અને વિષુવવૃત્તની દક્ષિણના બીજા દેશોમાં હમણાં એવા અધિપતિઓ માલૂમ પડ્યા છે કે જેઓ બીબાં ગોઠવવાનાં યંત્રો ઉપર જ તેમનાં વર્તમાનપત્ર સંબંધના લખાણો ચલાવે છે. દક્ષિણ અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલન્ડમાં આવાં ઘણાં કારખાનાં ચાલે છે. સ્ત્રીઓને પણ બીબાં ગોઠવવાનાં યંત્રો ઉપર કામ કરવા નિમવામાં આવે છે, અને તેઓ સારું કામ કરી જાય છે. છેક થોડાં



રીઓ જનેરોના વર્તમાનપત્રમાં વપરાતાં બીબાં ગોઠવવાનાં અમેરીકન યંત્રો

વર્ષોથી દેશાવર માલ મોકલનારાઓને માલૂમ પડ્યું છે કે જર્મનીના પ્રતિનિધિઓએ જર્મનીની યુક્તિઓને મેક્સીકોમાં ફેલાવવાને અમેરિકાનાં છાપવાનાં યંત્રો ખરીદ્યાં છે. હમણાંના સમયમાં બધી માગણીઓ પૂરેપૂરી તપાસવામાં આવે છે, અને તેથી કરીને અમેરિકાની પ્રજાની સામે જ વાપરવાને અમેરિકાનાં યંત્રો જર્મનીના હાથમાં જવા સંભવ નથી.

યુનાઇટેડ સ્ટેટ્સ અને દક્ષિણ અમેરિકામાંથી દરેક જાતનાં છાપવાના યંત્રો પરદેશ મોકલવામાં આવે છે આરજેન્ટીના અને બ્રાઝીલના પત્રો ઇંગ્લંડનાં-ઉંચામાં ઉંચી જાતના રોલર વાપરે છે. અમેરિકાના જે યંત્રકારો સ્પેનની ભાષા જાણે છે, તેમને મોટાં છાપખાનાં અને બીબા ગોઠવવાના યંત્રોના કારખાના ઉઘાડવા સ્પેન મોકલવામા આવ્યા છે. દક્ષિણ અમેરિકાના મોટામા મોટા બીબા ગોઠવવાના કારખાનામા શિલ્પકામ જાણનારાઓની ઘણી સંખ્યા છે, અને મન સારી સ્થિતિમા છે કે નહિ તે જ જોવાનુ કામ હોય છે જે સ્ત્રીઓ અને પુરુષો કામ કરવાને રહ્યાં હોય છે, તેમને આ યંત્રકારો વારેવારે સૂચના આપ્યા કરે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાંની કેટલીક કંપનીઓ, જે છાપખાનાવાળાઓ તેમના જ યંત્રો વાપરે છે, તેમની સાથે સારો સબન્ધ સાચવી રહ્યા હોય છે તેમને કંપનીઓ પોતાના તરફથી ધનની સહાય આપે છે, અને તેના બદલામા અમેરિકાના યંત્રોસમન્ધે તેમનો ટેકો લે છે



બ્યુનો એર્સ વર્તમાનપત્રમા વપરાતુ મોટું અમેરીકન મુદ્રાયન્ત્ર

દેશાવર મોકલવાને માટે જ ખાસ યુનાઇટેડ સ્ટેટ્સમા છાપવાનાં યંત્રોનો કાંઈ ક્રમ રાખવામાં આવેલો નથી. દેશાવર માલ મોકલનારાઓ દૃઢતાથી એમ માને છે કે જો કોઈપણ દેશને છાપવાનાં યંત્રોની બાબતમા લડાઇ પછી વ્યાપાર ચાલુ રાખવો હોય, તો કારખાનાવાળાઓએ દક્ષિણ અમેરિકાની સ્થિતિનો કાળજીથી અભ્યાસ કરવો પડશે, અને વ્યાપારની માગણીઓને પહોંચી વળવાને તૈયાર થવુ પડશે દક્ષિણ અમેરિકામા લડાઈ પછી વેપારની દશા ઘણી કફોડી થશે અત્યારે તો છાપવાના યંત્રોના બનાવનારાઓ અને દેશાવર મોકલનારાઓ દક્ષિણ અમેરિકા તરફ પોતાની આગળી રાખે છે, અને વેપારની માગણીઓને જોઇએ તેટલું મેળવે છે.

જ્યાં છાપવાનું કામ ખાસ પ્રવૃત્ત નથી એવા દક્ષિણ અમેરિકામાં અને બીજા દેશોમાં વળી વ્યાપારની જ દૃષ્ટિથી જ યોજાયેલાં મુદ્રાયંત્ર બનાવવાને અમેરિકાના કારિગરોને ઘણો સારો અવકાશ છે. આમ દેશાવર સાથે વ્યાપાર કરનારાઓનું માનવું છે. વેપારમાં થતી માગણી પૂરી પાડવાને યુનાઇટેડ સ્ટેટ્સના મુદ્રાયંત્રના કારિગરોએ, અમેરિકાના સામાન્ય છાપખાનાંના પ્રમાણમાં સારૂં કામ કરી શકે, તેવાં યંત્રો બનાવવાને મહેનત કરવામાં કે પૈસા ખરચવામાં બાકી રાખી નથી. દરરોજનો ભારે વપરાશ હોવા છતા લાંબા વખત ટકે, એવાં યંત્રોથી મુદ્રાયંત્રને તૈયાર કરવામાં વધુ સંભાળ લેવાય છે, અને તેથી જ અમેરિકાની બનાવટનાં મુદ્રાયંત્ર દુનિયામાં કોઇપણ ઠેકાણે બનાવેલાં યંત્રો સાથે સરખામણીમાં ઉચું સ્થાન ભોગવે છે. જેમ લાંબા સમય સુધી તે યંત્રો ઉપયોગમાં આવે છે, તેમ તેની કિમ્મત પણ પ્રમાણમાં વધી છે.



છુટેનામાં પરબીડીયા બનાવનારું અમેરીકન યંત્ર.

અમેરિકાનાં મુદ્રાયંત્રને જેટલા ઉપયોગમાં લેવાય છે, તેના સરેરાશ વીસમા ભાગ જેટલો પણ ઉપયોગ, *દક્ષિણ અમેરિકાનાં કારખાનાંમાં નથી. લડાઇ પછી કેટલીક પ્રજાઓ દક્ષિણ અમેરિકાને* તેની હાલની ઈચ્છાપ્રમાણે મોંઘામાં મોંઘા મુદ્રાયંત્રો વેચાતાં આપવા યત્ન કરશે પારકા દેશોમાં સ્થપાયલાં ન્હાનાં છાપખાનાંની માગણીઓને પૂરી પાડવાને માટે જ મુદ્રાયંત્રોના કારિગરોનું હાલનું ઉંચું ધોરણ નીચું થવું જોઇશે; જોકે આમ થતાં છતાં પણ ઉત્તર અમેરિકાએ આ બજારને સંતોષ આપવો જોઇએ.

કોઇને એમ વિચાર ન આવવો જોઇએ, કે દક્ષિણ અમેરિકામાં મોટાં છાપખાનાં નથી. દુનિયાનાં સૌથી ઉત્તમ છાપખાનાંમાંનું એક બીનોસ્એરેસમાં માલુમ પડે છે. લાપ્રેન્સાની

છાપખાનાની સંસ્થાને દુકાન કહેવી, એ તે મહાન્ સંસ્થાની ભવ્યતાને અપમાન કરવા જેવું છે. તે ભવ્ય મહેલમાંથી દુનિયાનું એક ઉત્તમ વર્તમાનપત્ર નીકળે છે. તે વર્તમાનપત્રનો ફેલાવો દર-



બ્યૂનો એર્સ વર્તમાનપત્રમાં વપરાતાં બીબાં ગોઠવવાનાં અને બીબાંનાં યંત્રો.

રોજ ૧૪૦૦૦૦ પ્રતો જેટલો છે બીનોઍરૅમાં પણ 'લા નૅશનલ' અમેરિકાની બનાવટનું મુદ્રાયન્ત્ર વાપરે છે, અને તેમાથી દરરોજ ૧૬૦૦૦૦ પ્રતો નીકળે છે. આ કારખાનોમાં બીજું

પચ્ચુરણ છાપવાનું કામ પણ કરવામાં આવે છે, અને પુસ્તકો બાંધવાનું પણ કામ કરવામાં આવે છે. બ્રાઝીલના રીઓ-ડી-જનેઇરોની સાર્વજનિક પુસ્તકશાળામાં નોંધપોથીઓ બનાવવામાં એ ન્હાનાં બીબાંનાં યંત્રો વપરાય છે. તે ઉદ્યોગી શહેરમાં 'જર્નલ ડુ બ્રાઝીલ' અમેરિકામાં બનાવેલા યન્ત્રથી પ્રગટ થાય છે, અને તેનાં ન્હાનાં બીબાંવાળો ખંડ ન્યૂયૉર્કના દૈનિક પત્રના દિવાનખાના જેવો દેખાય છે. ચીલી દેશના સેન્ટીઆગો શહેરમાં 'ઝીગઝેગ' નામના માસિકના યાંત્રિક ખાતાને ઘણાં છાપવાનાં યન્ત્રો પૂરાં પાડવામાં આવેલાં છે, અને આ યન્ત્રો હાલની પદ્ધતિસર છાપવાની કળામાં, બીજા બધાં અમેરિકામાં બનેલા યન્ત્રોની પેઠે પ્રદેશવર્ગમાં આવે છે. આવાં મોટાં છાપખાનાવાળાઓ અમેરિકામાં બનાવેલા યન્ત્રો સૌથી ભાવે લેવાનો પ્રસિદ્ધ રાખતા જ નથી, કારણ કે તેમને છાપવાની વિગતો અતિશય હોય છે, અને તે યન્ત્રોનો ઉપયોગ પણ ઘણો જ કરવામાં આવે છે.

અત્યાર સુધી દક્ષિણ અમેરિકાના 'ગિની' નામના દેશને બધી જાતનાં છાપવાનાં યંત્રો ઇંગ્લેન્ડ પૂરાં પાડતું હતું. છેલ્લાં ચારેક વર્ષથી જ યુનાઇટેડ સ્ટેટ્સ તે દેશોને છાપવાનાં યંત્રો પૂરાં પાડે છે. ઑસ્ટ્રેલિયા પ્રથમ ઇંગ્લાંડની બનાવટનાં યંત્રો વાપરતું, પણ હવે યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી બીજાં ઘણાં યંત્રો ખરીદ કરે છે. દુનિયાના ન્હાના મોટા ઘણા દેશો પ્રથમ યુરોપની પ્રજા પાસેથી ખરીદી કરતા હતા, તે હવે છાપવાનાં યંત્રોની તો ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી જ ખરીદી કરે છે. છાપવાના યંત્રોને પરદેશ મોકલવાને માટે યુનાઇટેડ સ્ટેટ્સમાં મુખ્ય મથકનાં સ્થળ ઘણાં બન્યાં છે; જો કારીગરો દેશાવર સાથે વેપાર કરવાનો ખાસ અભ્યાસ કરે, તો આ યંત્રોની બનાવટમાં લડાઈ પછી ખીલવણી થઈ જશે.

દક્ષિણ અમેરિકામાંથી છાપખાનાવાળાઓનું મંડળ યુનાઇટેડ સ્ટેટ્સની મુલાકાતે નીકળ્યું હતું, અને જ્યાં છાપવાનાં યંત્રો બનાવવામાં આવે છે, તે કારખાનાંઓને તપાસ્યાં હતાં. તેઓનું વારંવાર કહેવું એ જ હતું કે, "દેવદારની પેટીઓમાં ભારે યંત્રો ગોઠવશો નહિ."

તે મંડળે બહુ જ સંભાળથી જાહેર કર્યું હતું કે, દક્ષિણ અમેરિકા તરફ માલ મોકલવાની રીતિ, યુનાઇટેડ સ્ટેટ્સમાં માલ લાવવાની રીતિ કરતાં ઘણી જ જુદી પડે છે. દક્ષિણ અમેરિકાના ઘણા બંદરોમાં યુનાઇટેડ સ્ટેટ્સથી આવેલાં વહાણોને બંદરોની ગોદીઓમાં બાંધી રાખવામાં આવતાં નથી, તેથી બધો માલ લટકતો લઈ બીજા મછવાઓમાં મૂકવામાં આવે છે. આ માલને પકડવામાં ઘણી જ બેદરકારી બતાવવામાં આવે છે. ભાંગી જાય તેવી રીતે માલને ગોઠવવાથી જ ઘણું નુકસાન થાય છે. જો દક્ષિણ અમેરિકાની કંપનીઓની આવી મુસાફરીમાં જ તૂટી જાય, તો તે ખરેખર વહાણવાળાઓનો જ વાંક છે, એમાં કોઇપણ રીતનો સંશય નથી. સંભાળથી ગોઠવેલા સામાનને લીધે વ્યાપારિક કાર્યમાં લાંબો વિલમ્બ થતો અટકે છે. કારણ કે જ્યારે યંત્રમાંનો કોઈપણ ભાગ ભાગી જાય છે, ત્યારે તેને બદલે નવો ભાગ ઉમેરવામાં ઘણો સમય જાય છે. કારણ દક્ષિણ અમેરિકાના ઘણે દૂર આવેલા શહેરમાં ન્યૂયૉર્કથી મોકલેલો માલ પહોંચતાં ઘણો સમય લાગે છે.

ટુંકમા યુનાઇટેડ સ્ટેટ્સના ચપળ વ્યાપારીજીવનનુ વિશેષ લક્ષણ દક્ષિણ અમેરિકાના વતનીઓથી સમજી શકાયુ નથી. અમેરિકાના કારીગરોની સાથે પત્રવ્યવહાર કરવામા દક્ષિણ અમેરિકાના વતનીઓ ઘણા વિનયી છે મનોહર પત્ર લખવાની કળા તેઓ ભૂલી ગયા નથી, એમ પ્રત્યક્ષ થાય છે આથી કરીને અમેરિકાના જે કારીગરોએ દેશાવર માલ મોકલવાનાં ખાતા ઉઘાડયા છે, તેઓ દક્ષિણ અમેરિકાના ઉંચી કેળવણી લીધેલા વતનીને પરદેશના વેપારી સાથે પત્ર વ્યવહારનુ કામ સોંપે છે, કારણ કે તેઓની લખાવટ ઘણી સાદી, વિનયી, અને પરદેશી-ઓને તરત સમજાય તેવી હોય છે

યુનાયટેડ સ્ટેટ્સના જે કેટલાક કારીગરો પોતાના કારખાનામા દક્ષિણ અમેરિકાના વતનીઓને કામ કરવા રાખે છે, તેઓ દક્ષિણ અમેરિકાના દેશોને જ માટે નિર્માણ થયેલી સ્પેનની ભાષામા ઘણી ઉત્તમ જાહેરખબરો બહાર પાડે છે આવા ઉચા ધોરણવાળી જાહેરખબરોને લીધે યુનાઇટેડ સ્ટેટ્સ અને દક્ષિણ અમેરિકા વચ્ચે સારો સબન્ધ સચવાઇ રહ્યો છે દક્ષિણ અમેરિકાના દેશોમા જાહેરખબરો મારફતે ઈંગ્રેજી શીખવાડવા સારૂ ઘડવામા આવેલી યોજનામાંથી ઘણું ડહાપણ વાપરી આ કારીગરો દૂર રહ્યા છે. પરિણામ એ આવ્યુ છે કે ઘણી જ સભાળથી તૈયાર કરવામા આવેલી અને સુંદર ચિત્રોથી પ્રગટ કરવામા આવેલી દૂરદર્શી કપનીઓની જાહેરખબરો એકદમ નકામી થઈ જતી નથી

જીવા બીમા ના યન્ત્રો બનાવનારી ન્યૂયૉર્કની કમ્પની આખા અમેરિકામા અથવા આખી દુનિયામા બીમા ગોઠવવાના યન્ત્રોનો બહુ બહોળો વેપાર ચલાવે છે દેશાવર માલ મોકલનારા થેડા જ વર્ષોમા બહુ ખીલવણી પામ્યાં છે જે દેશોમા બીમા ગોઠવવાના યન્ત્રોની માગણી વધતી જાય છે, ત્યાં બીજી જાતના યન્ત્રોની પણ માગણી થતી જાય છે આમાના કેટલા-કની જાહેરખબરો, પરદેશ માલ મોકલનારા ન્યૂયૉર્કના ખાતામા રહેલા પરદેશોના પ્રતિનિધિ તરફથી તદ્દન સ્વતન્ત્ર રીતે બહાર પડતી જોવામા આવે છે

---

# અજબ શા નવજીવનના સ્પન્દ !

લેખકઃ—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ. બી.

( આશાની ધૂનમા )

અજબ શા નવજીવનના સ્પન્દ !
અજબ આજ આનન્દ ! અજબ શા.
હજી કાલે તો કેમ વીતાવી કેવલ જાગી રાત !
કહી ન શકાયે—સહી કેમ જાયે ?—કાલરાત્રિ સાક્ષાત્ ! અજબ શા.
દુઃખી દિલોના દેવી દિલાસા સ્નેહીજનસહવાસ !
વ્યર્થ કીધા દિલહીન દર્દે હા ! સર્વ સ્નેહીપ્રયાસ ! અજબ શા.
હેતકૂંળા હૈયાં મુજ દુઃખે દુઃખી રખેને થાય,
છેતરવા હું સ્મિત કરતો પણ—દર્દ સહ્યું ના જાય ! અજબ શા.
અજબ અચિન્તિત નિદ્રા આવી શાન્તિસુધા સાક્ષાત્ !
અજબ ભયંકર દર્દ-રાત એ !—અજબ આજ પ્રભાત ! અજબ શા.
અજબ ચેતન !—અજબ પ્રેરણા !—અજબ અહો ! આહ્લાદ !
અજબ અજબ સૌ !—જોઉં—માણું !—અજબ બસ ઉન્માદ ! અજબ શા.
અજબ પ્રભુ ! તું !—અજબ લીલા તુજ !—અજબ ત્રાસ-ઉલ્લાસ !
દુઃખદ રાતો—સુખદ પ્રભાતો અજબ આત્મવિકાસ ! અજબ શા.

બાગ મુઝફ્ફરખાન,
આગ્રા, તા. ૨૯—૩—૧૯.

---

# નર્મદાતીરે મહાત્મા માધવદાસજીના ખાખચોકમાં.

લેખક—ગ મનસુખલાલ ઝવેરલાલ પંડયા, બી. એ.

૧.

પ્રકૃતિસૌંદર્યનુ સદર્શન જેમના આત્માનો આહ્લાદ અને ઉલ્લાસ છે ત્હેમનો તો અનુભવ છે કે તે સામાન્ય રીતે માનવામા આવે છે તે કરતા ઘણા વધારે પ્રમાણમા અને વધારે—લગભગ સર્વ—સ્થળે વેરાયલુ છે. કલાના ભક્તોને તાજમહાલ માટે આગ્રા કે પેન્થીયોન માટે રોમ, પીરામીડ માટે ઇજીપ્ત કે પેગોડા માટે બર્મા, ચિત્રકલા માટે રોમ કે સ્થાપત્યકલા માટે ગ્રીસ, બૌદ્ધકલા માટે આર્જેન્ટા કે જૈનકલા માટે આબુ જવુ પડે છે. જીવનની સામાન્ય થવી જોઇતી ઉપયોગી કલાઓને ઘડીભર દૃષ્ટિમાંથી દૂર રાખીએ—અને ઘણીય વાર સામાન્ય ટેવાથી જ તેમનો ચમત્કાર જણાતો નથી—તો પ્રકૃતિની કલા, શબ્દ અને ગતિના હિંડોલ અને કવિતા—નૃત્ય અને સગીત કલાના—ઉપભોગ પેઠે, સાધારણ જનોને પણ સુલભ છે. જો એ દર્શનશક્તિ હોય તો વ્યવહારગ્રસ્ત નગરજન પણ બજારમાંથી બ્હાર આવતા વિશાલ અને ઉંચ આકાશ, અસખ્ય અને અસ્થિર તારા, વિલાસભવનો અને માન આશ્રય દેતી ઝુંપડીઓ ઉપર સરખી રીતે પ્રકાશતો ચન્દ્ર—એ સર્વને જોઈ પુન માનવભાવ અનુભવે છે, જીવન-કલહમા ખોવાયલુ મનુષ્યત્વ પાછું મેળવે છે—*He again feels himself a man.*

ગુજરાત ધનવૈભવમા નથી તેમ સૌન્દર્યવૈભવમા યે નિર્ધન નથી ગિરનાર અને આબુ, સોમનાથ અને દ્વારકા, પાવાગઢ અને શુકતીર્થ એ આપણા કેટલાક—ધર્મની કલા અને કવિતાના—યાત્રીને આમન્ત્રતા પ્રકૃતિસૌન્દર્યના આકર્ષક ગઢો છે. હિન્દુસભ્યતા ધર્મના પાયા ઉપર રચાઈ છે તે એક સમન્વિત પ્રબધ છે તેના અગો પરસ્પર પોષક અને ઉપકારક છે. તો પછી તેમા ધર્મ અને સૌન્દર્યભાવનાનો વિસવાદ ન હોય એમા શુ આશ્ચર્ય ? પયગમ્બર કે પર્યેષક, દ્રષ્ટા કે વૈજ્ઞાનિક, કલાકાર કે સાહિત્યકાર સર્વને એક અખડ અને સનાતન કાવ્યસ્રોતના ઝરણા છે, વિશ્વના સનાતન સગીતમા તાલ દેતા સ્વરો છે. જેમ હિન્દુધર્મ અને હિન્દુજીવન કેન્દ્રાપગામી નથી તેમ ધર્મ અને સૌન્દર્યની ભાવના ભિન્ન નથી આપણા ધર્મ ગ્રંથોના જ સુન્દર સ્થાનોએ હોય છે એમ નથી ગામડાના ન્હાન્હા મદિરો અને શિવાલયો પણ જનાશયોને આરે હોય છે અને ગામની વસ્તીના તે વિશ્રામસ્થાનો બને છે ડોલતા લીમડાઓ, વિશાળ વડલાઓ અને મ્હોરતા આમ્રાઓના ઝુડ પાછળ ડૂબતા સૂર્ય ભગવાનની આરાત્રિક કોયલો ગાતી હોય તે સમયની—સન્ધ્યાપૂજનની—આરાત્રિક સાથે દૂરથી આવતો ઘટાનાદ, મેઘના મન્દગર્જન જેવો દોલનાદ અને બાવાઓનો બુલંદ ભજનસ્વર કે બ્રાહ્મણોનો શુદ્ધ મન્ત્રોચ્ચાર એ સર્વથી ક્યા રસિકહૃદયો મુગ્ધ નથી બન્યા ?

ચાલી એક સન્ધ્યાકાલે અમે માલસર પ્હોચ્યા મોરની કલા કરી ઉભા રહેલા આબાના વિશાલ વનમાથી ટ્રેન બ્હાર નીકળતા જ મદિરનો ઘુમ્મટ, નર્મદાની ભેખડો, વનમા કરેલાં

મનુષ્યના માળા સમાં સામે તીર વસેલાં ગામડાં અને દૃષ્ટિમર્યાદા બાંધતી સાતપૂડાની પર્વતમાળા-એ સર્વ જોયાં ન જોયાં અને અમે ગાડીમાંથી ઉતર્યા. લીલાં-ખેતરોની સેંથી જેવી પગથી ઉપર ચાલતાં જ નર્મદાના જલ ઉપર ડોલતા સઢ દીઠા. આવિલજલમાં-ઉર્મિમાલા હતી. સન્ધ્યાનો સૂર્ય નમતો હતો. મંદિરમાં આરાત્રિક ઉતરતી હતી. અમે ખાખચોકમાં પ્હોંચ્યાં.

ગુજરાતનું જીવન, તેની ઐતિહાસિક ભવ્યતા, તેનું પ્રકૃતિસૌન્દર્ય એ સર્વના અભ્યાસીને માટે નર્મદાનો યે પ્રદેશ ઓછો આકર્ષક નથી. કાઠિયાવાડની નીરસ વૃક્ષહીન અને પત્થરની ભૂમિ અત્રે નથી પણ ત્યાંની ઇતિહાસપ્રસિદ્ધ વીરતા ગુજરાતે ય દેખાડી છે. મહારાષ્ટ્રનાં દિલકંપાવનારાં સાહસો ગુજરાતના ઇતિહાસમા નથી એમ નહિ પણ ગુજરાતે વ્યાપારનાં શાન્ત સાહસો વિશેષ કર્યાં છે અને તે મહત્ ગુજરાત *Greater Gujarat*—ના વિસ્તાર ઉપરથી તરત પ્રતીત થાય છે. કોઈ પણ પ્રાન્ત કરતાં ગુજરાતને જલકિનારો વિશેષ છે અને એ જલમાર્ગોનો ઉપયોગ ગુજરાતે વ્યાપાર ખીલવવામા કર્યો છે—જો કે હજી ઘણો વધારે થઈ શકે એમ છે. અત્યારે તો સ્મરણાવશેષ રહ્યાં છે નર્મદાતટના ધાર્મિક, ઐતિહાસિક અને વ્યાપારી ખંડેરો પરંતુ એનું અદ્ભુત તટસૌન્દર્ય તો હતુ તે જ છે. માલસર ગામ તેને પૂર્વકિનારે વૃક્ષોમાં ભરાઈ ગયુ છે. ખેતરોમાં કામ કરતા કૃષિકારો, પાણી ભરવા ઉતરતી છટાભરી ગામડાંની સ્ત્રીઓ અને લીલોતરીના પુંજમાં ગોકુલને ચારતા બાલકો મહારાજ શ્રી માધવદાસજીના ખાખચોકમાંથી અમે રોજ જોતા—તેઓ અમારાં નયન—આનંદનાં સાધનો હતાં.

પૂર્વમાંથી આવી વાંક વળી અમ્હારી દક્ષિણે પચાસ પગલાં દૂર નર્મદા વ્હેતી હતી. તેના આવિલજલમાં તરતી પનૈયો મુસાફરોને લઈ અનુત્સાહી હૂડીઓની કલાથી જતી. બન્ને તટોએ ચાતકચાતકી જેવાં વૃક્ષોમા લપ્પાઈ બેઠેલાં અનેક ગામડાંઓની દૂતીનું કાર્ય એ પનૈયો સારતી. પ્રિયજનની રાહ જોતી ભ્રૂવિલાસથી અનભિજ્ઞ ઘણીએ ગ્રામ્યબાલાઓ તે પનૈયોને દૂરથી જોઈ ઉત્સાહમાં કંપી હશે—ભયથી તો નહિ જ કારણકે તે વીર યુવકોને તોફાની પૂર તરી જવો એ રમત હતી. સીનોરમાં અમે જાણ્યું હતુ કે પૂર આવતુ ત્યારે મધ્યજલમાં—ચારપાંચ વામ ઉંડાં જલમાં દશ દશ વર્ષની સર્વ વર્ગની કુમારિકાઓ તણાઈ આવેલા ઝાડનાં થડો પકડવા આવી. રાત્રિને રાત્રિ પડી રહેતી ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચેની ખાડી તરી જનારનાં સાહસો જાણી આપણે ડોકું ધૂણાવીએ છીએ—ગુજરાતનાં સાહસોનું આપણને જ્ઞાન નથી. જે વીરાંગનાઓ આવાં સાહસો ખેડી શકે છે તેમને જો અનુકૂલતાઓ અને પ્રસંગો મળ્યા હોય તો તેઓ શું શું ન કરી શકે! મેરી સ્ટુઅર્ટ અને જોન ઑફ આર્કની વીરતાના પાઠ અમારી શાલાઓ અમને શીખવે છે—અમારી હિન્દી વીરાંગનાઓનાં નામ પણ અમે જાણતા નથી. હિન્દની અમાપ શક્તિ અને શક્યતાઓનું માપ જ્યાં સુધી જાણીશું નહિ ત્યાં સુધી તેમનો ઉપયોગ અમે કેવી રીતે કરી શકીશું? ત્યાં સુધી હિન્દના ભાવિ ગૌરવ માટે અમને આશા અને શ્રદ્ધા કેમ સ્ફુરશે?

પૂર્વમાં રોપેલા ખેતરોની લીલી હારોની પરંપરા હતી. વચ્ચે વચ્ચે વેલીઓ અને વૃક્ષોની વાડો હતી એ ઉગતા પાક ઉપર આકાશમાં અદૃશ્ય વરસતા સૂર્યચન્દ્ર આશીર્વાદ ઉતારતા. પ્રકૃતિના હાસ્યહાસ્ય જેવું એ ઉગતી લીલી પંક્તિઓનું ડોલન હતું માથે મેઘ ચ્હડી આવતાં એ હાસ્ય વિરમતું અને સર્વત્ર ગંભીરતા છવાતી મજબૂત બાંધાનો છતાં દુર્બલ દેખાતો હિન્દનો ગરીબ ખેડૂત સચિંત દૃષ્ટિએ વારવાર મેઘ તરફ જોતો અને ફરી પાછો તેના સત્કાર માટે એનું ન્હાનું ખેતર નીંદતો—એના હૃદય જેવું શુદ્ધ બનાવવા—નીચો નમતો દરેક વર્ષના પાક ઉપર જ આધાર રાખતો અજ્ઞાન અને ચિંતાતુર ખેડૂત અને ચાર વિના ટળવળતા તેનાં દુર્બલ ઢોરોનું કરુણ ચિત્ર ગામડાંઓમાં ઘણું સામાન્ય છે દુષ્કાળની વાતો જ જાણનાર નગરનિવાસી દેશહિતચિંતક ધનિકો અને લોકનાયકોની સીમને વસતા મ્હેસુલની ગણત્રીમાં જ મુગ્ધ બનેલા અધિકારીઓની અને ઉપજીવિકા શોધતા દેશપ્રેમી યુવકોની એ ચિત્ર તરફ દૃષ્ટિ ખેંચવા માટે વ્યવસ્થિત પ્રયત્નો થવાની ઓછી જરૂર નથી

ઉત્તરમાં આગગાડીનું વિશાલ હતું પણ ત્યાં કોયલ એક જ હોય એમ અમને લાગતું. રોજ થોડું થોડું દ્દોકતી અને છેડતા તો તે એકલીય અમને હરાવતી ગોડે દૂર સ્ટેશન હતું મહાન સમારંભ પછી થોડી ગતિ કરતી ગાડી સ્હવારે ત્યાંથી જતી અને સ્હાંજરે પાછી આવતી અનધ્યાયને દિવસે કે આગસને દિવસે તે એ પ્રસંગો ખાસ મહાન ગણાતા જગત સાથેના અમારા વ્યવહારનું માન એ જ સાધન હોવાથી ઘણીય વાર તે આશા કે નિરાશા, આનંદ કે શોકનું નિમિત્ત બનતી તેની ગતિમાં જેટલી ટીચ અને હલક હતી તેટલી કવિતા ન હતી એ ભાન મુસાફરી વખતે સ્ફુરતો અને સ્ટેશન માસ્તરનું જીવન-નિર્જનવનમાં એકલવાયું જીવન—મ્હને એક સમયે તો આદર્શરૂપ લાગતું બાલપણમાં તો ઘણાનેય વાવટો લઇ પોર્ટર કે ગાર્ડ થવાની એંજીન ડ્રાઈવર કે સ્ટેશન માસ્ટર થવાની અભિલાષાઓ સ્ફુરી હશે. યૌવનમાં બાલપણના આદર્શો ઓસરી જાય છે, નવી દૃષ્ટિઓ ખુલે છે, સમસ્ત જગત જીતવાના મનોરથો સેવતી છીએ પણ શક્તિની પાંખ થાકતાં કે વિધિના અંતરાય આવતાં પાછા ફરીએ છીએ-સ્ટેશનમાસ્ટર મેક્સ ઓરેલ કહે છે ગાડી માનવ સુખ કરતાં સગવડનું સાધન વિશેષ છે ઘણે અંશે એય ખરૂં કે આગગાડીની શોધ પછી મેઘદૂતો રચાતા બંધ થઇ પત્રદૂતો જ રચાયા છે જીવનમાં કવિતા ઓછી થઈ કૃત્રિમતા વધી છે પણ મ્હને તો હજીય આગગાડી જેવી ગમે છે તેમાં મ્હારા મનોરથોની ગતિ નથી એ ખરૂં પણ તેમની ગૂઢતા, ગંભીરતા અને ચંચલતા છે અને એ સ્ટેશન માસ્તર અનેક જોડે વ્યવહાર કરે છે પણ કોઈ તેનું નહિ આમ દરેક જને પોતાનું જીવન પોતે જ જીવવું પડે છે કોઈક વિરલ ભાગ્યશાળી જ તેનું જીવન જીવનાર અન્ય વ્યક્તિ મેળવે છે પ્રકૃતિ સર્વત્ર દ્વંદ્વ રચતી જણાય છે પરંતુ હૃદયના—અને ભાવનાના તો અન્યરય-દ્વંદ્વ રચવામાં કાં તો તે અકુશલ છે કે કાં તો કૃપણ છે

અમારી દક્ષિણનો પ્રવાહ વાંક વળી પાછો પશ્ચિમમાં સમાઈ જતો હતો પણ આગળ લીલોતરીથી ઢંકાયેલો કિનારો, દૂર જતો—હાલો થતો—આવિરત જલનો પ્રવાહ, સ્હામે તીર ઉંચી

અણુસરખી ભેખડો, પાછળ દૃષ્ટિપ્રાન્ત ઘેરતુ વધારે ઉંચી નાળીયેરીઓનું વન અને તેમાં ડૂબતા સૂર્યભગવાનને જોવા એ અમારો સાયંકાલનો વ્યવસાય હતો. નદીતટે રખડતાં કે ખેતરોમાં ભમતાં, ખાખચોકની અગાશીમા કે સ્ટેશન ઉપર ફરતાં અમને એ સૂર્યાસ્ત જોવાની ટેવ પડી ગઈ હતી. પરંતુ પવન ઉપર આધાર રાખતી પનૈમાં બેસી જલપ્રવાહમાં તણાતાં તણાતાં, ડોલનાં ઊછળતાં અસ્ત થતા સૂર્યને જોવાની મઝા કંઇ અનેરી જ હતી. તેજનો એ સોનેરી પટો દરેક પળે રંગ બદલતો હતો. હલેસાના એક ન્હાન્હા ફટકાથી અમે એ પટાને ભાંગી નાખતાં. દેલવાડાના આરસના ઘુમ્મટનું કોતરકામ જલમાં કરતા અને તેની કાંગરીઓમાં રક્ત આકાશ રંગ પૂરતુ. આ અમારો આનંદ વિરલ ન હતો છતાં તેમાં મઝા રહેતી, કારણ કે પ્રકૃતિના ગહનમાં ગહન તત્ત્વ જલમાં અને ખાલી દેખાતા પણ ચમત્કારોથી ભરેલા આકાશમાં ક્ષણેક્ષણે નવતા અને વિવિધતા ધારણ કરવાની અજબ શક્તિ છે. કોઈ ઘેરી બનતી સન્ધ્યાકાળે જો કદી આકાશ મેઘથી આચ્છાદિત થતું તો અન્યથા રમણીય લાગતી ભેખડો, આવિલજલમાં કાળા પડછાયા નાંખી, તે શ્યામ દૃશ્યને ભયાનક બનાવી દેતી હતી. પવન પડી જતો, જલના ઓઘ આકાશમાં થંભી જતા, પાણીનો પ્રવાહ નદીમાં સ્થિર બની જતો, વીજળી પણ ચમકતા બ્હીતી. પ્રકૃતિ સર્વ આમ સ્તબ્ધ બનતી ત્યારે અમે અમારા પડછાયામાં જ સંતાતાં ધીમી ગતિએ ખાખચોક તરફ જતાં. એક સૂકું પાંદડું પણ કચડાતાં પ્રલયકાળનો ગહન ધ્વનિ થતો અમને લાગતો.

સન્ધ્યાકાલનાં દૃશ્ય સુંદર વા ભયંકર બનતાં તેમ રાત્રિનાં દૃશ્ય પણ જૂદાં જૂદાં સ્વરૂપ ધરતાં. કાળી અંધારી રાત્રિમાં સ્તબ્ધ ઉભેલા વૃક્ષો, નદીનો રૂપેરી પ્રવાહ અને મંદિરના આછા ધવલ ઘુમ્મટની છાયા વાતાવરણમાં, શુદ્ધ હૃદયોમા અને સ્વસ્થ મનમાં શાન્તિ ભરતાં. આકાશના ઉંડા ઉદરમા આછા પ્રકાશતા તારાઓનુ તેજ પ્રકૃતિની અનિર્વચનીય સમૃદ્ધિની ઝાંખી અસ્પષ્ટ રેખાઓ સૂચવતું. પણ કલા વધારતા શુક્લપક્ષના ચન્દ્રથી સનાથ બનતી રાત્રિઓ અને કૃષ્ણપક્ષની પાછલી રાત્રિઓ ઓછી આલ્હાદજનક ન હતી. અને તેમાયે એ આષાઢિપૂર્ણિમા સ્મરણપોથીમાં મ્હોટા અક્ષરે લખાયલી રહેશે. આષાઢસ્ય પ્રથમ દિવસે ગાવા માંડેલા એ કવિના—ઉભરાતા, રસની અનિયમિત અને અનન્ત ઉર્મિપરંપરા ઉછાળતા અને દરેક વાચને નવતા ધરતા મેઘદૂતની પૂર્ણિમા હજી આવી ન હતી. લોકમાં એ ગુરૂપૂર્ણિમા કહેવાતી, કારણ કે આજે ગુરૂપૂજનનું માહાત્મ્ય હતું. ખાખચોકમાં માધવદાસજીની પૂજા માટે અનેક શ્રદ્ધાળુ અને સરલ હૃદયના ગ્રામ્યજનો ભક્તિભાવથી ગુરૂપૂજન કરવા આવ્યાં હતાં. દિવસ સર્વેએ ઉત્સવમાં ગાળ્યો પણ રાત્રિ ચિંતાનું કારણ હતી. આજે ચન્દ્રદર્શન ન થાય એમાં લોકો રાજી હતા. આજે જો વર્ષાદનાં ચિહ્ન ન જણાય તો દુષ્કાલ પડે એવી માન્યતા હતી. આકાશમાં છૂટી છવાઈ ન્હાની વાદળીઓ રખડતી હતી અને લોકોની ચિંતાનું કારણ બનતી. ક્વચિત્ જલભર્યું વાદળું આવતું પણ તે એકલું જ હોવાથી ઉપેક્ષાથી જોવાતું—કોઈ

કવિ, કોઈ ચિત્રકાર કે કોઈ મુસાફરીજન પેઠે જગતની આંખ્યમાં કુતૂહલની ચપળતા છે પણ કાનમાં બ્હેરાટ છે, હૃદયમાં ભીનાશ છે પણ બુદ્ધિમાં સ્થૂળતા છે એકની પડેલી મહત્તા જોતાં તેને વાર લાગે છે

મહાત્મા માધવદાસજીએ ત્યાં નિવાસ કર્યાં પછી માનસરની આસપાસ બાર ગાઉ સુધી દુષ્કાળ પડયો ન હતો એમ લોક કહેતા તેમ ફૂલાનમનો પ્રદેશ ઘણો ફલદ્રૂપ ગણાતો ત્બાર વાગ્યા સુધી ચિંતાને દૂર કરવા આવી વાતો કરતા લોકો જાગ્યા અંતે ટારીને સૂતા.

ઉદ્વિગ્ન વાતાવરણમાંથી આવી થાકેલો હું નિદ્રાધીન તો થયો પરંતુ ભયંકર સ્વપ્નજાળમાં સપડાયો. વસ્ત્રવિનાનો હિન્દનો દુર્બલ ખેડૂત આંસુભરી આંખે પોતાના વ્હાલા ઢોર વેચવા શહેર તરફ જતો જોઇ મ્હને કંપારી છૂટી મ્હારા ગાત્રો શિથિલ થઈ ગયા હૃદય રડી ઉઠ્યું આંખ્યો મહા પ્રયત્ને ઉઘાડી તો ક્રૂર જ્યોત્સ્નાને અગાસીમાં હસતી દીઠી મ્હને જ્યોત્સ્ના ઉપર રીસ ચ્હડી હોયે અગાસીમાં આવ્યો પરંતુ ઉગતા પાક ઉપર ચંદ્ર જાણે આશીર્વાદ ઉતારતો હોય એમ તેનાં પથરાતાં કિરણો જોઈ શાન્ત બન્યો ચાર વાગ્યા હતા દક્ષિણ આકાશમાં કાળા વાદળા ચ્હડ્યા હતા તે જળથી ભરેલા હોવાથી ઘેરા ચળકતા હતા પવન હતો ત્હોય વેરાય એવો સંભવ ન હતો ગીરનાર ઉપર ગાળેલા ગયા વૈશાખની એ ઉન્મત્ત બનાવતી તોફાની પૂર્ણિમા ક્યાં અને ક્યાં આજની શાંત આષાઢી પૂર્ણિમા? એના એ જ પ્રકૃતિના તત્ત્વો—એનો એ જ *धूमज्योतिः सलिलमरुतां सन्निपातः*—પણ કેટલો અદ્ભુત ફેરફાર એકમાં વિપ્રલંભ શૃંગારની મસ્તી અને બીજામાં સંયોગસુખની શાન્તિ સરતમાં ઉડતા ફેનીનની પરંપરા જેવા ચારે બાજુ અથડાતા અને દશે દિશામાં ઉભરાતા, અને સનાતનજીની અગાસી ઉપર સતત વંદનાના આકારોના વિતાન પ્રસારતા, તૂટી પડતા કિનારાઓનું ગર્જન કરતા અને છતાં આ નાદની ઊર્મિપરંપરા પ્રેરતા પ્રાકૃતિક તત્ત્વોની મસ્તી અમારા દિલમાં ભરતા અને પાછળ ભરાઈ સંતાકૂકડી રમતા ચન્દ્રના તેજથી ચમકતા એના એ જ તત્ત્વોના બનેલા વાદળા આજે વહુજમણી પેઠે શરમાતા અને તપસ્વીની ગભીરતા ધરતા, સદાના વિરહીએ પર્વત-શૃંગો વચ્ચેની ખીણ ભરતા સાતપૂડાને શિખરે વિરાજતા અને ગાયા વિના રંગ જોતા, તોફાની પવનની ઉપેક્ષા કરતા અને કોઈ કોઈ સફેદ વાદળીથી સ્મિત વેરતા, નર્મદામાં કાળા પડછાયા નાખતા અને મનને ચિંતાના ભારથી ભરતાં શ્યામ વાદળા દક્ષિણ આકાશમાં ધીમે ધીમે પ્રસરતા હતા ગીરનારના જ્યોત્સ્નાઉત્સવમાં ઉલ્લાસ ભરી મસ્તી હતી ત્યાં અમારૂં સમયગીત ઉદાસીથી હતું

ઉગી કાંઈ વૈશાખની પૂર્ણિમા રૂપાળી,
વિરાટ આજ રમણે ચ્હડયો રે લોલ
લોક લોક ગાજે ગંભીર રસતાળી,
વિરાટ આજ રમણે ચ્હડયો રે લોલ

આજની આષાઢી પૂર્ણિમા સાનપૂડાની ખીણોની નીરવતાથી આથાવાડિયાની અસ્પષ્ટ ગહનતાથી અને નર્મદાતીરનાં ખંડેરોની નિર્જનતાથી ભરેલી હતી. તરંગી મન, પોતે રચેલાં દશ્યોના પડછાયા પ્રકૃતિમાં આમ નીરખતું હતું ત્યારે દક્ષિણ આકાશમાં ભરાઇ બેઠેલાં એ વાદળાં હવે વેગથી પ્રસરતાં હતાં. જરા વારમાં ચન્દ્રનું સામ્રાજ્ય નષ્ટ થયું. અંધકારના થર ઉભા થયા. ઉપર તીરના મારા પેઠે વર્ષાના છાંટા પડવા માંડ્યા. વાતાવરણમાં શીતલતા પ્રસરી. પ્રભાતની પ્હેલી આરાત્રિકનો ઘંટાનાદ થયો અને સચિંત બનેલા હૃદયોમાં આશા અને આસ્થા ઉગ્યાં. એક કલાકની વૃષ્ટિને પરિણામે પૃથ્વીમાથી નવી સુગંધ ઉઠી, કૃષિકારોમાં નવો ઉત્સાહ પ્રસર્યો, સૃષ્ટિમા નવું ચેતન સ્ફુર્યું

સાન્તાક્રુઝ,
૪ ૧૦ : ૧૮.

---

# નામદાર પટેલનો વર્ણાતર લગ્નનો ખરડો.

લેખક—ગ. પ્રાણલાલ કિરપારામ દેસાઇ, બી એ.

હિન્દની ધારાસભામાં આપણા ઇલાકા તરફથી સર્વાનુમતે ચુટાયલા હિન્દુપ્રતિનિધિ નામદાર વીઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલે કેટલાક માસ પહેલાં ધારાસભામા એવો ખરડો રજુ કર્યો છે કે હિન્દુઓની જુદી જુદી નાતો અને પેટાનાતો વચ્ચે થતા લગ્નો કાયદેસર ગણાવવાં જોઇએ.

આ નાનાસરખા ખરડાએ આખા દેશમા અત્યંત ખળભળાટ મચાવી મુકયો છે. ખરડાની વિરુદ્ધમાં કે તરફેણમા ગામે ગામ સભાઓ ભરાય છે, ટગવો થાય છે, ભાષણો અપાય છે, વર્તમાનપત્રોમાં લેખો લખાય છે અને ચર્ચાઓ થાય છે.

આજથી સાત આઠ વર્ષ ઉપર ધારાસભામાં બંગાળા તરફથી ચુટાયલા હિન્દુપ્રતિનિધિ ભૂપેંદ્રનાથ બાસુએ પણ સને ૧૮૭૨ ના લગ્નનો કાયદો સુધારવાનો ખરડો રજુ કર્યો હતો. તે સમયે પણ આવો જ ખળભળાટ મચી રહ્યો હતો. જુના વિચારના રૂઢીચુસ્ત હિન્દુઓના પ્રજામતની વિરોધતાને લીધે તે સમયે તે ખરડો ધારાસભામા પસાર થઇ શકયો ન હોતો.

ભૂપેન્દ્રનાથ બાસુના ખરડા સંબંધી જ્યારે ચર્ચા ચાલતી હતી ત્યારે તે ખરડાના વિરોધીઓ તરફથી એક દલીલ એવી રજુ કરવામા આવતી હતી કે એ ખરડાની મર્યાદા અત્યંત વિશાળ છે. તેને જો સહજ સંકુચિત કરી નાખવામાં આવે અને માત્ર હિન્દુઓને અરસપરસ લગ્ન કરવાની પરવાનગી આપનારો ખરડો રજુ થાય તો એની સામેની વિરોધતા ઓછી થશે અને તેવો ખરડો કાંઇક અંશે લોકમાન્ય થશે. ના૦ વિઠ્ઠલભાઇ પટેલના ખરડાની મર્યાદા તે પ્રમાણે સંકુચિત જ છે. તેનો આશય માત્ર એટલો જ છે કે હિન્દુઓની જુદી જુદી નાતો અને પેટા નાતો વચ્ચે થતાં લગ્નોમાં કાયદા તરફથી કોઇ પ્રકારની અડચણ આવવી જોઇએ નહિ.

નામદાર પટેલનો ખરડો આ પ્રમાણે સંકુચિત મર્યાદાવાળો છે છતા પણ જુના વિચારના રૂઢીચુસ્ત ભાઈઓ તરફનો તેની સામેનો વિરોધ બાસુના ખરડા સામેના તેમના વિરોધ

કરતાં કોઈ પણ પ્રકારે ઓછો નથી. મી. બાસુના ખરડાના જે પક્ષકારો હતા તે જ મી. પટેલના ખરડાના પક્ષકારો રહ્યા છે.

મી. બાસુનો ખરડો નામંજુર થયે આજ સાત વર્ષ વીતી ગયાં છે. આ સાત વર્ષમાં તો કેવા કેવા અદ્ભુત બનાવો બની ગયા! શી શી ઉથલ પાથલો થઈ ગઇ! જગતના ઇતિહાસમાં કોઇ પણ સમયે નહિં થએલા મહાન પરિવર્તનો આ સાત વર્ષમાં આપણી દૃષ્ટિ આગળ થઇ ગયા! ચીન, રૂશીઆ અને જર્મની જેવા દેશોમાં પણ આપખુદી સત્તાનો અંત આવ્યો. સ્વતંત્રતા અને લોકશાસન એ જ આ યુગના મહામંત્રો છે એમ સર્વત્ર સ્વીકારાયું. ભવિષ્યમાં લડાઈઓ બંધ કરવાના શુભ નેમથી લડાયલી આ જમાનાની મહાન્ લડાઈએ આત્મનિર્ણયના મહાન્ સિદ્ધાંતનુ પ્રતિપાદન કર્યું. આ મહાન્ સિદ્ધાંતનું રહસ્ય એ છે કે દરેક પ્રજાને, દરેક સમાજને, અને દરેક વ્યક્તિને પોતાનું હિત શેમાં સમાયલુ છે તેનો નિર્ણય કરવાનો સંપૂર્ણ અધિકાર છે. બીજાઓને તેમા માથુ મારવાનો અધિકાર નથી. રાજકીય બાબતમાં આપણે આપણા રાજકર્તાઓ પાસેથી એ હક માંગીએ છીએ. સામાજીક બાબતમાં આપણા ભાઇઓ તથા બ્હેનોને એ હક આપણે આપવાને તૈયાર થયા છીએ કે કેમ એ પ્રશ્નનો ઉત્તર હિન્દુપ્રજાની પાસેથી માંગવાને નામદાર પટેલનો ખરડો અત્યારે આપણી સમક્ષ આવીને ઉભો છે.

આપણા જીવનમાં લગ્ન એ અતિ મહત્વની બાબત છે. આવી ઉપયોગી અને મહત્વની બાબતમાં આપણા ભાઇઓ તથા બ્હેનોને આત્મનિર્ણયનો હક ના આપતાં તેમને એમ કહેવું કે નાતો અને પેટા નાતોના કૃત્રિમ કુંડાળા બહાર તમારાથી લગ્નવ્યવહાર થઈ શકશે નહિ. જો તમે તેમ કરવાની સ્વતંત્રતા લેશો તો હિન્દુધર્મ તથા હિન્દુસમાજમાંથી તમારો બહિષ્કાર થશે એ શુ આ પ્રગતિના જમાનામા યોગ્ય છે?

મી. બાસુ તથા મી. પટેલને પોતાના ખરડાઓ ધારાસભામાં લાવવાની જરુર કેમ પડી તે સમજવાને આપણી સમાજમાં હાલમાં લગ્ન સંબંધી કાયદો કેવા પ્રકારનો છે તે જાણવાની ખાસ જરૂર છે.

આપણા દેશમાં અંગ્રેજ સરકારે પોતાનો અમલ વ્યવસ્થાપૂર્વક ગોઠવી દીધો તે પહેલાંના ૧૫૦–૨૦૦ વર્ષોનો સમય આપણા દેશના ઇતિહાસનો ખરાબમાં ખરાબ સમય છે. તે સમયે આપણે આપણા પૂર્વજોની મહત્તા ગુમાવી દીધી હતી. સર્વત્ર અજ્ઞાન, અંધકાર અને વ્હેમનું સામ્રાજ્ય વ્યાપી રહ્યુ હતુ. તે સમયની આપણી સામાજીક અને રાજકીય સ્થિતિ એ,આપણી સંસ્કૃતિના ઇતિહાસના ખરાબમા ખરાબ પ્રકરણો છે, એ વાત આપણા દેશના ઇતિહાસના દરેક વિદ્યાર્થીને વિદીત છે. તેવા સમયની આપણી સાંસારીક સ્થિતિને આદર્શમય સ્થિતિ સમજી આપણે હમેશાં તેવી જ સ્થિતિમાં રહેવાનો દુરાગ્રહ કરીએ તો આપણી સાંસારીક પ્રગતિ કદી પણ થઈ શકે જ નહિ. પરતુ આપણા દુર્ભાગ્યે, જે આચાર વિચારો, જે રીત

રીવાજો અને જે રૂઢીઓ તે સમયે પ્રચલિત હતી તેમને પદ્ધતિસર ગોઠવી સરકારે નક્કી કરી દીધું કે હિન્દુસમાજ, હિન્દુધર્મ તથા હિન્દુકાયદાને આજ રીતરીવાજો માન્ય છે અને તેટલા માટે એથી ઉલટી રૂઢીઓ, ઉલટા આચાર વિચારો અને ઉલટા રીતરીવાજો ગેરકાયદેસર ગણાવવા જોઈએ. તે સમયે કેટલીક સ્થાનિક પરિસ્થિતિઓને લીધે જ્ઞાતિબંધનનું બળ વિશેષ હતું અને જ્ઞાતિ અને પેટા જ્ઞાતિની બહાર લગ્નવ્યવહાર પ્રચલિત નહિં હતો તેથી સરકારે એમ ઠરાવી દીધું કે હિન્દુ કોમને માટે જ્ઞાતિની અને પેટાજ્ઞાતિની બહાર લગ્નવ્યવહાર ગેરકાયદેસર છે.

ધીમે ધીમે દેશમાં અંગ્રેજી કેળવણીનો બહોળો પ્રચાર થવા માંડ્યો. પાશ્ચાત્ય સુધારાના સંસર્ગથી આપણામાં બુદ્ધિનો વિકાસ થયો અને તેથી કરીને આપણે આપણાં સાંસારિક રીવાજો તથા ધર્મસબંધી માન્યતાઓને નવા જ દૃષ્ટિબિન્દુથી તપાસવા લાગ્યા. આવી નવીન તપાસનું પ્રથમ ફળ એ આવ્યું, કે, આપણા દેશના કેટલાક કેળવાયલા અને સંસ્કારી જીવો જુના ચીલાઓમાંથી છુટા પડી જઈ તદ્દન નવે જ રસ્તે પળ્યા. પ્રચલિત હિંદુધર્મ તેઓને વહેમથી ભરેલો અને અર્થવગરની અનેક બાહ્ય ક્રિયાવાળો લાગ્યો તેથી તેઓએ પોતાને માટે બ્રહ્મોધર્મ નામનો તદ્દન નવો જ ધર્મ સ્થાપ્યો. આ બ્રહ્મોધર્મ તદ્દન નવો જ ધર્મ છે કે અસલી હિંદુધર્મની એક સુધરેલી શાખા છે તે એક ઘણો જ વિવાદભરેલો પ્રશ્ન છે. અત્યારના આપણા વિષય સાથે તેને કાંઈ પણ સંબંધ ન હોવાથી તે બાબત એટલું જ કહેવું બસ છે કે આ નવા વર્ગે હિંદુ સમાજમાં પ્રચલિત નાતજાતના ભેદ કોરાણે મૂક્યા ને પોતાની નાતના એક નાના કુંડાળાની બહાર રોટી તથા બેટી વ્યવહાર કરવામાં એ લોકોને કોઈપણ જાતનું પાપ માલમ પડ્યું નહિં. રોટી વ્યવહાર કરવામાં કાંઇ વિશેષ ભાંજગડ નહિં હોવાથી એ તો સ્હેજમાં બની ગયું. પણ નાતના કુંડાળાની બહાર છોકરા છોકરીઓનાં લગ્ન કરવાને એ લોકો તૈયાર થયા ત્યારે કાયદાનો પ્રશ્ન ઉભો થયો. કાયદો જાણનાર વિદ્વાન્ લોકોએ એમને ચેતાવ્યા કે હિંદુ કાયદા પ્રમાણે નાતની બહાર લગ્ન થઇ શકે જ નહિં. આવાં લગ્ન થશે તો ગેરકાયદેસર ગણાશે આવા લગ્નોથી ઉત્પન્ન થએલી સંતતિને બાપની મીલકતનો વારસો મળી શકશે નહિં. પોતાની સાંસારિક પ્રગતિમાં કાયદો આમ વિઘ્નરૂપ છે. એમ જ્યારે તેઓને માલમ પડ્યું ત્યારે તેઓએ આ વિઘ્ન દૂર કરવાને સરકારને અરજ કરી. એ લોકોની અરજ ઉપરથી સને ૧૮૭૨ માં તે વર્ગના લોકોને માટે સરકારે લગ્નનો ખાસ નવો કાયદો કર્યો. આ કાયદાથી પોતાની નાતની બહાર લગ્ન કરવાની બ્રહ્મોધર્મવાળાને છુટ મળી. પરંતુ નાત બહાર લગ્ન કરવાની છુટ સરકારે માત્ર બ્રહ્મોધર્મવાળાને જ આપી, અન્ય ધર્મના લોકોને નહિં એ કાયદા પ્રમાણે લગ્ન કરનારાં વર કન્યાઓને એમ જાહેર કરવું પડે છે કે હું ખ્રિસ્તી, યાહુદી, હિંદુ, મુસલમાન, પારસી, બુદ્ધ, શીખ કે જૈનધર્મમાંથી કોઈ પણ ધર્મનો અનુયાયી નથી. મી. બાસુએ જે બીલ ધારાસભામાં રજુ કર્યું હતું તેમાં એવી માગણી કરવામાં

આવી હતી કે સને ૧૮૭૨ ના કાયદામાં જે ઉપલી કલમ છે તે રદ કરવી જોઇએ અર્થાત્ પોતાની નાતના કુંડાળાની બહાર લગ્ન વ્યવહાર કરવાની જે છુટ સરકારે માત્ર બ્રહ્મોને આપી છે તે સર્વને આપવી જોઇએ. નામદાર પટેલના ખરડાની માંગણી ઘણી સંકુચિત છે. એ ખરડાની માગણી માત્ર એટલી જ છે કે **હિંદુ કોમને પોતાની નાત કે પેટા નાતની બહાર** લગ્ન કરવાની છુટ આપવી જોઇએ

સને ૧૮૭૨ માં માત્ર બ્રહ્મોસમાજના અનુયાયીઓને જ પોતાની નાતની બહાર લગ્ન કરવાની ઇચ્છા થતી હતી અને તેથી તેમણે પોતાને માટે કાયદો કરાવ્યો. પરંતુ છેલ્લા ૪૦-૫૦ વર્ષમાં કેળવણીનો પ્રચાર બહુજ બહોળો થયો છે. લોકોનાં મન વધારે વિકાસ પામ્યા છે. જ્ઞાતિબંધનની વિરૂદ્ધ સર્વત્ર પોકાર સંભળાય છે તેથી સરકારે જે છુટ બ્રહ્મોને આપી છે તેવી છુટની બીજાઓ તરફથી પણ માંગણી થવા લાગી છે તો તેમને તે છુટ કેમ ના મળવી જોઇએ?

સને ૧૮૭૨ ના કાયદાનો લાભ લઇ લગ્ન કરનારાઓ તે વખતે "હું હિંદુ નથી", એમ કહેવાને ગભરાતા નહિ હશે. પરંતુ હવે સમય બદલાયો છે. અત્યારે સંસ્કૃત વિદ્યાનું પુનર્જીવન થયું છે. તેમ આર્યસમાજ, થીઓસોફી તથા સ્વામી રામતીર્થ તથા સ્વામી વિવેકાનંદ જેવાઓના માર્મિક બોધથી આપણને આપણા હિંદુધર્મ તથા હિંદુપ્રજાના ગૌરવને માટે અભિમાન ઉત્પન્ન થવા લાગ્યુ છે તેથી અત્યારે 'હું હિંદુ નથી' એમ કહેવાને માટે કોઈ હિંદુ ભાગ્યે જ રાજી હોય.

એક મનુષ્ય હિંદુધર્મના સિદ્ધાંતો તથા તત્વજ્ઞાન માનતો હોય, હિંદુ શાસ્ત્ર અનુસાર ધર્મની સર્વ ઉપાસના કરતો હોય, મંદિરોમા દર્શન કરવા જતો હોય, તુળસી પુજા કરતો હોય, અગીઆરસ તથા શિવરાત્રીને દિવસે અપવાસ કરતો હોય પણ માત્ર તેને જ્ઞાતિબંધનનું ધોરણ માન્ય નાં હોય અને તેથી તે બીજી નાતની કે પેટા નાતની પણ હિંદુસ્ત્રી સાથે લગ્ન કરે તો અત્યારના કાયદા પ્રમાણે એ લગ્ન ગેરકાયદેસર ઠરે છે. વરકન્યા બંને જુદી જુદી નાતનાં પણ હિંદુ હોય છતાં પોતાનાં લગ્ન કાયદેસર ઠરાવવાને માટે તેમને 'હું હિંદુ નથી' એમ કહેવાની કાયદો ફરજ પાડે છે. અત્યારના કાયદાની આવી કફોડી સ્થિતિને લીધે આપણામાં એક જાતનું અપ્રમાણીકપણું આવે છે, તેથી આપણી નીતિ તથા ચારિત્રમાં ખામી આવે છે. તેમ હિંદુ કોમના કેળવાયલા તથા સંસ્કારી સ્ત્રીપુરુષોને આપણે ગુમાવીએ છીએ. આ બધું દુર કરવાના ઉદ્દેશથી જ નામદાર પટેલે પોતાનો ખરડો રજુ કર્યો છે.

જે જ્ઞાતિઓના લોકોને આવા જુદી જુદી નાતનાં સ્ત્રીપુરુષોના લગ્નો નાપસંદ હોય તેઓને આવા સ્ત્રીપુરુષોને પોતાની જ્ઞાતિ બહાર મૂકવાની સંપૂર્ણ છુટ છે. સરકારે કાયદાથી પુનર્લગ્ન કરવાની વિધવાઓને છુટ આપી છે તો પણ પુનર્લગ્ન કરનારી વિધવાઓને જ્ઞાતિ બહાર મૂકવાનો જ્ઞાતિના લોકોને હક કાયમ જ છે. તે જ પ્રમાણે આવી જુદી જુદી નાતો કે

પેટા નાતોના સ્ત્રી પુરૂષોવચ્ચેનાં લગ્નોની બાબતમા પણ જ્ઞાતિના અંકુશ તો રહેવાના જ માટે નાતના પટેલીઆઓને આ ખરડાથી ગભરાવાનુ બીલકુલ કારણ નથી.

નામદાર પટેલના ખરડાના વિરોધીઓ આ ખરડાની ચર્ચા કરતી વખતે એક મોટી વાત ભૂલી જાય છે અને તે એ છે કે આ ખરડો કાંઇ ફરજીઆત કાયદો નથી. એ તો માત્ર એક પરવાનગી આપનાર કાયદાની માગણી કરનારો ખરડો છે, એટલે કે એ ખરડો એમ કહેતો નથી કે દરેક હિન્દુએ પરનાતમાં લગ્ન કરવા એ ખરડો તો માત્ર એટલી જ માગણી કરે છે કે કોઇ પણ હિંદુને પરનાતમાં લગ્ન કરવાનો વિચાર હોય ને તેની સાથે તેને હિંદુધર્મમા પણ રહેવુ હોય તો તેમ કરવાની તેને પરવાનગી આપવામા આવવી જોઇએ.

અત્યારના વ્યક્તિસ્વાતંત્ર્યના સમયમા કોઇને આવી પરવાનગી ના મળે એ શુ યોગ્ય છે ? કોની સાથે લગ્ન કરવા ને કોની સાથે ના કરવા તેનો નિર્ણય કરવાની સત્તા દરેક વ્યક્તિને પોતાને મળવી જોઇએ. પુખ્ત ઉમ્મરની બે વ્યક્તિઓ પોતાની રાજીખુશીથી એક બીજા સાથે લગ્નસંબંધથી જોડાવા માગતી હોય, અને તેમના એવા સબંધથી નીતિના સનાતન નિયમોનો ભંગ ના થતો હોય અને અન્ય વ્યક્તિની સ્વતંત્રતાપર તરાપ આવતી ના હોય તો તેમનાં આ લગ્નમાં બીજી કોઇપણ વ્યક્તિને–કોઈ પણ સમાજને કોઇપણ સંસ્થાને તેમ કોઇપણ કાયદાને વચ્ચે આવવાનો હક નથી. અત્યારનો હિંદુ કાયદો લગ્નની બાબતમાં વ્યક્તિ-ની સ્વતંત્રતાની આડે આવે છે. બન્ને વ્યક્તિઓ હિંદુ હોય છતા કાયદો તેમને 'અમે હિંદુ નથી' એમ કહેવાની ફરજ પાડે છે. આવા આપખુદી કાયદામા ફેરફાર કરાવવાના ઉદ્દેશથી જ નામદાર પટેલે પોતાનો ખરડો રજુ કર્યો છે.

અત્યારનો સમય પ્રગતિનો છે. આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ થઈ છે. અનેક નાતના લોકો સાથે આપણે સંબંધમા આવીએ છીએ. શાળાઓમા, કોલેજોમાં તેમ સમાજહિત અને દેશહિતના અનેક જાહેરકાર્યોમા પરનાતના અસંખ્ય સ્ત્રી પુરુષો એક બીજાના સમાગમમાં આવે છે. તેમાં અનાયાસે એક બીજાનુ હૃદય આકર્ષાય, અરસપરસ પવિત્ર પ્રેમ બંધાય ને તેમને પવિત્ર લગ્ન કરી એક બીજો સાથે જોડાવવાનુ મન થાય, તો કાયદા તરફથી એવા લગ્નોમા પ્રતિબંધ શા માટે હોવા જોઇએ ? તમારે તો માત્ર આટલાં જ સાંકડા કુંડાળામાં મિત્રાચારી બાધવી જોઇએ. પ્રેમને પણ એથી બહાર ચસકવા દેવો નહિં અને કુંડાળાની બહાર લગ્ન કરવાનો તો વિચાર સરખો પણ કરવો નહિ એમ કોઇને કહેવુ એ શું યોગ્ય છે ? દુનીઆની બીજી કોઇ પણ પ્રજામાં આવી જાતનાં લગ્નો માટે પ્રતિબંધ નથી. બે મુસલમાન, બે પારસી કે બે ખ્રીસ્તી પોતાના ધર્મનો ત્યાગ કર્યા વગર એક બીજા સાથે ખુશીથી પરણી શકે છે. પણ જ્ઞાતિભેદની મજબુત બેડીઓથી જકડાયલા બે હિન્દુઓને એક બીજા સાથે પવિત્ર લગ્ન કરવાની ઇચ્છા હોય તો તેવાં લગ્ન કરવાની ખાતર તેમને પોતાના હિન્દુ ધર્મ, ને હિન્દુ-

ત્વનો ત્યાગ કરવો પડે છે આના સખત પ્રતિબંધો તોડી હિન્દુઓને એક બીજા સાથે લગ્ન કરવાનો માર્ગ મોકળો કરી આપવાના ઉદ્દેશથી જ નામદાર પટેલે પોતાનો ખરડો ધારાસભામા રજુ કર્યો છે.

નામદાર પટેલના ખરડાના વિરોધીઓની સૌથી વજનદાર દલીલ એ છે કે કાયદાની મદદથી આપણી સમાજમા સુધારો કરાવવાની નીતિ યોગ્ય નથી પ્રજાની સાંસારિક બાબતોમાં સરકારને-તેમા ખાસ કરીને જે સરકાર અને આપણી વચ્ચે ધર્મ તથા સાંસારિક રીતિ રીવાજોમા સામાન્યતા નથી તે સરકારને વચ્ચે નાખવા એ બહુ જ જોખમભરેલુ પગલુ છે. આવા પ્રકારની દલીલનુ વ્યાજબીપણુ હુ સ્વીકારુ છુ પરંતુ નામદાર પટેલના ખરડાની બાબતમા આ દલીલ બંધબેસતી નથી. સરકાર તરફથી તેમ અન્ય ધર્મના કોઇ પણ ધારાસભાના સભાસદ તરફથી આ ખરડો રજુ થયો નથી. પરતુ આપણા જ ધર્મના અને આપણી જ કોમના અને આપણા તરફથી ચુટાયલા પ્રતિનિધિએ આ ખરડો રજુ કર્યો છે વળી આ ખરડો આપણી સમાજમા લગ્નની બાબતમા કોઈ પણ પ્રકારનો નવો રીવાજ દાખલ કરવાની માગણી કરતો નથી પરતુ આપણી સાસારિક બાબતમા અત્યારના સરકારના કાયદાએ હદ ઉપરાંતની જે સત્તા લઇ લીધી છે તે સત્તા કાયદા પાસેથી છીનવી લઈ લગ્નની બાબતમા હિન્દુઓને વધારે સ્વતંત્રતા આપવી એ જ આ ખરડાનો શુભ ઉદ્દેશ છે.

અત્યારના કાયદાને એવુ કહેવાનો શુ હક છે કે નાતો તથા પેટા નાતોના કૃત્રિમ કુડાળા બહાર થતા હિન્દુઓના લગ્ન ગેરકાયદેસર છે? આવી જાતના લગ્નો પૂર્વે આપણી સમાજમા થતા તેના આપણા પ્રાચીન ઇતિહાસ તથા પુરાણોમા અસખ્ય દૃષ્ટાંતો છે અસલના બ્રાહ્મણ ઋષી મુનિઓના ક્ષત્રીકન્યાઓ સાથે થયેલા લગ્નો જાણીતાં છે. સુકન્યા જે ક્ષત્રી રાજકન્યા હતી તેણે ચ્યવન મુનિ સાથે લગ્ન કર્યા હતાં અર્જુનને પ્રથમ બ્રાહ્મણ સમજીને જ દ્રૌપદી તેની સાથે પાણીગ્રહણ કરવાને તૈયાર થઈ હતી પરશુરામના પિતા જમદગ્નીએ રેણુકા નામની રાજકન્યા સાથે લગ્ન કર્યા હતા ક્ષત્રી રાજાઓએ અન્ય જ્ઞાતિઓની કન્યાઓ સાથે કરેલાં લગ્નો પણ આપણા પ્રાચીન ઇતિહાસ તથા પુરાણોમા અસખ્ય મળી આવે છે. શતનુ રાજાએ મત્સ્યગધા નામની માછીની કન્યા સાથે લગ્ન કર્યા હતા, ધૃતરાષ્ટ્રે ગાધારી નામની યવનકન્યા સાથે લગ્ન કર્યા હતા, ભીમસેને હીડબા નામની રાક્ષસી ( અનાર્ય સ્ત્રી ) સાથે લગ્ન કર્યા હતા. અર્જુને ચિત્રાગદા સાથે લગ્ન કર્યા હતાં, ચંદ્રગુપ્તે ગ્રીસ દેશની રાજકન્યા સાથે લગ્ન કર્યાં હતા. રજપુતોમા ઉત્તમમાં ઉત્તમ ગણાતા કુળનો મૂળ પુરૂષ બાપા રાવળ મૌર્યવંશમાથી ઉત્પન થયેલા હતા અને મૌર્યવંશની ઉત્પત્તિ ચદ્રમાથી છે તે જાણીતી વાત છે. આવા આવા પૂર્વે થઇ ગએલા અસખ્ય લગ્નો ગેરકાયદેસર ના ગણાયા અને હવે જો કોઇ હિન્દુ પોતાની નાની નાતના કુડાળાની બહાર લગ્ન કરે તો તે ગેરકાયદેસર ગણાય એવુ જે હાલનો કાયદો કહે છે તે અયોગ્ય છે એમ ઠરાવવું એ જ પટેલના ખરડાનો ઉદ્દેશ છે.

નામદાર પટેલના ખરડાના વિરોધીઓની એક દલીલ એવી છે કે જો આ ખરડો પસાર થયો તો આપણી સમાજમાં બધે ગડબડ ગોટા મચી રહેશે ને આખી સમાજ અવ્યવસ્થિત થઇ જશે ને આપણી સમાજ બીલકુલ સંગીન ન રહેતાં છિન્ન ભિન્ન થઇ જશે ને આખરે તેનો નાશ થશે.

લગ્ન જેવી અંગત સુખ દુઃખની બાબતમાં પણ જે સમાજવ્યવસ્થા વ્યક્તિઓને સ્વતંત્રતા આપવા ના પાડે છે તે સમાજવ્યવસ્થા ઉત્તમ છે, આદર્શમય છે અને તેવી જ વ્યવસ્થા આપણી સમાજમાં હમેશાં રહેવી જોઇએ એવું ઇચ્છનાર રૂઢીચુસ્ત લોકોને માત્ર એક જ પ્રશ્ન પુછવાનો છે કે શા આધારે તેઓ એમ કહે છે કે અત્યારની આપણી વ્યવસ્થા હરેક રીતે ઉત્તમ છે. જ્યાં સુધી બીજી વ્યવસ્થાની આપણે અજમાવશ કરી નથી ત્યાં સુધી એમ કહેવાનો આપણને શો હક છે? જે સમાજમાં લગ્નની બાબતમાં આપણી સમાજ જેવા સખત બંધનો નથી તે સમાજમાં રહેનારા મનુષ્યો કરતાં આપણે શું વધારે સુખી છીએ? જગતના ઇતિહાસમાં આપણે હમેશાં જોતા આવ્યા છીએ કે જ્યારે કોઈ પણ જાતનો નવો સુધારો દાખલ થવાની હીલચાલ ઉભી થાય છે ત્યારે જુના વિચારના લોકો બુમરાણ કરી મુકે છે કે જો આ સુધારો સમાજમાં દાખલ થયો તો સમાજમાં સર્વત્ર અંધાધુંધી વ્યાપી રહેશે ને મહાન્ અનર્થો થઇ જશે. આવા લોકોના બુમાટાથી ગભરાઈ સુધારકો બેસી રહ્યા હોત તો દુનીઆમાં કોઇ પણ પ્રકારની પ્રગતિ થાત જ નહિ. આવા લોકોના બુમાટો છતાં પણ જગતમાં તો સુધારો દાખલ થયો જ જાય છે અને જગતનો વ્યવહાર પણ નિયમીત રીતે ચાલે જ જાય છે. તેમ નામદાર પટેલનું બીલ પસાર થશે તો પણ આપણી સામાજીક સ્થિતિમાં કોઈ પણ જાતની અંધાધુની કે અનર્થ થયા વિના બધુ નિયમપર ચાલે જશે.

નામદાર પટેલના ખરડાને અત્યારની પ્રચલિત રૂઢી નીતિ વીરૂદ્ધ છે તેવા સંકુચિત દૃષ્ટિબિન્દુથી ના તપાસતાં ન્યાય, વ્યક્તિસ્વાતંત્ર્ય, આત્મનિર્ણય અને આપણી હિન્દુ કોમમાં ગૌરવ વગેરે ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી તપાસવાની જરૂર છે. આ પ્રત્યેક દૃષ્ટિબિન્દુથી તપાસતાં આપણી ખાત્રી થશે છે કે, હિન્દુ કોમની સામાજીક હિતની ખાતર આવી જાતના ખરડાની ખાસ જરૂર હતી. અને માનનીય પટેલે આ ખરડો રજુ કર્યો છે તેને માટે દરેક કેળવાયલા હિન્દુએ તેમનો ઉપકાર માનવો જોઇએ.

---

# વિધવા.

લેખક—બ્હેન હિરાબાઈ ગોવિન્દજી વસનજી.

રાધાચરણના અકાળ મૃત્યુને લીધે તેના કાકા કાકીને બહુ શોક થયો. પરંતુ અભાગિની પાર્વતિને તો એથી આ સંસાર અંધકારમય થઇ ગયો. તેને માટે તો આશા, ઉત્સાહ અને સુખનો સોગે આના નાશ થઈગયો. છતા યે તેણે આ ઘોર દુઃખને વજ્ર સમાન લાગના આ મહા સંકટને ક્રમે કરીને પણ સહન કીધુ. તેણે આ અસહ્ય દુખને પોતાના મનની શક્તિથી ચુપચાપ સહન કીધુ શોકના ભારી બોઝાથી પાર્વતીનું સુકોમળ હૃદય સુરેસુર થઇ ગયુ. પરંતુ આ મહાન કુદરતી દુખ સામે કોઇનો ઉપાય ન હોતો

રાધાચરણના કાકા રામપ્રસાદ મોટી વયના માણસ હતા રાધાચરણના પિતા ગુરૂપ્રસાદ જ્યારે તેની ઉમ્મર પાચ વર્ષની હતી ત્યારે જ મૃત્યુ પામ્યા હતા તેની માતા સુનીતિ પણ પતિના મૃત્યુબાદ એક વર્ષ પછી સ્વર્ગ-લોક-ગામિની થઇ હતી, તેથી બાળક રાધાચરણનુ પાલનપોષણ કાકા રામપ્રસાદ અને કાકી હરદેવીએ જ કર્યું હતુ જે મિલ્કતમાંથી ઘરખર્ચ ચાલતો હતો તે મિલ્કત તેના પિતા જ મુકી ગયા હતા રહેવા માટે એક પાકી બાધણીનુ તથા વડીલોપાર્જિતનુ ઘર હતુ પરંતુ આ બાપીકી મિલ્કત-રહેવાના ઘરમા-ચાલુ કરજ પ્રવેશ થઇ ગયુ હતુ, અને તે દિવસે દિવસે વધ્યુ જ જતુ હતું રામપ્રસાદે પોતાની કન્યા ચમેલીના વિવાહમા મૂર્ખ માણસોમા પોતાની વાહ્‌વાહ્ કહેવરાવવા અને મોટાઇ બતાવવા માટે ઘણો પૈસો ઉડારી નાખ્યો. વિવાહ પછી એક અઠવાડીઆ સુધી જમણ કર્યું ત્યારે લોકો તેની મૂર્ખતાપૂર્ણ ઉદારતા ઉપર ચર્ચા કરવા લાગ્યા કોઇ કહેતા કે, કચવડીમાં મોણ ઓછું કોઇ કહેતા હતા કે, શાકમાં મીઠું ઓછુ છે આ પ્રમાણે તેઓ બધી બાબતોમા કઇની કઇ ભૂલો કાઢતા.

જે વર્ષમા રામપ્રસાદની પુત્રીનો વિવાહ થયો તે જ વર્ષમા રાધાચરણ બી. એ. ની પરીક્ષામા પાસ થયો. સ્કુલમા જ તેને તેની યોગ્યતાને લીધે છાત્રવૃત્તી મળતી હતી પરંતુ બી. એ. ની ફી અને ચોપડીઓ માટે તેને રામપ્રસાદ પાસેથી રૂપીઆ ૧૫૦) મળ્યા હતા. તે જ વર્ષમાં રામપ્રસાદે ગરીબોને સહાય કરનારા લાલા દેવીજીમલ પાસેથી ૫૦૦૦ રૂપીઆ લીધા હતા. તેમાથી ૩૦૦૦ નો છોકરીના વિવાહમા ગયા પણ જ્યારે કરજનો પ્રસગ ઉઠતો ત્યારે તેઓ છોકરાનો વાક કાઢતા તેમના હિસાબથી એમ હતુ કે, જો રાધાચરણ શીખત નહિ તો અમને ઋણી થવુ પડત નહિ. નાની નાની વાતોપર રામપ્રસાદ રાધાચરણને કહેતા—"તેં મારી શુ સેવા કરી છે ? જે તારા શીખવાને લીધે મારૂ સત્યાનાશ વળી ગયુ "

સુશીલ રાધાચરણ પોતાના મૂર્ખ કાકાની વાતનો ઉત્તર આપતો ન હોતો અને નીચુ માથુ કરી મૌન રાખતો સર્વ સાંભળી લેતો હતો.

૨.

રાધાચરણના મૃત્યુથી તેના કાકાકાકીને ઘણું દુઃખ થયું, પરંતુ તે દુઃખની તીવ્ર આગમાં પણ રામપ્રસાદે રાધાચરણને લીધે જ થયેલી કરજદારીની વાતની પ્રસિદ્ધિને ઘણા જ યત્નથી સુરક્ષિત રાખી.

શોકની પ્રબળ જ્વાળામાં બળી જતાં આ દંપતી-યુગલેએ પોતાની પુત્રીનો આશરો લઇ ઘણો શાન્તિલાભ લીધો. જે પ્રમાણે ભાદરવા મહીનાની વર્ષા પછી સૂર્ય અધિક અસહ્ય થઇ ઉઠે છે, તે પ્રમાણે તે બેન્ને પતીપત્ની શોક-સાગરમા સ્નાન કરી અધિક કઠોર થઇ ઉઠ્યાં હવે તેઓ વાતવાતમાં કહેવા લાગ્યાં કે—" રાધે અમને મારી ગયો તે અમારો ભત્રીજો નહિં, શત્રુ હતો અમારૂ સત્યાનાશ કરવા આવ્યો હતો "

પાર્વતિ જે પ્રબલ લહેરમા વહી જતી તેને લેશ માત્ર પણ આસરો ન હોતો. તે અનન્ત શોકમાં હતી. તેના મનમા શોકનો પ્રચંડ અગ્નિ બળી રહ્યો હતો. એક બાજુ તે દમ્પતીઓ તે દુઃખી અબલાને વધારે દુ ખી કરવા લાગ્યું શોકની અનન્ત જ્વાલામા, શોકની પ્રચંડ અગ્નિમા, નિરાશારૂપી અન્ધકારમા અને આ દુર્ગન્ધપૂર્ણ સંસારમા તેને સર્વત્ર પતિનુ મુખરૂપી કમળ દેખાતુ હતું. જાણે તે તેને મૌન ભાષામા કહેતો હોય-'પ્રિયા પાર્વતિ, ધૈર્ય ધારણ કરો, કઠણતાને સહો, સ્વપ્નરૂપી સંસારમાં જ્યા સુધી છો ત્યાં સુધી કેમે કરી કાલ વ્યતીત કરો. સ્વર્ગમાં હું તમારી પ્રતિક્ષા કરૂ છુ હુ તમને અવશ્ય મળીશ કારણ કે તું મારી છો અને હું તારો છુ.'

તેને સંસાર ઉપર અથવા બીજી કોઇ પણ ચીજપર માયા એસતી નહોતી સારાંશ, પાર્વતિનું હૃદય અતિશય દુઃખી હતુ મૃત્યુશય્યાપર પડેલા પતિના જ્યોતિહીન નેત્રોનો કાતર ભાવ તે ભુલતી ન હોતી

પાર્વતિ હીન્દી મીડલ પાસ થઈ હતી પાર્વતિને રાધાચરણે થોડું ઇંગ્રેજી પણ શીખવ્યું હતું. રાધાચરણનો વિચાર તેને પ્રવેશિકા પાસ કરાવવાનો હતો પણ તેના અકાલ મૃત્યુએ તેમ થવા દીધુ નહિ

પતિના મૃત્યુ પછી અભાગિની પાર્વતિને પુસ્તક હાથમાં લેવાનો વખત મળતો નહોતો. ઘરમાં તેની કોઈ સત્તા નહોતી. ઘરનું સર્વે કામ કરવા છતાં સાસુના મુખની મીઠી વાત સાંભળતી ન હોતી, પરંતુ ગાળો અને પતિનિન્દા સાંભળતી હતી. સાસુ રાધાચરણના મૃત્યુનું કારણ એને જ સમજતી હતી. પાર્વતિને આ કુટિલતાપૂર્ણ સંસારમાં સહાનુભૂતિનું ચિહ્ન કોઈ દેખાતું નહોતું.

પાર્વતિને એક ભાઇ હતો તેનું નામ સુખદેવ હતુ તે પિતરાઈ ભાઈ હતો. તે કોઈ ઠેકાણે શીપાઈનું કામ કરતો હતો. પરંતુ વિવાહિત હતો. પાર્વતિ એક સમયે પોતાની ઓરડીમાં પતિ શોકમા બેઠી હતી

તે વખતે જાણે તેનાં પુસ્તકો તેને પોતાની ભાષામાં કહેવા લાગ્યાં કે, 'પાર્વતિ, તું શાંખેલી છે. અમે તારી સખીઓ છીએ. અમને તારાથી ઘૃણા નથી આવતી.' પાર્વતિના ભગ્નહૃદયમાં

મુદ્રલા. રૂ. ૦-૧૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

શાન્તિના અસ્ફુટ કીરણોનો ઉદય થયો. તેણે એક પુસ્તક લીધુ. અને સાક્ષાત અભયદા દેવી ભગવતી સરસ્વતીમાતાના દર્શન થયાં. સરસ્વતીના ઇશારાથી જ તેણે પુસ્તક લીધુ હતું. તે પુસ્તક આપણા સુપ્રસિદ્ધ ગ્રન્થકાર સ્માઇલ્સસાહેબનુ સેલ્ફ હેલ્પ અથવા જાત મહેનત હતું. ચટાઇ ઉપર બેસી પાર્વતિ પુસ્તક વાચવા લાગી.

પુસ્તકના બે ચાર પૃષ્ઠ વાંચ્યા હશે કે એની સાસુ હરદેવી આવી. પાર્વતિને પુસ્તક વાચતા જોઇ તેના શરીરમા અગ્નિ પ્રકટી ઉઠ્યો."પુસ્તકો વાંચી વાચીને ગદાધરણનો નાશ કર્યો અને હવે અમારો નાશ કરવા બેઠી છે"

રામપ્રસાદ પણ બોલ્યા—"તું નારી નથી નાગણ છે. એકને ખાઈ ગઇ, બીજાને ખાવાનો (મને ખાવાનો) વિચાર કરે છે."

પાર્વતિએ પુસ્તક બંધ કીધુ પુસ્તક ઉપર સોનેરી અક્ષરમાં છાપેલા સેલ્ફ હેલ્પ ના શબ્દોએ પાર્વતિના અશ્રુપૂર્ણ નેત્રોને પોતાની તરફ ખેંચી લીધા.

૩.

બીજે દીવસે પ્રાત કાલે ઘણી શાન્તિથી તેણે પોતાની સાસુને સમજાવી દીધું કે, પોતે થોડા દીવસ માટે પોતાના ભાઇ પાસે જવા માગે છે. આપ એને એક કાગળ લખાવો.

સાસુને તો મન ગમતી વાત મળી ગઈ તેણે તે જ વખતે તેમાં મીઠું મરચું મેળવી તે વાત પોતાના પતિ રામપ્રસાદને કહી રામપ્રસાદે પહેલાં તો આનાકાની કરી. પણ પછી ધર્મ અને સ્વભાવની આધીની સ્ત્રીની વાત સાસણી સુખદયાલને એક પત્ર લખ્યો.

ચાર દીવસ પછી વહુ ચાલી જશે માટે વહુની સાથે અધિક કઠોર વ્યવહાર ન કરવો જોઇએ એમ વિચારી આ દમ્પતીયુગલનો પાર્વતિની સાથે કલેશવ્યવહાર મટી ગયો હવે તેણીને ઘરના કામની સાથે ગાળો ખાવી પડતી ન હોતી. પણ પતિ-નિન્દા વગેરે વાતો તો યથા નિયમ થતી જ હતી.

ત્રીજે દીવસે જવાબ આવી ગયો કે, શનિવારે રાત્રે સુખદયાલ બ્હેનને તેડવા આવશે. ગુરૂવારે પત્ર આવ્યો હતો પાર્વતિને ફક્ત બે દીવસની મહેમાન સમજી સાસુસાસરાનાં હૃદય એકદમ ઢીલા પડી ગયાં. શનિવારે રાતે સુખદયાલ—દૈન્ય અને દારિદ્રની મૂર્તિ સુખદયાલ—આવી પહોંચ્યો. તે બ્હેનને ગળે લગાડી પણ રહ્યો બીજે દીવસે પ્રાત કાલની ગાડીમાં બ્હેનને લઈ ને તે પોતાને ઘેર રવાના થઈ ગયો.

પાર્વતિએ જતી વખતે ફક્ત પોતાના પતિના પુસ્તકોની ટૂંક અને પોતાના પહેરવાનાં બે લુગડા સિવાય બીજું કંઈ સાથે લીધું નહિં. જતી વખતે સાસુએ ઉપરી મનથી આંખમાં અશ્રુ લાવી જલદી પાછા આવવાનું કહ્યું પાર્વતિ નિષ્કપટ મનથી જે વખતે સાસુને પગે લાગી તે વખતે કેટલાક અશ્રુના બિન્દુએ પણ હરદેવીના ચરણોનો સ્પર્શ કીધો.

કમળકુમાર ૩. ૦ ૮—૭ એન એમ ત્રિપાઠી કંપની, મુંબાઇ.

૪.

પાર્વતિના આવવાથી સુખદયાલનું દરીદ્ર પણ પિતાનું ઘર સ્વર્ગધામ બની ગયું. તેનાં બાળક જે નિર્ધનતાને લીધે શીખી ન હોતાં શકતાં તે કોઈ પાર્વતિ પાસેથી શીખવા લાગ્યા છે. સુખદયાલની મોટી પુત્રી શાન્તિ પાર્વતિ પાસેથી હિન્દી સાથે સીલાઈકામ પણ શીખવા લાગી. થોડા દીવસમાં પાર્વતિ અને શાન્તિની સીવાઇના પ્રતાપથી રોજની બે રૂપીયાથી કંઇક ઓછી આવક આવવા લાગી પાર્વતિના કહેવાથી સુખદયાલ એક સારી ગાય ખરીદી લાવ્યો. હવે તેમના ઘરમાં સર્વ કંઇ હતું. વિદ્યા હતી, ધન હતું, ગોરસ પણ હતું. હવે તેમને સર્વ પ્રકારે સુખ હતું. સુખદયાલની સ્ત્રી ચમેલી આ સર્વ સમૃદ્ધિનું મૂળ કારણ પાર્વતિને જ સમજતી હતી. તે પ્રાતઃકાલે ઉઠીને તેને નમસ્કાર કરતી હતી. અને ઘરનું સર્વ કામ પાર્વતિને પુછીને જ કરતી હતી

એક વર્ષ વિતી ગયું. પાર્વતિ હિન્દુ-ગર્લ્સ સ્કુલમાં શીખવે છે. તેને ૫૦ ) રૂપીઆનો પગાર મળે છે. આ વર્ષમાં તેણે પ્રવેશિકા પાસ કરી છે. આજે સુખદયાલનાં બાલક જે એક વર્ષ પહેલાં દીન અને અનાથ થઇ ફરતાં હતા તે આજે મ્હોટા માણસોના છોકરાઓની પેઠે નિશાળમાં જાય છે. છોકરી શાન્તિ પણ સ્કુલમા પાર્વતિને કામ કરાવે છે. ભાઇ સુખદયાલ પણ સીપાઈના કામમાંથી છુટી દુકાન માંડી બેઠા છે

સુખદયાલનું ઘર પણ એક બાલિકા વિદ્યાલય જેવું થઈ રહ્યું છે સવાર સાંજ છોકરીઓ શીખવા આવે છે. પાર્વતિની પ્રશંસા આખા શહેરમાં થઇ રહી છે.

× + + +

ચાર વર્ષ બીજાં વીતી ગયા. પાર્વતિએ આ વર્ષમાં બી. એ. ની પરીક્ષા પાસ કીધી છે. તે સ્કુલમાં મોટી પ્રિન્સીપલનાં પદપર છે. પગાર પણ રૂપીઆ ૨૫૦ ) થઇ ગયો છે. સર્વ લોકો તેને મ્હોટું માન આપે છે. અને સર્વત્ર પાર્વતિની પ્રશંસા ચાલી રહી છે.

૫.

રવિવારનો દીવસ છે. સ્કુલમાં અન્તરંગ સભા ચાલી રહી છે. રામરાય કીશોર બહાદુરની પત્ની સ્કુલની ઓનરરી સેક્રેટરી હતી. તે પ્રબન્ધ સમ્બન્ધી અનેક વિષય તપાસી રહી છે. રાય બહાદુરની પત્નીએ કહ્યું "હું સીપાઇના કામને માટે આવેલા અરજીપત્રો તપાસું છુ. આ વિષયમાં શું કરવું એ હવે તમારી અને બાઇજી ( પાર્વતિ ) ની મરજી હોય તેમ આજ્ઞા આપો.

પાર્વતિએ ઉત્તર આપ્યો—"હુ રાયબહાદુરની પત્નીથી સહમત છું. તે દીવસે આપે 'રેશન-લથાટ'માં મિસ્ટર અરંડલનો સેક્રેટરી મહોદયા એ વિષયપર લેખ વાંચ્યો હતો ?'

રાયબહાદુરની પત્નીએ કહ્યું—" 'વાંચ્યો' તો પણ સમજ્યો તો થોડો, જ. આપે જે વિધવાશ્રમ, સ્થાપવાની ઇચ્છા કરી છે; તે આપ એ દેશની ભલાઇ જ કરો છો."

પાર્વતિએ કહ્યું—' ધન્યવાદ. આપની સહાયતા અને ઇશ્વરની કૃપાથી આ કામ પુરૂં થશે.' રાયબહાદુરની પત્નીએ પાર્વતીને ધન્યવાદ આપી સભાનું કાર્ય પુરૂં કર્યું.

૬.

આઠ રૂપીઆની નોકરીને માટે આટલા માણસો આવશે એમ કોઇને ખબર ન હોતી. રાયબહાદુરની પત્ની અને બીજી એક બાઇએ ભીડમાંથી ચાર મનુષ્યોને શોધી લીધા.

એટલામા લેડી પ્રિન્સીપલની ગાડી આવી પહોચી. દાસીઓએ અનુક્રમે ચારે માણસોને બોલાવ્યા.

પહેલા માણસને જોતા જ પાર્વતિને અતિ વિસ્મય થયો. તે તેના શ્વસુર રામપ્રસાદજી હતા. પાર્વતિના મનમા લજ્જા આવી પણ તેણે તેને રોકી રાખી. સન્દેહનિવારવા માટે પાર્વતિએ પુછ્યુ

| પ્રશ્ન. | ઉત્તર |
|---|---|
| "આપનું નામ?" | "રામપ્રસાદ વાંડે" |
| "ઘર?" | "વિલાસપુર." |
| "આટલે દુર નોકરીને માટે કેમ આવ્યા?" | "મા, પેટને માટે." |
| "ખેતી વાડી ન હોતી?" | "ખેતી વાડી શું? જમીનદારી હતી." |
| "તે શુ થઇ?" | "કરજમા વેચાઇ ગઇ." |
| "કરજ કેમ કર્યું હતું?" | "મા, દુખી વાતોને ભુલી જવું સારૂં." |
| "જરા તો સંભળાવો" | "ભત્રીજાને શીખવ્યો તો અને—" |
| "અને શું?" | "અને કંઈ નહિ." |
| "છોકરીના વિવાહમાં તો વધારે ખર્ચ નથી કર્યો?" | "—" |

બુઢ્ઢાનો ચહેરો ઉતરી ગયો. તે મનમાં ને મનમાં પાર્વતિને દેવી સમજવા લાગ્યો.

| | |
|---|---|
| "—" | "છોકરીના વિવાહમાં વધુ" |
| "તો પણ કરજમાં કંઈ કહો થયો હશે?" | "ફકત ૧૫૦)" |

કહેતાં કહેતાં બુઢ્ઢાની આંખમાં આંસુ આવી ગયાં–અશ્રુધારા વહેવા લાગી. પાર્વતિએ કહ્યું, "ભલે આપ બહાર બેસો." બીજા ત્રણ મનુષ્યો તપાસવામાં આવ્યા અને બુઢ્ઢાને લેડી પ્રેન્સીપલના બંગલામા પહોંચાડવામાં આવ્યા.

સાંજે ભોજન પછી પાર્વતિએ કહ્યું—

"આપ મને ઓળખો છો?" "આપ સ્કુલના વડા બાઈ છો."

"હું આપના ભત્રિજાની અભાગીતી સ્ત્રી છું." "—"

બુઢ્ઢાની નિદ્રા ઉડી ગઇ. તેને મૂર્ચ્છા આવવા લાગી. પાર્વતીએ ઘણું ઇચ્છયું કે તેઓ અહિઆ રહે પણ તેમનુ મન રાજી થયુ નહિં. જતી વખતે પાર્વતિએ ફરી આવવાનું વચન લીધું અને એક કવરમાં હજાર હજારની બે નોટો આપી કહ્યું કે આ સાસુજીને આપજો અને બીજી વખત આવો ત્યારે તેમને જરૂર લેતા આવજો.*

* હિન્દી માસિક 'સરસ્વતી'માંથી અનુવાદ.

# શુકાચાર્ય અથવા ગુપ્તગુહા.

લેખક—રા. પ્રહ્લાદ ચંદ્રશેખર દિવાનજી, એમ. એ. એલએલ. એમ.

સતારા જીલ્લાના તાસગાંવ અને ખાનાપુર તાલુકાઓની અને આઉંધ અને મીરજ સસ્થાનોની હદો જ્યાં મળે છે ત્યાં અજમાસે ૮૦૦ ફીટ ઉંડી ખીણની એક બાજુના મધ્યભાગમાં, અતિશય પુરાણા અને પ્રચંડ આમલી, વડ અને ઉંબરના ઝાડોની ઘટ્ટ ડાળીઓની ભવ્ય છાયાથી ઢંકાયલું પુરાણોમાં મશહુર ગર્ભયોગી શુકાચાર્યનું ગુહામંદીર આવી રહેલું છે. પરાપૂર્વની દન્તકથા એવી છે કે હિન્દની પ્રાચીન સંસ્કૃતિનો પાયો નાખનાર વશિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ગૌતમ વગેરે ઋષિઓના અન્ય જગાઓ ઉપરના સ્થાનકોની પવિત્રતા જેટલી મનાય છે તેટલી જ આની પણ છે. તેથી જ જેમણે પાશ્ચાત્ય સંસ્કૃતિનો સ્વીકાર કર્યો છે એવા નજદીકમાં રહેતાં સ્ત્રીપુરૂષોને જોકે એ જગા કા તો જાણીતી નથી અથવા તો તેનું મહત્વ સમજાતું નથી, તો પણ બદરીકેદાર, રામેશ્વર, ઋષિકેશ, દ્વારકા વગેરે દુરદુરના તીર્થોના સાધુઓને તે ઘણીજ જાણીતી છે અને તેમાનાં ટોળેટોળા તેની યાત્રાએ વારંવાર આવે છે ઘારાપુરી, કન્હેરી, ઇલ્લોરા, નાસીક વગેરે ઠેકાણાની બૌદ્ધ ગુફાઓમાં જેવા શીલ્પકલાના ઉત્તમ નમુનાઓ દૃષ્ટિગોચર થાય છે તેનું અહીંઆ કાંઇ નથી એ વાત ખરી પરંતુ તેટલા માટે ત્યા કાંઇ રસ પડે એવું નથી એમ પણ નથી. કદાચ કેમ્પબેલ જેવાને તે સ્થાન ઉલ્લેખને યોગ્ય લાગ્યું ન હોય તથાપિ ઈતર દૃષ્ટિબિન્દુથી તે તરફ જોનારને ત્યાં મનન કરવા જોગ પુષ્કળ વસ્તુ છે

સતારા જીલ્લા તરફથી ત્યા જવા માટે સુગમ માર્ગ વીટે થઇને છે ત્યાંથી એક પાકી સડક પશ્ચિમમા કરાડથી આવીને પૂર્વમા ઠેઠ બીજાપુરપર્યંત જાય છે તે જ સડકમાંથી લગભગ ૨૩ માઇલને અંતરે પળશી નામે ગામ છે ત્યાથી એક બે અઢી માઇલનો ફાટો ઉપરની ખીણ તરફ જાય છે. ખીણમાંથી અજમાસે પામાઇલ ઉંચે ચઢીએ એટલે શુકાચાર્યનું સ્થાનક આવે છે. ઉપલી જ સડક ઉપર આશરે માઇલ દોઢ માઇલ આગળ જઇએ એટલે તાસગાંવ તાલુકાનું જરંડીગામ અને માન તાલુકાનો ભોપાલગઢ નજરે પડે છે. ત્યાંથી ઉત્તર તરફ ખેતરોમા જતો એક ફાંટો આશરે એક માઇલના લંબાણનો આવે છે તે પુરો થાય છે. ત્યાંથી આશરે પા માઇલ નીચે ઉતરીએ એટલે પણ તે સ્થાનક આગળ જઇ શકાય છે. સધર્ન મરાઠા રેલ્વેના કુંડલરોડ સ્ટેશનથી વીટા ૧૬ માઇલ છે. વીટેથી જતાં રસ્તામાં ઘણી જોવા લાયક ઈમારત અને મનોહર દેખાવો નજરે પડે છે. તેમાં પ્રથમ આશરે ૫ માઇલને અન્તરે રેવણસિદ્ધનું મુખ્ય દેવળ છે. તે એક એવી ઉંચી ટેકરી ઉપર આવી રહેલું છે કે ત્રણચાર માઇલ સુધી આંખને આકર્ષ્યા વગર રહેતું નથી. મંદીરની ચોતરફ ફરતી ઘડેલા પથ્થરોની ભીંતો છે અને તેમા ચારે દિશાઓમાં એક એક ભવ્ય દરવાજો છે. તેની અન્દરના ભાગમા એક વિશાળ પથ્થર જડેલો ચોક છે અને છે તેના પૂર્વભાગમાં રંગમંડપ અને દેવળ છે. બન્ને તદ્દન સાદા પથ્થરનાં બાંધેલાં છે. પથ્થર ઘડેલા છે

એવુ જ તેમા કોતરકામ સુદ્ધા જ નથી. મન્દિરના શીખરનો ભાગ ચુનાથી ધોળી લીધેલો છે રંગમડપની અન્દરના ભાગમા આશરે છએક મહીનાનો ખરેખરો વાછરડો હોય તેવડો ચમકતા સાફ કાળા આરસ પહાણનો એક નન્દી જોવાલાયક છે મન્દિરમા ત્રણચાર ફુટના ઘેરાવાવાળુ શિવલીંગ જે ત્યા નવાઈ જેવુ એ છે કે શિવલીંગ ઉપર એક ખાટલો મુકેલો છે અને તે ઉપર પિત્તળના ઘોડા ઉપર ત્રણચાર વરસના છોકરૂ હોય તેવડી એક પુરૂષની પિત્તળની મૂર્ત્તિ છે લોકોની માન્યતા એવી છે કે નવનાથપૈકી એક રેવણસિદ્ધ આ સ્થળ ઉપર આવીને રહ્યા હતા અને લોકો મૂળસ્થાન તરીકે પણ ઓળખે છે એ દેવાલય ક્યારે અને કોણે બાંધ્યુ તે વિષે શિલાલેખ નથી અને તે સબંધમા કોઇ પુસ્તક પણ હજી હાથ લાગ્યુ નથી અહીંથી આગળ જતા રેણાવી ઘાટ લાગે છે તેના ઉંચામા ઉંચો ભાગ જે તળેટીથી આશરે પા માઈલ ઉંચો હશે તે ઉપરથી સુંદર રંગવાળા નાના મોટા ઝાડો, ટેકરીઓ અને ખાડાઓ, નાના તરેહના પાકોથી છવાયેલા, અનેક આકૃતિઓના રંગબેરંગી ગાલીચાઓના ટુકડાઓ જેવા દેખાતા ખેતરો વગેરે નજરે પડે છે એ વાટ ઉતરીએ એટલે ઉપલી ટેકરીથી આશરે અડધા માઈલને અન્તરે સડકની દક્ષીણ બાજુએ રહેજ અન્દર પડતુ રેવણસિદ્ધનું બીજુ દેવાલય આવે છે તે આગલા જેવુ ઉંચા પ્રદેશ ઉપર પણ નથી તેમ તેના જેટલુ ઉંચુ પણ નથી પરન્તુ તેની ખુબી નકશી જુદી જ જાતની છે ઉત્તર તરફના દરવાજાની સામે એક ઘણી જ ઉંચી દીપમાળ છે અને તેનીપાસે એક પડી ગયેલુ નાનુ પથ્થરનુ દહેરૂ છે દરવાજા મોટા પહાડ ઉપરના કિલ્લાઓને હોય છે તેના મોટા છે અને ઉપર એક નગારખાનુ છે અન્દરથી ચોકને ફરતા કમાનવાળા ઓરડાઓ છે અને તે ઉપર અગાશી કે ત્યાંથી આસપાસ ઘણા માઇલો લગીનો પહાડી પ્રદેશ નજરે પડે છે રંગમડપ જે પહેલા દેવાલયમાના કરતા મોટો છે તેમા એક ખરીત નન્દી છે દેવાલયના અન્દરના ભાગમા એટલુ અંધારૂ રહે છે કે બ્હારથી જનારને અને વિશેષે કરીને અજાણ્યા માણસને ત્યા એક મહાન્ યોદ્ધાના જેવી પિત્તળની મૂર્ત્તિ શિવાય બીજુ કાંઇ દેખાય એવુ જ નથી પરન્તુ વાસ્તવિક રીતે એ મૂર્ત્તિની નીચે આશરે ૫–૬ ફીટ લાંબુ અને ૧–૧॥ ફીટ પહોળુ શિવલીંગ છે એમ ત્યાના પુજારીઓ કહે છે દિવાઓ ધરીને દેખાડે છે છતા પણ જોઇએ તેવુ સ્પષ્ટ તો તે દેખાતુ જ નથી એના આકાર ઉપરથી એની પણ જુગ્મમા અમા આરપતોજ અચક ૭ કે કોાટી રપ રસાટી છે અને તે ઉપર આ મૂર્ત્તિ બેસાડીને દેવાલય બાંધેલુ છે ખરૂ શુ છે તે તો જ્યા સુધી કોઇપણ પુસ્તક હાથ ન લાગે ત્યા લગી જાણવુ અશક્ય છે આ દેવળમા પણ કોઈ શિલાલેખ નથી–એનો કેમ્બેલના ગેઝીટીઅરમા પણ ઉલ્લેખ નથી તેનુ કારણ શુ તે સમજી શકાતુ નથી તે છોડીને સડક ઉપર આગળ જતા રેવણગાવ ઘાટ લાગે છે રેણાવી ઘાટની પેઠે આના ઉપરથી પણ સૃષ્ટિસૌંદર્યનુ ચિત્તાકર્ષક અવલોકન કરવાનો પ્રસંગ મળે છે તે મુકીને બીજા છ માઇલ સુધી જતા તદ્દન ઉજ્જડ પ્રદેશ આવે છે. તેપછી જાય છે એટલે જે ઐતિહાસિક ગામ ઉપરથી તાલુકાનુ નામ પડેલુ છે તે ખાનાપુર ગામ આવે છે. આ ગામ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામા આવ્યુ તે પહેલા

પેશ્વાના તાબાનો આઉંધ સંસ્થાનના પ્રતપ્રતિનિધિના મુલકમાં હતુ અને તે તેનુ એક મુખ્ય ગામ તરીકે ગણાતું હતું તે વખતે ત્યાં દિવાની, ફોજદારી વગેરે કચેરીઓ હતી તેનાં કાંઈક જુનાં મકાનો હજી જોવામાં આવે છે. તે સિવાય ત્યાં એક જુના રાજમહેલનું ખન્ડીએર છે. તેની ઉપરની ઇમારત સર્વે તારાજ થઈ ગયેલી છે છતાં તેની અન્દરની ભાંયતળીઆની ગોઠવણ કેવી હતી તે હજી પણ નજરે પડે છે. તે વખતના પાણીના ઓટા, કુવા, ઓરડાઓની વચલી ભીંતો અને તેમાંના ગોખલાઓ અને ખીંટીઓ પણ હજી લગી તો સલામત છે. બાંધનળીયામાં ઉંચી જાતનો પથ્થર વાપરેલો જણાય છે. પરન્તુ તે ગામનું નાક જોઇએ તો તે ત્યાંની મસીદ છે. ગામનાં લગભગ મધ્યભાગમા તે આવી રહેલી છે. તેની આસપાસ ફરતી-ઘડેલા રાતા પથ્થરોની-દિવાલો છે, તેમાની ઉત્તર તરફની દિવાલમાં હાથીઓ પણ અબાડી સાથે ખુશીથી જઈ શકે એવો એક ભવ્ય દરવાજો છે અન્દર પેસતા બે તરફ બે કમાનવાળા ઓટલા છે તેમાંના ડાબી બાજુના ઓટલાની દક્ષિણ તરફની દિવાલમાં રાતા આરસપહાણની એક મોટી શિલા છે તેમાં ૮-૧૦ લીટીનો કાનડી લેખ છે અન્દરના ભાગમાંથી મસીદની રચના આબેહુબ અમદાવાદની જુમામસીદ જેવી છે માત્ર એટલો જ ફરક છે કે નવાજ પઢવાનો જે મોટો હૉલ છે તેની બે બાજુએ અમદાવાદની મસીદની પેઠે મિનારા નથી. હોલની અંદરના થાંભલાઓ પણ ઘણી જ ઉંચી જાતના પથ્થરના અને નકશીદાર છે. પશ્ચિમ તરફની દિવાલના મધ્યભાગમાં દેવનું સ્થાનક છે તે ઘણા જ ચકચકતા રતુમડા આરસ પહાણનુ છે. ત્યાંના લોકોમાં કહેવી એવી છે કે આતપાડી મહાલના એક ગામમા બે તદન સરખાં હિન્દુ દેવાલય હતાં તેમાંનું એક તોડીને આ મસીદ બાંધવામાં આવી હતી અને બીજુ હજી તે ગામમાં ઉભું છે. વચલા ચોગાનમાં બે કબરો છે તેને ત્યાના મુસલમાનો અને હિન્દુઓ પણ પીર તરીકે માને છે અને તેની બાધાઓ રાખે છે. કોર્ટમા તેના સોગન ખાવાનુ કોઇ કબુલ કરતું નથી તેનું કારણ એ કે ત્યાના લોકો એમ માને છે કે જો એ પીરના ખોટા સોગન ખાધા હોય તો જરૂર કોઇ મોટી વિપત્તિ આવી પડે છે. કમ્પાઉન્ડની પશ્ચિમની દિવાલમા એક બીજો મોટો દરવાજો છે તે દરવાજાની ઉપરના ભાગમાં એક આરસની શિલા છે અને તેમાં ૭-૮ લીટીનો અરબ્બી અથવા ફારસી લેખ છે. ત્યાંના મુસલમાન લોકો એટલા અશિક્ષિત છે કે જો કે તેના અક્ષરો ઘણા જ મોટા અને સ્પષ્ટ છે છતાં કોઇથી પણ તે વાંચી શકાતો નથી. લોકમાન્યતા એવી છે કે પેશવાઇ પહેલાં સાં બાદશાહી રાજાઓનુ રાજ્ય હતું તેમાના કોઇએ તે બંધાવી છે. ત્યાંના પાટીલની પાસે એક તામ્રપત્ર ઉપર કોતરેલી સનદ છે તે કાનડી ભાષામાં લખેલી છે તેના મરાઠી અને અંગ્રેજી ભાષાંતરો ઉપરથી એવુ સમજાય છે કે બાદશાહી વખતે ખાનાપૂર એ મિરજ પ્રાંતમાંનુ એક ગામ હતું. ઓમ્બે ગેઝીટીઅરમાં આ મસીદ વિષે પણ કાંઇ જ ઉલ્લેખ કરવામાં આવેલો નથી. તેમ કરવાનું કાંઇ પણ યોગ્ય કારણ હોય એમ જણાતું નથી આ ગામ છોડીને આગળ જતાં ૨-૨॥ માઇલ સુધી કુવાના પાણીથી કીવેલા બાગાયત પાકો, જુવાર શેરડી, હળદ, મરચાં, કેળા વગેરેથી છવાયલાં રસ્તાની બન્ને બાજુએ આવી રહેલાં ખેતરો વિચાર-

એટલા ભવા મળથી છવાઇ ગઈ નથી, જેઓ હજુ શ્રીમદ્ભગવદ્ગીતાના શબ્દમા બોલતાં એમ માને છે કે अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत । अव्यक्तनिधनान्येव × × × તેઓને તો મનન કરવાનું જેવુ આ પુષ્કળ જ નજરે પડે એવુ છે અને તે થયા પછી વેદાન્તના પુસ્તકોમા જે પરમાત્મ તત્વની નિર્ગુણ છતા સગુણ, નિરાકાર છતા સાકાર, અકર્તા છતાં વિશ્વકર્તા અને ઉપરે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसासह । એવા શબ્દોથી કાંઇક કલ્પના લાવવાનો પ્રયાસ કરેલો છે તેની એક ક્ષણભર પ્રતીતિ થઈ જઈ જીવન સાફલ્ય થયા જેવું લાગે એમાં કાંઇ જ નવાઈ જેવુ નથી જેનાથી બની શકે તેણે એ અવશ્ય એકવાર જોવા જેવુ છે એમાં કાંઈ શક નથી

---

# વર્ણાંતર લગ્નસંબંધી એક સ્ત્રીના વિચાર.

લેખક–બ્હેન હરિસુખગૌરી મોહનનાથ દીક્ષિત.

આપણામા કેટલાક કાળથી એવો રિવાજ ચાલુ આવે કે લગ્ન કરવાં તે નાતમાં જ કરવાં. એટલું જ નહીં પણ ઘણી વાર તો એક જ નાતની પેટા નાતમા જ કરવાં અને તેથી જાણે સંતોષ ન થતો હોય તેમ વળી એ નાત કે પેટા નાતમાં જે એકડા હોય તેમા જ કરવાં. એટલે એકડા બહાર કન્યા દેવાય નહીં કે એકડા બહારથી લવાય નહીં. દેનાર કે લાવનાર બન્ને નાતની નજરમા ગુન્હેગાર ગણાય. હવે આપ ભાઈ બેનો જોઈ શકશો કે આ રિવાજ કંઈ શાસ્ત્રીઓએ બાંધ્યો નથી. ધર્મશાસ્ત્રમાં એવુ હોય એમ હું માનતી નથી. ધર્મમાં તો ચાર જ વર્ણની વાત આવે છે. અસંખ્ય નાતો, તેની અનેક પેટા નાતોને વળી તેમાં એકડા અને ગોળ એ વાત હિંદુ ધર્મશાસ્ત્રના જાણનારાના કહેવા પ્રમાણે શાસ્ત્રસંમત નથી. રૂઢિથી ચાલુ છે. અને તે રૂઢિ પણ બહુ પ્રાચીન નથી.

ગ. પટેલનુ બિલ એમ કહે છે કે હિંદુઓ ગમે તે નાતના હોય તો પણ પરસ્પર પરણી શકે. આ પ્રમાણે જ પરણેલા હોય તે કાયદાની નજરે વાજબી રીતે પરણ્યાં છે એટલું એ કહે છે. એટલે એ મુસદ્દાનું રહસ્ય તમે બધાં સમજ્યાં છો. અત્યાર સુધીમાં આ ઠરાવ ઉપર જે વ્યાખ્યાનો થયાં છે તે બધા પુરૂષવર્ગ તરફથી થયાં છે સ્ત્રીએ કોઇએ પોતાના વિચાર જણાવ્યા નથી. હવે હુ આપને વિદિત કરૂં છું કે જે કામ એકલા પુરૂષોના જ હાથમા હોય છે તે ઘણીવાર પૂર્ણ હોતાં નથી. લગ્નની ક્રિયામાં પુરૂષ તથા સ્ત્રી બન્નેની સંમતિની જરૂર છે જે ભાવનાથી પુરૂષ વક્તા બોલ્યા હોય તેમા સ્ત્રીની ભાવના ન આવે એ બનવા જેવું છે. માટે હું સ્ત્રીની ભાવનાથી બોલીશ.

આવા કાયદાની જરૂર કેટલી છે ને સ્ત્રી તથા પુરૂષને સમજવા સારૂ હિન્દુસ્થાનમાં પત્નીધર્મ કેવો મનાય છે તે જોઇએ. પોતાના પતિને હમેશાં પ્રેમ તથા આદરની દૃષ્ટિએ

સ્ત્રી જુએ છે. પતિને પ્રભુ ગણી પૂજે છે. ઇતર દેશોમાં મારી સમજ પ્રમાણે માત્ર પ્રીતિનું જ બંધન પરણેલા જોડામાં જોવામા આવે છે. પુત્રીનો જન્મ થાય ત્યારથી તે વરવા યોગ્ય થાય ત્યાં સુધી દરેક શીખામણમાં, દરેક કામમાં, ઘેર, નિશાળમાં, ગીતોમાં એમ જ શીખવાય છે. પોતાનો પતિ પ્રભુ સમાન છે એમ પત્નીએ માનવું અને તે જ રીતે રહેવું. આવા સંજોગોમા કન્યાને માટે યોગ્ય વર ગોધી કાઢવાનુ કામ માતાપિતાને ઘણું જ ગંભીર અને કઠણ તથા જોખમભરેલુ લાગે છે

જો ભણેલી દિકરી હોય ને જરા ઉમ્મરે પહોંચેલી હોય તો વળી તેની સમતિ મેળવવાનુ જરૂરનું જણાય છે. કજોડું ન થાય એટલા માટે માબાપ ગમે તેવી તજવીજ રાખે પણ પસંદગીનો પ્રદેશ નાનો હોય તો સજોડુ મળવુ મુશ્કેલ કજોડું એક જાતનું નથી, ઘણી જાતનાં કજોડાં છે " મળે વૃદ્ધ સ્વામી ગણાયે કજોડું, મળે છેક નાનો જ બીજુ કજોડું; સ્વભાવે જુદા એ નથી કાંઇ થોડુ." ત્યારે ટુંકા ક્ષેત્રમાથી લાયક વર મળવો કેટલો કઠણ છે તે આપ વિચારશો લાયક ઉમરના વરવહુ મળ્યા એટલે તે કજોડુ નથી એમ નથી કેમકે જો ઉમ્મરે ઠીક હોય પરતુ સ્વભાવે જુદા હોય તો તે પણ કજોડુ જ છે. વિવાહ કરવા વાસ્તે વિશાળ ક્ષેત્રની જરૂર છે હાલમા આપણે સમાજ જોશો તો નાની નાની કોમોમાં તેના કકડા પડી ગયલા જણાશે લગ્નનું ક્ષેત્ર અતિ સંકુચિત થઈ ગયુ છે. કોમની મોટાઇ અને કુળની મોટાઇથી–મોટાઈના ખોટા ખ્યાલથી–વળી એક જ કોમના પસંદગીના નાના ક્ષેત્રમા વધારે સંકડાશ થઈ જાય છે વળી " ડામો કુંવારો હોય, કંઇ ડોસી કુવારી રહે " એ આપણી કહેવત છે તે એમ બતાવે છે કે કન્યાએ પરણવુ તો જોઇએ એ રીત સારી છે. સ્ત્રી લગ્ન કરીને રહે તેમા જ શોભા છે કુટુબ સુખ તે લગ્નનું પરિણામ છે. નાત સુખી કુટુબથી ને સમાજ સુખી, સુખી નાતથી. ત્યારે લગ્ન કરવાની જરૂર સ્વીકારીને ઘણીવાર લાયક કન્યાને નાલાયક વરને ત્યા વળાવવી પડે છે સુશીલ છોકરી ગમે તેવા પુરૂષને દેવાય, સુંદર અને ભણેલી કન્યા અભણ અને બદશીલ ધણીને અપાય ત્યાં સંસાર શી રીતે સુખી કહેવાય? ગૃહસંસાર બહારથી જો કે ઠીક ચાલતો દેખાય તો પણ આર્ય સ્ત્રી હજી બીજા અનેક દેશની સ્ત્રી કરતા નીતિમાં અને વ્યવહારમા ચઢીઆતી છે એમ હું માનું છુ પરંતુ એ સુખી દેખાતા સસારમા અસંતોષ ઘણો વસી રહ્યો હોય છે. સ્વ. ગોવર્દ્ધનભાઇની સ્નેહમુદ્રામા " પડિત પિતા તણી આત્મજા કંઇ ભણી હું તાત પ્રતાપથી" એ લીટીથી શરૂ થતી થોડી પંક્તિઓ હરિગીતની વાચશો તો જણાશે કે સ્ત્રી ને પુરૂષ વચ્ચે સ્નેહસંબંધ ન હોય તો કેવાં બન્ને હાંકયા ધીકી રહે છે. સ્ત્રી બીચારી તો પોતાનું દુઃખ મનમાં જ સમાવે છે એટલે તે બહાર દેખાતાં નથી જખમનાં દરદ જે જખમી હોય તે જાણે. ખાવાપીવાનું પેટ પુરતું હોય પણ જ્યાં ચિત્તની શાંતિ ન હોય ત્યાં સુખનો સ્વાદ કયાંથી મળે?

પુરૂષ એટલો બધો સહનશીલ નથી હોતો અને તેથી ઘણીવાર દુનિયામાં પણ દુ:ખી દંપતી હાંસીને ચડે છે. આ બધાંનું કારણ માત્ર એટલું જ છે કે લોકોને વર શોધી કાઢવા માટે જોઈએ તેટલી છુટ નથી. મી. પટેલનું બિલ જો મંજૂર થાય તો નાતની તો નહીં પરંતુ સરકારની દૃષ્ટિએ લગ્નનું ક્ષેત્ર બહોળું બને અને પરનાતમાં થયલાં લગ્ન તે કાયદેસર ગણાય. પટેલ પહેલા બસુએ એક મુસદ્દો ધારાસભામાં આણ્યો હતો. તે આના કરતાં વધારે ફેરફાર કરનારો હતો કેમકે હિંદુ અને જેઓ હિંદુ નહીં તેની વચ્ચે પણ વિવાહ કરાવવાની છુટ તેથી મળતી હતી. તે બિલ ઘણાને ન ગમ્યુ. પરંતુ પટેલનુ બીલ તેવું નથી. હિંદુઓ જ માહોમાહે પરણી શકશે એમ તે કહે છે. કોઈને પરનાતમાં પરણાવવાનો તે બલાત્કાર કરતું નથી. અણસમજુને સ્વાર્થી લોકો સમાજને ભડકાવી મારે છે. પટેલના બિલથી વર્ણાંતર લગ્ન અને તે લગ્નથી પેદા થતી સંતતિ કાયદાપ્રમાણે બધા હક્ક ભોગવી શકે અને તેને કોઈ કટુ વચન કહી ન શકશે તેટલું કરે છે. હાલના બ્રિટિશ સિવિલ મેરેજ કાયદાથી જે એમ કહે કે 'અમે હિંદુ નથી' તેને આ પ્રમાણે પરનાતમાં પરણવાની છુટ છે. ત્યારે આપણે જે સહુ હિંદુ કહેવાનુ અભિમાન રાખીએ છીએ તેને એ છુટ મળતી નથી. વડોદરા તથા કોલ્હાપુર રાજ્યમાં આવો કાયદો છે. ત્યા કંઈ આર્યધર્મનો નાશ થયો નથી. હિંદુ તે હિંદુ જ રહ્યા છે. વેદ ત્યાં ભણાય છે ને ભણાશે શાસ્ત્રીઓ, સંન્યાસીઓ અને અન્ય વિદ્વાનોએ આ મુસદ્દાને ટેકો આપ્યો છે. કોલ્હાપુર નરેશ પોતે તેની તરફેણમાં છે. હું તેથી આપને વિનતી કરૂં છું કે ભારતના ભાવિ ઉદય માટેનું તથા આપણી અડચણોને દૂર કરનાર આ બિલને તમે વધાવી લેશો.

---

* નવસારી આર્યધર્મપરિષદ્‌મા માનનીય પટેલના વર્ણાંતર લગ્નસંબધીના મુસદ્દાને ટેકો આપતાં કરેલું ભાષણ. આ પ્રસંગ શાહુ છત્રપતિ શ્રીમંત કોલ્હાપુરાધીસ તથા શાહપુરાના રાજાસાહેબ વગેરે અનેક મહાપુરૂષો હાજર હતા. પ્રેક્ષકોની સંખ્યા અઢી હજાર ઉપર હશે જેમા લગભગ એક હજાર સ્ત્રીઓ હતી. સમય સંકોચથી ભાષણ પૂરૂં પરિષદ્‌મા વંચાયું નહતુ તે અત્રે પ્રસિદ્ધ કરવામા આવે છે.—હ.

# બે વિખ્યાત મહારાષ્ટ્રવાસીઓનાં અવસાન.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.

અનેક દિશાઓમા પોતાનાં ઉપયોગી કાર્યોથી પોતાના પ્રાન્તમા વિખ્યાત થયેલા બે પુરૂષો મહારાષ્ટ્રે હમણા જ ગુમાવ્યા છે, અને ત્હેમના અવસાનની નોંધ લેતાં ખાસ ખેદ એટલા માટે થાય છે કે એ ઉભયનાં વય મૃત્યુયોગ્ય ન્હોતાં; પરંતુ ભારતના દુર્ભાગ્યે ત્હેનાં વિખ્યાત સન્તાનો અકાલે યમના ભોગ થઇ પડે છે એ એક એવું તો મર્મવેધક સત્ય છે કે જેના સંબન્ધમાં ભારતવાસીઓ કરુણ લાચારી ભોગવે છે. ભારતના કમનસિબે રાષ્ટ્રીય એકતાની વાતો કરવા છતા એક પ્રાન્તના લોકો બીજા પ્રાન્તના લોકોના જીવનપ્રવાહોથી વસ્તુતઃ અસ્પૃષ્ટ રહે છે, અને એક જ ઇલાકાના ભાગો હોવા છતા મહારાષ્ટ્ર તથા ગુજરાત જેવા સમીપસ્થ પ્રદેશો પણ મુખ્યાંશે પોતપોતાના સંકુચિત જગતોમાં જ રચ્યાપચ્યા રહે છે. આશા છે કે રાષ્ટ્રીય એકતાની ભાવના સંકુચિત પ્રાન્તિકતામાંથી ભારતવાસીઓને કાલે કરીને મુક્ત બનાવશે. આ કરુણ અવસાનનોંધનો એક હેતુ પ્રાન્તિકબન્ધુતાના ભાવની પ્રેરણા છે,—બન્ને સદ્‍ગત વ્યક્તિઓના પ્રતિનુ મ્હારૂં માન પ્રદર્શિત કરવાની અને ત્હેમના સ્તુત્ય દૃષ્ટાન્તો ગુજરાતના સંસ્કારી વર્ગના અનુકરણ માટે રજુ કરવાની ઇચ્છા ઉપરાત સ્તુત્ય પ્રવૃત્તિઓ તરફ સક્રિય આદર બતાવવામા ગુજરાતે મહારાષ્ટ્ર પાસેથી ઘણો બોધ લેવા જેવો છે.

૧.

## પ્રો. એચ. જી. લિમયે.

મહારાષ્ટ્રે જે બે ગૃહસ્થો ગુમાવ્યા છે ત્હેમાંના એક પ્રો. એચ. જી. લિમયે છે. ૪૭ વર્ષની ઉમ્મરે હૃદય બન્ધ પડવાથી ત્હેમનુ અવસાન અકસ્માત્ તા. ૨૧-૨-૧૯૧૯ ને દિવસે પૂનામાં થયું. ત્હેમના અવસાનના સંયોગો અત્યંત કરુણ હતા. પ્રો. લિમયેનો શરીરનો બાંધો મજબૂત ન હતો, પરન્તુ ત્હેમની તકલદી કાયાને તેઓ નિયમિત આહારવિહારથી કામચલાઉ તંદુરસ્તીમાં રાખી શક્યા હતા. મૂળથી જ અશક્ત અને વ્યાધિગ્રસ્ત શરીરની પાસેથી પણ અદ્‍ભૂત કામ લેનાર ચતુર કલાવિદોમાંના તેઓ એક હતા. પૂનાની એડ્યુકેશન સોસાઇટી એ મહારાષ્ટ્રના તપોજીવનનો વિજયસ્તમ્ભ છે, અને મહારાષ્ટ્રની કેટલીક ઉન્નતમાં ઉન્નત વ્યક્તિઓએ પોતાનાં લોકકલ્યાણમય જીવન એ સંસ્થાની પવિત્ર વેદી ઉપર સમર્પ્યાં છે. પ્રો. લિમયે એ વ્યક્તિઓમાંના એક હતા. ફર્ગ્યુસન કૉલેજમાં તેઓ ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક હતા. અધ્યાપક તરીકેનું ત્હેમનું જીવન અતિશય સફલ હતું, અને કૉલેજના તંત્રમાં તેઓ એક અતિશય અગત્યનું સ્થાન ભોગવતા હતા. ત્હેમના વિષયોના તેઓ ગાઢ અભ્યાસી હતા એટલું જ નહિ, પરન્તુ સફલ શિક્ષક હતા. ત્હેમના શિષ્યોનું મમતાભર્યું માન સંપાદન કરવા તેઓ ભાગ્યશાળી થયા હતા અને તે ઉપરાંત ફર્ગ્યુસન કૉલેજના મુખ્ય અધ્યાપક

પ્રિન્સિપાલ પરાંજપે તેમ જ તે સંસ્થાના બીજા અધ્યાપકો સાથે ત્હેમને મીઠો સંબન્ધ હતો. પોતાના વિશેષ વિષયોનું સારૂં જ્ઞાન, તે જ્ઞાનનો લાભ પોતાના શિષ્યોને આપવાની સારી આવડ, શિષ્યો તરફ મમતાભર્યો વર્તાવ, ત્હેમની પ્રીતિ અને શ્રદ્ધા સંપાદન કરવાની કલા, કૉલેજની સર્વ પ્રવૃત્તિઓમાં મમતાભર્યો રસ અને સક્રિય ભાગ, કૉલેજના તંત્રની જવાબદારી



વહેવાની કાર્યદક્ષતા, પોતાના સહયોગીઓ સાથે સારો સંબન્ધ સંક્ષેપમાં એક સારા અધ્યાપકના અનેક સદ્‌ગુણો ત્હેમનામાં ધ્યાન ખેંચે તેવા અંશમાં હતા. પરન્તુ એક સારા અધ્યાપક હોવામાં જ ત્હેમનું સર્વસ્વ સમાઈ ગયું ન હતું. પ્રો નિમયે વિશાલ, સમભાવવાળા અને વિવિધ શોખવાળા, સંસ્કારી સજ્જન હતા એક બાજુથી કેળવણીને લગતા પ્રશ્નોના

તેઓ જેમ અભ્યાસી હતા અને કેળવણીને લગતી પ્રવૃત્તિઓમાં ભાગ લેતા તેમ બીજી બાજુથી ઇતિહાસના તથા અર્થશાસ્ત્રના પ્રશ્નોના પણ તેઓ સારા અભ્યાસી હતા અને તે વિષયો વિષે છૂટક છૂટક લેખો લખતા. ઇતિહાસનાં મૂલ સાધનો જાતે તપાસવાનો તેઓને શોખ હતો અને પોતે જાતે મહારાષ્ટ્રના ઇતિહાસની સાધનસામગ્રી જોઈ મહારાષ્ટ્રનો ઇતિહાસ લખવાની હેમની ઇચ્છા હતી. તે ઇચ્છા હેમના અકાલ અવસાને ફલીભૂત થવા દીધી નહિ. બાકી મહારાષ્ટ્રની ઇતિહાસસંપત્તિમાં એક કીમતી ઉમેરો થાત

એક ઉંચા પ્રકારના અધ્યાપક અને વિશાલ તથા વિવિધ જ્ઞાનવાન્ વિદ્વાન્ હોવા ઉપરાંત પ્રો. લિમયે ઉંચા પ્રકારના લેખક હતા. વિદ્વત્તાના તેમ જ વર્તમાન સાર્વજનિક જીવનના પ્રશ્નો વિષે અંગ્રેજીમાં તથા મરાઠીમાં વિચારયુક્ત અને હરેલ લેખો તેઓ વારંવાર લખ્યા જતા. આ બાબતમા જે ગુજરાતીઓએ અધ્યાપક તરીકે કે શિક્ષક તરીકે જીવનકાર્ય સ્વીકાર્યું હોય હેમણે પ્રો. લિમયેનુ દષ્ટાન્ત અનુકરણ કરવા જેવુ છે. માસિકોમા ઉંચા પ્રકારનાં લેખો આવે એમ જેઓ ઇચ્છતા હોય હેમને શિક્ષણ કાર્યમા જોડાયલા સુશિક્ષિત સ્ત્રીપુરુષો પાસેથી ઉંચા પ્રકારના લેખો માગવાનો અધિકાર છે. ગુજરાતી પ્રોફેસરો આ દિશામાં પોતાનું કર્તવ્ય બરાબર બજાવતા ક્યારે થશે? પોતાની માતૃભાષાની ઉન્નતિમાં અને પોતાની માતૃભાષાનાં માસિકોને ઉંચી ભૂમિકાએ લઈ જવામા મહારાષ્ટ્રના જે અધ્યાપકોએ સ્તુત્ય હિસ્સો આપ્યો છે હેમાના પ્રો. લિમયે એક હતા.

આ સર્વ ઉપરાંત પ્રો. લિમયે કેળવણી, સંસાર સુધારો અને રાજકીય કાર્યની પ્રવૃત્તિઓમાં યથાશક્તિ સક્રિય ભાગ લેતા. મુંબાઇની યુનિવર્સિટીમાં તેઓ ફેલો હતા અને સેનેટમા સક્રિય ભાગ લેતા. યુનિવર્સિટીના અભ્યાસક્રમમા દેશી ભાષાઓને સ્થાન અપાવવા માટે તેઓએ ખાસ પ્રયાસ કર્યો હતો, અને એ પ્રશ્ને હેમણે પોતાનો કર્યો હતો. રાજકીય બાબતોમાં તેઓ ગોખલેના અનુયાયી હતા, અને હેમણે સ્થાપેલી "સર્વન્ટસ ઑફ ઇન્ડિઆ સોસાઇટી"માં તેઓ અને તેટલી મદદ કામથી તથા સલાહથી આપતા. સ્વભાવે તેઓ માયાળુ, વિવેકી, શાન્ત, સૌમ્ય અને હરેલ હતા. હેમનામાં એક પ્રકારની એવી મીઠાશ અને મોહિની હતાં કે હેમના પરિચયમાં આવનારને હેમને માટે કુંળી લાગણી અને માન થયા વિના રહે નહિ. મ્હારી સાથેના હેમના સ્વલ્પ અંગત પરિચયમાં હેમણે મ્હારાં માન અને સ્નેહ સરલતાથી સંપાદન કર્યાં હતાં. અને તેઓના વિશેષ ગાઢ પરિચયમા આવવાની મ્હારી ઇચ્છા ઇચ્છા જ રહી! હેમના આત્માની સદ્ગતિ થાઓ!

૨.

શ્રીયુત હરિ નારાયણ આપટે.

મહારાષ્ટ્રે બીજી જે વિખ્યાત વ્યક્તિ ગુમાવી છે તે શ્રીયુત હરિ નારાયણ આપટે છે. મરાઠી સાહિત્યની સમૃદ્ધિમાં હેમણે જે મ્હોટો ફાળો આપ્યો છે તેથી તેઓએ વર્તમાન મહારાષ્ટ્રમાં જે કીર્તિ સંપાદન કરી છે તે અમર રહેવાનો સંભવ છે બંગાળામાં નવલકથાકારોમાં

કૃષ્ણચરિત્ર, રૂ. ૧-૮-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

જે સ્થાન બંકિમચન્દ્ર અને ગુજરાતમાં ગોવર્ધનરામ ભોગવે છે તે મહારાષ્ટ્રમાં શ્રીયુત આપટે ભોગવે છે. તેઓ "દક્ષિણના સર વૉલ્ટર સ્કૉટ" તરીકે ઓળખાય છે. ત્હેમની અનેક નવલકથાઓ અને વાતો મહારાષ્ટ્રના સાહિત્યમાં અદ્વિતીય સ્થાન ભોગવે છે, અને "કરમણુક"ના તંત્રી તરીકે તથા "પણ લક્ષમાં કોણ લે છે?" અને "ઉષઃકાલ" જેવી નવલકથાઓના કર્તા તરીકે શ્રીયુત હરિ નારાયણ આપટેનું નામ જ્યાં જ્યાં મરાઠી ભાષા બોલાય છે ત્યાં ત્યાં ઘરગતુ શબ્દ થઇ પડયો છે. ત્હેમના અવસાનથી મહારાષ્ટ્રે એક ઉંચા પ્રકારના લેખક ગુમાવ્યા છે.

શ્રીયુત આપટે યુનિવર્સિટીની કેળવણી લઇ શક્યા ન હતા, કારણ કે બીજા અનેક બુદ્ધિશાળી વિખ્યાત પુરૂષોની બાબતમાં બન્યુ છે તેમ ત્હેમના રસ્તામાં "ગણિતશાસ્ત્ર"–"માથામેટિક્સ"–આડે આવ્યુ હતુ. મિ. મલબારીએ એક સમયે આત્મકથન કરતા જણાવ્યું હતું: "*Mathematics may have done much for mankind, in my case it has shut the doors of the University against me.*" પોતાની કેળવણીની ખામીને શ્રીયુત આપટે ગ્રેજ્યુએટોને શરમાવે એવા ખાનગી અભ્યાસથી અને વિદ્યાવ્યાસંગથી પૂરી હતી વાચનને માટે તેઓએ અજબ શોખ મેળવ્યો હતો, અને જો કે ત્હેમનો જુદા જુદા વિષયોનો અભ્યાસ બહુ ગાઢ ન કહી શકાય છતાં તેઓ "*One of the best-read men in the Deccan*"—"મહારાષ્ટ્રના એક બહુશ્રુતમાં બહુશ્રુત પુરૂષ" કહેવાતા તેઓ એક આરૂઢ પુસ્તકપ્રેમી હતા અને ત્હેમના શોખ વિવિધ હતા. ઇતિહાસ, રાજ્યશાસ્ત્ર, કાવ્ય, નાટક, તત્વશાસ્ત્ર આદિ અનેક વિષયોમા તેઓ આવેશ ભર્યો રસ લેતા, અને એ સર્વે વિષયોનો એક સંસ્કારી અને રસિકજનને શોભે એવો ત્હેમને પરિચય હતો.

એક ઉંચા પ્રકારના નવલકથાકાર અને લેખક હોવા ઉપરાંત તેમ જ એક વિવિધ શોખવાળા અને વિશાલ વાંચનવાળા સંસ્કારી જન હોવા ઉપરાંત તેઓ અનેક સાર્વજનિક પ્રવૃત્તિઓમાં અગ્રેસર ભાગ લેતા. પુનામાં તથા મહારાષ્ટ્રમાં એવી અગત્યની પ્રવૃત્તિઓ થોડી હશે જેમા તેઓ પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ ન ધરાવતા હોય. ગુજરાતમા આ બાબતમાં જેવું સ્થાન રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ભોગવે છે તેવું કાંઇક શ્રીયુત હરિ નારાયણ આપટે ભોગવતા. પુના મ્યુનિસિપાલિટીના તેઓ વર્ષો પર્યન્ત સભાસદ હતા અને ત્રણેક વર્ષ સુધી તેઓ ત્હેના પ્રમુખ હતા પુનાની ડેક્કન સભાના તેઓ લાંબા વખત સુધી એક મંત્રી હતા. ન્યુ પૂના કૉલેજ, આનન્દાશ્રમ, ડેક્કન સભા, યુનિવર્સિટી અને બીજી કેટલીક સંસ્થાઓને ત્હેમની ખોટ પડશે. ઈ. સ. ૧૯૧૫ માં તેઓ પૂનામાં મળેલી પ્રાન્તિક રાજકીય પરિષદની સ્વાગતમંડલના પ્રમુખ હતા. તેઓ કૉંગ્રેસના દૃઢ અનુરાગી હતા અને તે રાષ્ટ્રીય મહાસભાના અનેક અધિવેશનો પ્રસગે હાજર હતા. મહર્ષિ રાનડેના તેઓ આરૂઢ અનુયાયી અને શ્રીયુત ગોખલેના નિકટ મિત્ર હતા. ત્હેમના અવસાનથી મહારાષ્ટ્રના સાહિત્યને જ માત્ર નહિ, પરન્તુ સાર્વજનિક જીવનને પણ ભારે ખોટ પડી છે.

---

# ઉષા—સ્વરાજ્ય પ્રતિજ્ઞા.

## (પ્રથમ ખંડ.)

લેખક—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(સચિત્ર ચાતુ ઐતિહાસિક વાર્તા.)

પ્રકરણ ૪ થું

દંશ

" Fare thee well, oh ! fare thee well !
How I have loved, my hate shall tell ! "

*Irish Melody*

(દુહા)

' લાગી દુઃખની લાય, ઓલાયે નહીં ઉરમાં,
સુખકુંપળ લય થાય, —વ્હાલા કયાં વદવું હવે ? '
' અમે પરદેશી પાન, વાને વિટોળે આવીયા,
ન દીધાં અમને માન, પાદરથી પાછા વળ્યા '

ભારી પગલે, વિચારમાં લીન થયેલો યુવાન ગરફાજી ધીમે ધીમે દરબાર છોડી નીચેના ચોગાનમાં આવ્યો તેના મનમા અત્યારે આશા, ઉમેદ તથા નાઉમેદી—દિલગીરી, ક્રોધના પરસ્પરવિરોધિ વિચારો તુમુલ યુદ્ધ ચલાવી રહ્યા હતા ભાવિ-હમેશા ઠગનાર લલચાવનાર જુદી આશા આપનાર ભાવિ—અત્યારે તેનાપર એક રીતે પ્રસન્ન થયલી દેખાઇ—તે પ્રબળ મોગેરશનો—બાદલના વંશનો—યુવાન અત્યારે ભાવિના ઉચ્ચ પગથીયાપર ચઢતો હતો સમસ્ત રોહીડઓગના સૈન્યનું આધિપત્ય પોતાને મળ્યું, એ નસીબદેવીની ન ધારેલી સોગાદ—અમૂલ્ય ભેટ હતી પૂગને લૂંટી મેદાન મેદાન કર્યું અને પોતાનાં ગજવા તે લુંટથી ખૂબ ભર્યાં એ નસીબદેવીની બીજી ભેટ હતી. આમ ભાવિ પૂર ઉમેદો આપી પોતાને એક તરફથી ઉચ્ચે ચઢાવતી, ત્યારે બીજી તરફથી પોતાના પ્રેમપર— સફવારબાઈ બાબત પોતાપર જબરદસ્ત ફટકા પડ્યા. —આ ભાવિએ બીજી તરફની ગ્રંથી રચી—આથી જન્મ પામતી દીલગિરી—શોક તેને ક્રોધિત કરતી ચમકાવતી. આવા પરસ્પરવિરૂદ્ધ વિચારોનું સામ્રાજ્ય તેના હૃદયમાં અત્યારે જામી ગયું હતું; તે આગળ વધ્યો. ત્યાં તેની પુંઠે કોઇએક પગલાંનો ઘસારો તેને કાને પડ્યો. તે ચોંક્યો, પાછાં ફરી જોયું. એક ઓરત બાઇ મોઢાંપર કાળો બુરખો નાંખીને પોતાની પાછળ પાછળ આવતી જણાઇ.

" આનંદી ! " તે બોલી ઉઠ્યો, " શું છે ! "

" સાવધાન ! ધીરેથી બોલો." આનંદી ધીમેથી બોલી:—" હું દેખાઈ જઇશ એ બીતિથી હું તો બાઇ ડરીડરીને મરવા જેવી થઇ ગઇ. બાઇસાહેબને ખબર પડી છે કે તમે આજ અહીં

---

પાંચ પ્રેમકથા. રૂ. ૦-૬-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

આવ્યા છો, તેમણે ઉપરની ગચ્ચીમાથી તમને જોયા—અને તમને એકદમ તેડી લાવવા મને મોકલી છે. ''

" સરદારબાઈ ! " સરફરાજી ગુંચવાતો આશ્ચર્યથી બોલી ઉઠ્યો — "અને તે પણ અહીં ?"

" હા અહીં બાદશાહેબ તેને હવે એક પળ પણ વીલી મૂકતા નથી. જ્યારે જ્યારે કામ માટે ખાનસાહેબને એ મળવા આવે છે, ત્યારે ત્યારે હમેશાં બાઈસાહેબને પણ સાથે લાવે છે. ખાનસાહેબ એક ખાસ એવાજનો ખંડ કાઢી આપ્યો છે, ત્યા સાહેબ રોકાયલા હોય છે તેટલો વખત તે બસ છે "

" બાઈસાહેબ તમને મધુ કહેશે ચાલો, હવે જરા મ્હારી પાછળ પાછળ આવો " એમ બોલતી તે પાછી ફરી અને ઉતાવળે ચાલવા લાગી સરફરાજી ખમચ્યો, એક પળ માત્ર અટક્યો. એક સુન્દરી જેને તે પ્રાણથી પણ વધારે ચ્હાતો હતો, તેના તરફથી તાકિદનો સંદેશો ! વળી આવા સંજોગોમા તેને મળવું તે છવનુ જોખમ છે તે પણ પોતે જાણતો શ્રાન્તિમા પડ્યો— પણ તે પગ માન-તેણે મનને નક્કી કરી લીધું અને હિમ્મતથી તેના પગલા આગળ વધ્યાં. પુન તે મહેલમાં દાખલ થયો. જે માર્ગે તે દાસીની પૂંઠે પૂંઠે ગયો તે બાજુ લગભગ ઉજ્જડ જેવી હતી, એક બે વળાણ પછી એક અન્ધીયારી ભિત વચ્ચે સીડી આવી, તે પર ચઢ્યો. ઉપરના ગોખમા આવ્યો. અને દાસીની પૂંઠે આગળ વધ્યો તે મનમા હસ્યો. ખભા ઉંચા કર્યા—નાહકનો ડરતો હતો—એક અલૌકિક સુન્દરીનો સંદેશો—પોતાની પ્રિયતમાનો સંદેશો—તેમ વળી ખુલ્લી રીતે ખુલ્લા શબ્દોમા તેને નહી મળવાનુ હજી તેના પિતા તરફથી પોતાને કહેવામા આવ્યું ન્હોતુ—ત્યારે ભય શાનો ? તે હિમ્મતથી આગળ વધ્યો. એક બંધ બારણા પાસે આનન્દી, અટકી, દ્વાર ખાનગી લટકો કરતી, બોલી —

" જાઓ, સાહેબ, અન્દર જાઓ બાઈસાહેબ તમારી રાહ જૂવે છે. "

તે યુવાન અન્દર દાખલ થયો એક બારી પાસેથી આનન્દ—આશ્ચર્યનો દબાયલો અવાજ— મધુર ઘંટડી જેવો મીઠો અવાજ આવ્યો. અને બીજી જ પળે સરફરાજી સરદારબાઈની સન્મુખ ઉભો

સુન્દર ચમકતા મોહક દૃષ્ટિવાળાં ચપળ નયનોવાળી સરદારબાઈ, એક ડરી ગયેલ પ્રેમાળ બાળક જ્હાણ મા જેવી નજરે જોઈ રહે છે તે જ પ્રમાણે તેના તરફ જોઈ રહી. તેણે તેની—આ બાળા અતિ સુંદર અને પૂર્ણ પ્રેમમા પડેલી—બાળાની પ્રીતિભરી નજર નમ્રતા અનુગ્રહની દિમાકવાળી છટાસહિત સ્વીકારી ! તેનો આશાભર્યો લંબાયલો હાથ પોતાના હાથમા લીધો અને આવી અલૌકિક સુન્દરીનો પ્રેમ પોતાપર બનવા માટે ઈશ્વરનો ઉપકાર માન્યો.

" મને ખબર નહી કે તમે અહીં આવ્યા હશો ? " સરફરાજીએ તેને બારી પાસેના સુખાસનપર બેસાડતા કહ્યુ, અને તેના તરફ જોયુ તેના ચન થો। વખત પહેલા રહેલ આખોધો ગુસ્સો થઈ ગયલા જોઈ તે મનમાં ડુબાયો.

" સરફરાજી, તુ જાણે છે શુ થયું છે તે ? "

"હા. ખાનસાહેબે પોતે હમણાં જાહેર કર્યું છે."

"હાય!" આ શબ્દ તેના ધ્રુજતા ઓઠોમાંથી બ્હાર પડયા અને તે દુઃખમાં-શોકમાં ડુબેલી દેખાતી મુગી રહી તેણે પુનઃ પ્રશ્ન કર્યો—"પણ આ લગ્નની વાતની તને ક્યારે ખબર પડી, સકવાર?"

"ત્રણ દિવસ થયા" સકવારબાઇએ નિરૂત્સાહપૂર્ણ અવાજથી ઉત્તર આપ્યો, "પિતાશ્રીએ એક મહિનો થયા મને અહી લાવવા બિજાપુર માણસો મોકલ્યા. અમે પણ ત્યાંથી તરત નીકળ્યા. અને ઘણો આનંદ થયો. અમને અહીં આવે પંદર દિવસ થયા વ્હાલા! આપણે છુટાં પડે આજ લગભગ આઠ નવ મહિના થયા, નહી? મ્હારૂં હૃદય તને મળવા એકસરખું તલપી રહ્યુ હતું. તને અહીં મળાશે એ વિચારે હું આનંદમાં ડુબી—આશાભરી—હોંસભરી અહીં આવી—અને તને ન દીઠો! પિતાએ સમાચાર આપ્યા કે તું સાસવડ તરફ થાંડ સમાવવા ગયો છે. ચાતક પેઠે ત્હારી રાહ જોતી હતી, ત્યાં ત્રણ દિવસપર પિતાએ ભયંકર સમાચાર આપ્યા કે ખાનસાહેબે મ્હારા લગ્ન રોહિડખોરાના દેશમુખના પુત્ર જોડે કરવાનું ઠરાવ્યું છે! ધડાકો થયો! સર્વ આશા-ઉમેદ નષ્ટ થઇ—અરેરે ક્રૂર ભાવિએ શું રંગ દેખાડ્યા, અને દેખાડશે? હૃદય ચીરાયું! મ્હારી તારા તરફની લાગણી—ત્હારા તરફનો પ્રેમ તે સર્વથી તે માહિતગાર છે. પ્રથમ તેમનો વિચાર મ્હારી સાથે ત્હારા લગ્ન કરી આપવાનો હતો. અહીં તે વિચાર તેમણે અનેક રીતે દર્શાવ્યો હતો, અને આ બળતા હૃદયમાં અમૃત રેડ્યું હતું! અહાહા, તે વખતે કેટલો આનંદ થયો હતો, પણ હવે તે નષ્ટ થયો, ભૂંસાઇ ગયો! ત્હારા સબંધી વિચાર સુદ્ધાં કરવો નહીં, તને મળવું સુદ્ધાં નહીં, તને સદંતર ભૂલી જવો એવી સખ્ત આજ્ઞા થઇ છે. આ હૃદયને ક્રૂર આઘાત થયો છે. મને સખત જાપ્તામાં રાખી છે, એક પળ પણ વીલી મૂકતા નથી માત્ર દરબારમાં કે ખાનસાહેબને મળવા જાય એટલો વખત જ વીલી મુકે છે, તે પણ મને અહીં સાથે લાવી આ ખંડમાં બેસાડી જાય છે. આનંદી અને હું અમે બેઉ કેદીની સ્થીતિમાં છીએ."

"અહા, આ કેવું ભયંકર સ્વપ્ન છે!" ખિન્ન અવાજે સરફોજી બોલ્યો.

"હા, ભયંકર સ્વપ્ન!" નિ:શ્વાસ નાંખતી સકવારબાઇ બોલી—"જ્યારથી પિતાએ આ ભયંકર સમાચાર કહ્યા ત્યારથી વારંવાર એમ જ વિચાર આવ્યાં કરે છે કે આ સત્ય નહિ હોય. ઈશ્વર આવો ભયંકર અને દુષ્ટ બનાવ બનવા નહી દે. મને એમ જ લાગે છે કે આ ફક્ત ભયંકર સ્વપ્ન છે—ખરૂં નથી."

તે બારી બ્હાર જોતી હતી સરફોજી તરફ જોતી ન્હોતી. કારણ તેને લાગતું હતું કે તેની તરફ નજર કરતાં, જે હિમ્મત અને મજબુતી ધરી હતી તે પીગળી જઈ રડી દેવાશે. તે તેની અવિધ વિચારમગ્ન સ્થીતિમાં ઉભો હતો. તે પોતાનો હાથ તેના હાથમાં લઇ પવિત્ર શપથ લે કે તેને ક્યારે પણ ત્યજશે નહીં, તેની અને તેની પ્રિયતમાની વચ્ચે કોઈપણ કારણ પછી ભલેને તે રાજકારણ પણ હોય જનાં યે તે વચ્ચે આવવા દેશે નહીં—એવું સકવારબાઇના મનમાં તે વખતે રમતું હતું.

" મળીશુ? ક્યારે? ક્યાં? કેવી રીતે?"

" સાંજે, ગામ ન્હારની ધર્મશાળા આગળ આનંદીને મોકલજે–હું તેને પત્ર આપીશ–આજ ત્હારા પિતાને મળીશ. કદાચ હજુ તે વિચાર ફેરવે પોતાની એકની એક પુત્રી–એકનું એક બાળક–તેના સુખની ગમ નહી કરે કદાચ મન વળે. યુક્તિથી હું વાત કાઢી જોઇશ."

નિરાશાથી સકવારે ડોકું ધુણાવ્યું ચક્ષુમાં આવેલ અશ્રુ મહામહેનને ખાળ્યુ–રોકી રાખ્યુ–તેણે પુનઃ તેનો હાથ પકડ્યો. તે ખરેખર અતૂલ સુંદર હતી અત્યારે તેને ખરો ઉમળકો આવ્યો. તે ખરેખર તેને ચ્હાતો હતો. આની સુંદરી સાથે લગ્નથી જોડાવું–તે એ ઉભય માટે સુખપ્રદ અને મહત્વનું થાત તેની મગરૂબીનું સાંભળીને આ વર્તન ખંડન કર્યું; પણ તેની સામે થવાતું તેના મનમાં આવ્યુ નહી સામે થવું એ હાથે કરીને મૃત્યુને બોલાવવા જેવું છે. સરફોજી, મતલબી સ્વાર્થી, સરફોજી તે સારીરીતે જાણતો હતો. આવી અપ્રતિમ લલનાને ખોવી–સદાને માટે ગુમાવી બેસવી તે તેને ઘણું ભારી હતુ. પણ બીજા ઘણા ફાયદા ભવિષ્યમાં મળવાના હતા, અત્યારે મળી રહ્યા હતા, તે વિચારથી તેનુ જીવન તેને ઘણુ અગત્યનું લાગ્યુ. તે વિચારે તેને સકવારબાઇથી સહેલાઇથી જુડા પાડી શક્યો તેને હિમ્મતવાન બનવા ભલામણ કરતો બોલ્યો " વ્હાલી, ઈશ્વરની સલામનો વખત આવે તો યાદ રાખજે તું કે આ સરફોજી નમ્યું આપશે નહી. હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે મ્હારૂં વેર મ્હારો ધિઃકાર–જે વે દેશમુખનો નાશ કરી ત્હારા પ્રત્યેનો મ્હારો સબળ પ્રેમ સાબીત કરી આપશે. તુ હિમ્મત રાખ." આમ બોલતો ઉતાવળે સરફોજી આવેશે માર્ગે નીકળી ગયો. સકવારબાઇ તેની અદ્રશ્ય થતી આકૃતિ તરફ નિશ્વાસ નાખતી જોઇ રહી તેનાથી હવે રહેવાયુ નહીં. સુકોમળ રેશમી મ્હોટા તકીયાપર માથું મૂકી બે હાથે મ્હોંનુ ઢાકી ડ્રુસકે ડ્રુસકે તે રડવા લાગી. ચાલુ.

---

## ગ્રન્થાવલોકન.

૧. ભારતનો ટંકાર: (સ્વદેશગીતના કાવ્યોનો સંગ્રહ) લેખક.–રા અરદેશર ફરામજી ખબરદાર, મદ્રાસ. પૃષ્ઠ ૭૪. મૂલ્ય આના બાર.

ભારતનો ટંકારના કર્તા રા. અરદેશર ખબરદારની નવી ઓળખાણ કરાવવાની ગુજરાતને જરૂર રહી નથી. પારસી લેખકોમાં શુદ્ધ અને સરલ ગુજરાતી લખનારા આંગળીને વેઢે ગણાય એટલા છે અને તેમાં રા. ખબરદાર બેશક ઉંચું સ્થાન મેળવે છે. ખુદ ગુજરાતી હિન્દુ લેખકોમાં પણ એ ભાઇનું સ્થાન એક સારા લેખક તરિકે ક્યારનુંયે ગણાઈ ચુક્યું છે. એ પારસી લેખકબન્ધુએ ગુજરાતની સેવા કાવ્યોદ્વારા જ કરી છે અને પરિણામે એમનાં કાવ્યરસિકા, વિલાસિકા અને પ્રકાશિકા એ ત્રણ પુસ્તકો ગુજરાતમાં આજે કેટલાંક વર્ષ પહેલા પ્રસિદ્ધ થઇ ચુક્યાં છે. સ્વ.

---

મલબારીનાં કાવ્યરત્નોનો અતિ શ્લાઘ્ય છતાં વિદ્વત્તાભર્યો ઉપોદ્‌ઘાત લખીને એમણે પોતાની ગુજરાતને ઠીક રસ જમાડ્યો છે. આમ એમની સાહિત્યપ્રવૃત્તિ વિશે ગુજરાત જાણીતુ છે. એમનામાં સ્વદેશપ્રેમની ધૂન જબરી છે. એમણે એ ધૂનનો આહ્‌લેક ગુજરાતમાં જગવ્યો છે. અને દેશપ્રેમના એમનાં કાવ્યોરૂપી એ વાનીઓ ગુજરાતીના અગ્રગણ્ય માસિકોમા વારંવાર મોકલતા હતા—આ સુન્દર કાવ્યોનો સત્કાર ગુજરાતે બેશક સારો કર્યો છે. એમ માનવાને અમ્હને મજબુત કારણ છે. આ કાવ્યોનો સંગ્રહ આજ ભારતનો ટંકાર એ નામથી રા. ખબરદારે પ્રકટ કર્યો છે. અને અમ્હારે કહેવુ જોઇએ કે ગુજરાતની આથી એમણે એક સારી સેવા કરી છે. હિન્દના જીવન સમસ્તમા આજ ચોગરદમથી ચેતન, ચેતન અને ચેતનના જ સ્ફુલિંગો ઝળહળે છે તેવા વખતમા એ ચેતનને વધારે પુષ્ટિ આપે એવા સાહિત્યની જરૂર છે ભારતનો ટંકાર એવા ચેતનને ગુજરાતમાં તો જરૂર બલ આપશે શુદ્ધ અને સરલ ભાષામા દેશભક્તિનાં ઉંચા સ્વરો સંભળાવતા એમનાં આ કાવ્યો બેશક ગુજરાતે વાચવા યોગ્ય અને મનન લાયક છે એમાં દમ્પતી પ્રેમના સ્વરો નથી, બાલલગ્ન ને વૈધવ્યના દુ:ખનાં રોદણા નથી કે નથી એમાં જીવનયાત્રાના મીઠા કે કડુ દશ્યો—એમા તો સ્વદેશની કીર્તિના બ્યૂગલો અને દેશભક્તિના સ્મરણો અને આહ્‌લેક સાભળવાના છે. સુન્દર છપાઈ સાથેના આ કાવ્ય સંગ્રહને ગુજરાત યોગ્ય સત્કાર આપશે એવી અમ્હને આશા છે. ગુજરાતનાં સન્તાનો એ કાવ્યોને જીવનમા જરૂર ઉતારે એ મોઘો અમ્હારો અભિલાષ છે.

**૨. ગોપાલકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો:** ભાષાન્તરકર્તા: રા. મહાદેવ હરિભાઇ દેસાઈ, પ્રકાશક; ઑલ ઇન્ડિઆ હોમરૂલ લીગ, મુંબાઈ, પૃષ્ઠ ૮૨, મૂલ્ય આના દસ.

હોમરૂલલીગ તરફથી પ્રગટ થયેલા ભારતના અનમોલા વીરરત્ન ગોપાલ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનોનાં પુસ્તકનો સ્વીકાર કરતા અમ્હને અભિમાન થાય છે. સ્વ. નરવીર શ્રીમાન ગોખલેજીનાં વ્યાખ્યાનોનો મ્હોટો ભાગ અંગ્રેજીમાં જ છે એટલે તેનો લાભ ગરવી ગુજરાતના પુત્રોને—અંગ્રેજી ભાષાથી અજ્ઞાનને—મળવો અશક્ય હતો, તે લાભ આ સ્વરાજ્યલીગે આપ્યો છે તેમનાં વ્યાખ્યાનો અંગ્રેજીમાં મદ્રાસના સ્વદેશ પ્રેમી પુસ્તક પ્રકાશક મિ. જી. એ. નટેસને ૧૨૩૬ પાનાના એક મ્હોટા પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરીને દેશસમસ્તની પ્રજાને બેશક બહુ સારો લાભ આપ્યો છે સ્વરાજ્યસભાની આ સસ્થાએ એવો લાભ ગુજરાતને આપવા માંડ્યો છે એથી આશા રહે છે કે ગુજરાતના અમ્હારા બન્ધુઓને એ મહાન્ તપસ્વીના અમૃતવાક્યોનો પ્રસાદ સારા પ્રમાણમા મળશે અને ભાવિ ગુજરાતનાં આશાસ્વપ્નોને જ્વલંત કરશે.

આ પુસ્તકમાં સ્વ. ગોખલેજીએ ભારતની મહોજ્જ્વલ પ્રસિદ્ધ વ્યક્તિઓ સ્વ. દાદાભાઇ સ્વ. રાનડે, સર મહેતા, બાનરજી, શિશિરકુમાર ઘોષ, નિવેદિતા, મિ. હ્યુમ અને સર વેડરબર્ન આદિ કે જેમના જીવન ભારતની એકનિષ્ઠ સેવામાં જ સમર્પાયાં હતાં, તેમના સંબન્ધમા પ્રસંગો-

વાત જે જે ઉ લખેલા હતા તેનો સંગ્રહ છે ટુંકા પણ મહત્વના અને ઉંડા રહસ્યથી ભરેલા આ પ્રાસંગિક વિચારો આ ન્હાના પુસ્તકમાં છે

ગુજરાતના પરમ કલ્યાણક અને ભારતના સર્વપૂજ્ય કર્મયોગી મહાત્મા ગાંધીજીએ આ પુસ્તકને એમની શુદ્ધ અને સ્પષ્ટ ગુજરાતીમાં ન્હાની સરખી પરન્તુ એ ન્હાનાશમાં એમના વિશાળ હૃદયનું મહત્વ દર્શાવતી-દેશપ્રેમની ભભકભરી ચિણગારીઓ જ વિસ્તારતી અને સ્વ. ગોખલે માટે મરતી ભીની હૃદયની ઉત્કૃષ્ટ લાગણીઓ દર્શાવતી પ્રસ્તાવના લખીને પુસ્તકને વધાવી લીધું છે. આ ઉપરાંત તેમાં આપણા આ ભારતવીરોની છબીઓ મુકવામાં આવી છે આપણા ગુર્જર બાળુના જીવનને ઉન્નત કરવાનું આ અતિ અમૂલ્ય સાધન છે આપણી શાળાઓમાં આ પુસ્તક ક્યારે પ્રવેશ પામશે ?

આ સ્થળે એટલી સૂચના કરવી યોગ્ય લાગે છે કે સ્વ. ગોખલેના સર્વ ભાષણોના વિભાગ પાડી ન્હાના ન્હાના પુસ્તકોના આકારમાં એ આખો સંગ્રહ બહાર પડે એવી વ્યવસ્થા સંઘ કરશે તો દેશ પ્રજાને ઘણો લાભ થશે સર ફીરોઝશાહ તથા ડા. દાદાભાઇ આદિ દેશના પ્રસિદ્ધ પુરુષોની પ્રસાદીઓ પ્રાન્તમાં જેમ છુટથી વધારે વ્હેંચાય તેમ વધારે સારૂં થશે અમ્હે આ વાતપર સંઘના કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચવાની જરૂર જોઇએ છીએ રા મહાદેવે કરેલા આ શુદ્ધ ગુજરાતી ભાષાન્તર માટે અમ્હે તેમને અભિનન્દન આપીએ છીએ ગુજરાતે આ પુસ્તકને અવશ્ય વધાવવું જોઇએ આવા પુસ્તકોને નહિ વધાવે તો પછી કોને વધાવશે ?

ર ગો ત્રિ

૩ કવિતા કલાપ ( કાવ્યનો સંગ્રહ ) લેખક—રા ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી, કિંમત, પૃષ્ઠ ૧૦૮, મૂલ્ય આના ચૌદ

રા ચાંપશી પ્રસ્તાવનામાં જ જણાવે છે કે ' કવિતા બુદ્ધિ કરતા હૃદયનો વિષય વધારે છે ' રા ચાંપશીના આ ઉદ્દેશને આધારભૂત ગણી એમનો કવિતા-કલાપ તપાસતા સ્પષ્ટ જણાઈ આવે છે, કે પોતાના ઉદ્દેશને અનુસરવાને રા ચાંપશીએ ઠીક પ્રયાસ કર્યો છે આ કવિતા-કલાપના ઘણા ખરા કાવ્યો માસિકોમાં બહાર પડેલા હોવાથી રા ચાંપશીનું નામ ગુજરાતી સાહિત્યમાં જાણીતું છે વિચારશ્રેણી સામાન્ય છે, છતાં સામાન્ય વિચારોને કવિતાની ભાષામાં મૂકતા જે નીરસતાનો દોષ આવી જાય છે, તે દોષ આ પુસ્તકમાંથી દૂર રાખવામાં આવ્યો છે ભાષા નિર્મળ છે કલાપમાં સુન્દર કાવ્યો ઘણાં છે, અને તેમાંયે વિશેષ કરીને ' સિદ્ધાર્થનો ગૃહત્યાગ, ' અને ' જે પારણાની દોરી ઝાલે, તે જ તારે દેશને ' વધારે સુન્દર લાગે છે હાલના ગુજરાતી સાહિત્યમાં તો પુસ્તકને સ્થાન મળે તે જરૂરનું છે ગુજરાતી સાહિત્યને અમર-જીવન અપાવવામાં આ પુસ્તક મદદ કરતા થઈ પડે તેમ તો નથી, એટલી જ એમાં ખામી છે સાહિત્યને અમર-જીવન અપાવવા તરફ રા. ચાંપશી જો પ્રયાસ કરે, તો કાવ્ય દ્વારા સાહિત્યની સાચી અને સારી સેવા કરી શકે, એમ અમારૂં માનવું છે

રા પંડ્યા, બી. એ



ભવાનીને દંડવત કરી . શબ્દો ઉચ્ચાર્યા.

સમાલોચક, ] પૃષ્ઠ ૨૭૮. [ મે, ઇ. સ. ૧૯૧૯
ચિત્રકાર રા. રવિશંકર રાવળ ] [ કૉપીરાઇટ



कामन्दकी· अत्रैव कोऽपि कस्या अपि वल्लभस्तिष्ठति ।

—માલતીમાધવ, અંક ૧ લો.

સમાલોચક, ] [ મે, ૪ સ. ૧૯૧૯.

ચિત્રકાર. શ. પંડિત ] [ કોપીરાઇટ




પુસ્તક ૨૪ મું, ] મે, ઈ. સ. ૧૯૨૯. [ અંક ૫.

# સ્વરાજ્યના પન્થેઃ મતાધિકાર.

લેખકઃ—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

" These are the gifts ( of freedom, the power to develop and the power to heal ) that we are asking for Ireland, the power to develop for ourselves, in our own way, our own qualities. The power to develop for ourselves the resources of our own country; the power to strike off the minds of the youths of Ireland the chains that are there to day, to free their hands and to enable them to develop their own characters and the resources of their own country ! .....We ask from you power to develop, we ask also the power to heal.....So long as English ascendency is associated with one creed in Ireland with one class, and with one party, so long will the healing of these wounds be absolutely impossible,.....In other words, you should trust the people, and the moment you do it, I believe in my heart and conscience, there and then, once and for all, you will have ended the blackest chapter in the history of your country."

—Mr. Redmond in the House of Commons on 30th March 1908

"The Reforms Scheme is intended to release the duly elected representatives of the people, in part at any rate,

from the Control of the Civil Service The Civil Services have also openly declared their hostility to any real reform It is absurd in these circumstances to place the future of Indian Constitutional Reforms in their hands The reforms are a gift of Parliament, not of the Civil Service x x They shoud not be allowed in future, as they have done in the past, to nullify the policy of the people of England '

—The Hon'ble Sir Sankaran Iyer in
his Minutes of Dissent on the
Despatch of the Government of India

ઇ સ ૧૮૮૫ ના વર્ષમા અગ્રેજી વિદ્યાના સરકારથી જેમના જીવન વધારે વેગભર્યા બન્યા હતા અને જેમના હૃદયમા હિન્દના દુખો અનેક રીતે સાલ્યા કરતા હતા તે ભારત સન્તાનોમાના ઘણાક તેજસ્વી અને દેશાભિમાની નરરત્નોએ કૉંગ્રેસરૂપી હિન્દની રાષ્ટ્રીય પરિષદ સ્થાપી હતી એ પરિષદના આ ચોત્રીસ વર્ષના જીવનયુગમાં હિન્દના ઇતિહાસમા જે પરિવર્તનો થયા કર્યા છે તેનો એક સામટો હિસાબ કરવાનું સ્થળ આ નથી. નિશાળોના અભ્યાસક્રમમા દાખલ કરેલા નિર્માલ્ય અને અધૂરા અને એકપક્ષનું જ દિગ્દર્શન કરાવતા ઇતિહાસના અભ્યાસકોને આ ચોત્રીસ વર્ષનો પોતાની જન્મભૂમિનો સાચો અને તેજસ્વી ઇતિહાસ તો કૉંગ્રેસના જ હેવાલોની સત્તાવાર આવૃત્તિઓ પુરી પાડી શકશે જ્યા સુધી દેશના એકે એક અભ્યાસીએ આ હેવાલોનો પુરો અભ્યાસ કર્યો નથી કે હિન્દની રાષ્ટ્રીય પરિષદ સાથે સકળાયલું અને દિન ઉગે વૃદ્ધિગત થયેલુ હિન્દનુ જીવન જ્યા સુધી સમીક્ષ્યુ નથી ત્યા સુધી આત્મમુક્તિ માટેની હિન્દની લડાઇઓનુ સાચુ દર્શન તેમને આવી શકશે નહીં એ માટે આ હેવાલો હિન્દના ઇતિહાસમાં, હિન્દના જીવનમા અને હિન્દીઓના કલ્યાણમા જેમના હૃદયો રમ્યા કરે છે તેમણે અવશ્ય વાચવા જોઇએ આ બધા ઉપરાત છેલ્લા પાચ વર્ષનો ઇતિહાસ તો ખરેખરો સક્રાન્તિનો જ ગણાય કારણ કે એ સક્રાન્તિયુગે અસાધારણ પરિવર્તનો જેમ જગત્ સમસ્તમા કર્યાં છે તેમ આ કાળમા હિન્દના જીવનની બધી દિશાઓમા પણ મ્હોટે ભાગે મહાપરિવર્તનો થયા છે

ઈ સ. ૧૯૧૫ ના અંત ભાગમા મુબાઇના જ નહિં, પરન્તુ ભારતસમસ્તના એક મહાભારત વીર સર ફિરોઝશાહ મહેતાના સ્વર્ગવાસ પછી મળેલી હિન્દી રાષ્ટ્રીય પરિષદે, પરિષદના મડપમાથી હૃદયભેદી જે રાષ્ટ્રઘોષણા કરી હતી અને એ ઘોષણાના પ્રચંડ નાદો જે ઉગ્રતાથી દેશમા ગાજી રહ્યા છે એના પરિણામે હિન્દ આજ અપૂર્વ રીતે જાગૃત બન્યુ છે યૂરોપના યુદ્ધના મધ્યકાળમા ઇ સ ૧૯૧૭ મા મિ મોન્ટેગુએ તા ૨૦ મી ઑગસ્ટે જાહેરનામુ બહાર પાડ્યુ કે હિન્દુસ્તાનમા ત્યાના વતનીઓને જવાબદાર રાજતત્ર આપવાની ઇચ્છા ના સમ્રાટ્ જ્યૉર્જની સરકાર હિન્દી સરકારની સહાનુભૂતિથી દર્શાવે છે અને આ રીતે હિન્દની પ્રજાને ધીમે ધીમે પણ સ્વરાજ્યના પગથિએ ચઢાવવામા આવશે પરિણામે મિ મોન્ટેગુ હિન્દમા આવ્યા, લાર્ડ ચેમ્સફર્ડ અને તેમના અગભૂતો સાથે રહી હિન્દની સ્થિતિનો તેમણે વિચાર કર્યો-કર્યે

રસ્તે ને કયા પ્રમાણમાં હિન્દને લોકશાસનના જીવનમાં સહિસલામત રીતે મૂકી શકાય વિગેરેનો વિચાર એમણે કર્યો. એ તપાસને અંતે ગયા જુલાઇ માસમાં એમણે 'મોન્ટેગુ-ચેમ્સફર્ડનો એકત્ર હેવાલ બહાર પાડ્યો. એ હેવાલ—એ મહાન્ દસ્તાવેજ વિદ્વત્તાથી ભરપૂર છે. એ દસ્તાવેજમાં ઉંચા પ્રકારની બુદ્ધિ અને વ્યાવહારિક જ્ઞાનનું અઢળક ધન છે. છતાં હિન્દનાં રાષ્ટ્રીયજીવનને અને હિન્દવાનો જેને હિન્દીજીવન જ કહી શકે એવા દૃષ્ટિબિન્દુઓથી આ હેવાલ મ્હોટે ભાગે રહિત છે. ગોકળગાયની કલાકની અડધા ફુટની મુસાફરીની માફક હિન્દને ઉપર લઈ જવાની બહુ ઉદાર ઇચ્છા તેમાં દર્શાવાઈ છે. દેશના રાજકીય જીવનમાં રસ્યાપચ્યા રહેનાર હિન્દીવાનોમાંના કેટલાકોએ આ હેવાલને તે છતાંયે અધુરો પણ ટેકો આપવાની ઇચ્છા દર્શાવી ત્યારે દેશના મ્હોટા ભાગે આ હેવાલને જ અધુરો અને અસંતોષકારક ગણી રાષ્ટ્રીય પરિષદોના અધિવેશનોદ્વારા વધારે ઉદાત્ત અને વિશાળ માગણીઓ રજુ કરી. દિલ્હીની છેલ્લી કોંગ્રેસે કરેલી માંગણીઓથી ઘણાનાં મન ભડકી ઉઠયાં અને બાહુકને દેખી છોકરાંઓ ગભરાઈ જાય તેમ દિલ્હીના ઠરાવોએ એમને ભડકાવી દીધા. મિ મોન્ટેગુના હેવાલમાં નક્કી કર્યાં પ્રમાણે સ્વરાજ્યના પન્થે મોકલવા માટે હિન્દમાં કેવી રીતે અને કેવા ધોરણોપર લોકને મતાધિકાર આપવો અને રાજ્યકારોબારમાં કયા વિષયો લોકને સોંપવા અને કયા સરકારને હસ્તક રાખવા વિગેરે વિષયોનો નિર્ણય કરવા માટે બે 'કમિટિ'ઓ હિન્દી સરકાર તરફથી નીમાઇ હતી.

મતાધિકારનો વિષય રાજ્યકારોબારના વિષયો નક્કી કરવાના કાર્ય કરતાં કાંઈ સરલ છે. આ કમિટિઓના કાર્યવ્યવહારને આપણે નિષ્પક્ષપાત કે સ્વતંત્ર કહી શકીશું જ નહિં, કારણ કમિટીના સભ્યો જ કહે છે કે પ્રાન્તિક ધારાસભાઓનાં બંધારણ અને તેની ચુંટણીને લગતી જે જે યોજનાઓ કમિટીએ સૂચવી છે તેની જોખમદારી સંપૂર્ણ રીતે જો કે પોતે લેછે, છતાં પણ બંગાળ, બિહાર અને ઓરીસા, સંયુક્ત પ્રાન્તો, પંજાબ અને મધ્યપ્રાન્તો માટે કરવામાં આવેલી ભલામણો તે તે પ્રાન્તની સરકારે રજુ કરેલી યોજનાઓને અનુસરતી મોટેભાગે છે. મતાધિકાર નક્કી કરવાની કમિટીમાં પ્રજાપક્ષના બે જાણીતા પુરૂષો ઑ. મિ. સુરેન્દ્રનાથ બેનરજી અને ઑ. મિ શ્રીનિવાસ શાસ્ત્રી હતા આ છતાં પણ પ્રસ્તુત પ્રાંતના હાકેમોની જ યોજનાંઓ ઉપર વજન મુકવામાં અને તેમની જ યોજના પ્રમાણે મતાધિકાર નક્કી કરવાનું કાર્ય કરવામાં આવ્યું હતું એથી અમ્હને કાંઇક વધારે શોક થાય છે. બંગાળાના કે બીજા કોઇપણ પ્રાન્તના હાકેમો કરતાં આ બન્ને હિન્દી ગૃહસ્થો વધારે બુદ્ધિશાલી અને હિન્દનાં જીવનને વધારે સૂક્ષ્મતાથી સમજનારા છે એવું અમ્હે માનીએ છીએ અને એમણે ધાર્યું હોત તો આ મતાધિકારનો વિષય વધારે ઉદાર બનાવ્યો હોત. આ કમિટીએ આ બાબતમાં મુખ્ય જે વિચારો દર્શાવ્યા છે તે નીચે પ્રમાણે છે—

**૧. સ્ત્રીઓને મત આપવાનો હક્ક કમિટી કબુલ કરી શકતી નથી.**

[પ્રજાને ખબર છે કે બાબુ બેનરજી એક અડગ સુધારક છે બ્રહ્મોસમાજી છે અને બ્રહ્મોસ્ત્રીઓ બંગાળમાં કેળવણીમાં આગળ છે એમનામાં પડદા રીવાજ નથીઃ શાસ્ત્રી-આર પણ એટલા જ ઉગ્ર સુધારક છે. છતાં પણ સ્ત્રીઓને મત આપવાના હક્ક સ્વીકારવા

માટે એમણે પોતાનો અભિપ્રાય આપ્યો નથી. દેશના જીવનને જ્યારે વેગ આપવાની વાત જ નથી થતી પણ એ માટે જ્યારે સગીન (!) પગલાં લેવાય છે તે વખતે આ બન્ને હિન્દીજનોએ આમ શા માટે કર્યું હશે તેનો ઉત્તર પ્રજાએ હકકથી તેમની પાસેથી કઢાવવો જોઇએ. આશ્ચર્ય તો એ છે કે હિન્દના રાજકીય જીવનના વિરોધક પક્ષના મિ. હોગે આ મતની તરફેણ કરી છે. ]

કમિટીએ આ પ્રમાણે દેશના જાહેરજીવનના એક અગત્યના પ્રશ્નમાં સ્ત્રીઓને પોતાનો ધર્મ બજાવવા દેવાની જરૂર જોઈ નથી આ સમ્બન્ધમાં કમિટીએ જે કર્તવ્યસંકુચિતવૃત્તિ દર્શાવી છે એ ખેદનો વિષય છે. યુનિવર્સિટીની કેળવણી લીધેલી હોય અગર તો લક્ષ્મીની માલિક હોય તેમને પુરૂષોના જેટલા જ મતાધિકાર હોના શા માટે ના જોઇએ? આશા છે કે દેશમાં આ સંબન્ધમાં જોઇએ તેટલા પ્રમાણમાં જોશભેર ચર્ચા થશે અને સુધારાનો કાયદો-કાયદા તરિકે પસાર થાય તે પહેલા આ અભિપ્રાયને મળતા દેશજનો અને સન્નારીઓ યોગ્ય રીતે યોગ્ય દિશામાં પોતાની પ્રવૃત્તિઓ જરૂર વાળશે

૨. મત કોણ કોણ આપી શકે?

મત આપવાનો સાધારણ નિયમ કમિટીએ એવો સ્વીકાર્યો છે કે તે સંબન્ધમાં મિલ્કતનુ ધોરણ જોવું. મિલ્કતની લાયકાત તરીકે જમીનની મહેસુલ, જમીનનું ભાડુ, ગામડાઓમાં સ્થાનિક કર અને શહેરોમા મ્યુનિસીપલ કર તથા આવક ઉપરના કરને સ્વીકારવામાં આવ્યો છે. આ ઉપરાંત હિન્દી લશ્કરના અમલદારો જે નોકરીમાથી ફારેગ થયા હોય અને પેન્શન પર હોય તેમને પણ મત આપવાનો હકક સ્વીકારાયો છે કમિટીની ગણુ‍તરી પ્રમાણે જુદા જુદા પ્રાન્તમાથી નીચે પ્રમાણેની સંખ્યાને મત આપવાનો પહેલવહેલો હકક મળશે

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ ઇલાકો | ... ... ૫૪૨,૦૦૦ | પન્જાબ ... ... ... | ૨૩૭,૦૦૦ |
| મુંબાઈ ,, | ... ... ૬૫૩,૦૦૦ | બિહાર અને ઓરીસા ... | ૫૭૬,૦૦૦ |
| બંગાલા ,, | ... ... ૧,૨૨૮,૦૦૦ | મધ્યપ્રાન્ત ... ... | ૧૫૯,૫૦૦ |
| યુનાઇટેડ પ્રોવિન્સીસ | ... ૧,૪૮૩,૫૦૦ | આસામ ... ... ... | ૩૦૦,૦૦૦ |

ઉપરના હિસાબે મુંબાઇ ઇલાકાની લગભગ બે કરોડની વસ્તીમાથી ફક્ત રહાડા છ લાખ માણસને મત આપવાનો અધિકાર મળશે, પરન્તુ સ્ત્રીઓ અને વીસ વર્ષની નીચેના પુરૂષોની સંખ્યા બાદ કરતા મત આપવાની યોગ્યતાવાળા હોઇ શકે એવાની સંખ્યા લગભગ ૭૫૦ લાખની છે, પરન્તુ લખી વાંચી શકે એવાની સંખ્યા તો મુંબાઇ ઇલાકામા નવથી દસ લાખની જ છે. દોઢસો વર્ષના અંગ્રેજી રાજ્યના મુબારક અમલ પછી સ્વરાજ્યનો પહેલો હપ્તો નક્કી કરતી વખતે અને હિન્દને સ્વરાજ્ય માટે લાયક ઠરાવવા માટે ધોરણો મુકરર કરવાનો સમય આવતાં ખબર પડે છે કે હિન્દમાં કેળવણીના ધોરણો સંકુચિત વૃત્તિઓથી દબાવી દેવામા આવ્યાં હતાં એવી ફરિયાદમા સત્ય ઘણુ ઉચુ તરી આવે છે બે કરોડ માણસની વસ્તીમાંથી ફક્ત રહાડા છ લાખ જ મત આપવાના અધિકારી નીવડી શકે એ વસ્તુસ્થિતિ દેશનું દારિદ્ર અને કંગાલિયતપણું જણાવે છે. આશા છે કે સ્વરાજ્યના નવા હપ્તા પછી દેશના ધનિકો અને કેળવણીમાં રસ લેતા નાગરિકો દેશના આ જીવનતરફ વધારે લક્ષ્ય આપશે

આમ મુંબાઇની અને બીજી પ્રાન્તિક સભાઓમાં કંઇક વધારે ભાગ દેશજનો લઇ શકે એવી ગોઠવણ કમિટી સૂચવે છે. આ મત આપવાની લાયકાતમાં નીચલું ધોરણ રજુ કરવામાં આવ્યું છે—

૧. મુંબાઈ સહેરની સીમાંની બે માઇલ અંદર જે પુરૂષો વસતા હોય અને મિલ્કત ધરાવતા હોય અથવા મુંબાઇ શહેરમાં વર્ષે દિવસે રૂપીઆ ૧૨૦ થી ઓછું અને કરાંચીમાં રૂપીઆ ૬૦ થી ઓછુ ભાડું ભરતા હોય નહિ.

૨. મુંબાઇ અને કરાંચી શિવાય સર્વ મ્યુનિસીપાલીટીઓ, કેન્ટોન્મેંટો અને જાહેર કરેલા વિસ્તારોમાં

ક. જ્યાં ઘરવેરો વાર્ષિક ભાડાની આંકણીપર લેવામાં આવતો હોય ત્યાં જેઓના ઘરની વાર્ષિક આંકણી રૂ. ૩૬ થી ઓછી ના હોય અથવા પંચમહાલ જીલ્લામાં રૂ. ૨૪ થી ઓછી હોય નહિં, અને જ્યાં ઘરવેરો મિલ્કતની આંકણીપર લેવામા આવતો હોય ત્યાં જે ઘરની આંકણી રૂ. ૧૫૦૦ થી ઓછી નહિ અને પંચમહાલ અને રત્નાગિરિ જીલ્લાઓમાં રૂ. ૧૦૦૦ થી ઓછી હોય નહિં;

ખ. જ્યાં ઘરવેરો લેવામાં આવતો હોય નહિ ત્યાં ઑકટ્રોય અથવા ટોલ ટેક્ષ શીવાય જેઓ મ્યુનિસીપલ કર તરીકે દર વર્ષે ઓછામા ઓછો રૂ. ૩ નો કર ભરતા હોય.

૩. કરાંચી શહેર શીવાય સિંધની મ્યુનિસીપાલીટીઓ, કેન્ટોન્મેન્ટો અને જાહેર કરેલા વિસ્તારોમાં જે ઘરોના ભાડાંની વાર્ષિક આંકણી રૂ ૩૬ થી ઓછી હોય નહિ તે ઘરનાં માલેકો અથવા તેટલું ભાડું ભરનારાઓ.

૪. સર્વે ઇન્કમટેક્સ ભરનારાઓ,

આ ધોરણ મુંબાઈ ઇલાકાને માટે છે, અને રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતાં કે વિચારતાં આ ધોરણ ઘણું ઓછું છે. અને કમિટીએ ધાર્યું હોત તો આથી પણ વિશાળ યોજના એ રજુ કરી શકી હોત પરન્તુ વર્તમાનસ્થિતિના કરતાં આ યોજના વિસ્તૃત છે એ કારણોને લીધે કેટલાક વર્ગે સંતોષ દર્શાવ્યો છે. આ ઉપરાત મુસલમાનબન્ધુઓ માટે, યુનિવર્સીટિ માટે તેમ જ વ્યાપાર ઉદ્યોગને લગતી સંસ્થાઓ માટે પણ જુદી જુદી યોજનાઓ કરવામાં આવી છે. કોમી પ્રતિનિધિત્વ એ દેશના ભાવિને નુકશાનકારક છે, છતાં પણ હિન્દનો બીજો હાથ મુસલમાનબન્ધુઓ છે અને એમની તીવ્રેચ્છાને માન આપવામાં દેશનુ ઐક્ય વધારે સાધ્ય બનતું હોવાથી દેશસમસ્તે તેમની માગણી સ્વીકારી છે તે પ્રમાણે કમિટીએ પણ તેનો સ્વીકાર કર્યો છે અને તે વ્યાજબી જ થયું છે આપણે ઇચ્છીશું કે પાંચ વર્ષ પછી આ આખી યોજનાનું ફરીથી નિરીક્ષણ કરવામાં આવે તે સમયે આ કોમી પ્રતિનિધિત્વનું સ્વરૂપ નષ્ટ થાય અને હિન્દુ-મુસલમાન એક હિન્દીજનમાં-એકરૂપમાં પ્રગટી નીકળે. દેશી-રાજ્યોની પ્રજા હોય તેને પણ ચુંટણીમાં ઉભા રહેવાનો હક્ક કમિટી આપે છે. હિન્દી સરકાર તેની વિરુદ્ધ છે. કમિટીની સૂચના પ્રમાણે પ્રાન્તિક સભાઓ નીચે પ્રમાણે બની શકે—

| પ્રાન્ત— | સભ્ય સંખ્યા. | નિમાયલા | ચુંટાયલા. |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૧૮ | ૨૫ | ૯૩ |
| મુંબાઇ | ૧૧૧ | ૨૪ | ૮૭ |
| બંગાળ | ૧૨૫ | ૨૫ | ૧૦૦ |
| યુનાઇટેડ પ્રોવિન્સીસ | ૧૧૮ | ૨૩ | ૯૫ |
| પંજાબ | ૮૩ | ૨૨ | ૬૧ |
| બિહાર અને ઓરીસા | ૯૮ | ૨૫ | ૭૩ |
| મધ્યપ્રાન્ત | ૭૦ | ૧૭ | ૫૩ |
| આસામ | ૫૩ | ૧૪ | ૩૯ |

ઉપર પ્રમાણે કમિટીએ ફરેથી સૂચનાએનું ટુંકું દર્શન કરાવ્યું છે. કમિટીએ જે ધોરણ રચ્યું છે તે દેશને સમસ્ત રીતે ગ્રાહ્ય થઈ શકે તેમ નથી. કેળવણીનું ધોરણ લક્ષ્યમાં લેવાની જરૂર છે. કારણ કે આ યોજના પ્રમાણે કેળવાયલા વર્ગને એક તરફથી બહુ અન્યાય થાય છે. સ્ત્રીઓને માટે પણ જે પ્રતિબન્ધ મૂકવામા આવ્યો છે તે જરૂર દૂર થવો જોઇએ.

૨.

પ્રાન્તિક ધારાસભાઓની ઉપર વર્ણવ્યા પ્રમાણેની યોજના કરતાં હિન્દની વડી ધારાસભાની યોજના તો ઘણી અસંતોષકારક છે. પ્રાન્તિક ધારાસભાઓમાં જ્યારે ચુંટણીનું તત્વ સીધી રીતે સ્વીકારવામાં આવ્યું છે ત્યારે વડી ધારાસભા માટે એ તત્વનો સ્વીકાર કરવાનું કાર્ય કમિટિને અશક્ય લાગ્યું છે. હાલની પ્રાન્તિક ધારાસભાઓમાથી જે પ્રમાણે વડી ધારાસભામાં સભ્યો મોકલવામાં આવે છે તે જ પ્રમાણે અને તે જ પદ્ધતિ મોટે ભાગે લગભગ કાયમ રહે છે. વર્તમાન ધારાસભામા જ્યારે ચુંટાયલા સભાસદોની સખ્યા અડસઠની છે ત્યારે કમિટીની સૂચના પ્રમાણે એ સંખ્યા વધીને એંશીની થશે મુસલમાન ભાઇઓનું અને અન્ય સંસ્થાઓનું પ્રતિનિધિત્વ પણ એમાં કાયમ રહેશે, મોન્ટેગુ ચેમ્સફર્ડ રિપોર્ટમા આ વડી ધારાસભામાં સભ્યોની સંખ્યા એંશીની સૂચવી છે ત્યારે કમિટી એંશીની સુચવે છે! એ ઉપરાંત મોન્ટેગુ રીપોર્ટમા જુદી જુદી સંસ્થાઓ અને કેટલીક કોમો માટે પણ અલાહેદી ગોઠવણ કરવામા આવી છે. કમિટીના અભિપ્રાય પ્રમાણે આવી જુદી ગોઠવણ કરવાનું તેમને અશક્ય લાગ્યુ અને પરિણામે ત્રીજો રસ્તો આદરીને ઠેકાણે એંશીની સંખ્યા કરવાનો ઠરાવ્યો. જુદી ગોઠવણની મુશ્કેલીઓ હોવાથી રીપોર્ટમાં દર્શાવેલી સંખ્યાથી પણ ઓછી સંખ્યા કમિટિએ કરી તેનું કારણ દર્શાવવામાં આવ્યું નથી અમ્હે ઇચ્છીએ છીએ કે સોની સખ્યા જે હિન્દની દૃષ્ટિએ પણ ઓછી જ છે તે કબુલ રખાઈ હોત. લખનૌની ૧૯૧૬ ની કૉંગ્રેસમાં પ્રાન્તિક ધારાસભામાં સવાસોની અને વડી ધારાસભાના સભ્યોની સંખ્યા ૧૫૦ માટે માગણી થઇ હતી. કલકત્તાની કૉંગ્રેસમા એ ઠરાવને બાબુ બેનરજીએ ત્હેમની હમેશાની વીરતાથી ટેકો આપ્યો હતો, અને પ્રજાના બબ્બે પ્રતિનિધિઓ આની કમિટીઓમા હોવા છતા પણ કૉંગ્રેસલીગની યોજનાને આગળ ધકેલવામાં કેમ પાછા પડ્યા હશે તે સમજવું બહુ મુશ્કેલ છે અને સાધારણ બુદ્ધિમાં તો એ વાત પેસી જ શકે એવી નથી કૉંગ્રેસના ભવ્ય મંડપમા ભવ્યનાથી દેશને કૉંગ્રેસને અને કૉંગ્રેસના ક્ષેત્રને વફાદાર રહેવાની શિક્ષા આપનાર પ્રજાના આ માનીતા વયોવૃદ્ધ દેશનાયક ત્યા હોવા છતાં સ્થિતિ કેમ વિપરીત થઇ હશે એનો ઉત્તર દેશ શા માટે ના માગી શકે?

૩.

આ બે ઉપરાંત ત્રીજી સંસ્થા કાઉન્સીલ ઑફ સ્ટેટ નામની મૉન્ટેગુ-ચેમ્સફર્ડના રીપોર્ટમાં સૂચવ્યા પ્રમાણે ઉભી કરવામાં આવશે. રીપોર્ટની સૂચના પ્રમાણે આ કાઉન્સીલમાં બધા મળીને પચાસ સભ્યો હોવા જોઇએ. અને તેમની નિમણુક પ્રાન્તિક ધારાસભાના સભ્યો તરફથી થવી જોઇએ કમિટી સૂચવે છે કે આ સંખ્યા ગવર્નર જનરલ સાથે મળીને સત્તાવન સભ્યોની થાય. અને પ્રાંતિક ધારાસભામાં બીનઅધિકારી સભ્યો તરફથી એ સભાસદોની ચુંટણી થાય.

અત્રે જણાવવાની જરૂર છે કે દેશના વિચારશીલવર્ગના મ્હોટા ભાગે આ સસ્થાની અગત્ય સ્વીકારી નથી. અને એની ઉપયોગિતા કોઇને પણ જણાઇ નથી. કમિટિએ આ વાતપર જોઇએ તેટલુ લક્ષ્ય આપ્યુ નથી એ શોકની વાત છે.

કમિટીની આ સૂચનાઓ હિન્દી સરકાર એકંદર રીતે સ્વીકારે છે પરન્તુ તેમાં કેટલાક ફેરફારો સૂચવે છે. એમના અભિપ્રાય પ્રમાણે દેશી રાજ્યોની પ્રજાને ચૂંટણી કરવાનો કે ચૂંટણીમાં ઉભા રહેવાનો હકક આપવો જોઇએ નહિ. મિલ્કતના ધોરણસિવાય ચૂંટણીનું બીજું ધોરણ હોવું જોઇએ નહિ. મદ્રાસના મતાધિકારોની સંખ્યા વધારી, બંગાલ, જોડીઆ પ્રાંતો, ને આસામ વિગેરેનાની સંખ્યા ઓછી કરવી. પછાતવર્ગના લોકોના લાભ બરાબર સચવાયા નથી માટે કેટલાક પ્રાંતોમાં તો વધારો થવો જોઇએ. યુનિવર્સીટિઓને અલાહેદો હકક આપવાની જરૂર નથી અને મદ્રાસ, પંજાબ, આસામ વિગેરેના જમીનદારો સંબન્ધમાં ફરી વિચાર કરવો જોઇએ. મુસલમાનો માટે એકંદરે વ્યવસ્થા ઠીક છે તો પણ બંગાળામાં ૩૪ ને ઠેકાણે ૪૪ ની સંખ્યા કરી, મદ્રાસના બ્રાહ્મણેતર વર્ગ માટે મુસલમાનોની ૬૧ જગ્યામાંથી ૩૦ જગ્યા રોકવી તેવી જ રીતે મુંબાઇમાં મરાઠાઓ માટે ગોઠવણ કરવા મુંબાઇ સરકારને પુછવું. વડી ધારાસભા તથા કાઉન્સિલ ઑફ સ્ટેટ માટેની હિન્દી સરકારની સૂચનાઓ ખાસ અગત્યની નથી.

ઉપર પ્રમાણે મતાધિકાર નિશ્ચિત કરવા માટે નિમાયલી કમિટીના રીપોર્ટનું આ ટુંકું દર્શન છે. લોકશાસન શું છે અને એ જવાબદારી લેવા હિન્દની પ્રજાની તૈયારીઓ શું શું છે એ સૌ હિન્દનો ભાવિ ઇતિહાસ વધારે સચોટ રીતે કહી આપશે આપણે એ જ ઇચ્છીશું કે કમિટીઓના રીપોર્ટો ઉપરથી પાર્લમેન્ટમાં રજુ કરવામાં આવનાર ખરડો વધારે લોકશાસક પ્રેરક બને અને હિન્દની પ્રજાને પોતાનો ઇતિહાસ અને પોતાનું જીવન ઘડવાનો અનેરો પ્રસંગ આપે પરન્તુ આ બધા પછી—આ ચુંટણીઓ થયા પછી ધારાસભાઓમા લોકનાયકોના વિશાળ સમૂહ પછી પણ એ પ્રતિનિધિઓને કાયદાઓ ઘડવામાં અને દેશનાં જીવન ઘડવામાં જે અધિકારો આપવામાં આવશે તેપર જ હિન્દના કલ્યાણનો વિકાસ આધાર રહેશે. આ કમિટી સાથે સરકારના હસ્તક કયા વિષયો ગણવા અને પ્રજાને સ્વતંત્ર રીતે વ્યવહાર કરવા કયા સોંપવા એ નક્કી કરવા માટે નિમાયલી બીજી કમિટીની સૂચનાઓ, હિન્દી સરકારનો એ સૂચના સ્હામેનો વિરોધ અને નામદાર સર શંકરન નાયરે એક બળતા હિન્દી હૃદયથી લખેલી જૂદી નોંધ—એ સૌનો વિચાર કરવો

પણ બહુ આવશ્યક છે એ વિષયની ગહનતા અતિ ઉંડી છે, છતા પણ ત્હેનુ ટુંક દર્શન આગળપર વાચકો સમક્ષ રજુ કરીશુ.

કમિટીની સુચનાઓ મોળી અને અતિ અસંતોષકારક હોવા છતા પણ હિન્દી સરકારની તે વિરૂદ્ધની સુચનાઓ તો હિન્દને તદ્દન પાછળ જ મૂકી દેવાની વાત કરનારી અને હિન્દની પ્રજાને તો એ કેવળ અસ્વીકાર્ય જ છે જોર જુલમથી કે પ્રજાની અનિચ્છાથી દાખલ કરેલી રાજ્યવ્યવસ્થા પરિણામે નિષ્ફળ જ નીવડે છે એ રાજનીતિના સિદ્ધાન્તોને સ્હમજનારાઓને સમજાવવાની શુ હજી પણ જરૂર રહી છે ખરી? છે આશ્ચર્ય થાય છે કે હિન્દને તેના આત્મનિર્ણયના અધિકારો અને તેવા વિશાળ પ્રમાણમા આપવાના વિચારો અનેક વખતે દર્શાવાયા પછી પણ હિન્દી સરકાર આટલી બધી આનાકાની અને મમત્વ ધારી રાખે છે હિન્દની અમૂલ્ય સેવાઓ પછી પણ હિન્દની બ્યૂરોક્રસી કેટલા વેગથી અને કેટલી ઉદાર તાથી હિન્દીજનોને વધાવે છે તેના દૃષ્ટાન્તો દેશનો વર્તમાન ઇતિહાસ જોનાર પાસે પ્રત્યક્ષ ઉભા છે. દૃષ્ટાન્ત તરીકે રાઉલેટ બીલ જેવા ભયંકર અને સુધરેલી પ્રજાને પણ શરમાવે કે જેથી મનુષ્યના હૃદય પણ ભભુકી ઉઠે તેવા ખીલો હિન્દી પ્રજાને શિર પ્હેરાવી દેવા અને પરિણામે દેશમા દેશના દુર્ભાગ્યે નોતરૂં અશાન્ત જીવન ઉભું કરવુ વિગેરે આપણે માટે ઓછુ કમનસીબ નથી. અમે તો અંત કરણથી એ જ ઇચ્છીએ છીએ કે હિન્દીઓને અને એમના હૃદયો જીતવા માટે પ્રેમ અને વિશ્વાસ જરૂરના છે તેટલી જરૂર બીજા કોઇની નથી કમિટીઓની બીજી સૂચના સ્હામે હિન્દી સરકારની સુચના વધારે વેગભરી, ઉદાર અને રાજનીતિના ઉદાત્ત ભાવોથી ભરિત હોત એવુ અમ્હે ઇચ્છીએ છીએ પણ સ્થિતિ ઉલટી બની અને સર શંકરન નાયર જેવા ભારતના નરરત્નને એ સૂચનાઓ સ્હામે મહા વિરોધ ઉઠાવવો પડ્યો એ સરકારને માટે તો ખરેખર વિચારવા જેવું જ છે સરકારના રાજકારોબારમા હિન્દીજનો સહયોગ કરે અને વખત જતા બ્યૂરોક્રસીની આપખુદ સત્તા સામે સર શંકરન નાયર જેવાઓએ પોકાર ઉઠાવવો પડે કે લોકના પ્રતિનિધિનેતાઓએ ધારાસભામાથી રાજીનામા આપવા પડે એનો અર્થ ન્હાનો સુનો નથી અમ્હે સર શંકરન નાયરના અભિપ્રાય સાથે સંમત છીએ—દેશ સમસ્ત એ સાથે એક છે અને આ વીર પુરુષની નિડરતા માટે દેશ સમસ્ત એમનો ધન્યવાદ આપે છે

સાભળ્યા પ્રમાણે હિન્દી સુધારાનુ બીલ આવતા માસમા એટલે જુનમાસની શરૂઆતમા બ્રિટિશ પાર્લમેન્ટ પાસે રજુ કરવામા આવશે આપણા દેશના અગ્રણી ગણાતા વયોવૃદ્ધ દેશ-નાયકો આ પ્રસગે ઇગ્લંડમા છે એ શુભ ચિહ્ન છે અને આપણે પુરો વિશ્વાસ રાખી શકીશુ કે જે ઉદાત્ત દેશપ્રેમથી આ નાયકો ઇગ્લંડ ગયા છે તે ભાવથી બ્રિટનની પ્રજા પાસે હિન્દના સર્વ સાધારણ હકોની પરપરા એ રજુ કરશે, અને સામ્રાજ્યના એક પરમ અગ તરીકે હિન્દનો સ્વીકાર કરવાની અગત્ય જણાવશે સામ્રાજ્યને માટે આ સમય અને આ પ્રસગ જેવો કટો કટીનો છે તેવો અમ્હારે સ્પષ્ટતાથી કહેવુ જોઇએ કે હિન્દ અને બ્રિટનના ઇતિહાસમા કદિ ઉભો થયો નથી પોતાનુ આત્મગૌરવ સાચવવાનો આ મહાન પ્રસગ બ્રિટન જવા દેશે શુ? હિન્દ એ ઝીણવટથી તપાસે છે સામ્રાજ્યના ચિરસ્થાયીપણાનો આધાર આ પ્રસગે બ્રિટન હિન્દને કેવો ન્યાય આપે છે અને કેટલા અધિકાર આપી તેના જીવનને સ્વાતંત્ર્ય અર્પે છે, એ ઉપર જ રાખે છે.

---

ગુનામગિરીનો ગજબ ૨ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# નામદાર આગાખાનકૃત "હિન્દમાં સંધિકાળ."

લેખકઃ–પ્રૉ. હરિલાલ માધવજી ભટ્ટ, બી. એ.

ઉછાં બે વર્ષમાં હિન્દનું રાજકીય વાતાવરણ તોફાની બન્યુ છે વર્તમાન વિગ્રહને લીધે ઘણી બાબતોમાં દુનિયા નવાં દષ્ટિબિન્દુથી જોવા લાગી છે અને તેની અસર હિન્દ ઉપર થયા વગર રહે જ નહીં. આ નવા દષ્ટિબિન્દુનો હિન્દની હાલની ચાલતી રાજ્ય પદ્ધતિની સાથે સમન્વય કરવો એ રાજ્યનીતિનું મહત્વનું કામ થઇ પડયુ છે. બ્રિટિશ રાજ્યદ્વારી મંડળ જે સામ્રાજ્યમા અધિકારને મોખરે છે તેમણે એ ફરજ સ્વીકારી છે અને તેના જાહેર સમર્થનમાં બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દી પ્રધાનને મુખેથી જણાવ્યું છે કે હિંદમા બ્રિટિશ રાજ્યનીતિનુ સૂત્ર ધીમેધીમે પણ નિશ્ચિત પગલાં ભરી દેશને જવાબદાર રાજ્યતંત્રના માર્ગપર મૂકવાનુ છે; અને તેને માટે કેવાં પગલાં ભરવાં યોગ્ય થશે એ સબંધે હિન્દી પ્રજાના અભિપ્રાય જાણવા તથા તેની ચર્ચા કરવા ખુદ હિન્દી પ્રધાન હિન્દમાં આવી નામદાર વાઇસરાયની સાથે મળીને પ્રજાના પ્રતિનિધિઓના વિચારો સાભળશે અને તેમની સાથે રૂબરૂ મસલત ચલાવશે. આ પ્રસંગ હિન્દને માટે અતિ મહત્વનો હતો એ નિઃસંશય છે અને તેવે વખતે હિન્દના હિતને માટે આમરણાંત પ્રયત્નશીલ, સમર્થ બુદ્ધિશાળી નેતાઓ, દાદાભાઇ, ફિરોઝશાહ, ગોખલેની સેવાની હિન્દને ખોટ પડી હતી એ દેશનુ દુર્ભાગ્ય જ હતુ. આ પ્રસંગનુ મહત્વ સમજી તેવે પ્રસંગે દેશના પ્રાગતિક બળોને મોખરે ઉભા રહી તેને દોરવાનુ કાર્ય કરવાનો લ્હાવો લેવાનો નામદાર આગાખાને મનસુબો કર્યો પરંતુ તે વખતે તેઓ દુઃખદ અને થકવી નાખે એવા મરજના ભોગ થઇ પડ્યા હતા અને જે નામાંકિત સર્જ્યનોની તેમણે સલાહ લીધી તેઓએ જણાવ્યુ કે આ સ્થિતિમાં તમે હિન્દ પાછા ફરશો તો મુબઇ પહોંચતાની પખવાડીયાની અંદર તમને સખ્ત વ્યાધિ થઇ આવી બિછાને પડવુ પડશે એટલે જે જાતની દેશસેવા કરવાનો તમારો મનસુબો છે તે પાર પડી શકશે નહીં. પણ જો અમારૂં કહ્યું માની હમણાં વઢાકાપ કરાવી અમારા કહ્યા પ્રમાણે દવાદારૂ કરશો તો છ માસમાં તમે પાછી તમારી તન્દુરસ્તી મેળવી શકશો. આથી કુદરતી રીતે તેમને ઘણી નાસીપાસી થઇ, પરંતુ દાક્તરોની રજાથી અને મિત્રોની સલાહથી તેમણે પોતાના આરામનો સમય આ પ્રસંગે હિન્દના રાજ્યવહીવટને દુનિયાના બીજા સુધરેલા દેશોના રાજ્યવહીવટ સાથે એકરૂપતામાં લાવવા માટે શું શું આવશ્યક છે તે સબંધી પોતાના વિચારોને લખી કાઢવામા ગાળ્યો અને પ્રસ્તુત પુસ્તક તેના પરિણામ રૂપે બહાર પડયુ છે એ પુસ્તકની અંદર નામદાર આગાખાનની ઉન્નત વિચારશ્રેણી, તેમનો વિશાળ અનુભવ અને હિન્દ માટેની તેમની ખરા હૃદયની ઉર્મિ નજરે પડે છેઃ ઇતિહાસ એ રાજ્યનીતિ શીખવાની શાળા છે એ સૂત્રની સાબીતિ આ પુસ્તકમાં સ્થળે સ્થળે નજરે પડે છે અને સ્વરાજ્ય અને સ્વનિયંત્રણ માટે ખાલી મનુષ્યના જન્મસિદ્ધ હક્ક ઉપર દલીલ રચવાને બદલે તેમાં ઇતિહાસની સાક્ષીથી કેટલું મહત્વનુ સમર્થન

પતિવ્રતા સતિઓ. (સચિત્ર) રૂ. ૩-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

થાય છે એ આ પુસ્તક ઘણી અચ્છી રીતે બતાવી આપે છે. એકંદરે હિન્દના રાજકીય પ્રશ્નોના નિરાકરણમાં આ પુસ્તક અતિ મહત્વનું ગણાય એ નિર્વિવાદ છે અને તેથી તેનું દૃષ્ટિબિન્દુ લક્ષમાં આવે એ હેતુથી એ પુસ્તકની વિચારશ્રેણીના મુખ્ય અંશો અહીં ઉતારવાનો આશય રાખવામાં આવ્યો છે.

હિન્દના રાજકીય પ્રશ્નોનો વિચાર કરતાં પ્રથમ આપણે હિન્દી જનસમાજના બંધારણનો વિચાર કરવો જરૂરનો છે. હિન્દી સમાજનો મૂળ પાયો હિન્દુધર્મના અનુયાયીઓપર રચાયો છે કે જે ભીલ વગેરે કેટલીક જંગલી જાતિઓ બાદ કરતાં, આ દેશના જુનામાં જુના વતનીઓ કહી શકાય, તે પછી સાતમા સૈકાથી મુસલમાનોનાં મોજાં ઉપર મોજાં સિન્ધને માર્ગે દેશ ઉપર આવવા માંડ્યાં અને આજે તેમની સંખ્યા સાડાછ કરોડની થતી જોય છે. ઈ.સ.ના તેરમા સૈકાથી યુરોપીય સંસ્કૃતિના પ્રતિનિધિઓ આ દેશમાં દાખલ થયા અને તેમણે ધીમેધીમે રાજકીય સત્તા જમાવી, યુરોપીય સંસ્કૃતિના મુખ્ય અંશો જેવા કે કુદરતનો ગૂઢ અભ્યાસ, વ્યાપાર ઉદ્યોગમાં યાંત્રિક શક્તિઓનો ઉપયોગ, ઘણી નાની નાની જુદી એકઠી કરી તેનો આર્થિક ઉપયોગ કરવો વિગેરે પ્રવૃત્તિઓ દેશને શીખવી અને છેવટે પ્રજાના નાના સમૂહને ખ્રિસ્તિ ધર્મનો અનુયાયી બનાવી આ પાશ્ચિમાત્ય સંસ્કૃતિનાં બીજ તેમનામાં વાવ્યા છે; તે ઉપરાંત દેશમાં વસવાટ કરી રહેલા યુરોપીયન અને યુરેશીયનો આ પાશ્ચિમાત્ય સંસ્કૃતિના સીધા અને કાયમના પ્રતિનિધિઓ છે. વળી દૂરના પૂર્વના દેશો ચીન અને જાપાનની અસર પણ હિન્દી સમાજઉપર થઈ છે. ઓગણીસમી સદીનાં મધ્યમાં હિન્દનો બ્રહ્મદેશ સાથે સંબંધ શરૂ થયો અને તેને પરિણામે એ સદી પુરી થયા પહેલાં એ દેશ હિન્દનો એક ભાગ બન્યો છે. હિન્દ સાથેની રાજકીય ગાંઠ છુટી પાડવાની કયારેક કયારેક સૂચના કરવામાં આવે છે પણ તે દીવસે દીવસે વધારે અવ્યવહારૂ થતી જાયછે; આ પ્રમાણે હિન્દ આજુબાજુના નબળા દેશોને આકર્ષી પોતાની અસર નીચે લાવતું જાયછે.

આ વૃદ્ધિની ક્રિયા માત્ર પૂર્વમાં બ્રહ્મદેશને જ લાગુ પડીછે એમ નથી. વાયવ્ય ખુણામાં બલુચિસ્તાન જેવો ખાસ મુસલમાની દેશ પણ મનુષ્ય સત્તાથી વિશેષ જોરાવર બળોને લીધે હિન્દની સરહદની અંદર આમેજ થયો છે; અને અરેબીયન સમુદ્ર વિંધીને પેલી પાર આદન અને ઇરાની અખાતનો કાંઠા પરના નાના નાના સંસ્થાનો હિન્દી સરકારની આમન્યા નીચે આવેલ છે. આ ખાસ મુસલમાની અને પરદેશી રાજ્યસત્તાઓ પણ વિશાળ અર્થમાં હિન્દી કહી શકાય અને આદન કે લાહેજના રહેવાસીઓના રાજકીય વિચારો કરાંચી કે જંજીરાના વતનીના વિચારોથી બહુ ભિન્ન માલુમ નહીં પડે.

તેમ આ વૃદ્ધિની ક્રિયાની હવે હદ આવી છે એમ પણ નથી. એથી ઉલટું ઇંગ્લાંડ સ્થાપેલા હિન્દમાં સામ્રાજ્યથી હિન્દની સંસ્કૃતિની અસર આસપાસના મુલકોમાં કુદરતી રીતે જેટલે અંશે ફેલાઇ શકે તેમાં અકુદરતી અટકાવ મુકવામાં આવ્યો છે. છેલ્લા દાયકોમાં બ્રિટિશ પરદેશની રાજ્યનીતિ ઉપર હિન્દની જેટલી અસર થઇ છે તે કરતાં ઓગણીસમી સદીમાં એ અસર સીધી અને આડકતરી બન્ને રીતે ઓછી હતી અને તેને પરિણામે ઇરાની અખાતમાં બ્રિટિશ

નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી રૂ. ૦-૧૦-૦ એમ એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

પ્રાદેશિક રાજ્યનીતિનું સૂત્ર ઇરાનની સ્વતંત્રતા અને મેસોપોટેમીયા અને પૂર્વ અરબસ્તાન ઉપર ટર્કીનું આધિપત્ય જાળવવાનું હતું. આથી હિન્દી વ્યાપાર અને હિન્દી રાજકીય વાતાવરણની અસર હિન્દની પૂર્વમાં આવેલા આછી વસતીવાળા દેશોમાં ફેલાઇ શકી નથી. પણ જો મુગલ **શહેનશાહત પડી ભાંગી ન હોત અથવા તેના પછી આખા હિન્દપર સમર્થ સંયુક્ત હિન્દુ સામ્રાજ્ય સ્થપાયું હોત તો ઇરાની અખાતના કાંઠા ઉપરના મુલકોને હિન્દના આધિપત્ય નીચે ક્યારનાં એ લાવવામાં આવી ગયાં હોત એ બિનાની કોઈ પણ શંકા કરી શકે ?** આ હિન્દની વૃદ્ધિની ક્રિયા કોઇ પણ જાતના કોલકરાર કે રાજકીય વાતાવરણથી અટકી શકે તેમ છે જ નહીં. બીજું ગમે તે થાય, અને ગમે તે સત્તાનો વાવટો હવે પછી બગદાદ કે બસરા ઉપર ફરકે પણ હિન્દી સંસ્કૃતિ, હિન્દી વ્યાપાર અને હિન્દી પ્રજાનો વસવાટ એ મેસોપોટેમીયા, ઇરાન અને અરબસ્તાનમાં વધારે ને વધારે જોર પકડશે. આથી હિન્દમાં મુસલમાનોનું મહત્વ વધશે અને તે સાથે જે દેશો એકલા મુસલમાની ગણાય તેમાં હિન્દુ અસર વધારે પ્રમાણમાં આમેજ થવાથી હિન્દના હિન્દુ અને મુસલમાનોના એખલાસમાં વધારો થશે.

આ વૃદ્ધિ માત્ર એશિયામાં જ થવાની એમ પણ નથી. બ્રિટિશ અમલના આગમન પહેલાંથી પૂર્વ આફ્રિકાના કિનારાના મુલક સાથે હિન્દને વ્યાપારનો અને દરીયાઇ સફરનો સંબંધ હતો. પ્રાચીન યુગમાં ગ્રીક વ્યાપારીઓએ દક્ષિણ ફ્રાન્સ અને ઇટલીમાં પોતાનાં વ્યાપારી થાણાં સ્થાપ્યાં હતાં તેવી જ રીતે અઢારમી સદીના અંતમાં હિન્દી વ્યાપારીઓનું થાણું પૂર્વ આફ્રિકાના કિનારા ઉપર સ્થપાએલું હતું. ઓગણીસમી સદીમાં આ થાણાવાળાઓ કિનારાપરના અને ઝંઝીબારના સુલતાનના વિશાળ મુલકમાં નવો સુધારો ફેલાવવામાં અગ્રણી હતા; અને જ્યારે એ વિશાળ મુલકો ઇંગ્લાંડ, જર્મની અને ઇટલીએ વહેંચી લીધા ત્યારે આ હિન્દી સંસ્થાનિકો કુદરતી અને અનિવાર્ય કારણોને લઇને તે સુધરેલી યુરોપીય સરકારોને સ્તંભ જેવા, રાજ્યકારભાર અને વ્યાપારમાં સરકાર અને પ્રજા વચ્ચેના મધ્યસ્થ તરીકે થઈ ઉભા બ્રિટિશ પૂર્વ આફ્રિકાની રેલવેઓ હિન્દી મજુરોએ બાંધી છે અને તેનું શાસ્ત્રીય અને ઔદ્યોગિક કામ જેમાં યુરોપીયન બુદ્ધિ અને કુશળતાની જરૂર ન હોતી પણ જે ત્યાંની આફ્રિકન જાતિની શક્તિની બહાર હતું તે બધું હિન્દીઓએ કર્યું છે. તે જ પ્રમાણે ઉત્તરમાં અફઘાનિસ્તાન અને ટિબેટમાં પણ હિન્દી-જીવનના પ્રવાહો જાણે કુદરતી બળના જોરથી હોય નહીં એમ પેસે છે અને એ દેશોને હિન્દની તરફ આકર્ષે છે.

આ પ્રમાણે જો આપણે થોડા જ સમય-કહો કે એક કે બે દાયકા-પછીના ભવિષ્યનો વિચાર કરીએ તો આપણને લાગશે કે તેટલા અરસામાં હિન્દનાં આર્થિક, વ્યાપારી અને બુદ્ધિવર્ધક બળોની અસર હિમાલયની દક્ષિણે આવેલા અને સમુદ્રથી વીંટળાયેલા ત્રિકોણમાં જ સમાઇ ન રહેતાં તે પશ્ચિમમાં આદનથી મેસોપોટેમીયા, ઇરાની અખાતના બન્ને કાંઠાથી તે ખુદ હિન્દમાં, હિન્દની આરપાર થઈ પૂર્વમાં બ્રહ્મદેશ અને મલાયા દ્વીપકલ્પ સુધી, દક્ષિણે લંકાથી ઉત્તરે બોખારા સુધી અને ટિબેટથી સિંગાપોર સુધી સર્વ પ્રદેશોમાં ફરી વળશે. આ દેશોના

મોટા સમૂહને દક્ષિણ એશિયાનું સંયુક્ત રાજ્ય ( *South Asiatic Federation* ) કહેવામાં આવે તો ખોટુ નહીં કહેવાય અને આવા સયુક્ત રાજ્યનાં મધ્યબિન્દુ અને આધાર તરીકે હિન્દ રહેશે

આ પ્રમાણે હિન્દી સવાલને તેના વિશાળ દષ્ટિબિન્દુથી આપણે અવલોકીએ તો તેમાં ૪૦ કરોડની માણસ જાતના શ્રેયનો સમાસ થાય છે અને તેમાં આરબ, અને પહાડી, ટીબેટી અને બિગાલી, અફઘાન અને બગાલી, મરાઠા અને મલાયી જેવી ઘણી જાતોનો સમાવેશ થાય છે આ બધી જુદી જુદી જાતો અને હજારો નાનાં નાના સસ્થાનો અને રાજ્યસત્તાઓ વચમા એકલી એક યુરોપીય સત્તા જેણે ન્યાય અને વ્યવસ્થા માટે પોતાનો હક સાબીત કર્યો છે તે અગ્રણી સત્તા છે એટલે એ સત્તાની બાહેધરી નીચે આ બધા રાજ્યો, સસ્થાનો, મુલકોની એકત્ર સયુક્ત સંસ્થા સ્થપાય એ અત્યારે જગતના રાજકીય મહા પ્રશ્નોમા અગત્યનું સ્થાન ધરાવે છે અને તેટલા માટે એ પ્રશ્નની વિગતવાર ચર્ચા આ પુસ્તકમા ઉપસ્થિત કરી છે.

અર્વાચીન ઇતિહાસ જે એક બાબત સ્પષ્ટપણે સાબીત કરે છે તે એ છે કે જે દેશમાં રાજસત્તા ભોગવનાર વર્ગ લોકવર્ગના મોટા સમૂહની ઉન્નતિનુ કાર્ય ધીમે ધીમે પણ નિશ્ચિત રીતે કરે નહીં અને તેથી કરી રાજ્યની ઇમારતનો પાયો વિશાળ અને ઉંડો એટલે કે સમગ્ર પ્રજા વર્ગ ઉપર રચ નહી તે દેશ વર્ષોના વર્ષો સુધી અધાધુધી અને અવ્યવસ્થાને પાત્ર બને છે અને કદાચ વિનાશ પણ પામે છે રશિયાનો ઇતિહાસ જુઓ, ટર્કીનો દાખલો જુઓ, ચીનનો દાખલો જુઓ, એ ત્રણે દેશમા જો પ્રજાને અજ્ઞાનના અધારામાથી બહાર કાઢી, રાજ્યકારભારમા ભાગ લેતી કરવાની શરૂઆત વીસ વર્ષ વહેલી કરવામા આવી હોત તો એ દેશોની આજની સ્થિતિ આવત ? આથી ઉલટા દાખલા પણ છે કે જ્યા ડહાપણશાળી અને સ્વદેશપ્રેમી અમીર વર્ગે બુદ્ધિમાન સ્વદેશી રાજકર્તાની સાથે સહકાર રચી પ્રજાના દરેક વર્ગના લાભ અને સ્વાર્થોને એવાં ગુથી દીધા છે કે પ્રજાપક્ષના આગેવાનો રાજ્યના સ્તભ થઇને ઉભા છે આ દાખલો આપણે જાપાનમાં જોઇએ છીએ.

ઐતિહાસિક કારણોથી હિન્દ અને તેની આસપાસનાં રાજ્યો અને પ્રજાઓના ભવિષ્યની છેવટની જવાબદારી ઈગ્લાંડને સોપાઇ છે અને જો તે આ કામમા ફતેહમંદ ન થાય તો દક્ષિણ એશિયા મનુષ્યજાતિ ઉપર આવી પડેલી એક મહાન આફતનુ ક્ષેત્ર થઇ પડશે એ નિ સશય છે. હાલનો રશિયાનો ઇતિહાસ બતાવી આપે છે કે હિન્દના ભવિષ્યને માટે જેઓ જવાબદાર છે તેઓ 'ચાલે છે તેમ ચાલવા દ્યો' એવી માન્યતા નીચે પ્રજાના મોટા વર્ગને પોતાની ફરજો અને હકોનુ જ્ઞાન આપી સમાજ તરફની પોતાની જવાબદારી શીખવશે નહીં તો તેઓ ભયકર જોખમ ખેડશે

વળી આધુનિક ઇતિહાસના આ શિક્ષણ ઉપરાત, આતર કારણો તેમ જ હિન્દની પડોશનાં રાજ્યો અને સસ્થાઓમા ખ્રિસ્તિ ધર્મના બળો એવી જાતનાં છે કે અત્યારની રાજ્યનીતિ

આગી વીસ દાન ગો (સચિત્ર વાર્તા સગ્રહ) રૂ ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

ચાલુ રાખેવાથી. પરિણામે હિન્દ અને ઈંગ્લાંડના હકમાં ગંભીર નુકસાન થયા વગર રહેશે નહીં. આમાંનાં કેટલાકની આપણે ટુંકી તપાસ કરીએ.

આ કારણોમાં સર્વથી પ્રથમ બાબત તો એ છે કે, ઈ. સ. ૧૯૧૪ ના ઉનાળા સુધી એશીયા અને આફ્રિકાવાસીઓ વિરૂદ્ધ યુરોપીયન ગોરા લોકની એકતા એ યુરપીય રાજ્યનીતિના સૂત્રનો પાયો હતો. આનો એક નાનો દાખલો મારો આશય સ્પષ્ટ કરવા બસ થશે. હિન્દમાં સર્વત્ર બ્રિટિશ અમલદાર વર્ગ અને ગોરી વેપારી આલમ બન્ને 'યુરોપીયન' ઉપનામથી ઓળખાતા અને સામાન્ય રીતે રાજ કરનાર અને જેનાપર અમલ ચલાવવામાં આવે છે તે વચ્ચેનો ફરક 'યુરોપીયન' અને 'દેશી' અથવા થોડા વખતથી જરા વધારે સારૂં નામ વપરાય છે તે લઇએ તો 'હિન્દી' શબ્દોથી દર્શાવાતો. જર્મન, ફ્રેંચ, ઇટાલીયન વેપારી કે ધર્મપ્રચારક બ્રિટિશ અમલદારો અને વેપારીઓ સાથે સામાજિક સહવાસમાં આવતા અને જાણે એક જ રાજકર્તા યુરોપીઅન કુટુમ્બના સભાસદ હોય તેમ સરખા હક ભોગવતા. પણ વર્તમાન વિગ્રહે આ એકતાને નષ્ટ કરી છે. જર્મન અને ઑસ્ટ્રીયન વેપારી કે ધર્મપ્રચારકને હિન્દમાં કેદ કરવામાં આવ્યા છે અથવા તેમને સ્વદેશ પાછા વાળવામાં આવ્યા છે. દૂરના ગામડાઓમાં પણ ખબર પહોંચ્યા છે કે આપણા દેશી લશ્કરે યુરપના રણક્ષેત્રપર ગોરા લશ્કર સામે બાથ ભીડી છે અને હાથોહાથ લડાઈ કરી છે. આ પ્રમાણે લાંબા વખતથી મનાતી આવેલી જાતીય ઉત્કૃષ્ટતાની ભાવના નષ્ટ પામી છે અને તેને બદલે બ્રિટિશ શહેનશાહત નીચે જે બધા એક જ વાવટાને નમતા હોય તેઓ વચ્ચે એખલાસ અને મિત્રતા જામવા માંડી છે.

આ એખલાસ પૂરેપૂરો જામે તેને માટે યુદ્ધમાં કુશળતા અને નિમકહલાલી એ બે સિદ્ધાંતો ઉપર આધાર રાખવો જોઇએ, પણ એ તો સર્વાનુમતે કબુલ થઈ ચુક્યું છે કે આ વિગ્રહમાં હિન્દે પોતાના શહેનશાહ અને સામ્રાજ્ય તરફ બતાવેલી વફાદારી બીજા કોઇપણ કરતાં ઉતરતી ન હતી. લડાઇમાં ઉતરેલા કોઈપણ દેશમાં, ખુદ ઇંગ્લાંડ કે જર્મનીમાં પણ, હિન્દની કાયદાને અધીન પ્રજાના પ્રમાણમાં અરાજકતા અને ફિસાદનાં પરમાણુઓ એટલાં ઓછાં ન હતાં. જે નાનાં અને નજીવાં મંડળોએ સામ્રાજ્યની મુશ્કેલીને પ્રસંગે દેશમાં તોફાન જગાડવાના પ્રયત્ન કર્યા તે માત્ર સમુદ્રમાં એક ટીપાં બરાબર હતા અને બધા વર્ગના લોકો ઇંગ્લાંડને તેની મુશ્કેલીને સમયે મદદ કરવા બહાર પડયા હતા. એટલું ખરૂં કે લશ્કરી ભરતીમાં આવતા માણસોની સંખ્યા દેશની વૈયતની કુલ સંખ્યાના પ્રમાણમાં ટુંકી છે પણ તે કંઈ વફાદારીની ખામીને લીધે નહીં પણ હિન્દની લશ્કરી જરૂરીયાતના પ્રકરણમાં હું બતાવીશ તે પ્રમાણે ઐતિહાસિક, સામાજિક અને રાજકીય કારણોને લીધે છે. **તદ્દન પરદેશી સત્તાના અમલ નીચે વસનાર કોઈ પણ પ્રજાએ વફાદારીને કારણે હિન્દના જેટલા આત્મભોગ આપ્યાનો ઇતિહાસમાં બીજે કયાંય દાખલો મળી શકશે?**

આમ હિન્દની વફાદારી હવે ઐતિહાસિક હકીકત બની છે અને જો કે ઇંગ્લાંડના દુશ્મનો એ હકીકતનો અર્થ સમજતા નથી છતાં તેનું કારણ સ્પષ્ટ અને સહેલાઇથી સમ-

જાય તેવુ છે જો કે પરદેશીઓને હિન્દ એ એક જીતાયનો દેશ લાગે છતા હિન્દમાં બ્રિટિશ અમન હિન્દીઓની મદદથી એટલો બધો ધીમે પ્રસર્યો છે અને જીત તથા રાજ્યકારભાર એટના લાબા વખતથી બ્રિટિશ બુદ્ધિ અને અને હિન્દી હાથના સહકારથી ચાલેન છે કે સામાન્ય હિન્દીને પોતાનો દેશ પરદેશી સત્તા નીચે છે એવી લાગણી થતી નથી એ લાગણીના પ્રથમ દર્શન જ્યારે તે ઇગ્લાડના સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોગા જાય છે ત્યારે તેને થાય છે જો કે તેઓએ પણ હવે વધારે ઉદાર રાજ્યનીતિ અખતિયાર કરવાનો ઠરાવ કર્યો છે આ હિન્દી વફાદારીની લાગણી ચાલુ રહે તે માટે જરૂરનુ છે કે અમન ચલાવવાની પદ્ધતિમાં ફેરફાર દાખલ કરી પ્રજાને પોતાના દેશના અમન ઉપર કાબુ રાખવામા વધારે ને વધારે હક બક્ષના આતર અને બાહ્ય ઘણાં બળોને પરિણામે અત્યારે ખાસ કરીને શિક્ષિત હિન્દીઓ પોતાના દેશના રાજ્યકારભારમા હિસ્સો ધરાવવાની જરૂરની વાસ્તવિકતા સમજવા લાગ્યા છે.

હવે આપણે હિન્દની સરહદ ઉપર આવેલા દેશોનો દાખલો લઇએ તો તેઓમાથી કેટલાક અમુક પ્રકારનુ સ્વરાજ્ય ભોગવતા હતાં અને કેટલાક સ્વતત્ર રાજ્ય હતા દાખલા તરીકે મેસોપોટેમીયાનો દાખલો લઇશુ તો જણાશે કે ટર્કીશ અમન નીચે રાજસત્તા અને પ્રજા વચ્ચે સમાનતા હતી અને તે પ્રાન્તને ટર્કીશ પાર્લામેન્ટમા પોતાના સભાસદો મોકલવાનો બીજા પ્રાન્તો જેટલો જ હક હતો હવે જ્યારે એ પ્રાન્ત બ્રિટિશ મુલક બનશે ત્યારે તેમા માત્ર અમલદારોનો રાજ્યકારભાર દાખલ કરવો અશક્ય છે, અને જો મેસોપોટેમીયામા પ્રજાના સહકારના સિદ્ધાત ઉપર રાજ્યવ્યવસ્થા કરવામા આવે તો તેજ વખતે હિન્દની સરકાર પ્રજાનો બિનકુલ જવાબદાર ન હોય એ બે વાતને એક બીજા સાથે મેળ નહીં ખાય દેશમા અજ્ઞાનનુ પ્રમાણ કમભાગ્યે ઘણું મોટુ છે અને ખાસ કરી અશિક્ષિત વર્ગમા વિભાગો ઘણા ઉંડા છે છતા ઉપલા અને વચલા વર્ગમા તો એ અભિપ્રાય અનંત ફેલાઇ ગયો છે કે હિન્દી રાજ્યપદ્ધતિ હવે વેગાસર પ્રજાના વિશ્વાસ અને સહકાર ઉપર પ્રજાના અભિપ્રાયને જવાબદાર રૂપમા રચાવી જોઇએ

વળી જો કે હિન્દી પ્રજાનો ઘણો મોટો ભાગ, ગામડાઓમા વસનાર અજ્ઞાન ખેડુત તથા ઉભડ વસ્તીનો બનેલો છે છતા એ પણ યાદ રાખવાની જરૂર છે કે શહેરમા વસનાર ભણેલ વર્ગની સખ્યા નાના યુરોપીય રાજ્યોની આખી વસ્તીની સરખા થવા જાય છે ઇ. સ ૧૯૧૧ ની વસ્તીગણત્રીના પ્રમાણે ૧ કરોડ ૮૫ લાખ ભણેલાઓની સખ્યા હતી અને દર વરસ નિશાળો, પાઠશાળાઓ અને કારખાનાઓ ગામડાના મોટા સમૂહમાથી ખેચીને મોટી સખ્યામાં શહેર અને કસબાઓ તરફ આકર્ષે છે અર્વાચીન હિન્દનો પરિચય ધરાવનાર દરેક જણ કબુલ કરશે કે અત્યારે શહેરોમા અને દરેક વર્ગમા જે આકાક્ષા સર્વોપરિ છે તે એ છે કે પોતાના દેશના રાજ્યકારભારને એવુ સ્વરૂપ આપવામા આવે કે તે પોતે એક સ્વતત્ર સામ્રાજ્યના શહેરી તરીકે પોતાનુ માથુ સ્વમાન સાથે ઉંચુ રાખી શકે અને તેજ વખતે પોતાના દેશના નીચલા વર્ગના લોકને જીવનના ઉચ્ચતર પગથીઆપર ચડવાના સાધન પુરાં પાડી શકે.-

સચિત્ર મૂર્ખાવરનાં પત્તા રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

વળી જાહેર સવાલો તરફ હિન્દના દષ્ટિબિન્દુમાં પણ મહત્ત્વનો ફેર થયો છે. ઘણી વખત અંગ્રેજ અમલદારોએ મને જણાવ્યું છે કે સર સૈયદ અહમદની મોટી ખોટ છે અને તેની રાજ્યનીતિ હવે નાબુદ થઈ છે. મેં તેઓને જવાબ આપેલો છે કે લોર્ડ બીકન્સફીલ્ડ અને તેની મુસલમાન તરફની રાજનીતિ આજના વખતમાં ચાલશે નહીં. જે ગૃહસ્થો આ રીતે વાત શરૂ કરતા તેઓ માગ આ જવાબનો અર્થ બરાબર સમજતા કે નહીં એ બાબત મને શંકા છે. પણ અહીંઆ આ જમાનામાં જે નવું દષ્ટિબિન્દુ પ્રાપ્ત થયુ છે તે મારે સ્પષ્ટ કરવાની જરૂર છે.

'પચીસ વર્ષ' પહેલાં સામાન્ય હિન્દી મુસલમાન પોતાને એક સર્વદેશીય ધાર્મિક મંડળના સભાસદ તરીકે ગણી, હિન્દમાં તો એક નિષ્પક્ષપાતી સરકાર કાયદા, નિયમ અને ન્યાય જાળવે છે અને તે સરકારની આમન્યામાં પોતે વસે છે એમ માનતો. પણ તેની રાજકીય અને જાતીય મગરૂરી તો તુર્કસ્તાન, ઇરાન, મોરોક્કો અને ઈજીપ્તમાં પોતાના સહધર્માનુયાયીઓ સ્વતંત્ર રાજ્યસત્તા ભોગવતા હતા તે બિનાથી સંતોષાતી. જો કે તે પોતે મહારાણી વિક્ટોરીયાનું આધિપત્ય સ્વીકારતો, છતાં તેનું રાજકીય સ્વમાન તો કોનસ્ટાન્ટિનોપલ અને ફેઝના સુલતાન અને તેહરાનના શાહ અને કેરોના ખેદિવથી સંતોષાતું વળી આ સ્વતંત્ર મુસલમાનગજ્યોને બ્રિટિશ સરકારની મોટી મદદ હતી એ બિના તેને નિરંતર સંતોષ આપતી પરંતુ આ એક જમાનાની અંદર આખી મુસલમાન દુનિયાની સ્થિતિમાં ફેર પડ્યો છે. અનિવાર્ય બળોને લીધે ઉત્તર આફ્રીકાનાં મુસલમાન રાજ્યો નાબુદ થયાં છે. ઇરાન ધીમે ધીમે માત્ર ઇગ્લાંડ અને રશીયાના લાગવગનો મુલક ( *Sphere of Influence* ) જેવું થઈ રહ્યુ છે. ટર્કી ધીમે ધીમે જર્મનીના એક તાબાના મુલક જેવી સ્થિતિમાં આવી પડ્યું છે. પરિણામ એ થયુ છે કે હિન્દી મુસલમાન અત્યારે બધી તરફ મુસલમાન સત્તાઓને હિન્દી મુસલમાનોની સ્થિતિ કરતાં પણ વધારે કફોડી સ્થિતિમાં જુવે છે. એટલે પોતાની રાજકીય સ્વતંત્રતાની આશા અને બને તો બીજા મુસલમાન દેશોને વધારે ઉન્નત સ્થિતિએ પહોંચાડવાનો આધાર તે હિન્દ ઉપર જ રાખે છે.

બીજી એક બાબત જે ધ્યાનમાં રાખવા જેવી છે તે એ છે કે જૂની સંસ્થિતિમાં મુસલમાનો પોતાને હિન્દુસમાજની અંદર માત્ર પાંચમા ભાગની વસ્તી તરીકે જ જોઇ શકતા હતા ત્યારે અત્યારે નવી સંસ્થિતિમા, પશ્ચિમ એશીયાના રાજ્યોમાં ચાલતી અવ્યવસ્થામાંથી જ્યારે દક્ષિણ એશીયાનું સંયુક્ત રાજ્ય બંધાશે અને તેના કેન્દ્ર તરીકે હિન્દ રહેશે ત્યારે તે રાજ્યમાં હિન્દના છ કરોડ પાંસઠ લાખ મુસલમાનોમાં દક્ષિણ ઇરાન, મેસોપોટેમીયા, અરબસ્તાન અને અફઘાનીસ્તાનના ૪ કરોડ મુસલમાનો ભળશે; અને રૈયતની સંખ્યાની વાત બાજુએ મુકી મુલકના દષ્ટિબિન્દુથી જોઇએ તોપણ દક્ષિણ એશીયાના મુસલમાન મુલકોનો વિસ્તાર અગાઉના હિન્દ જેટલો લગભગ થઇ રહેશે. એટલે ભવિષ્યના સંયુક્ત રાજ્યમા મુસલમાનો હિન્દુઓની લગભગ સરખા આવીને ઉભા રહેશે

હવે મુસલમાન પ્રજા મૂકીને આપણે વિશાળ હિન્દુસમાજ તરફ નજર ફેરવીએ તો તેના શિક્ષિત વર્ગમાં સર્વોપરિ લાગણી એ છે કે જે મહાન વિગ્રહમાં બ્રિટિશ સામ્રાજ્ય જોડાયું છે તે બેલજીયમ અને સર્વિયા જેવા નાના રાજ્યોની સ્વતંત્રતા અને સ્વાધિકાર જાળવવાના માટે ખાસ લડવામાં આવે છે તો તેથી આ સુનિશ્ચિત રીતે સ્થાપિત થાય છે કે દરેક પ્રજા પછી તે નાની હોય કે મોટી પણ તેને રાજકીય સ્વતંત્રતાનો જન્મથી જ હક છે જે સિદ્ધાંતો મિત્રરાજ્યોની યુદ્ધમાં ઉતરવાની રાજ્યનીતિ ન્યાયી ઠરાવે છે તે સિદ્ધાંતો સર્વત્ર લાગુ પાડવા જોઈએ અને તો પછી ફલિત થાય છે કે હિન્દને પણ સ્વરાજ્યના માર્ગ ઉપર મૂકવું જોઈએ. અત્યારે હિન્દ અને ઇજીપ્ત એ બે જ એવા દેશ છે કે જ્યાં રાજ્યસત્તા સ્થિર છે અને દેશ સુધારામાં આગળ વધેલ છે છતાં ત્યાંની સરકાર પ્રજાને બિલકુલ જવાબદાર નથી અને જ્યાં રાજસત્તા પ્રજા કરતાં ઉંચી પ્રતિની ગણાય છે પંદર વર્ષ ઉપર જ્યારે હિન્દમાં લૉર્ડ કર્ઝનનો અમલ હતો અને ઇજીપ્તમાં લાર્ડ ક્રોમર અધિકાર ચલાવતા હતા ત્યારે રશીયા, ટર્કી, ઇરાન અને ચીન બધા દેશની હકુમત એ જ ધોરણપર ચાલતી પણ આજે રશીયા, અને ચીન પ્રજાસત્તાક થઈ ગયાં છે અને પર્શીયા અને ટર્કીમાં નિયન્ત્રિત રાજ્યસત્તા (*Constitutional government*) સ્થપાઇ છે એટલે હવે હિન્દ એ એક જ એવો દેશ રહ્યો છે કે જ્યાં પ્રજાકીય મંડળો હસ્તી ધરાવતા નથી અને જ્યાંનો કારભાર પ્રજાના પ્રતિનિધિને જવાબદાર નથી.

હવે આ સામાન્ય કારણો બાજુએ મુકીએ તો પણ રાજ્યકારભારની સુગમતા માટે પણ આવશ્યક છે કે રાજનીતિમાં અને અમલની પદ્ધતિમાં ફેરફાર થવો જોઇએ પ્રથમ તો રાજનીતિનો સર્વમાન્ય સિદ્ધાંત જે અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ સ્થાપિત કર્યો છે તે એ છે કે અધર નાણાં સબંધી સ્થિતિ એ સારા રાજ્યકારભારનો પાયો છે ફ્રાન્સમાં રાજસત્તા તુટવાનું કારણ અને આજની રશિયા અને ટર્કીની સ્થિતિનું કારણ એક જ છે—નાણા સબંધી દિવાળીઆ જેવી હાલત હવે હિન્દના બ્રિટિશ અમલ ઉપર જે એક ટીકા કરવામાં આવે છે—અને તે ટીકા વાજબી છે—તે એ છે કે વીસમી સદીમાં પણ હજી સરકારે અજ્ઞાન અને રોગ નાબુદ કરવા માટે જોઇતા પગલાં ભર્યાં નથી અને અટકાવી શકાય એવા કારણોથી થતા મરણોની વાર્ષિક સંખ્યા લાખોની થતા જાય છે તો દેશના આ જરૂરના સવાલોને પહોંચી વળવા માટે સાધન ક્યાંથી કાઢવા ? તેના બે જ રસ્તા છે પ્રજાના પ્રતિનિધિઓને સમજાવી તેઓની સંમતિ મેળવી નાણાં ઉત્પન્ન કરવાં અથવા માત્ર વડી સરકારે પોતાના હુકમથી કર નાખવાં લોર્ડ ક્રોમરે મારી સાથેની વાતચીતમાં અનેકવાર કહેલું કે હિન્દ અને ઇજિપ્તમાંનો બ્રિટિશ અમલ હુન્નર કરની સાથે જ બંધબેસતો થઈ શકે, એટલે હવે જો સુધરેલા દેશોમાં સામાજિક સુધારા માટે સરકાર જે ફરજો પોતાની તરીકે સ્વીકારે છે તે હિન્દની સરકારે પોતાને માટે સ્વીકારી હોય તો પ્રજાના પ્રતિનિધિઓને પોતાની સાથે સહકારમાં યોજ્યા વગર છુટકો નથી.

હવે સાંપત્તિક સ્થિતિ મુકી આપણે એટલા જ મહત્ત્વના એક બીજા સવાલ તરફ ફરીએ, તે સવાલ દેશના રક્ષણનો છે આ સવાલમાં પણ સરકાર અને પ્રજાએ પોતાની જવાબદારી

વહોંચી લેવાની જરૂર છે. આ છેલ્લા વિગ્રહથી સાબીત થયું છે કે દેશના બચાવ માટે સર્વ પ્રકારની તૈયારી કરવા માટે દરેક પ્રજાએ તત્પર થવું જોઇએ. આસ્ટ્રેલિયા એક ટાપુ હોવાથી તેને બધી બાજુએ સમુદ્રનું રક્ષણ છે છતાં સાર્વજનિક લશ્કરી તાલીમ સ્વીકારવી પડી છે અને હિન્દમાં પણ કોઇપણ જાતની રાષ્ટ્રીય લશ્કરી તાલીમની યોજના ઘડયા વગર છુટકો નથી. અને તેને માટે પ્રજાકીય સંસ્થાઓની મારફત પ્રજા અને સરકારનો સહકાર થવો જોઇએ. આમ થશે ત્યારે જ બ્રિટિશ હિન્દ દુનિયાના બીજા સુધરેલા દેશોની હારમાં આવવાનો પોતાનો દાવો રજુ કરી શકશે.

ઉપર પ્રમાણે પહેલા બે પ્રકરણમા દુનિયાની ફરતી જતી સ્થિતિમા હિન્દનુ સ્થાન તથા હિન્દની રાજ્યવ્યવસ્થામા કરવા જોઇતા ફેરફારની આવશ્યકતા દર્શાવી નામદાર આગાખાન પોતાની સૂચનાઓની વિગતમા ઉતરે છે અને તે ચર્ચામાં પણ તેમની ઉન્નત વિચારશક્તિ અને નિર્ભય સ્વદેશપ્રીતિ સ્થલે સ્થલે નજરે પડે છે. હિન્દનુ રાજકીય વાતાવરણ અત્યારે ડહોળાઇ ગયું છે અને તેમાં મહત્ત્વના પ્રશ્નો બાજુએ રહી જઈ માન અપમાનના વ્યક્તિવિષયક સવાલોએ અયોગ્ય મહત્વ પકડયુ છે તેવે વખતે નામદાર આગાખાનનું આ પુસ્તક રાજકીય વિષયોમાં માર્ગદર્શક વિચારશ્રેણી પૂરી પાડે છે અને તેથી દેશદાઝ હૈડે ધરાવનાર દરેક હિન્દીને એ પુસ્તક ધ્યાનપૂર્વક વાચવાની અને તેનું મનન કરવાની આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવે છે.

---

# કવિ ખદ્યોત.

લેખક—રા ચુનિલાલ વર્દ્ધમાન શાહ

દોહરા.

તિમિર મહીં થાતા પ્રકટ, કંઈ કંઇ કવિ ખદ્યોત.
તિમિરે નષ્ટ થઇ જતો, સૌનો જીવન સ્રોત. ૧
પામે છે તે સર્વદા, આપીને નિજ પ્રાણ
લોકોની અવહેલના, અપયશ ને અપમાન. ૨
એક રીતે પણ તે જનો, કરે જગત્ કલ્યાણ.
તે થકી જ સત્કાવ્યનું, થાયે છે નિર્માણ. ૩
ગંદી માટી ઉપર જન, કરે ન દૃષ્ટિપાત,
કચરાની સૌ ભંગ તજે, રહ્યા કરે અજ્ઞાત. ૪
પણ તેનો રસ ગ્રહણ કરી, થાયે જેની પુષ્ટિ.
એ ગુલાબના છોડથી, થતી જગતની તુષ્ટિ. ૫

---

# બાપની બુદ્ધિ.

લેખક—રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. એલ. એમ. ઈ.

"તમે બધાં ધારોછો એટલુ એ સહેલુ નથી." રાવણુ ભરીને બેઠા હતા ત્યાં ફીરપારામ ડોસા બોલ્યા. "એક કહેતી છે કે ડાહ્યું છોકરૂં જ પોતાના બાપને ઓળખે છે, પણ કેટલીક વાર એવુંય બને છે કે પોતાના છોકરાને, બાપ ડાહ્યો હોય તો જ ઓળખી શકે છે. છબીલદાસ અહિં હાઝર હોત તો એ પોતે આ બાબતમાં સાક્ષી પૂરત. એ બિચારાએ વર્ષોના વર્ષો ચિંતામાં ગાળ્યાં અને આખરે તો દુનિયાને બીજે છેડે પણ 'હીરાભાઈ ઘોઘે જઇ આવ્યાં'ની માફક જવા તૈયાર થયો હતો, અને આ બધાંનું કારણ માત્ર એટલુ જ કે તેને આ વિષયમાં મનમાં કાંઈ શંકા ઉત્પન્ન થઈ હતી!"

"આશરે સોળ વર્ષ પહેલાં, એપ્રીલ માસમાં એક ગુરૂવારે આ ઘોટાળો શરૂ થયો. એ વખતે એનો છોકરો માત્ર એકાદ માસનો હતો. એમના પાસેના ઘરમાં પેલો વજેરામ અને તેનું કુટુંબ રહેતું હતું, અને તે થોડાક વખત પછી આફ્રિકા ઉપડી જવાનાં હતાં. તે દિવસે છબીલદાસની સ્ત્રી માણેક અને વજેરામની વહુ મહાલક્ષ્મી બજારમાં ગયાં હતાં. આ બન્ને કુટુંબ વચ્ચે પ્રથમ તો કાંઇ હેતભાવ વહી જતા નહતા પણ પછી બન્ને ઘરમાં માણેકને અને મહાલક્ષ્મીને એકે વખતે છોકરા આવ્યા. આથી એકદમ એકેકમાં વ્હાલનાં પુર છુટ્યાં અને એકેકને સામસામા સલાહ આપવામાં અને છોકરાંના ગુણાનુવાદ ગાવામાં બન્ને સ્ત્રીઓનો આખો વખત પસાર થઈ જતો. આવી સ્થિતિમાં આફ્રિકા જવાનું ઠર્યું એટલે લુગડાંલત્તાં ખરીદવા માટે બન્ને સાથે નિકળી પડયાં હતાં. ઘેર છોકરા સંભાળવાનું કાર્ય છબીલદાસ ઉપર આવી પડયુ અને મહાલક્ષ્મીએ પોતાના છોકરાને પણ ત્યાં જ મૂકયો.

"એક છોકરાને સંભાળશે તેવી રીતે બેને સંભાળશે,' માણેકે કહ્યુ 'અને આપણે એકાદ કલાકમાં તો પાછાં આવીશું. પણ તમે મહેરબાની કરીને કોઇ છોકરાને અડકતા નહિ-અમે બન્નેને દુધ પીવડાવીને સુવાડી દીધેલાં છે એટલે નિરાંતે ઉંઘ્યાં કરશે.'

"આ પ્રમાણે ગોઠવણ થઈ, બન્ને છોકરાંને પાસેપાસે સુવાડવામા આવ્યા અને બન્ને સહીયરો બજારમા ઉપડી ગઈ.

"હવે બન્યું એવું કે તે દિવસે સવારથી જ 'કયું છોકરૂં વજનમાં વધારે છે' એ વિષય ઉપર સખ્ત ચર્ચા ચાલતી હતી અને છબીલદાસ પોતાના છોકરાનુ વજન વધારે છે એમ ભાર મૂકી મૂકીને જણાવતા હતા. બન્ને સ્ત્રીઓ ગઈ તે પછી છબીલદાસને આ વિચાર આવ્યો અને એમાં સાચું શુ છે તે શોધી કહાડવાની ઈચ્છા થઈ. માણેકની ખાસ આજ્ઞા હતી કે છોકરાંને અડકવાં નહિ-અને માણેકની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી પરિણામ કેવું આવે છે એની છબીલ-

ન્નસને સંપૂર્ણ માહીતિ હતી—છતાંપણ આ ધચ્છાને તે દબાવી શક્યો નહિં અને એ પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો. બન્ને છોકરાંને વારા ફરતી તેણે ઉંચકી જોયાં અને તે ઉપરથી એ એવા નિર્ણય ઉપર આવી શક્યો કે પોતાનો છોકરો કાંઈ નહિ તો, વજનમાં એક શેર વધારે હતો! આ નિર્ણયથી આનંદમાં આવી જઈને તેણે બેમાંથી કોણ લાંબુ છે તે જોવાનો અખતરો કરી જોયો. ટેબલ ઉપર એક ધાબળો પાથરીને તેણે બન્ને છોકરાને સુવાડયા અને પછી માપી જોવા માંડયાં. આ અખતરો એટલી સહેલાઈથી થઈ શક્યો નહિં કારણ કે એક છોકરાને પકડીને તેના પગ લાંબા કરે ત્યાં બીજો છોકરો પગનું ટુંટીયું વાળી દે અને તેના પગ સીધા કરવાનો યત્ન કરે ત્યાં પહેલો છોકરો ટુંટીયું વાળી દે. આથી ઘડીકમાં તેને લાગતું કે પરોશીનો છોકરો બે ઈંચ લાંબો છે અને ઘડીકમાં જણાતું કે પોતાનો છોકરો એક ઈંચ તો લાંબો હશે જ. આમ કરતાં આખરે તેણે નિશ્ચય કર્યો કે બન્ને છોકરા લંબાઈમાં સરખા જ છે. પણ એટલામાં વખત ઘણો થઈ ગયો અને પોતાની પત્નીને પાછા આવવાનો વખત થઈ ગયો હતો એટલે તેણે ઉતાવળીમાં બન્ને છોકરાને ઠેકાણાસર ગોઠવી દીધા. આ જ વખતે તેને એક વિચાર આવ્યો અને એ વિચારથી જ તે આસો બની ગયો. કયો છોકરો કોનો છે તે જ તે ભુલી ગયો હતો!

"અને ખરેખર તે ભૂલી ગયો હતો. વજન માપવામાં અને લંબાઈ માપવામાં, ટેબલ ઉપર સુવાડવામાં અને ઉંચકવામાં તેણે છોકરાઓને તદ્દન ભેળવી દીધા હતા. ગમે તેમ તેણે જોવા માંડયું પણ બન્ને સરખા જ! ગોળ દડા જેવાં મોં, જાડા જાડા હાથ અને ટુંટીયા વાળી દીધેલા પગ! બન્નેમાંથી કોઈને અડકવા જાય એટલે રડવા જેવો ચહેરો કરવાનું પણ બન્ને એક સરખું જ કરતા હતા. પ્રથમ છબીલદાસ એમ મગરૂરીથી કહેતો, કે મહાલક્ષ્મીના છોકરાં કરતાં પોતાના છોકરાને બમણા લાંબા વાળ છે પણ હવે જ્યારે તેણે જોવા માંડયું ત્યારે જણાયું કે બન્નેના વાળ વચ્ચે અર્ધા ઈંચનો પણ તફાવત નથી. વજનનું પણ તેમ જ થયું. જ્યારે તે જાણતો હતો કે ફલાણો છોકરો પોતાનો છે ત્યારે તેને તે છોકરો એક શેર વધારે લાગતો હતો પણ હવે તેને બેમાં એક ઔંસનો પણ ફેર નહિં જણાયો અને અધુરામાં પૂરૂં આ પ્રમાણે ચોળાચોળ થવાથી બન્ને છોકરા નિદ્રાને ત્યાગીને, આ પ્રમાણેની વર્તણુકની સામા પોતાનો વાંધો દર્શાવવા મેદાને પડયા, અને જાણે કેમ છબીલદાસ બન્નેનું ખૂન કરતો હોય તેમ બન્ને તેટલા જોરથી રડવા મંડ્યા!

"અને જ્યારે આ પ્રમાણે તે ઘોંટાળાના ચક્કરમાં પૂરેપૂરો સપડાઈ ગયો હતો ત્યારે તેણે કોઈનાં પગલાં સાંભળ્યાં. માણેક આવી એમ ધારીને ક્યાં સંતાઉં ને શું કરૂં એ વિચારથી બબેરત થઈને તે ગભરાતો હતો એટલામાં માણેકને બદલે મી. રામચન્દ્ર ઘરમાં દાખલ થયા.

"આહા હા!" મી. રામચન્દ્ર હસતા હસતા બોલ્યા. 'મધુર સંગીત ચલાવવા માંડ્યું છે કે શું!! એ તો ભાઈ એમ જ હોય. કુંવારા કોડે મરે અને પરણેલા પીડાએ મરે! અને વળી ઓહો! તમારે તો બે નાનાં નાનાં પોરિયાં છે ને શું! એમાં જ તમે લેલી મજનૂન જેવા થઈ ગયા દેખાવો છો!'

'અમરૂશતક,' ૧—૯—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.'

"પણ છબીલદાસ જ્યારે પોતાના દુ:ખની બરાબર સમજણ રામચન્દ્રને પાડી ત્યારે રામચન્દ્રને એમાં કાંઈ મુશ્કેલી જેવું લાગ્યું જ નહિ

"'અરે, એમાં ગભરાવા જેવું કશું છે જ નહિ. જેમ બાળકો હતા તેમ, પાછા સુવાડી દ્યો, એમની માઓ ઝપાટામાં પોતપોતાના છોકરા ઓળખી કહાડશે.' રામચન્દ્રે ઝટવારમાં નિકાલ લાવી નાખ્યો

"'અરે પણ ભાઈ, મારાથી આ વાત મારી સ્ત્રીને તો કહેવાય નહિ'.' છબીલદાસ બિચારો ગભરાતો ગભરાતો બોલ્યો 'એણે મને સાફ ના કહી હતી કે મારે છોકરાને અડકવું નહિ '

"'પણ એને કહીને તમારે કામ શું છે?' રામચન્દ્ર બોલ્યો 'જેમ છોકરા હતા તેમના તેમ સૂવાડી દ્યાને તમારા એક શબ્દ વિના પણ કુદરત જ તેમને પોતપોતાના છોકરા ઓળખાવી આપશે'

"'ના ના, એમ બને કેમ?' છબીલદાસ બોલી ઉઠયો 'બન્નેના વાળ સરખા, મો સરખાં, નાક સરખા, આંખ, સરખી પગ સરખા—'

"અરે ભાઈ એમ નથી' રામચન્દ્ર પોતાનું ડહાપણ દેખાડતા બોલ્યો.' 'એ તો એ માતાનામાં એવી કુદરતી શક્તિ જ હોય છે—એ પોતાના બચ્ચાને ગમે ત્યાંથી ઓળખી શકે છે.'

"પછી બન્ને જણે મળીને છોકરાઓને જેમ હતા તેમ સવાડી દીધા થોડીવારમાં માણેક અને મહાલક્ષ્મી આવી પહોંચ્યા મોડું થઇ ગયું હતું તેથી મહાલક્ષ્મીએ તરત એક છોકરું ઉપાડી લીધું અને પોતાને ત્યાં ચાલી ગઇ

"આટલી સહેલાઈથી મહાલક્ષ્મી પોતાના છોકરાને ઓળખીને લઇને ચાલી ગઈ તે જોઈને છબીલદાસ તો છક જ થઇ ગયો અને રાતના વાળુ કરતી વખતે આનંદમાં આવી જઇને 'માતી કુદરતી શક્તિ' 'કુદરતની સ્ત્રીઓને અર્પેલી બક્ષીસ' વિગેરે વાક્યો બોલતો ગયો. માણેક તો આ બધા વાક્યો સાંભળીને ગુચવાડામાં જ પડી ગઈ અને એમાં તેને કશી સમજણ જ ના પડી માત્ર એક વખત જરા છબીલદાસજી ગભરાઈ ગયા માણેકે છોકરાને લેતી વખતે એની આંખ સામું જોઇને કહ્યું કે' આમ છોકરાની આંખ કેમ સુઝી છે! કાંઇ રડયો છે કે શું?'

"જેમ તેમ હિમ્મત લાવીને છબીલદાસ બોલી ઉઠયો કે 'અરે એ તો સહેજ એમ રડેલો, પણ મેં જરા ચામડી કરી એટલે રહી ગયો '

"આ ખુલાસાથી માણેક સંતોષ પામી અને છબીલદાસ સ્ત્રીઓ અને કુદરતને ધન્યવાદ આપતો સુઈ ગયો

"પરંતુ આ સ્વસ્થતા ઝાઝો વખત ટકી નહિ. પોતાનો છોકરો આખી રાત ઉંઘી જ રહેતો એને બદલે આ છોકરાએ તો રડવાનું શરૂ કર્યું અને વચમાં વચમાં પાંચ પાંચ મીનીટની વિશ્રાંતિ લઈને તેણે આખી રાત તે ચાલુ રાખ્યું. સ્હવારે ચાર વાગે જ્યારે છબીલદાસ છોકરાને હાથમાં ઉંચકીને ફરી ફરીને થાકી ગયો ત્યારે આખરે તેણે માણેકને કહ્યું ' અલી!

આ છોકરો બદલાઇ તો ગયો-નહિં હોયે? આપણો છોકરો આમ કોઇ દિવસ રડતો નહતો પણ આપણા પડોશીની પોતાના છોકરાને માટે આવી ફરિયાદ હતી ખરી.'

"માણેક આ સાંભળતાં જ પથારીમાં બેઠી થઇ ગઈ અને ગુસ્સાથી બોલી. 'મા પોતાના છોકરાને ઓળખી શકે નહિં એવો આરોપ મારા ઉપર મૂકવામા કાંઇક શરમ લાગે છે ખરી?......આવા તે બાપ! એક મહિનામાં આજે સ્હેજ ઉજાગરો કરવો પડ્યો તેથી એ છોકરો જ તમારો નથી એમ કહેતાં તમારી જીભ તુટી નથી જતી? બીજા હોય તો ઉલટું આવુ કામ કરવાથી તેમને આનંદ થાય તેને બદલે તમારો તો જીવ જાય છે..... તમે તમારે નિરાંતે ઘેર્યા કરો અને એ છોકરાને મને આપી દો.'

"આ પ્રમાણે કહીને માણેકે છોકરાને લઇ લીધો અને છબીલદાસને ઉંઘવાનું ફરમાવ્યું પણ એ બિચારાને બિલકુલ ઉંઘ આવી નહિ. આખી રાત એના એ જ વિચારોએ તેના મનમાં તોફાન જગાડ્યુ. ઓફીસ ગયો ત્યાં પણ એના એ જ વિચાર.

"ઑફીસમા આ શંકા દૃઢ થઇ. તેના પડોશીએ રાતની વાત કરતા કહ્યું કે એમનો છોકરો એક મહિના પછી તેજ ગતે ઘસઘસાટ ઉંઘ્યો હતો.

"સ્હાંજે છબીલદાસ ઑફીસથી ઘેર આવ્યો ત્યારે માણેક પેલા છોકરાને રમાડતી બેઠી હતી. કાંઇક બ્હાનું કહાડીને છબીલદાસે મહાલક્ષ્મીની મુલાકાત લીધી પણ તે પણ પોતાના (છબીલદાસના મત પ્રમાણે ધારી લીધેલા) છોકરાને લાડ લડાવતી હતી.

"છબીલદાસે આ વિશે કાંઇક સૂચના કરવા માંડી એટલે મહાલક્ષ્મીનો મિજાજ ગયો અને કહેવા લાગી. 'શી વાત કરોછો! હું મારા છોકરાને ઓળખી શકું નહિં? એ તો ઠીક છે કે તમે છો, બાકી જો કોઈ બીજો આ પ્રમાણે વાત કરવા આવે તો હું એમ જ ધારૂં કે એણે દારૂ પીધો હશે. હા, બન્ને છોકરા સરખી ઉમ્મરના છે સેજેસ્હેજ મળતાપણું લાગે-બાકી ક્યાં તમારો છોકરો અને ક્યાં મારો! તમારા એના રૂપ જોતાં કાંઇ તમારો છોકરો છેક ખોટો નથી. પછી તો ભાઈ ઇશ્વર જેવા આપે તેવાને લઇને બેસવાનું; આપણો કાંઇ ઉપાય છે? કેમ ખરૂંને, મારૂ કુકલુ-બુકલુ-મારૂં લાડકું છોકરૂં!'

'આટલુ બોલીને મહાલક્ષ્મી તો પેલા છોકરાને ચુંબન ઉપર ચુંબન કરવા લાગી. છબીલદાસ તો એ છોકરાને પોતાનો જ ધારી બેઠો હતો. એમને પોતાના છોકરાને મહાલક્ષ્મી આટલાં લાડ લડાવે એ જોવું એનાથી ખમાતું જ નહતું. મી. રામચન્દ્રના મતની સત્યતા વિશે તેને શક ઉત્પન્ન થયો અને આખરે તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે છોકરાઓને પાછા છાનામાના ફેરવી જ નાખવા અને એ પ્રમાણે આ પોતે જ ઉભા કરેલા ઘોટાળાનો અંત લાવવો.

"પણ આ નિશ્ચયને અમલમાં મૂકવામાં તેને ઘણી યુક્તિપ્રયુક્તિઓ કરવી પડી. ગમે તેમ સમજાવી પટાવીને તેણે માણેકને બજારમાં મોકલાવી. પછી એક છોકરાને એક આનો આપવાનો કહીને મહાલક્ષ્મીને તેને પીયર બોલાવે છે એમ કહેવડાવ્યું. મહાલક્ષ્મી ગઇ એટલે

વહાલો છોકરો પેલા હરામખોરો પામે છે અને એ લોકો દુનિયાને બીજે છેડે, જહાંને એમાં છે. હવે આ વાત મારે મારી પત્નીને કહેવી શી રીતે અને મારે કરવું શું."

"આથી રામચંદ્રે ઘણો વિચાર કરીને સલાહ આપી અને તેથી ગોટાળો ઘટવાને બદલે ઉલટો વધી ગયો.

"'તમારે કહેવાની જરૂર જ શી છે?' રામચંદ્રે સલાહ આપી. 'જે પ્રમાણે સ્થિતિ છે તે પ્રમાણે સારી છે. જો જે પ્રમાણે તમે કહો છો તે પ્રમાણે ખરૂં હોય તો પણ એમાં વાંધો શો છે? તમારી સ્ત્રી આ છોકરાથી સંતોષ માને છે અને પેલાં લોકો આફ્રિકામાં પેલા છોકરાથી રાજી છે. ફક્ત તમે આ વાત જાણો છો અને તમારે એમાં એમની બધી ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. બન્ને સ્ત્રીને એકેક છોકરૂ છે. પછી તમારે એમાં પંચાતી કરવાનું કારણ જ નથી, તમે તમારે મુગા બેશી રહો. આટલી જ મારી સલાહ છે!'

"છબીલદાસને આથી સંતોષ વળ્યો જ નહિં. એણે કહ્યું કે રામચંદ્ર પોતે છોકરાં વિનાનો હોવાથી એને બાપને પોતાના છોકરા માટેની લાગણી કેવી હોય છે એ વિષેની ખબર જ નથી, અને બાપ તરીકે પોતાની ફરજ છે કે પોતે આફ્રિકા જવું અને પોતાના ખરા છોકરાને પાછો લઇ આવવો.

"'અરે કાંઇ ગાંડા થયા!' રામચંદ્રે કહ્યું. 'એક તો મુસાફરીનો ખર્ચ પણ નાનો સુનો થવાનો નથી અને તેમ છતા પણ ધારો કે તમે ગયા તો ત્યાં જઇને તમે શું કહો? તમે એના છોકરાને લઇ ટયો અને તેના બદલામાં આ છોકરાને મૂકી આવો! તમે જાણો છો કે મહાલક્ષ્મીનો ધણી પહેલવાન જેવો છે; જો એક વખત એ એમ માને કે તમે એના છોકરાને એના પોતાના ઘરમાંથી એની રજા વિના ચોરી લઇ આવ્યા, તેનું નામ એને પૂછ્યા વિના રાખ્યું અને એની મરજી વિરૂદ્ધ શિતળા પણ કઢાવ્યા તો પછી તમારા હાડકાંનો વિચાર કર્યો? એ બધું સહન કરી ટયો પણ તેમાં તમને ફાયદો શો? તંદુરસ્ત છોકરાને મૂકી આવીને માંદાને લઇ આવવો! મુસાફરીમાં કદાચ ખપી પણ જાય એવી તો એની તબીઅત છે. પાછા ઘેર આવીને માણેક તમારી જે ખબર લે તે તો વાત જૂદી માટે એ ફાંફાં જવાદો અને મુંગા મુંગા બેશી રહો.'

"આ વાત છબીલદાસને ગળે ઉતરી અને ઠંડા પડ્યા.

"પણ એના મનમાંથી આ વાત ગઇ નહતી, અને બધા વિચાર કરતા હતા કે છબીલદાસને આ શું થઇ ગયું છે બિચારી માણેક પણ એની એ જ ફરિયાદ કરતી હતી. અને છબીલદાસ પેલા બિચારા છોકરાને જે રીતે ગાળો દેતો તેઉપરથી તો બધા જ એને ધિક્કારતાં.

"'શું મારે કમાવું તે આ પારકાના છોકરાને માટે?' છબીલદાસ એમ થોડે થોડે દિવસે રામચંદ્ર આગળ ફરિયાદ કરતો. 'અને મારો છોકરો બિચારો આફ્રિકામાં રખડે?'

"વળી જ્યારે છોકરો ૭ વર્ષનો થયો ત્યારે એને કોઈ દૂરના સગા તરફથી એક હજાર રૂપિયા મળ્યા એટલે છબીલદાસનો પાછો મિજાસ ગયો. 'હાય હાય! આટલો આટલો પૈસો આવ્યો જાય છે તે પારકો છોકરો વાપરશે! એનું નાક તો જૂઓ. દહાડે દહાડે ચેપાના જેવું જ થતું જાય છે, એનું મો તો જૂઓ—કેવો વિચિત્ર છોકરો છે!'

## અમદાવાદમાં બારમી અમલ



તોડી નાંખેલી ખાડીયાની પોલીસ ચોકી.





બળી ગયેલી તાર ઑફીસ.



ભદ્રમાં કલેકટરસાહેબની કચેરીનું બળી ગયેલું એક બીજું મકાન.



બળી ગયેલી રેકર્ડ ઑફીસ.

## અમદાવાદમાં બારમી એપ્રીલ



જ્યાંથી પહેલી ગોળી છુટી તે ત્રણ દરવાજાની પોલીસ ચોકી.



સારંગપુર દરવાજાની બળી ગયેલી પોલીસ ચોકી.



કલેકટર સાહેબની બળી ગયેલી કચેરી.



મેટ્રીકની પરીક્ષાનો ખાખ થયેલો મંડપ.

સમાલોચક, મે, જુ. સ. ૧૯૧૯.]

[ફોટો લેનાર: રા. કૃષ્ણલાલ મજમુદાર, એમ્. એ., ફોટોગ્રાફર.

"વળી તેમા માણેકને જણાયુ કે છબીલદાસ છાનામાના પૈસા, રમકડાં વિગેરે આફ્રિકા મહાલક્ષ્મીના છોકરાને મોકલાવે છે એટલે તો પછી ધિંગાણાનું પુછ્યુ જ શું ! ગરિબ છબીલદાસથી કાંઇ સંતોષકારક ખુલાસો આપી શકાયો નહિ એટલે ખાસડાં ખાતા ખાતા માથું તુટી ગયું અને એનું મગજ નબળું પડતુ જાય છે એવો શક ઉત્પન્ન થયો તે જુદો.

"એક દિવસ માણેક છબીલદાસના ટેબલના ખાના ખોળતી હતી તેમાંથી વિલ જડ્યું તો જણાયું કે પોતાના તમામ મિલ્કત એણે પેલી મહાલક્ષ્મીના છોકરાને આપવાનું જ લખી દીધું હતુ. એ તો મશ્કરી હતી એમ છબીલદાસનું કહેવુ કોણ માને? જેમ તેમ કરતાં એ તોફાન પત્યું એમાં વળી બીજુ સળગ્યું.

"આફ્રિકાથી એવી ખબર આવી કે મહાલક્ષ્મીનો છોકરો ઘોડા ઉપરથી પડી ગયો છે અને હવે બચવો મુશ્કેલ છે. આ ખબર સાંભળીને છબીલદાસ ઘરમાંથી ગૂમ થઈ ગયો અને પાછળ કાગળ મૂકતો ગયો કે 'પંદર વર્ષની જુદાઇ સહન કર્યા પછી હવે સહન થતુ નથી માટે હું મારા વહાલા છોકરાને મળવા આફ્રિકા જાઉં છુ.'

"આ બનાવથી હું આ ગોટાળામા દાખલ થયો. માણેકે મને તેડાવ્યો ને બધી વાત કહેવા માંડી પ્રથમ તો મને અંદર કશી સમજણ પડી નહિ. માત્ર એટલુ જણાયુ કે છબીલદાસનુ મગજ કોઇ કારણથી ચસકી ગયુ છે અને તે કાંઈ પણ પગલુ ભરે તે પહેલા તેને અટકાવવો જોઇએ. હુ તરત જ સ્ટેશને ગયો અને સુભાગ્યે તેને વખતસર પકડ્યો.

"પ્રથમ તો એણે પાછા ફરવાની ના જ પાડી, પણ આખરે મેં બહુ સમજાવ્યો ત્યારે ઘેર આવીને તેણે બધા ખુલાસો કરવાનું કબુલ કર્યું સાથે રામચંદ્રને પણ લીધા ઘેર આવીને મેં જે અહિં કહ્યુ છે તે પ્રમાણે તેણે બધું કહ્યું. ...

"આ ઉપરથી મેં કહ્યું, 'ભાઇ, આ બધા ફેરફારમા અને છોકરાઓની અદલાબદલીમાં મને બિલકુલ સમજણ પડતી નથી પણ એક વાત તો ચોક્કસ છે—તે એ કે તમારે આટલી બધી ચિંતા વ્હોરવા કરતાં તમારાં પત્નીને આ બધી વાત કહેવી જોઇતી હતી.'

"'હું પણ એમ જ ધારૂં છું,' માણેક બોલી ઉઠી.' હું તરત જ બધો શક દૂર કરી શકત. એક બે વખત છોકરાઓ બદલાઈ ગયેલા એ બાબત હું કબૂલ કરૂં છુ અને એમાં અમે હમેશાં પણ ખરા, બાકી અંદર શક જેવુ તો કશુ હતુ જ નહિ. એક હજાર છોકરામાંથી પણ હું મારા છોકરાને શોધી શકત.'

"'જુઓ, મારૂં કહેવું ખરૂં પડ્યું ને! રામચંદ્ર બોલી ઉઠ્યા. 'માતામાં એવી કુદરતી બક્ષીસ જ હોય છે. જુઓ, કુકડી પોતાના બચ્ચાંને કેવી ઓળખી કહાડે છે? મેં છબીલદાસને પહેલેથી જ કહેલુ કે એ બધી વાત મા ઉપર છોડી દ્યો—એ પોતાના છોકરાને ઓળખી જ લેશે. એ માતી કુદરતી બક્ષીસ—'

"'હવે માની કુદરતી બક્ષીસની વાતમાં પુળો મૂકોને,' આળુેે કહ્યુ. ' જે બાબતમાં તમે સમજતા નહિં હો તે બાબતમાં તમે ભાયડાઓ માથું નહિં મારતા હો તો શું થાય? એમા કાંઈ ભેદી વાત પણ નથી અને કુદરતી બક્ષીસ પણ નથી. છોકરાને જન્મથી જ ડાબા ખભા ઉપર લાખું હતુ એટલે ભૂલ થાય જ કેમ! અક્કલ, બતાવ તો આ બધા અપડ ડાહ્યાઓને તારૂ લાખું.'

"હું, છબીલદાસ અને રામચંદ્ર લાખું જોઇ રહ્યા.!"*

---

# ઉજ્જ્વલ ભારત માત.

લેખકઃ—શા. ચાંપસી વિઠ્ઠલદાસ ઉદેશી.

( રાગ મ્હાડ )

ઉજ્જવલ ભારતમાત,
અમારી ઉજ્જવલ ભારતમાત.
સકલ વિશ્વવિખ્યાત,
અમારી ઉજ્જવલ ભારતમાત.
અચલ ધર્મના પ્રકાશથી જે-
શોભે છે દિનરાત,
પવિત્રતાની પુણ્ય પ્રભામય-
પતિતપાવની માત.—અમારી ઉજ્જવલ ભારતમાત.
ભક્તિધર્મના મોક્ષમન્ત્રે ભરી-
જેના ઉરની વાત,
શૌર્યધર્મની સ્વતંત્ર શક્તિ-
રોમ રોમ રહી વ્યાપ્ત.—અમારી ઉજ્જવલ ભારતમાત.
ધીર, વીર, ગંભીર થયા છે-
જેના પુત્ર સુજાત;
દેશ વિદેશ સકલ પૃથ્વીના-
જેના ગુણથી જ્ઞાત.—અમારી ઉજ્જવલ ભારતમાત.
ગૌરવભરી પ્રતિમા એ માની,
ચરણ પૂજે સૌ સાથ,
એક કંઠથી કહો ભાઇઓ -
"માત!—અમારી માત!"—અમારી ઉજ્જવલ ભારતમાત,
ઉજ્જવલ ભારતમાત, અમારી ઉજ્જવલ ભારતમાત.
સકલ વિશ્વવિખ્યાત, અમારી ઉજ્જવલ ભારતમાત.

---

* અંગ્રેજી ઉપરથી

# ઇંગ્લંડની સાર્વજનિક શાળાઓ.

## ઇટન અને હૅરો.

લેખક—રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ

ઇંગ્લંડની મોટામાં મોટી સાર્વજનિક શાળાઓ, વિન્ચેસ્ટર, ઇટન, હૅરો, રગ્બી, માર્લબરો ચાર્ટર હાઉસ, શ્રુસ્બરી, અને શુપીંગહામ છે. આમાંની થોડીક વિષે આપણે અત્રે જોઇશું. વીલીઅમ ઑવ વીકહામની સ્થાપેલી વિન્ચેસ્ટર જુનામા જુની શાળા છે. અને ઇટન અને હૅરો ઘણી પ્રખ્યાત શાળાઓ છે. ઇંગ્લંડમા ઇટન જુનામા જુની મોટી સાર્વજનિક શાળા છે. આ શાળા છઠ્ઠા હેન્રીના સમયમા ઇ સ. ૧૪૪૦ મા સ્થપાઈ હતી, તે વખતે તેનુ નામ *'The King's College of our Lady of Eton'* હતુ, અને છઠ્ઠા હેન્રીના પહેલાના રાજાએ દબાવી દીધેલા પરદેશીઓની વાર્ષિક ઉપજમાથી તેને વર્ષાસન આપવામાં આવતું હતું. વિન્ચેસ્ટર નમુનાની શાળા તરિકે પ્રખ્યાત થઈ. આરંભમા "૨૫ ગરીબ અને કંગાલ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને" માટે સગવડ તે શાળામાં કરવામાં આવી હતી, પણ ૧૪૪૩ માં હેન્રી રાજાએ પોતાની નવી યોજના વધારી, અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓની સંખ્યા વધારીને ૭૦ સુધી રાખી. તે શાળાની સ્થાપના થઇ, તે જ સમયે એક મુખ્ય અધિકારી, દશ પુરોહિત (*Priests*) ચાર કારકુનો, ૭ મુખ્ય ગાયકો, એક શિક્ષક, અને તે ઉપરાત પહેલાં જણાવી ગયા તે ૨૫ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ, આટલાની સગવડ કરવામાં આવી હતી. પણ ઇ. સ. ૧૪૧૩માં આવ. બુદ્ધિશાળી વિદ્યાર્થીઓથી જુદા પડતા વર્ગના સામાન્ય બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને પણ તે શાળામાં પ્રવેશ કરવા દેવામાં આવ્યા હતા. અત્યારે સામાન્ય બુદ્ધિશાળી વિદ્યાર્થિઓનો મોટો ભાગ તે શાળામાં છે. આ વખતે જ ઇટન અને રાજપાઠશાળા કેમ્બ્રીજ વચ્ચે નવો સંબંધ બંધાયો હતો. પણ આ રાજપાઠશાળા છઠ્ઠા હેન્રીએ સ્થાપી અને તે હજુ પણ ચાલે છે.

ઇટનમાં અત્યારે સરેરાશ આશરે હજાર વિદ્યાર્થીઓનો સમાવેશ થાય છે. શરૂઆતમાં જરૂરની ચીજ એ હતી કે કાયદેસર પરણેલા માબાપનાં ઇંગ્લંડના જ વિદ્યાર્થીઓ દાખલ થવા જોઇએ. આ વિદ્યાર્થીઓ આઠ અને સોળ વર્ષની વચલી ઉમરના હોવા જોઇએ. પણ ઇ. સ. ૧૮૭૨ ના કાનુનથી એવુ પસાર કરવામાં આવ્યુ કે, બારથી પંદર વર્ષ સુધીની ઉમ્મરના બ્રિટીશ સામ્રાજ્યમાં જન્મેલાં કોઇપણ બાળકોને તેમાં દાખલ કરી શકાય. રીતું પ્રમાણ પણ યોગ્ય રાખવામાં આવ્યું છે. તેમાં પ્રવેશ થવાને માટે હરિફાઈ ઘણી જ તીવ્ર છે. ઉંચા કુટુંબનાં છોકરાંઓનો જન્મ થયા પછી તરત જ તેમનાં નામ નોંધાય છે કેટલાક રાજકુંવરોએ —આપણા હાલના પાટવી કુંવરે અને તેમના ભાઈ પ્રિન્સ આલ્બર્ટે પણ—ઇટનમાં થોડી ઘણી કેળવણી લીધી છે.

આધુનિક ઉત્કૃષ્ટ વિષયોની રીતીયુક્ત વ્યવસ્થા શિક્ષણપદ્ધતિમાં દષ્ટિગોચર થાય છે, પણ, ઓગણીસમી સદીના પહેલા સમયમાં કેળવણીનુ ધોરણ લગભગ સપૂર્ણ રીતે જૂની પદ્ધતિનુ હતું, અને સામાન્ય વિષયો ઉપર ધ્યાન આપ્યા પછીથી જ બીજા વર્ગોપર સારૂ ધ્યાન અપાતું.

રાજપાઠશાળા કેમ્બ્રીજમા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓમા ઇરિફાઇને સારૂ ઘણી સ્કૉલરશીપો ઉઘડી છે, અને ઑકસફર્ડ અને કેમ્બ્રીજની પાઠશાળાઓમા પણ મેટ્રીક મૂલ્યવાન સ્કૉલરશીપો, અને મૂલ્યવાન ઈનામો રાખવામા આવ્યા છે.

શાળાનું મકાન ઇ. સ. ૧૪૪૧ ના વર્ષમા સ્થાપવામા આવ્યુ હતું, અને ઇ સ. ૧૪૪૩ મા તેનો થોડો ભાગ જ વપરાતો હતો પચાસ વર્ષ પછી જ તે મકાન પૂરેપૂરૂ ઉપયોગમા લેવાયુ આધુનિક પાઠશાળા તેના જુના મકાન કરતા ઘણે દરજ્જે ચઢીઆતી બની છે દરેક જાતના લોકોની નિશાળને માટે એક દેવળ, નવી નિશાળ, અવલોકન-સ્થાન (*observatory*) રસાયણી પ્રયોગશાળા, ( *Chemical Laboratory*) અને વિદ્યાર્થીઓના નવા વાસ-ગૃહો ( *Boarding Houses* ) ઉભા કરવામા આવ્યા છે, અને ઇ સ ૧૯૦૮ મા સાતમા ઍડવર્ડ રાજાએ, ઇટનના જે વિદ્યાર્થીઓએ બોઅર લોક સામેની લડાઇમા ભાગ લીધો હતો અને જેઓ તે લડાઈમા મરાયા હતા, તેમની યાદગીરીમા મકાનોની સુન્દર હાર બધાવી આ મકાનોમા, નિશાળને લગતો એક વિશાળ ખંડ, ઘુમ્મટવાળી અષ્ટકોણયુક્ત પુસ્તકશાળા, અને ઉત્તમ સંગ્રહ-સ્થાન છે

આ શાળાનુ સૂત્ર એકસૂત્ર તરિકે મુદ્રિત થયેલુ વાક્ય 'ઇટન આબાદ થાઓ ' એ જ છે, અને આ વાકયથી શહેનશાહતના દરેક ભાગમાં સ્પર્દ્ધાના કાર્યોને વધારે ઉત્તેજન મળ્યુ છે.

ટેમ્સ નદીના મહા ઉપર આવેલી શાળામા રમતગમ્મતને સારૂ વિશાળ મેદાન છે, હલેસા મારનારાઓને માટે ઇટન ઘણા સમયથી ઘણું પ્રખ્યાત છે, અને ઑકસફર્ડ અને કેમ્બ્રીજની શાળાઓમા ઘણા પ્રખ્યાત હલેસા મારનારાઓને મોકલ્યા છે ડયુક ઑફ વેલીંગ્ટન સમ્બન્ધે એવુ કહેવાય છે કે, વૉટરલુની પ્રખ્યાત લડાઇ, ઇટનના રમવાના મેદાન ઉપર તે પ્રથમ જીત્યો હતો અને ઇટનને મળતી એક રમત ( વૉલ-ગેમ ) ખાસ કરીને ઇટનના મેદાનોમા જ રમાય છે નવેમ્બરની ૩૦ મી તારીખે ઉત્સવક્રિયા કરવામા આવે છે, આમાં પાઠશાળાના વિદ્યાર્થીઓ અને તેમના વિરૂદ્ધ-પક્ષકારોની વચ્ચે ફૂટ-બૉલની હરિફાઇ-રમત રમાય છે. મહાન ઉત્સવ તો જુનમા તા ૪ થીએ, ત્રીજા જ્યૉર્જના જન્મોત્સવને દિવસે જ ઉજવાય છે આને ભાષણનો દિવસ કહે છે, અને વિદ્યાર્થીઓના સગા વહાલાઓની દેખાવડી અને ભવ્ય સભા જામે છે ઉત્સવ પૂરો થયા પછી શાળાની હોડીઓનો સમૂહ હારબન્ધ ટેમ્સ નદી ઉપર ફરતા ની રહે છે. લૉર્ડ્સ ક્રીકેટ ગ્રાઉન્ડ ઉપર ઇટન અને હૅરોના વિદ્યાર્થીઓ વચ્ચે ક્રીકેટ-મૅચ દરેક વર્ષે રમાય છે, અને લડનમા તે જોવા જેવો બનાવ થઇ રહે છે

પોતાના સમયમા ઇટનમા એક વિચિત્ર રિવાજ પાળવામા આવતો હતો તેને 'મોન્ટેમ' અથવા 'સૉલ્ટ ડે' કહેવામા આવતો આ રિવાજ ક્યારે અને કઇ રીતે મૂળ ઘાલી બેઠો.

તે જણાતુ નથી, પણ ઈ. સ. ૧૫૬૧ ના ક્રોનીકલમાં તે પહેલવહેલો જ વર્ણવામાં આવ્યો છે. ત્રણ વર્ષમાં એક વાર વ્હાઈટ મ્યુઝડેને દિવસે રિવાજ પાળવામાં આવતો, અને ઈ. સ ૧૮૪૪ માં તેનો ઉત્સવ તહેવાર પળાયો. એક સરદારની સરદારી નીચે વિદ્યાર્થીઓનુ સરઘસ નીકળતું, બધા વિદ્યાર્થીઓ હાથમાં ઉડતા વાવટા સાથે, વાજીંત્રો વગાડતા વગાડતા 'બાથ રોડ' પાસે આવેલી 'સૉલ્ટ હીલ' નામની ન્હાની ટેકરી તરફ જતા, અને રસ્તે જનારાઓ પાસેથી તેમ જ જોવા ઉભેલાઓ પાસેથી 'સૉલ્ટ' નામનું ઉઘરાણુ લેતા. ઉઘરાવેલી રકમ કોઇવાર ૧૦૦૦ પૌન્ડથી પણ વધારે થતી, અને આમાથી ખર્ચ બાદ થયા પછી બાકી વધેલી રકમ નિશાળના સરદારની પુંજી કહેવાતી.

કેટલીક દંતકથાઓ માટે, અને જે મહાન્ વ્યક્તિઓએ ઈટનમા કેળવણી લીધી છે, તે મહાન્ પુરૂષોની યાદગિરી માટે ઇટન ઘણુ પ્રખ્યાત છે. ગ્લૅડસ્ટને પણ ઈટનમા જ કેળવણી લીધી હતી. દેવળની મુલાકાત લેવા આવનારાઓને છોકરાઓએ કોતરેલા મહાન્ પુરૂષોનાં નામ બતાવવામા આવતા, પણ તે છોકરાઓ જાણતા ન હોતા કે કીર્તિનાં ચિન્હોથી તે મહાન્ પુરૂષોના નામ ભવિષ્યમાં જ્વલંત થવાના જ હતા.

## હૅરો.

ઇલિઝાબેથ રાણીના સમયનુ ક્રોનીકલ વાંચતા જણાય છે કે. જૉન લીઓન્સ નામનો ઉદાર સ્વભાવ અને આચારવાળો એક જમીનદાર હતો, અને તે પોતાની આવકમાથી હૅરોના ગરીબ માણસોની કેળવણી માટે વર્ષે વીસ માર્ક જુદા રાખતો. તેની યોજના ધીરે ધીરે ખીલવણી પામવા લાગી, અને ઈ. સ. ૧૫૭૧ મા હીલ ઉપર હૅરોમા "ફ્રી ગ્રામર સ્કૂલ" (વ્યાકરણની સ્વતંત્ર નિશાળ) સ્થાપવાને મંજુરીની સનદ મેળવવા રાણીને તેણે અરજ કરી. જ્યારે તેને સનદ આપવામાં આવી, ત્યારે ઈ. સ. ૧૫૯૨ મા તેણે પોતાની મિલ્કતનો બે તૃતીયાંશ ભાગ તે શાળાને આપવાનુ પોતાના વસિયતનામામા જાહેર કર્યું. ઘણા લાંબા સમય-સુધી હૅરો વિષે કાંઇપણ જાણવામાં આવ્યું નહિ, કારણ કે માત્ર કેળવણી આપવામાં જ વર્ષાસનની રકમ પૂરી થઇ જતી. છોકરાઓની ભોજન વ્યવસ્થા, લુગડા લત્તા, પુસ્તકો, અરે! એટલુ જ નહિ, પણ પેન્સીલ, હોલ્ડર, શાહી, અને કાગળોને સારૂં પણ તેમનાં માબાપને દરકાર રાખવી પડતી. ઇ. સ ૧૬૬૦ મા રાજ-શાળા કેમ્બ્રીજના માજી શિક્ષક રેવરન્ડ વીલીઅમ હૉમ, હૅરોના તે સમયના હેડમાસ્તર, ને એમ લાગ્યું કે, ઇગ્લંડનાં મોટાં કુટુંબનાં બાળકોને આ શાળામાં લાવવાને સારૂં વિદ્યાર્થી-આશ્રમો સ્થાપવાની આવશ્યકતા છે. આવી જાતની જરૂર તે શાળાના કેટલાક વહીવટદારોને પણ જણાઇ હતી. આ સમયથી જ હાલની સંસ્થાની શરૂ-આત થઇ, આ શાળાને પ્રસિદ્ધિમાં લાવવાને કરવામાં આવેલા યત્નો લગભગ ફળિભૂત થયા, પણ ઉદાર દિલના મૂળ સ્થાપકની ઇચ્છાઓ અને ધારણાઓ વ્યાજબી રીતે પાર પાડવામાં આવી છે કે નહિ, તે હજુ સંશયયુક્ત છે. જૉન લીયૉન્સનો મૂળ ઉદ્દેશ એ હતો કે હૅરોમાં રહેતા ગરીબ માણસોના બાળકોને મફત-કેળવણી આપવી, પણ હાલ તે શાળામાં મફત-કેળવણી સમુળગી આપવામાં આવતી નથી.

ઈન્ગ્લંડની સાર્વજનિક શાળાઓમાં હાલ ઈટનથી બીજે જ નંબર હૅરો આવે છે. તેમાં આશરે ૪૫૦ છોકરાઓ હાજરી આપે છે, અને શાળામા ફી વિગેરેમા આવતી વાર્ષિક આવક લગભગ એક હજારની ગણવામા આવે છે. એ જ બતાવી આપે છે કે શાળાની કેળવણીની કિમ્મત ઘણી જ વધારે છે. સામાજિક શાળાની ફી તરિકે ૧૫ પાઉન્ડ (૨૨૫ રૂપિયા) લેવામા આવે છે. ગણિતના ૪ પાઉન્ડ (૬૦ રૂપિયા), અને ફ્રેન્ચભાષા શીખવાને ૨ પાઉન્ડ અને ૫ શિલીંગ (૩૬ રૂ. ૧૨ આ.) દર વર્ષે લેવાય છે.

અરાઢમી સદીની શરૂઆતમા ડૉ. થૅકેરે પહેલાં ઈટનની શાળામાં મદદનીશ શિક્ષક તરિકે કામ કરતો હતો; તેને જ્યારે હૅરોમા મુખ્ય શિક્ષક તરિકે નિમવામાં આવ્યો, ત્યાર પછીથી હાલના સમયમાં હૅરોમાં જોવામાં આવતી ઈટનની શિક્ષણપદ્ધતિ તેણે દાખલ કરી હતી વિદ્યાર્થીઓને બાર વર્ષથી ન્હાની ઉમ્મરે દાખલ કરવામાં આવતા નથી. પ્રાથમિક પ્રવેશ-પરીક્ષા લૅટીન વાક્ય-રચના, અને ગ્રીક ગદ્ય અને પદ્યમા લેવાય છે. અભ્યાસના ક્રમમા સાહિત્ય, ગણિત, ફ્રાન્સ અને જર્મનીનો ઇતિહાસ, અને ભૂગોળ રાખવામાં આવ્યા છે. ઑકસફર્ડ અથવા કેમ્બ્રીજ માટે ઘણી કિમતી સ્કૉલરશીપો કાઢવામાં આવી છે. આમાંની એક સ્કૉલરશીપ આઇસાએક ગ્રેગરીએ વાર્ષિક ૧૦૦ પાઉન્ડ (૧૫૦૦ રૂપિયા)ની ચાર વર્ષ ચાલે તેવી સ્કૉલરશીપ કાઢી છે.

શાળા—જીવન સાદું અને સ્વતંત્ર હોય છે. વિદ્યાર્થીઓને એક જ મકાનમાં સાથે શિક્ષકની દેખરેખ નીચે રાખવામાં આવે છે. વ્યવસ્થાને સાચવવાની જવાબદારી અને સત્તા નિશાળના પહેલા પંદર છોકરાઓના હાથમાં રાખવામા આવી હોય છે. આ છોકરાઓ મૉનીટર્સના નામથી ઓળખાય છે બીડી વિગેરે ગુન્હાને માટે, અને નિયમના ભંગને માટે શારીરિક શિક્ષા કરવાની સત્તા એ મૉનીટર્સને આપવામાં આવેલી હોય છે. નિશાળના પહેલા સાઠ છોકરાઓને મજુરો અને નોકરી રાખવાને નિમેલા હોય છે પાચમા ફૉર્મથી નીચેના છોકરાઓને નોકરો તરિકે કામ કરવાની કોઇવાર ફરજ પડે છે સવારનો નાસ્તો અને ચા ટેબલ ઉપર લાવવાને, અને રકાબીઓ લાવવા લઇજવાને નોકરો રાખવામા આવે છે. વળી ક્રીકેટ અને ટેનીસના દડા ખાળવાનું કામ પણ તે નોકરોનું જ હોય છે. ફૂટબૉલ અને ક્રીકેટ જરૂરી રમતો છે. ઇટનની સાથે હરિફાઇ કરવી, એ સ્હેલી વાત નથી. કૂદવાનું, તરવાનું અને બંદૂક ફોડવાનું પણ ઘણું ચાલે છે

જ્વલંત કારકીર્દીવાળા વિદ્યાર્થીઓને આરૂં હૅરોને ઘણું માન ઘટે છે. સર રૉબર્ટપીલ, વાઇકાઉન્ટ પામરસ્ટન, લૉર્ડ ઍબર્ડીન, શૅરીડન, અને બાયરન આ જ શાળામાં કેળવણી પામ્યા હતા ઈ. સ ૧૮૦૫ સુધી ઇટન તરફથી જ હેડમાસ્તર નિમવામાં આવતો હતો તેની સામે બાયરને વાંધો ઉઠાવ્યો, અને આ વાત આખરે એટલી બધી વધી ગઇ, કે લશ્કરી ખાતાને વચ્ચે પડવું પડ્યુ તુર્કસ્તાનની સત્તામાથી ગ્રીસને છુટું કરવામાં બંડ ઉઠાવનારનું જીવન કેવું બળવાખોર હશે, તે આટલાથી જ સ્હમજાય છે.*

ચાઇના બાગ, મુંબઈ,
તા ૧૫-૩-૧૯.

*'મૉર્ડન રીવ્યુ'ના ફેબ્રુઆરી ૧૯૧૯ ના લેખપરથી

# આર્યધર્મ પરિષદ્ પ્રસંગ.

લેખક:—રા. મોહનનાથ કેદારનાથ દિક્ષિત, એલ. એમ. એન્ડ એસ એફ. બી. એસ.

**અમર કીર્તિ થોડા જ મેળવે છે.**

ગોઇથે નામનો એક વિદેશી કવિ કહી ગયો છે કે, "કાળથી પણ અવિચ્છિન્ન રહે એવું કંઈ પ્રતાપી અને પ્રૌઢ સ્મારક મુવા પછી મૂકી જવું. નશ્વર રૂપે નાશ પામી જાય, ત્યારપછી પણ મહાને માટે જીવવું, એમાં જ વાસ્તવિક કીર્તિ છે. આવા મનુષ્યો જવલ્લે જ જન્મે છે; ઘણા માણસો પોતાની જીંદગી દરમ્યાન, બહુ યોગ્ય ગણાય છે. કંઇ રાજાઓ જન્મ્યા, અને ગયા, પણ તેમાંના ઘણા ખરા, તો, માત્ર નિશાળના છોકરાઓને માથે, વંશાવળીમાં નામ ગોખાવી, ભારરૂપ બન્યા છે. જ્યારે અશોક, અકબર, શિવાજી, નેપોલીયન, અલેકઝાંડર, એની વ્યક્તિઓ આંગળીને વેઢે જ ગણી શકાય એટલી છે.

**સ્વામી દયાનંદના આગમનની આવશ્યકતા.**

ધર્મગુરુઓ પણ દરેક સમયે જન્મે છે, અને જાય છે. પણ તેમાંના ઘણા જ થોડા સમાજના ઉપર કાયમની છાપ બેસાડી ગયા છે. ધર્મસંસ્થાપન કરનારા મહાત્માઓનો જન્મ એ ઇશ્વરી સંકેત મુજબ હોય છે. એ શ્રીમદ્ ભગવદ્ ગીતામાંનો શ્લોક યદ યદાહિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત। અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્. આ શ્લોક આપ સહુની જાણમાં છે, અને આ શ્લોકની ખરી સત્યતા, અનેક વખતે દૃષ્ટિએ પડી છે સમાજ જ્યારે જ્યારે ધર્મ અને નીતિથી, દૂર થઈ પાપકર્મો કરવામા પ્રવૃત્ત થાય છે, ત્યારે કોઇ વિશેષ તેજસ્વી પુરૂષ, ધર્મ સ્થાપનાર્થે આ જગતમાં ઇશ્વરી પ્રેરણાથી નિર્માણ થાય છે. સર્વ ધર્મમાંના અવતારોની કલ્પના, શંકરાચાર્ય, બુદ્ધ, મહમદ, ક્રાઇસ્ટ વગેરે ધર્માચાર્યોનાં ચરિત્રો, આ વાતની સાક્ષી આપે છે. આ ઇશ્વરી યોજના અજબ છે. આ ઇશ્વરી સંકેતથી મહર્ષિ સ્વામી દયાનંદનો આ દેશમાં જન્મ થયો હોવો જોઇએ. ગયાં સો વર્ષ થયાં અને તેથી વધારે વર્ષ ઉપર હિન્દુસ્થાનમાં હિન્દુઓની ધાર્મિક અધમતા, અને સામાજીક પતન, એટલે સુધી વધી ગયા હતાં કે આપણા મહર્ષિ સ્વામી દયાનંદ જેવા અવતારી પુરૂષની, અત્યન્ત આવશ્યકતા હતી. હિન્દુધર્મના અનેક પંથો, જેની છાયા નીચે અનેક અન્યાયો, અનેક વહેમો, અનેક પાખંડો, દુરાચરણો, અને અધર્મોએ આશ્રય લીધો હતો, તે ધર્મ તરીકે ગણાતા. આવા ધર્મમાર્ગોના આશ્રય નીચે અનેક જાતની સામાજીક અનીતિ, બાળલગ્ન, વિધવાવિવાહ પ્રતિબંધ, અને બીજા અનેક જાતના એવા ભયંકર વહેમો વસતા હતા, કે તે અજ્ઞાન દૂર કરવા આવા પુરૂષને આપણી દુનીઆમાં મોકલવાની ઇશ્વરને જરૂર લાગી. આપણો ધર્મ તથા સમાજ એટલે સુધી અંધકારમા ડુબી ગયાં હતાં, કે વિદ્વાન ગણાતા લોકોમાં પણ અધર્મ, અન્યાયી અને અનીતિથી ભરપુર રૂઢીઓને માન ન

આપી આપણા ધર્મશાસ્ત્રોમા મરમાવેના ખન આદેશો જો કોઇ વ્યક્તિ આચરણમા મુકતી, તો તેને આચાર્યો ધર્મનુ બહાનુ કાઢી સમાજથી દુર કરતા એવે વખતે જે મહાન પુરુષે હિન્દમા આવી હિન્દુ સમાજનો હાથ પકડી, અધમ સ્થિતિમાથી અસત્યનો નિષેધ કરી, ઉંચે લાવના પ્રયાસ આદર્યો અને પોતાનુ જીવન એ જ પ્રયાસમા નમર્પ્યું, તે મહાન પુરુષના આ દેશને મહ્ગ ઋણ આપણે સર્વે અને મળ્યા છીએ જે બહેનો તથા ગૃહસ્થોએ અને પધારવાની તસ્દી લીધી છે, તે સર્વને અમારી નવસારી નગરીના વતનીઓ તરફથી ખરા અંત કરણપૂર્વક અભિનદન આપુ છુ આશા છે કે આપ મહર્ષિ દય । વારૂ કીવેના ઉક્ત પ્રયાસમા યથાશક્તિ મદદ કરશો

માર્ટીન લ્યુથરે (*Emancipation of human mind*) માનસિક દાસત્વને દુર કરવાને જે કામ યુરોપમા કર્યું, તે જ કામ મહર્ષિદયાન દે ભારતમા આરભ્યુ હતુ માર્ટીન લ્યુથરને પોતાના કામમા ઘણી અડચણો પડી હતી સ્વામીશ્રીને તેનાથી ઓછી પડી ન હોતી ને તે છતા પણ નિડરપણે, તેઓ પોતાના કામમા આગળ વધ્યા અને ગુજરાત જેવા પ્રદેશમા પણ, સત્ય અને સ્વાતત્ર્યની શીવ શરૂ કરનાર તે મહાત્માના યશોગાન ગાવાનો પ્રસગ આવ્યો.

**સ્વામીજીની સર્વમાન્ય સેવાઓ.**

મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીની પ્રશસા કરવી એ સો ટચના સોનાપર ઢોળ ચઢાવવા યત્ન કરવો, તેના જેવુ છે ઉંડી નજર નાખતા સ્વામીશ્રીએ દેશના ઐક્યને વાસ્તે જે ઉંડા પાયા આજ ચાલીસ વર્ષની વાત ઉપર નાખ્યા હતા, તેનુ રહસ્ય હાલના સુધારકો અને રાષ્ટ્રીય પરિષદના પુજારીઓ હવે સમજવા લાગ્યા છે આ પાયા તે દેશમા સામાન્ય હિન્દી ભાષા, નાગરી લિપિ, અસ્પૃશ્યોદ્ધાર, અને પરધર્મમા ગયના હિન્દુઓની શુદ્ધિ છે સ્વામી ગુજરાતમા જન્મેલા હોવાથી, એમની માતૃભાષા ગુજરાતી છતાં, તે માતૃભાષાનો ભોગ આપી, દેશના ઐક્યને જે ઘણુ જ અગત્યનુ ગણાતુ સાધન તે એમણે યોજ્યુ સસ્કૃત ભાષામા પોતે પૂર્ણ હતા, અને ગીર્વાણ ભાષા પોતાને અનન્ય પ્રિય હતી. છતા તેનો પણ ભોગ આપી હિન્દીને વળગી રહી—હિન્દી ભાષા જે લોકસમૂહની રાષ્ટ્રભાષા થઇ શકે એમ લાગી—તેનો ભાષણ, લેખન, તથા શિક્ષણ દ્વારા પ્રચાર કર્યો આર્યસમાજે સ્વામીશ્રીના મીશનને વળગી રહી, તેમના આ મહાપ્રયાસને એટલે સુધી સફલ કીધો છે, કે, હાલ આર્યસમાજ હસ્તક આશરે ૮૦૦ સસ્થાઓમા હિન્દી ભાષાદ્વારા કેળવણી તથા વ્યાખ્યાનો અપાય છે તે જ પ્રમાણે નાગરી લિપિનુ સમજી લેવુ અંત્યજોદ્ધારનો સવાલ પણ એમણે હાથ ધર્યો અને મહાન્ કઠીન પ્રશ્ન હાલ એગને સુધી ચર્ચાયો છે કે આ સામાજીક પ્રશ્નને હવે ગઇ રાષ્ટ્રીય પરિષદે રાજકીય પ્રશ્ન ઠરાવ્યો છે પ્રત્યેક મહાન વ્યક્તિ પોતાની જીદગીમા પ્રકાશતી નથી કારણ તેવા પ્રયાસની ગહનતા, તથા દીર્ઘ દૃષ્ટિપણુ, સામાન્ય લોકોથી સત્વર સમજી શકાતા નથી પરતુ જેમ જેમ કાળ જાય છે, તેમ તેમ ઝગકતો હીરો, વધારેને વધારે પ્રકાશવાન થતો જાય છે, અને થશે એમ હુ ખાત્રીપૂર્વક માનુ છુ.

નવસારી પત્રિકામાં "આર્યધર્મ પરિષદના વિરોધમાં મોટું વાતાવરણ છે" એમ આવ્યું છે એ જોઈ મને ઘણો જ વિસ્મય તથા ખેદ થાય છે. હું કાઇ આર્ય સમાજનો સભાસદ નથી, છતા આપ સર્વે ભાઇઓ જેઓ વિરોધી હોય, તેમને પણ ભલામણ કરૂ છું કે આર્ય સમાજના, દશ નિયમો, સર્વ આપાન્યને દરેકને વાચી મનન કરવા જેવા છે. તે પછી જો તમે તમારા હૃદયને પુછશો, કે કયો નિયમ તેની ખરી માન્યતાની વિરૂદ્ધ છે? તો હું ખાત્રીથી ભાર મુકીને કહું છુ કે, જે હિન્દુ સાધારણ કેળવણી લીધેલો બુદ્ધિવાદિ, એટલે પોતાની અક્કલથી સારાસાર જાણનાર, અને પરોપકારી સદાચરણી હશે, તો તે દરેક હિન્દુ તેનો સ્વીકાર કરશે. અને એ દ્રષ્ટિથી તે આર્યસમાજી છે આર્યસમાજી એ કાઇ લાલ, લીલા, કે પીળા, રંગથી આડું ઉભું કે વાંકું ચુંકુ ટીલુ કરવાથી નથી ગણાતા, રૂદ્રાક્ષ કે તુળસીની માળા હાથમાં લેવાની તે માટે આવશ્યકતા છે જ નહીં પરતુ સત્ય બોલવું, ચાલવું, પોતાની બુદ્ધિથી સારાસાર પીછાનવુ, અને સદ્‌ગુણી તથા પરોપકારી થવુ, એટલે તે વગર ચિન્હે આર્ય સમાજી થઇ જ ચુકયો. તો પછી આવા સારા કામમા વગર સમજે નકામો વિરોધ કરવાથી શું ફાયદો? તમે ભાઇઓ અત્રે આવી જે ઉપદેશ થાય તે સાભળો, અને તમારૂ શ્રેય કરી લ્યો. અને તમે વિરોધભાવથી કદાપિ, આવ્યા હો તો પણ તમારા શ્રેયાર્થે હું તમો વિરોધીઓનો પણ પ્રેમપૂર્વક આદર સત્કાર કરૂ છું. પરિષદ્‌ની સમાપ્તિ વખતે તમો વિરોધી તરીકે નહીં પણ સમાજી તરીકે મંડપમાથી વિદાય થશો, એમ મને આશા છે.

**આર્ય સમાજના સર્વ માન્ય સિદ્ધાન્તો.**

આપણા સમાજની સ્થિતિથી સહું કોઇ કંટાળ્યા લાગે છે. ફેરફાર માટે આતુરતા સઘળે સ્થળે જણાય છે પ્રાચિન વિચારનો મોહ જેમને છે, તેઓ પુનરૂદ્ધારની હીમાયતી કરે છે, પરંતુ બદલાયલી પરિસ્થિતિમા પુનરૂદ્ધાર થવો સભવિત નથી. થનો હોય તો સર્વાંશે કરવો ઇષ્ટ નથી નિયોગથી પ્રજોત્પત્તિ કરવાની પદ્ધતિ એકવાર સશાસ્ત્ર ગણાતી. આજના નીતિ વિચારો એટલા તો બદલાયા છે કે એવુ કામ ઘણું જ અનીતિનું ગણાય બીજા કેટલાક સુધારાનો આગ્રહ કરે છે. પણ આજે સુધારાની હીલચાલ તે પણ સર્વાંશે સારે માર્ગે જતી જણાતી નથી, વિદેશીનું અનુકરણ સર્વાંશે થાય એ ઠીક નથી. બેલાશક જે સારૂં તે લેવુ જ જોઇએ. પરતું વિલાયતી છે તેથી તે સારૂં છે, એમ માનવું એ ભૂલછે, આ પક્ષના વિચાર કરતા બેતાલા પડે છે. યુરોપીઅન વર્ગના જેવું વાતાવરણ અત્રે ઉભું કરવા એક પક્ષ તત્પર છે. બીજો પક્ષ પૂર્વ અને પશ્ચિમ બન્નેમાં જે સારૂં હોય, તેનો યોગ સાધી, સ્વીકાર કરનારો છે. અને મને બીજા પક્ષને વાસ્તે માન છે, કેમકે એ પક્ષ કદી પણ વિસરતો નથી, કે વર્તમાન તે ભૂતકાળનું સંતાન છે. અને ભવિષ્ય કાળનો પિતા છે. એ વાત જો આપણે સારી રીતે સમજી લઇએ તો કદાપિ બેવકુફી ભરેલા ફેરફાર કરવાનું, વલણ નહીં થાય. આ વાત મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી, તથા સ્વામી વિવેકાનંદ પ્રભું પોમેથી શીખીને, આવ્યા હોવા જોઇએ. પ્રાચીનકાળમાં પણ નઠારી વસ્તુઓ ન હતી, અને સુધારાને અવકાશ ન હતો એમ માનવુ ભૂલ ભરેલું છે.

**असतो मां सद्गमय। तमसो मांज्योतिर्गमय॥**

આર્યસમાજ લોકોની ઉન્નતિ કરવાનુ શીખવે છે, જ્ઞાનનો પ્રચાર કરે છે. વેદધર્મને વિસ્તારે છે. તેનું સંશોધન કરી, તેના દોષો દૂર કરવા મથે છે, દેશમા અનેક મતમતાંતરોના પ્રસારને લીધે, છિન્ન ભિન્ન થયલી પ્રજા, જે ધર્મભ્રષ્ટ, કર્મભ્રષ્ટ, અને મર્મ રીતે ભ્રષ્ટ થઈ ગયલી છે, તે પ્રજાની ધર્મભાવના તથા ઐક્યતા જગાડવા, ભગીરથ પ્રયાસ તેણે આદર્યો છે, સત્ય કેળવણી લેવા શરીર સુધારવા માટે અનેક જગ્યાએ ગુરૂકુળો ઉઘાડયા છે. કન્યાવિદ્યાલયો ખોલ્યાં છે જ્યાં ભારતભૂમિના બાળક બાળકીઓને ખરે રસ્તે દોરી કેળવવામા આવે છે. રૂઢીના, વહેમનાં, ખોટા ધર્મના બંધનો, દુર કરવા માટેના તેનાં અનેક પ્રયાસો બહુ જ ફળદાયક નીવડયાં છે. જે આશયથી સ્વામિશ્રીએ આ પ્રવૃત્તિ શરૂ કરી, તે મારી સમજ પ્રમાણે અતિ ઉતમ હતો. અનેક જાતોની વચ્ચેનો ભેદ કંઈક શિથિલ થતો જાય છે. કુલિનો, પોતાની મોટાઈ જે તેમને અત્યંત પ્યારી હતી, તે હવે જવાબદારીવાળી છે, એમ સમજવા લાગ્યા છે. આર્યસમાજના જ પ્રયાસથી, સદ્ગુણ સિવાયની શેઠાઈ લાંબો વખત સુધી શોભશે નહીં એમ પણ સમજાવવા લાગ્યુ છે. વળી પ્રત્યેક વ્યક્તિ તથા પ્રજાને સંપૂર્ણ વિકાસ પ્રાપ્ત કરવાની સ્વતંત્રતા હોવી જોઇએ, એવો બધાને ખ્યાલ આવવા લાગ્યો છે મનુષ્યમાત્ર સરખા છે અને તેમા કોઇ રોજી ચલાવવાને અને કોઇ ધર્મક્રિયા કરાવવા માટે જ સરજાયાં નથી, પરંતુ જેઓ ગુણકર્મથી તે કરવા યોગ્ય હોય તે બધા તેમ કરી શકે એવી માન્યતા ફેલાવવા લાગી છે. આ બધુ આર્યસમાજના પ્રયાસને આધારે છે, અનાવળ બ્રાહ્મણોમાં વિધવાવિવાહ શરૂ થયો. તેનું કારણ એ જ કે વ્યક્તિમાં ન્યાય સમજવાની અને ન્યાય આપવાની આતુરતા વધી. જો પુરૂષ સ્ત્રીના મરણ પછી પરણે, તો સ્ત્રી શામાટે તેની મરજી હોય તો ફરી લગ્ન ન કરી શકે ? બેશક, આપણે કોઇને મરજી વિરૂદ્ધ પરણવાનુ કહેવાતું નથી, તેમ જ નાપરણવાનું કહેવાતું નથી. દરેક વ્યક્તિને આ વાતની છુટ હોવી જોઇએ. સમાજબન્ધનો સમાજને સુરક્ષિત રાખવા માટે છે, પણ એ બંધનોથી જો વ્યક્તિનો વિકાસ અટકતો હોય, અથવા અન્ય રીતે નુકસાન થતુ હોય, તો એ બંધનો શિથિલ થવાની આવશ્યકતા છે.

**સમાજ સુધારક કાર્યો.**

અર્વાચીન સુધારાનો મૂળ આશય પ્રત્યેક વ્યક્તિ અને પ્રજાના હક સ્વાતંત્ર્યને માન આપીને જ રહેણી કરણી રાખવાનો છે. જો પ્રજાજનની શારીરિક, નૈતિક કે માનસિક વૃત્તિને વિરોધી કરનારૂં કંઇ પણ નજરે પડે તો તે ચાલુ ન રહેતાં બદલાવવુ જોઇએ. યુરોપમાં પણ પાદરી વર્ગનો જુલમ બહુ વધી ગયો. અને રોમના કેથોલીક પંથ તરફથી અનેક રીતે લોકોને કનડગત થવા માંડી ત્યારે ત્યાં ધર્મશોધનના પ્રયાસ થવા માંડ્યા અને તેની અસર માત્ર ધર્મમાં જ નહી, પણ અન્ય પ્રદેશોમા જણાઇ પણ અહીં પણ તેવું થતુ હોય એમ જણાય છે. સ્વરાજ્યને માગનારાનો બીજાના ઉપર મોટો અધિકાર ભોગવવાને આતુર ન જ હોવા જોઇએ. અને તેથી જ અંત્યજોદ્ધારની અનેક બુમો સંભળાઈ છે. સ્ત્રીઓને વધુ હક આપવાની હીલચાલ શરૂ થઇ છે. આ મહાન્ વિગ્રહને અંતે

**અર્વાચીન સુધારાનો હેતુ પ્રત્યેક વ્યક્તિ તથા સમાજને સ્વતંત્ર રીતે વિકાસ પામવા દેવાનો છે**

પ્રજાઓએ આત્મનિર્ણય ( *Self-determination* ) દ્વારા પોતાની વ્યવસ્થા કરી લેવાનું જે પ્રેસીડંટ વીલસન કહે છે. તે સિદ્ધાંતમાન રાજવ્યવસ્થાને જ નહી પરંતુ એકંદરે સકલ સમાજ-વ્યવસ્થાને લાગુ થઇ શકે તેવો છે. આર્યસમાજ મૂર્તિપૂજાને નથી માનતા. એનો અર્થ કોઇક એવો કરે છે કે ખરા પુરૂષોને તે પૂજનીય ગણતો નથી, આ એક પ્રકારનો ભ્રમ છે. શિવાજી મહારાજને અકબર બાદશાહ જેવા વિરલ નરની તેમ બુદ્ધ, શંકર કે કાલિદાસ જેવાની પ્રતિમા તરફ આદર બતાવવાને કશો વાધો નથી. દેશના મહા પુરૂષોનું સ્મરણ નિરન્તર રહે તેટલા માટે તે જરૂરનું છે.પરંતુ પ્રભુના નામે પથ્થર પૂજવા જોઇએ નહિ.જ્યારે નજર સાધ્ય તરફ રહેતી નથી ત્યારે પ્રવૃત્તિનું ફળ જણાતું નથી. પ્રગતિ હમેશાં અમુક ધોરણે થાય છે. વિજયસેના માત્ર આગળ જ ધસ્યાં કરતી નથી. પરંતુ થોડું આગળ વધીને જોય છે, કે બહુ છેટું મૂળ સ્થાનકથી પડ્યું તો નથી ? કુમક આવી પહોંચે, એટલે દુર ધસવા હરકત નથી પણ એકવાર ત્યાં ગયા બાદ બીજાઓ આવી ચઢે છે, ત્યાંસુધી થોભવું જરૂરનું છે. મહાન હિન્દી પ્રજાનું ઐક્ય એ રીતે થશે. આપણે ત્યાં ધર્મભાવના ઉચ્ચ, અને વિશાળ થવી જોઇએ. અભ્યુદય અને નિશ્રેયસ જેનાથી થાય, સુખ અને ઉન્નતિ જેવડે કરી શકાય તે ધર્મ, જેનાથી પડતી આવે તે ધર્મ નહીં પણ પાપ. નિંદા કરવાની મુકી દઇ બને તેટલી આગળ ધસનારને સહાય આપી, આગળ ધસવું જોઇએ. જેનાથી બહુ આગળ ન જવાય તેને તોડી ન પાડતા જેટલું તેણે સાધ્યું તે બદલ તેનો ઉપકાર માનવો. જોઇએ, તેને શાબાસી આપવી જોઇએ હિન્દમાં ઘણા-જણ આર્યસમાજમાં જોડાયા વગર ખરા આર્યસમાજી છે. એ જ વાત આપણા અભ્યુદયનું અમુક શુભચિહ્ન છે. જ્યાં જ્યાં અન્ધકાર હોય ત્યાં ત્યાં, રોશની આવવા દો. અજ્ઞાન અને હૃદયની મલીનતા પ્રકાશ વગર જવાની નથી. મહર્ષિનો એ મહામંત્ર હતો કે મિત્રભાવે બધાનું નિરીક્ષણ કરી બધાના ઉદ્ધાર માટે ખરો પ્રયાસ આદરો. પ્રકાશ જોઇ **પરસ્પર સહાય કરવી.** વનસ્પતિ પણ પ્રકાશ તરફ વળે છે. તો શા માટે માનવ જાતને **કોઇને તોડી પાડવા નહીં.** તેનાથી વિમુખ રાખવી જોઇએ ? જગતમાંથી ચાર વર્ણ જતી રહેવા બેઠી છે એમ લાગે છે અને તેને બદલે બે વર્ણો જ–નાસ્તિક અને ગુલામ રહે નહીં, તે જોવાનું છે. શ્રીમંત કે ગરીબ અને સ્વતન્ત્ર કે પરતન્ત્ર એવા ભેદ બ્રાહ્મણ ને બ્રાહ્મણેતરના ભેદ કરતાં સારા નહીં પણ નઠારા છે, એ ખુબ યાદ રાખજો (*The end of man is in action, not in thought*) માત્ર વિચાર કરવા,ભાષણ આપવું એ કંઈ ઉપયોગનું નથી. *Hell is paved with good intentions* નાનો વર્ગ **સારા વિચારોથી** બંધાયો છે. પણ સ્વર્ગનો માર્ગ સારા કર્મોથી રચાયો છે. પ્રાચીન ભાવનાને, નવા પ્રકાશથી તેજોમય બનાવી પશ્ચિમની રીતે તેને સિદ્ધ કરવા યત્ન કરશો તો પ્રભુ આપણને જરૂર સહાય છે એમ માનજો. પ્રભુની સાહાય્યથી અને આપણા પ્રયાસથી ભારત ધર્મે તેમ જ ધર્મ શિવાયની બીજી બાબતમાં, પૂર્ણ રીતે ઝળકી રહે એ જ આ અન્તરની ઉમેદ છે.

---

કમલકુમાર. રૂ. ૦–૮–૦ એન. એમ. ત્રિપાઠી કંપની, મુંબાઇ.

**સત્કાર વચનો.**

હમારૂં નવસારી ગામ વડોદરા નરાધીશ શ્રી મહારાજા સયાજીરાવનું સુન્દર શહેર છે, કેળવણી તથા અન્યપ્રવૃત્તિ માટે કંઇક મશહૂર છે, હિન્દના દાદા, દાદાભાઇના વડિલોનું વતન છે એવી સુન્દર ભૂમિમાં આપ સહુને પધારેલા જોઇ મને આનન્દ થાય છે દાદાએ અહિં જન્મીને સકળ દુનિયામાં નામ મેળવ્યું, તેમ અહીં આર્યો એકત્ર થઇને પોતાના હૃદય, પ્રેમ શૌર્યથી ભરી, સમગ્ર ભારતમાં ઐક્ય સાધશે, શાન ગજાવશો એવી આશા રાખું છું. સત્ય, સૌજન્ય અને સ્વાતંત્ર્ય, એક નહીં પરન્તુ અનેક જીવનપ્રદેશમાં પ્રચાર કરવાનું મહાન યશસ્વી કાર્ય આપે માથે લીધું છે અને તેથી, ભાઇઓ તથા બેનો, તમારો સત્કાર કરતાં મને અતિ આનન્દ થાય છે

**નવસારીમાં આર્યધર્મના વિચારનો પ્રચાર થવાની જરૂર.**

મને નવસારી શહેર લાડકું છે ને જોકે તેનો કે તેમાં ઐતિહાસિક બનાવો ઘણા બન્યા નથી તથાપિ તે મહાપુરૂષોની જન્મભૂમિ છે એ યાદ રાખતાં પણ કહેવું પડે છે કે આ શહેરમાં તથા આજુબાજુના ગામમાં વસતી કોળી, કણબી, ઘોર કનિષ્ટ અથવા હલકી નહીં, પણ મધ્યમ ગણાતી લોકોથી છે. તે વસ્તીમાં પણ ધર્મને નામે ઘણો જ અધર્મ ચાલતો હોવાથી હિન્દુ ધર્મનો સત્ય અર્થ, તથા ખરૂં રૂપ બતાવવું બહુ આવશ્યક હું ગણું છું. તેથી ખાસ કરીને આ શહેરમાં આર્યધર્મપરિષદ્ ભરવાની જરૂર હું જોઉં છું અને જે વિદ્વાન પન્ડિતો, વ્યાખ્યાન કર્તાઓ, તથા ભજનિકોએ અત્રે આવવા આમંત્રણ સ્વીકારેલાં છે, અને જેમના પ્રભાવવાળી ભજનકીર્તનો, તથા વ્યાખ્યાનોથી આ શહેરના તથા આજુબાજુના ગામડાઓમાં વસતા હિન્દુઓને, હિન્દુધર્મનું ખરૂં સ્વરૂપ, માલમ પડશે, તે સર્વે પંડીતો, વ્યાખ્યાનકર્તાઓ, તથા ભજનિકોનો, ખરા અંતઃકરણપૂર્વક હું આદર સત્કાર કરૂં છું. અમને આ કઠણ કામમાં ઉદાર હાથથી, મદદ કરનાર જે મહાન છત્રપતિ કોલ્હાપુરના મહારાજા સાહેબ તથા રાજાધિરાજ શાહપુરના મહારાજાસાહેબ, અત્રે આવવા, અનેક કામ દૂર કરી, તસ્દી લીધી છે, તેમનો ખાસ કરીને વિનયપૂર્વક આદરસત્કાર કરવાની આ આજ્ઞા માગું છું. આપ સર્વ સનારી તથા ગૃહસ્થો અત્રે જે પધાર્યા છે તે સર્વેનો પણ આ નાનકડી નગરી તરફથી, પૂર્ણ પ્રેમથી સ્વાગત કરૂં છું. અને સભાનું કામ શરૂ કરવા પ્રમુખ સાહેબની નિયમસર ચૂંટણી કરવા વિનતી કરૂં છું હવે થોભીશું નહિ. ચાલો આપણે પ્રભુનું સ્મરણ કરી આગળ જઇએ *

---

* નવસારીમાં આર્યધર્મ પરિષદ્ સમક્ષ સ્વાગતમંડળના પ્રમુખપદેથી આપેલું ભાષણ

# ગુજરાતની સ્ત્રીશિક્ષણ વિષયક સંસ્થાઓ.

## ૨. ભગિની સમાજ.

લેખકઃ—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ બી.

વનિતા વિશ્રામ કરતા કાંઇક જુદી તરેહનું કાર્ય કરતી આ ભગિનીસમાજની સંસ્થા છે. તેની સ્થાપના તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૬ ને દિવસે—સ્વ. મહાત્મા ગોપાલ કૃષ્ણ ગોખલેની પ્રથમ સંવત્સરીને દિવસે—તેમના સ્મારક ચિન્હ તરિકે જ થઈ હતી. આ સંસ્થાનું ખંતથી કાર્ય કરનાર હિન્દ સેવક સમિતિવાળા ભાઇ કરસનદાસ ચિતલીયા છે. અલબત્ત તેમની મદદમાં બીજા સભાસદો છે. પરંતુ કામનો બોજો મોટે ભાગે, ઘણે મોટે ભાગે ભાઈ ચિતલીયા ઉપર જ છે.

### મુખ્ય ઉદ્દેશ.

આ ભગિની સમાજનો મુખ્ય ઉદ્દેશ તો સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા ઇલાજો યોજવાનો અને તેનો યથાશક્તિ અમલ કરવાનો છે. આ રીતે તેનું કર્તવ્યક્ષેત્ર તો ઘણું વિશાળ કલ્પેલું છે. પરંતુ સ્ત્રીશિક્ષણ વિના સ્ત્રીઉન્નતિનો સંભવ ઓછો છે, એમ આ સમાજના કાર્ય વાહકોને લાગ્યું છે, અને તેથી સ્ત્રીશિક્ષણનું કાર્ય તેઓએ હોંસથી ઉપાડી લીધું છે. શિક્ષણમાં તેઓએ જુદા જુદા ઉપાયો આદર્યા છે. ફક્ત વર્ગોથી જ તેઓએ સંતોષ માન્યો નથી. આ જુદા જુદા ઉપાયો આપણે હવે તપાસીશું.

### પુસ્તકો યા પત્રિકા અને પ્રસાર.

બીજી સંસ્થાઓ કરતાં જે વિશેષ પ્રયત્ન આ સમાજે કર્યો છે તે પત્રિકાઓ પ્રસિદ્ધ કરવાનો છે. સ્ત્રીઓ માટે, એમની હાલની સ્થિતિ જોતાં, ખાસ વાંચનની જરૂર છે એમ કાર્યવાહકોને લાગ્યું, પરંતુ આવું સાહિત્ય અત્યારે આપણી ભાષામાં નથી, અને જેટલું છે તેટલું સ્ત્રીઓના હાથમાં જઇ શકતું નથી. આમ વિચારી તેમણે જુદા જુદા વિષયો ઉપર પત્રિકાઓ લખાવીને પ્રસિદ્ધ કરવાની યોજના કરી. તેમાં સ્ત્રીઉપયોગી વિષયો પસંદ કરવામાં આવે છે અને તેનો પ્રસાર પુષ્કલ થાય તેવા ઉપાય કરાય છે.

આ પત્રિકાઓ સાથે નાનાં નાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું પણ તેમની યોજનામાં હતું. આ બે વર્ષમાં ૩૮ પત્રિકાઓ અને બે પુસ્તકો આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયાં છે આમાંથી ૭ પત્રિકાઓ જીવનચરિત્રની છે, અને બીજી સ્ત્રીઓને લગતા પ્રશ્નો કે સ્ત્રીઉપયોગી વિષયો સંબંધી છે. બે પુસ્તકોમાં એક સ્વ. ભોગીન્દ્રરાવનું "સ્ત્રીઓ અને સમાજ સેવા" છે. તેની આકર્ષક અને ઉપયોગી પ્રસ્તાવના મહાત્મા ગાંધીજીયે લખેલી છે. બીજી ચોપડી રા પઢીયારની "નવા યુગની વાતો" છે આ રીતે આ પત્રિકા અને પુસ્તકોનું કાર્ય આ સંસ્થા તરફથી થાય છે. પત્રિકાઓના પ્રસારથી જ્ઞાન ફેલાવવાનું તે પદ્ધતિ સારી છે. ખાસ કરીને જેઓને વાંચન તરફ દોરવાનાં છે તેમને માટે તો તે રીત સારી જ છે. પરંતુ પત્રિકાઓના વિષયો પસંદ કરવા

યોની હોય છે ભણનારની સગવડો ધ્યાનમા લઇને આ વર્ગોનો વખત બપોરના ત્રણેક કલાકનો યોજેલો હોય છે. હાજરી અનિયમિત રહે છે તે ઘણું જ ખોટું કહેવાય આ સંબંધમાં ખાસ કરીને જે બાઇયો ભણવા જાય છે તેમના પતિને એટલી જ વિનંતિ કરવાની છે કે, તે બાઇઓને ભણવા જવા માટે તેમણે ઉત્તેજન આપવુ તથા નાનાં નાનાં કૌટુંબિક કાર્યોમાંથી તેમને છુટા કરી વર્ગોમા જવાનો વખત તેમને આપવો જોઇયે. આમા સવાલ ફક્ત કાર્યની ગોઠવણીનો જ છે નુકસાન બીજુ કાંઈ જ નથી.

વર્ગોના વ્યવસ્થાપકોને જે વિનંતિ કરવાની છે તે ક્રમ સબંધી છે. આ શિક્ષણવર્ગોના ક્રમ પદ્ધતિસર ગોઠવાવા જોઇયે. ઘણુંખરૂ આ વર્ગોમા ગમેતેમ શિક્ષણ અપાયાં કરે છે. આમ થવાથી શીખનારને જોઇયે તેવા લાભ થતા નથી તે માટે પદ્ધતિસર ક્રમ ગોઠવીને, તે ક્રમ મુજબ જ નિયમિત શિક્ષણ આપવાનો નિશ્ચય થવો જોઇયે. અને બનતા સુધી આવા જુદા જુદા વર્ગો વચ્ચે ક્રમની એકતા હોય તો ઘણુ સારૂ. શિક્ષકો પણ યોગ્ય અને પૂરતાં હોય તો એકંદરે લાભ છે વળી ભણવા આવતી બાઇઓમાંથી કોઇને શિક્ષણના કાર્યમાં રસ લેતી જોઈ શિક્ષિકા થવા પ્રવૃત્ત કરાય તો ઘણુ સારૂ

## આર્થિક સ્થિતિ.

પત્રિકાઓ, પુસ્તકો, વાચનગૃહો, શિક્ષણવર્ગો, હુન્નરવર્ગો, આ બધુ ચલાવવાને માટે અને નિભાવવાને માટે પૈસાન ઘણુ જ કામ પડે છે અને આ સમાજને પૈસો નથી આવી મળ્યો એમ કહી શકાય તેમ નથી. પ્રથમ વર્ષમા લગભગ રૂ. ૨૯૦૦ ની આવક થઈ હતી, અને ખર્ચ પણ તેટલુ જ થયુ હતુ. બીજા વર્ષમાં આ સમાજે પોતાનુ ક્ષેત્ર વિશાળ કર્યું અને શરૂવાતથી જ ખર્ચનો અંદાજ રૂ. ૬૦૦૦ થશે એમ જાહેર કર્યું હતુ. અને જાહેર પ્રજાયે આ અંદાજનો જવાબ પણ ઘણી ઉદારતાથી આપ્યો છે એમ કહી શકાશે. બીજા વર્ષની આવક રૂ ૭૬૦૦-ની થઈ છે અને ખર્ચ રૂ, ૫૧૦૦ નો થયો છે. આ રીતે આ સમાજની આર્થિક સ્થિતિ સંતોષ કારક જગણી શકાય એવી છે. અને તે ઉપરથી સમાજના મંત્રિઓની ખંતનો ખ્યાલ આપણને આવી શકે તેમ છે. કારણકે મંત્રિઓની ખંતિલી મ્હેનત વિના આટલી આવક થઈ શકે જ નહિ. આ કારણથી ભવિષ્યને માટે બહુ સારી આશા રહે છે.

## મહાત્મા ગાંધીજી અને આ. સમાજ.

આ સમાજમાં રસ લેનારા બેનો અને ભાઇયોમાં ઘણા જાણીતા નામો જોવામાં આવે છે. અને તે માટે આ સમાજને ખરેખર ભાગ્યશાળી લેખી શકાય સમાજના પ્રમુખ સૌ. શારદા મ્હેતા બી. એ છે ઉપ-પ્રમુખો લેડી લક્ષ્મીબાઇ જગમોનદાસ તથા મીસીસ જાઇજી પીટીટ છે. આ ઉપરાંત મહાત્મા ગાંધીજી પણ વારંવાર તેમાં સલાહ આપે છે, અને બીજે ભાગ લે છે "સ્ત્રીઓ અને સમાજસેવા" નામે પુસ્તક સમાજ તરફથી બ્હાર પડ્યું છે તેની પ્રસ્તાવનામા તેમણે બાળલગ્ન થાય છે તેથી કન્યાઓનો વિકાસ અટકી પડે છે એમ દર્શાવી શોક કર્યો હતો, અને તે નુકશાન અટકાવવાના એક વ્હેવારૂ માર્ગ તરિકે તેમણે યુવકોને પ્રાર્થના

કરી હતી કે જો તેઓનાં લગ્ન બાળક કન્યા સાથે થયાં હોય તો તેમણે લગ્ન થયાં પછી પણ બ્રહ્મચર્ય પાળવું અને કન્યાને કેળવણી મળે તેવા ઉપાય યોજવા. આ સલાહ ઘણી જ મનન કરવા યોગ્ય છે. વળી સમાજનું બીજું વર્ષ પુરૂં થયું ત્યારે વાર્ષિક સમેલન કરવામાં આવ્યું હતું તેના પ્રમુખ તરિકે પણ ગાંધીજીને પસંદ કરવામાં આવ્યા હતા અને તે પ્રસંગ માટે તેમણે એક વિચારપૂર્ણ વ્યાખ્યાન લખ્યુ છે. તેમાં તેઓ સ્ત્રીઓની સેવા કરવામાં સ્ત્રીઓની જ જરૂર છે એમ જણાવી કહે છે કે, "જ્યાં સુધી હિંન્દુસ્તાનમાં સ્ત્રી એક રતિભાર પણ દયાવલી રહેશે, અથવા ઓછા હકકો ભોગવતી હશે ત્યાં સુધી હિન્દુસ્તાનનો ખરો ઉદ્ધાર થવાનો નથી." એમના વ્યાખ્યાનમાં તેઓ નીચે દર્શાવેલી બાબતો તરફ ધ્યાન આપવાનું કહે છે.

૧. ૮૫ ટકા સ્ત્રીઓ અજ્ઞાન અવસ્થામા છે તેમ પછાત સ્થિતિમાં છે, તેમના જીવનનો અભ્યાસ કરવો;

૨. હિન્દુ ધર્મશાસ્ત્રમાં, ઘણુ કરીને ક્ષેપક શ્લોકોથી, સ્ત્રીઓ ઉપર આક્ષેપો મૂકેલા છે તે દૂર કરાવવા પ્રયત્ન ચાલુ રાખવા,

૩. સ્ત્રીઓને તેમની અવનતિનું ભાન કરાવવું.

૪. અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઈ પોતાને જે અનુભવપૂર્વક જ્ઞાન હોય તે તેઓને સ્નેહપૂર્વક આપવુ. પોતાને જે જ્ઞાન ન હોય તે મેળવવા પ્રયત્ન કરવો.

૫. સેવા વ્રત સ્વીકારી અસહાય બાળાઓના સહાયક બેલી થવા પ્રયત્ન કરવો.

૬. આપણાં કાર્યો વડે લોકો ઉપર પ્રભાવ પાડવો, કેવળ બોલીને નહિ.

૭. મુંગા કાર્યને પ્રધાનપદ આપવુ.

ગાંધીજી પોતાના ભાષણમાં જણાવે છે કે સ્ત્રીઓને ઉપયોગી બાબતોનું જ્ઞાન આપવા માટે તેઓ અક્ષરજ્ઞાન લઈ રહે ત્યાં સુધી થોભવાની જરૂર નથી. " અક્ષરજ્ઞાન વિના ઘણાંયે કાર્યો થઇ શકે છે, તો પણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે" એવી દૃઢ માન્યતા એમની થએલી છે. ત્યાર બાદ પુરૂષ કરતાં સ્ત્રીનો કાર્યપ્રદેશ ભિન્ન હોવાથી તેમની કેળવણીનો ક્રમ પણ ભિન્ન રહેવો જોઇએ. આમાં અંગ્રેજી ઉપરનો ખોટો મોહ તજવા એ ખાસ આગ્રહ કરે છે. એ સંબંધીનું એમનું લખાણ ખાસ વાંચવા યોગ્ય છે.

આ પ્રમાણે આ મહાપુરૂષ પણ આ સમાજનાં કાર્ય તરફ નજર રાખી તેમાં રસ લે છે તેથી ભવિષ્ય માટે ઘણી સારી આશા રહે છે. વળી આ સમાજમાં હિંદુ અને પારસી બેનો એક બીજાની મદદમાં રહી કામ કરે છે તે પણ એક શુભચિહ્ન છે.

કાંઈક સૂચનાઓ.

આ સમાજે બે વર્ષમાં પૂર્ણ ઉત્સાહથી જે કાર્ય કરી બતાવ્યું છે, તથા પોતાની પ્રવૃત્તિના જે પુરાવા આપ્યા છે, તેથી હું કાંઇક વધુ સૂચનાઓ કરવા લલચાઉ છું. સ્ત્રીઓનાં હક્ક સર્વ

દિશામાં જળવાતા રહે છે કે નહિ તે તપાસવાનું ચાનકભર્યું કાર્ય આ સમાજે ઉપાડી લેવું ઘટે છે. ઘણા વર્ષો ઉપર આવું કાંઈક કાર્ય સંસારસુધારા સમાજ તરફથી થતું હતું પરંતુ આ બાબતમાં વધારે જાગ્રુતિથી કાર્ય કરવાની જરૂર છે. એને તે માટે ભગિની સમાજ—એકલે હાથે અથવા તો બીજા મંડળોની સાથે રહીને—ઉપયોગી કાર્ય કરી શકશે એમ હું ધારું છું. સમાજમાં, રાજકારભારમાં, કાયદામાં કે ધર્મપુસ્તકોમાં, જ્યાં જ્યાં સ્ત્રીઓના હકકે દરજ્જા ઉપર તરાપ મારવામાં આવી હોય ત્યાં ત્યાં તેમનો હકક સ્થાપન કરાવી આપવાનું કાર્ય આ સમાજે ઉપાડી લેવું ઘટે છે. તે માટે જે કોઇ હીલચાલ કે ચળવળની જરૂર હોય તે તેણે ચલાવવી જોઇએ.

બીજું એક કાર્ય આ સમાજ મુંબાઇમાં કરે તો ઘણો લાભ થાય એમ મારૂં માનવું છે. સ્ત્રીના ઉદ્ધારમાં સ્ત્રી કેલવણી અગત્યનો ભાગ ભજવે છે એમ તો આ સમાજ માને જ છે. અને તે માટે તેણે ઘણાં પગલાં પણ લીધેલાં છે પરન્તુ જેને માધ્યમિક શિક્ષણ કહીએ છીયે તેવું જ્ઞાન તે આપશે તો જ આપણને આપણા આખા સમાજને કાર્યકરનાર સ્ત્રીઓ મળશે. હિન્દુ, ગુજરાતી હિન્દુ સ્ત્રીઓમાં માધ્યમિક શિક્ષણનો પ્રચાર ઘણો ઓછો છે. મુંબાઈમાં તે માટે જે કન્યા હાઇસ્કૂલો છે, તેનો લાભ ઉચ્ચવર્ગ શિવાયની હિન્દુ કન્યાઓ લઈ શકતી નથી—અને આ વર્ગમાંથી પણ જોઇએ તેટલી સંખ્યા તેનો લાભ નથી લેતી, એનાં કારણો પણ દેખીતાં છે. એમાંનો હાલનો ક્રમ આપણા સમાજની હાલની પરિસ્થિતિને જરા પણ અનુકૂલ નથી. તેની વ્યવસ્થા પણ હિન્દુ પરિસ્થિતિથી અજાણ શિક્ષિકાઓના હાથમાં છે. શિક્ષણનો સમય પણ પ્રતિકૂલ છે. તથા ખર્ચ પણ વધારે આવે છે. આ કારણોને લીધે સ્ત્રીઓનાં માધ્યમિક શિક્ષણ માટે અનુકૂલ કરવામાં "મહિલા વિદ્યાલયો"ની ઘણી જ જરૂર છે. આવા વિદ્યાલયો સુરત અને અમદાવાદમાં ચાલુ થઈ ગયા છે. મુંબાઈમાં તેની ઘણી જ જરૂર છે. તો ભગિની સમાજ તરફથી આ કાર્ય ના ઉપાડી લેવાય?

અંતમાં આશા રાખું છું કે આ ભગિનીસમાજની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય અને સ્ત્રીઓની સર્વદેશીય ઉન્નતિ કરવામાં તે સાધનભૂત બનો.*

---

* આ વિષય નીચે ગયે વર્ષ નડિઆદના 'લલિતા વનિતાશ્રમ'ની સંસ્થાના કાર્યનું નિરૂપણ સમાલોચકના માર્ચ માસના અંકમાં કરવામાં આવ્યું હતું તે તરફ વાચકોનું લક્ષ્ય એંચવાની હું જરૂર લેઉં છું—કેશવપ્રસાદ.

મુદ્રક. રૂ. ૦—૧૨—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

# બોધિસત્વ.

લેખક:—રા. રામનરાવ હરિલાલ ધ્રુવ.

બ્રહ્મદત્ત જે વેળાએ કાશીમાં રાજ કરતો હતો તે વખતે, બોધિસત્વ તે ગામના એક ધનવાન બ્રાહ્મણ કુટુમ્બમાં જન્મ્યો હતો. મ્હોટી ઉમ્મરે ત્હેણે અભ્યાસ પુરો કર્યો હતો. ત્યાર પછી ભોગવિલાસ ઉપર વિતરાગ થવાથી, ત્હેણે સંન્યાસ સ્વીકાર્યો અને પર્વતના નિર્જન ગહ્વારમાં નિવાસ કરવાને તે ચાલ્યો ગયો ત્યાં નિયમિત ધ્યાન ધારણાદ્વારા, પરાવિદ્યા અને અંતર્દષ્ટિ મેળવીને, શાન્તિમાં તે વખત ગાળવા લાગ્યો.

એક દિવસ, તેલ મીઠું વિગેરેની જરૂર પડવાથી, કાશીમાં તે આવી પહોંચ્યો. વલ્કલ પહેરેલો સંન્યાસી, બારણે બારણે ભીક્ષા માંગવા માટે ચાલ્યો તેના ખભા ઉપર કાળા હરણનું રાતું ચામડું ઝુલતું હતું, માથા ઉપર જટાબંધ લાંબા કેશ હતા; પીઠ ઉપર બે બાજુએ બે ઝોળી લટકતી હતી. રાજમહેલના સિંહદ્વાર આગળ ભિક્ષા માટે આવી પહોંચતાં, રાજાને તેને જોવાની ઇચ્છા થઈ. સંસાર તાપ વિમુક્ત સંન્યાસીની પ્રશાન્ત મૂર્તિનો ઉજ્વલ જ્યોતિ નિહાળીને રાજાનું ચિત્ત આકર્ષાયું પરમ સમાદરપૂર્વક રાજમહેલમાં તેની અભ્યર્થના કરી. બહુમૂલ્ય આસન અને ઉપાદેય આહાર્ય મળવાથી સંન્યાસી ઘણો સંતુષ્ટ થઈને રાજગૃહમાં દિવસ ગાળવા લાગ્યો, આવી રીતે સોળ વર્ષ ચાલ્યાં ગયા.

એવામાં ખબર આવ્યા કે, સરહદ ઉપરની પ્રજાએ બળવો કર્યો છે. રાજા વિના વિલંબે, સૈન્ય સામંત લઇને, બળવાખોરોને દાબી દેવા ચાલ્યો. રાણી સુભદ્રા ઉપર સાધુસેવાનો ભાર આવ્યો.

એક દિવસ રાણી સુભદ્રા, સાધુના ભોજનની તૈયારી કરીને ત્હેની રાહ જોતી હતી. સાધુ હજુસુધી આવ્યા નહિ એમ જાણીને પોતે શયનગૃહ તરફ ચાલી. વિચાર કર્યો કે, વિલમ્બ જ્યારે થયાંજ કરે છે ત્યારે લાવને એટલામાં હું સ્નાન કર્મ વિગેરે આટોપી લઉં. સુગંધી જળમાં સ્નાન કરીને, કીમતી સુન્દર વસ્ત્રોમાં રાણી સજ્જીત થઈ. અને એક મંચ ઉપર બેસીને સાધુની રાહ જોવા લાગી.

ધ્યાનના આનન્દમાં ડુબેલો સાધુ ભોજનની વાત વિસરી જ ગયો હતો એકાએક તેને ચેતન થઈ આવ્યુ કે, ભોજન તો હજી કર્યું નથી! રાણી ભલું હશે તો, આટલો વખત સુધી, તેની રાહ જોતી હશે. લજ્જીત થઇને, યોગ બળવડે તાબડતોબ પોતે શૂન્ય માર્ગે રવાના થયો.

આ તરફ રાણી, મહેલની બ્હારી આગળ, એકચિત્ત બેસી રહી હતી. મૃદુ સમીર દ્વાર-માર્ગે પ્રવેશ કરીને, ત્હેના અલક દામને ડોલાવીને, નૃત્ય કરતો હતો. વાતાયનના આ અસીમ ક્ષુદ્ર રૂપના ચરણમાં, બ્હારની શ્યામલ વનરાજીની સ્નિગ્ધ કાન્તિ અને અસીમ નીલ આકાશની અતુલ શોભા, મિલન માટે વિનંતી દર્શાવતી હતી. રાણી સુભદ્રા નીચી દૃષ્ટિએ, આ સૌન્દર્યના સુધાપાનમાં તન્મય બની ગઈ હતી. આ ગંભીર મૌનમીલનની નિસ્તબ્ધતાનો ભંગ

ઈંગ્લંડનો ઇતિહાસ રૂ. ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

કરીને સાધુ એકાએક શૂન્ય માર્ગે ત્યાં આવીને ઉભો રહ્યો. રાણી ચમકી ઉઠી ને ઉભી થઈ ગઈ. હેનાં અસ્તવ્યસ્ત થઇને સરી ગયેલાં વસ્ત્રમાંથી, અતુલનીય રૂપચ્છટા ઝરી જતી હતી. સંન્યાસી ઉદ્ભ્રાંત થઇને, તે અસામાન્ય રૂપમાધુરી નિહાળતો નિહાળતો કામનાથી દગ્ધ થવા લાગ્યો. અન્તરદૃષ્ટિ વિલુપ્ત થઇ. પાંખવિનાના પંખીની માફક તે તડફડવા લાગ્યો. ખાવાનું મ્હોંમાં ન પેઠું. કામનાથી જર્જરિત થઇને, મહેલમાંથી તે પાછો આવ્યો. રાજાના ઉદ્યાનની અન્દર આવેલી પોતાની કુટિરમાં, શૈય્યામાં સુતેસુતે તે મનમોહન રૂપના ધ્યાનમાં ને ધ્યાનમાં, સાત દિવસ તેણે વીતાડી નાખ્યા, આહાર નહિં, નિદ્રા નહિ ! તેનું અંતર કામનાથી ભસ્મિભુત થવા લાગ્યુ.

રાજા બળવો શમાવી દઇને, સાત દિવસ પછી સરહદ ઉપરથી પાછો આવ્યો. વિજય પામ્યા પછી આખા શહેરની પ્રદક્ષિણા ફરીને, આનન્દ સાથે રાજા મહેલમાં દાખલ થયો. ત્યાર પછી સાધુને મળવા માટે તે ઉદ્યાન તરફ ગયો. બોધિસત્વ અતિવિષણ્ણવદને શય્યામાં સુતો હતો. રાજાએ ધાર્યું, સાધુનું કદાચ આરોગ્ય બગડ્યું હશે. પગરજ માથે મ્હડાવીને તેણે પુછ્યું, "પ્રભુ, આપને કંઈ અસુખ થયું છે ?"

"હા, મ્હારૂં હૃદય કામનાથી દગ્ધ થાય છે. એ જ માત્ર મ્હને અસુખનું કારણ છે."

"શેની કામના પ્રભુ ?"

"સુભદ્રામાટે."

"એમ હોય તો તે આપની થઈ ! અને હું આપના ચરણમાં અર્પણ કરીશ."

સન્યાસીની સાથે મહેલમાં તે પાછો આવ્યો. રાજાએ રાણીને કિંમતી વસ્ત્રોમાં સજ્જ થવાને કહ્યુ. ત્યાર પછી બોધિસત્વના હાથમાં સુભદ્રાને ત્હેણે અર્પણ કરી. જતી વખતે રાણીના કાનમાં છાનું છાનું કહી દીધુ કે, "જો જે, જ્યાંસુધી બની શકે ત્યાંસુધી આ સાધુને પાપમાંથી બચાવવાનો યત્ન કરજે."

રાણીએ ઉત્તર આપ્યો, "ભય ન ધરશો. મહારાજ ! હૂં જરૂર તેમને બચાવીશ."

રાણીને લઇને સાધુ વનતરફ ચાલ્યો. શહેરપાર જતાં ન જતાંમાં તો રાણી બોલી ઉઠી, "આપણે રહીશું કેમ કરીને ? એકાદ ઘર તો જોઇએ જ તો ! રાજાપાસે પાછા જઇને એકાદ ઘર માંગીલો !" સન્યાસીએ રાજાપાસે જઇને ઘર માંગ્યું. રાજાએ હ્હેને એક પડી ગયા જેવી જીર્ણ ધર્મશાળા દાન આપી. સાધુ સુભદ્રાને તે ઘરતરફ લઈ ગયો. પણ રાણી આ અસ્વચ્છ છર્ણ ઘરમાં દાખલ થવાને કોઇપણ રીતે રાજી ન થઇ.

સાધુએ પૂછ્યુ, "હવે મ્હારે બીજું શું કરવાનું છે ?"

રાણીએ ઉત્તર આપ્યો, "કેમ ! આ ઘર સાફ કરો."

કોદાળી, પાવડો અને સાવરણી લેવાને સન્યાસીને તેણે રાજાને ત્યાં મોકલ્યો. સાધુએ ગરજને માથે, ઘર બધું સાફ કર્યું. છાણલાવીને ભીંતો લીંપવી પડી. ત્યાર પછી રાણીએ ફરીથી પાછો અને રાજમહેલમાં મોકલીને પથારી, બિછાનુ વિગેરે મંગાવરાવ્યુ. એકેએક ખાટલા, કામળી, લોટા,

વાડકી વિગેરે મંગાવ્યા. સાધુ એકએક પૃથક્ એકેક વસ્તુ લાવે, એટલે તરત જ રાણી અને બીજી એકાદ વસ્તુને માટે હુકમ આપે. એ બધાને સારૂં ઘડીએ ઘડીએ એ સંન્યાસીને રાજમહેલતરફ દોડાવતી. ત્યારપછી પાણી આણીને, સાધુએ રાણીને નહાવાની વ્યવસ્થા કરી મહેલમાંથી આણેલાં ગોદડાં પાથરીને શય્યા સજાવી. એ શય્યામાં રાણીસાથે બેસીને, આદરપૂર્વક બન્ને બાહુ તેનાં કંઠને વીંટ્યા. સાધુનું આખું અંગ થથરી ઉઠ્યું. રાણી તેના મુખતરફ તાકીને બોલી ઉઠી, "તમે તો સાધુ છો એ વાત વીસરી ગયા કે?" આ વાણી કેટલી ગંભિર! સુભદ્રાનું વદનમંડળ સતીત્વની આભાથી પ્રકાશી ઉઠ્યું. રાણીની તે પવિત્ર ગંભીર વાણીવડે સાધુના અંતરનો મેઘ ઓગળી ગયો; લુપ્ત ચેતના ફરી ઉદ્દિપ્ત થઇ. અજ્ઞાનતાના અંધકારમાંથી મુક્ત થઇને તે ફરી સત્યના આ લોકમાં પ્રવેશ પામ્યો.

સાધુ બોલી ઉઠ્યો, " હમણાને હમણાં જ ત્હને રાજાના હાથમાં પાછી સોંપી દઇને હું પર્વતોમાં ચાલ્યો જઇશ" સાધુ સુભદ્રાને સાથે લઇને ધીરભાવે રાજા આગળ ખડો થયો અને કહ્યું, " મહારાજ, તમારી રાણી હવે મ્હારે નથી જોઇતી. પ્હેલાં ફક્ત તેને મેળવવા માટે જ મ્હારો હૃદયની અંદર વાસના જાગી ઉઠી હતી. પરન્તુ, સુભદ્રાનું સૌન્દર્ય જ્યારે મ્હારા ચિત્તને દબાવી બેઠું, તે વખતે વાસના પછી વાસનાનાં પૂરોએ આવીને મ્હારા અંતરની શાન્તિ વિનષ્ટ કરી દીધી."

" ક્ષણુ પછી જ સાધુની અંતર્દષ્ટિ પાછી આવી. પૃથ્વીઉપરથી ઉંચે ઉડીને, વાયુ ઉપર આસન કરીને, રાજાની આગળ સત્યના મહિમાનો ઘોષ કરતો તે હિમાલય તરફ ચાલ્યો ગયો. પછી અવિચલિત અંતર્દષ્ટિ મેળવીને, પ્રેમ અને મૈત્રિથી પરિપૂર્ણ થઇને, બ્રહ્મલોકમાં તેણે નવો જન્મ મેળવ્યો.

---

# મહારાજ માધવદાસજી.

લેખક—રા. સન્મુખલાલ ઝવેરીલાલ પટવા, બી. એ.



હિન્દના ગ્રામ્યજીવનના અભ્યાસીને એ સહેજ તો તરત દર્શન થાય છે કે તેમા ધર્મના અને સરકારના શૂન્ય જેવા પ્રતિનિધિઓ બહુ સત્તા ભોગવે છે. કારણ એ છે કે તેમના દષ્ટિપટમા હજી સુધી સરસ્વતી અને સ્વતન્ત્રતાની દેવીઓને જવાનો અધિકાર નથી મળ્યો પરિણામે વિસમી સદીના બીજા દશકમા પણ બુદ્ધિના અને નીતિના દાસત્વની બેડીઓમાથી હિન્દનો મ્હોટો ભાગ મુક્ત નથી આ શોચનીય પરિસ્થિતિનો લાભ જેમ સરકાર લે છે તેમ ધર્મના આચાર્યો પણ લે છે એ જ અજ્ઞાનના, એ જ નૈતિ અનાથતા આપણા રાષ્ટ્રીય આદર્શોની સિદ્ધિમા આડે આવે છે તે આજે પ્રતિપાદન કરવાનું રહ્યું નથી પરન્તુ હિન્દ જાગે છે ત્હેમાં ઉગતા પુણ્યપ્રભાતે અંધકારના કિલ્લાઓમાં જાળીયા મૂકી, બારીઓ ખોલી, દ્વારો ઉઘાડી પ્રકાશ લઇ જવા જે ધન્યહૃદયો પ્રયાસો કરે છે તેમને યુગધર્મ ની જ પ્રેરણા છે અને કૃતકાલ થવાનુ જ આશ્વાસન છે

આપણી ધાર્મિક સસ્થાઓની ધર્મની, નીતિની અને સમાજહિતની ભાવનાઓ શોચનીય રીતે શિથિલ થઈ ગઇ છે અને તેથી શિક્ષિતવર્ગને તેમની સત્તા હાનિકારક લાગે છે એક વિભાગ તો તે સત્તા નિર્મૂલ કરવાના મતનો છે પરતુ વ્યવહારદૃષ્ટિએ વિચાર કરનારને માટે તો આ એક કૂટ પ્રશ્ન છે હકીકત એ છે કે સમાજના અશિક્ષિત અને મ્હોટા ભાગઉપર આ સસ્થાઓ સપૂર્ણ સત્તા ભોગવે છે તે વર્ગની દશા અશિક્ષિત હશે ત્યા સુધી તેમનુ આ શિથિલ જીવન અને અસ્તિત્વ પણ શક્ય છે એટલે તે ધર્માચાર્યો જ્ઞાનવિસ્તારના કાર્યમા સહાય આપે એ આશા રાખવી વધારે પની છે

આ પરિસ્થિતિમાં ધાર્મિકસંસ્થાઓની સમાજહિતની શકયતાઓ શૂન્યવત બને તેમાં આશ્ચર્ય જેવું કંઇ નથી. રાજ્ય પ્રકરણમાં છે તેમ ધર્મસંસ્થાઓમાં પણ સ્વાર્થનાં જામી ગયલાં બંધનો–*Vested interests*–છે, અને સ્વાર્થના ગાઢ ધુમ્મસથી છવાયલાં માનવીઓની ભાવનાઓ અને દષ્ટિઓ કુંઠિત હોય તેમાં શી નવાઈ? એ સંસ્થાઓ પાસે વ્યવસ્થા છે, પૈસો છે, સત્તા છે એટલે જો અંધકારના અને અધર્મના સામ્રાજ્યને જડમૂળ કરવું હશે તો જનસેવાના વ્રતીઓએ કટિબદ્ધ બની વધારે અને વધારે વ્યવસ્થિત યોજનાઓ ઘડવી પડશે, સામાન્ય જનસમૂહને કેળવીને પ્હેલો પોતાના પક્ષમાં લેવો પડશે અને પછીથી એમ પ્રાપ્ત કરેલી સંઘશક્તિથી આત્મનિર્માણનાં અને ધર્મના યુદ્ધો લ્હડવાં પડશે. એ ભૂલવાનું નથી કે આ યુગ વ્યવસ્થિત પ્રયાસોનો છે. વિચારના પ્રદેશમાં નાવ ચીલા પાડતી અને વ્યવહારના પ્રદેશમાં સ્વતંત્ર સાધનો યોજતી અસાધારણ વ્યક્તિઓને દૂર રાખીએ તો પછી ગમે તે એક ઉદ્દેશથી પ્રેરાયલી અન્ય સર્વ ઉચ્ચ અને સાધારણ શકિત એકત્રિત થાય તો તે વધારે ઉપયોગી અસરકારક અને સફલ બને એવો સંભવ વધારે છે.

તે ધાર્મિક સંસ્થાઓ જો પોતે જ અજ્ઞાન, અનીતિ અને રૂઢિનું દાસત્વ છોડી આધ્યાત્મિક, નૈતિક અને સંસ્કારી વાતાવરણ પ્રસારશે નહિ તો પશ્ચિમમાં જે દશા "ચર્ચ" ની થઇ છે તે તેમની થશે. હાલ તો રાષ્ટ્રના આત્માવિર્ભાવમાં સહાય કરવાને બદલે તેઓ પ્રત્યવાયરૂપ થઈ પડે છે; એટલે જો તેઓ તેમની ભાવનાઓ અને તેમનો વ્યવહાર બદલશે નહિ તો સમાજ આજે નહિ તો કાલે આત્મનિર્ણયનો અધિકાર અજમાવશે, નવી સત્તાના મદમાં તે સંસ્થાઓને છિન્નભિન્ન કરી નાંખશે અને પોતાના રાષ્ટ્રીય ગૌરવ, સ્વમાન અને અર્થને અનુકૂલ તેમનું સ્વરૂપાન્તર કરશે. સત્તા અને પૈસાના અનર્થો દૂર કરવા એ વિસમી સદીના કાર્યક્રમમાં મ્હોટે અક્ષરે લખાયલું છે.

ધાર્મિક ક્રિયાઓનાં તે નિશ્ચેતન અને વિરૂપ સ્વરૂપોથી સંસ્કારી સમાજ હવે સંતોષ પામતો નથી. ધર્મનો કહેવાતો પ્રતિનિધિ પોતાને બદલે લગ્નમંડપમાં પોતાની સહધર્મચારિણીનો સ્વીકાર કરે છે એ કેટલા સંસ્કારી યુવકોને રૂચતું હશે? સપ્તપદીની ભાવના, સંસ્કારવિધિની ભાવના સ્વયંમેવ ઘણી સુંદર છે, તેમની પવિત્રતા અને ઉચ્ચતા અન્ય ધર્મોમાં નથી, પરંતુ અજ્ઞાન અને રૂઢિના દાસ બનેલા સમાજે તેમને વિધવાઓની પેઠે વિરૂપ બનાવી દીધાં છે અને આપણી નૈતિક અધમતાએ આપણને સર્વ વિરૂપ, અર્થહીન અવનતિકર અને અપમાનકારક રૂઢિઓના દાસ બનાવ્યા છે.

ધર્મની ભાવના આજે બદલાઇ છે તે તરફ સ્વાર્થદષ્ટિએ પણ ધર્માચાર્યોએ જોવાની જરૂર છે. આજે હવે લોકોને તે ધર્મની જરૂર નથી રહી, જે મતમતાંતરોના સાંકડા અને કલહોત્તેજક પાછલામાર્ગો સ્વીકારી ધર્મના રાજમાર્ગોની ઉપેક્ષા કરે છે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની પેઠે તેના ક્રમમાં પણ વિશાલ, સીધા અને અજવાળવાળા ધોરી રાજમાર્ગો રચવાની યોજના છે. નવા ધર્મમાં અસહિષ્ણુતાને પણ સ્થાન મળશે અને મતમતાંતરો માટે રાજમાર્ગોની બાજુએ પગ પાંવ-

તેનુ આતિથ્ય પક્તિભેદ વિના કરાય છે એમ હમને કહેવામા આ સુ હતુ કે ગયા દુષ્કાળમા ચારસો માણસો ત્યાં બે વખતે જમતા અને સર્વનુ આતિથ્ય ત્યા સતોષકારક રીતે થતુ સાતસો સાતસો બાવાઓની જમાતો લઈ જેઓ હિન્દની યાત્રા ત્રણવાર પગે કરી આવ્યા હોય તેમનામા પ્રબધ શક્તિ ઉચ્ચ પ્રકારની હોય એમાં આશ્ચર્ય પામવા જેવુ કંઈ નથી હિન્દમાં સર્વ પ્રકારની શક્તિસમૃદ્ધિ છે, દુર્ભાગ્યે તેના આવિર્ભાવ અને વિકાસ માટે અનુકૂલતાઓ નથી મળી

મહારાજ શ્રી પ્રગાનના હોવાથી તેમને આ પ્રતિકૂલતાઓનુ ભાન ઘણું તીવ્ર છે-અને તેમનું રાષ્ટ્રીય સ્વમાન ટિલક કે મોતીલાલ ઘોષથી ઉતરે એવુ નથી તેઓને હિન્દની અર નત દશા માટે ઘણી લાગણી છે અને તેમણે તે સ્થિતિ સુધારવાના યથાશક્તિ પ્રયાસો પણ કર્યા છે. થોડા વર્ષો ઉપર દસબાર હજાર સાધુઓની એક કૉન્ફરન્સ તેઓએ મેળવી હતી અને સર્વ વ્યવસ્થાના ખર્ચ અને આતિથ્ય ધર્મ પોતે સ્વીકાર્યાં હતા; ત્યાં યોગ અને સસ્કૃત શીખવવા માટે તેઓએ એક શાળા અને એક અખાડો સ્થાપ્યાં હતા, પરન્તુ ગાયક્વાડના દબાણને લીધે તે તેમને બધ કરવા પડયા પ્રવૃત્તિમય પ્રકૃતિ હોવા છતા હવે તેઓ નિવૃત્ત થતા જાય છે અને માલસરથી થોડે દૂર રાણાપૂરમાં એકાતમા ગાળે છે

હવે તેમની પાસે માત્ર આઠ દસ શિષ્યો જ રહે છે તે બધા સાધારણ શક્તિના પરતુ સારા અને માયાળુ સ્વભાવના છે સાફ મુખરેખા-*profile*-વાળા ઓદ્ધવદાસજી, કંઇ પણ બોલવામાં આનદ માનતા કેશવદાસજી, દમહુડે તો તેમા પણ કૃષ્ણ કૃપા દેખતા જય જયકૃષ્ણજી અને વ્યવહારકુશળ ભગવદાસજી સિવાય પૂજારી આદિ ત્યા હમેશા રહે છે અને પ્રવાસીઓનું કે મહેમાનોનું આતિથ્ય કરે છે, કાળી કફની નાખી જ્યારે સર્વ ભજન માટે ભેગા થાય છે ત્યારે શભુના ગણ જેવા જ તે બધા દેખાય છે એક સન્ધ્યાકાલે વૃક્ષોની ઘટામાથી નીકળીને પાણીદાર ઘોડી ઉપર બેઠેલા ઓદ્ધવદાસજી આખચોક તરફ આવતા હતા ત્યારે તેઓએ ઇતિહાસકાલના કાઇક રાજસન્યાસીનુ ભાન કરાવ્યુ હતું સર્વને સતત સ્મિતથી વધાવતા જયજયકૃષ્ણજીમા મુગ્ધભાવ હતો અને તે પણ સ્મરણમા રહે એવા હતા હમે જે ખડમા રહેતા તે ઉપર માળીઆમા એક ગુપ્ત બાવા નિવાસ કરતા હતા આખો દિવસ સર્વ ઋતુઓમા નર્મદાતટે અને સારી રાત એ માળીઆમા રામનામનુ સ્મરણ કરવામા ગાળતા માણસ સવાદશીલ પ્રાણી છે પરન્તુ આના એકાતવાસથી તેનુ માનસિક બંધારણ કેવુ બદલાય છે તેનો હમે અભ્યાસ કરતા મનુષ્યકૃતિ પોતાની સત્તા અજમાવતી અને તે ગુમબાવા જતા આવતાં હમારી સાથે રોજ કંઇને કઇ બોલવાનો પ્રયાસ કરતા હમારા દોઢ માસના ત્યાના નિવાસ પછી સમભાવના બન્ધનો દૃઢ થયા હતાં અને હમને સંસારી જનોને તો એ વિયોગથી લાગણી થઈ હતી એ એકનતાના સગીને શી લાગણી થઇ હશે તે તો પ્રભુ જાણે પણ જે મજનૂને લયના મળી હોય કે ગોપીને તેનો કૃષ્ણ મળ્યો હોય, નરસઇઆને તેનો સ્વામી મળ્યો હોય કે આશકને તેની સનમ મળી હોય તો તે પ્રેમજનની વા ભક્તજનની એકનતા પૃથ્વી ઉપર એક જૂદી અને આત્મનિષ્ટ દુનિયા રચે છે, તે એમના ઇર્ષ્યા કરવા જેવી છે, તે એકનતાના ઉપભોગી એક વિના સર્વથી વિરક્ત છે

---

# ઉષા—સ્વરાજ્ય પ્રતિજ્ઞા.

## ( પ્રથમ ખંડ. )

લેખક—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

( સચિત્ર, ચાલુ ઐતિહાસિક વાર્તા. )

### પ્રકરણ ૫ મું.

### સ્વરાજ્ય પ્રતિજ્ઞા.

" ચાલો ભાઈઓ ક્ષેત્ર વિશાળાં, ત્યાંહ આપણે જઈને,
મધુરો વાયુ અંગે લેતાં, મનમાં રંગી થઈને,
ઉદયાચળથી કિરણ પસરતા, તેની શોભા નિરખી,
હરનું ચિંતન કરીને શક્તિ પ્રસાદ ઇચ્છિયે હરખી,
સજ સઘ થઈ, દ્રઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે;
જય રંગ કેરૂં હો, સુખ સંપાદવા હો—

અનેક બંધનમાથી છુટવા, દહાડો પાસે આવ્યો
જય કીર્તિનો સ્તંભ દેશમાં, રચાય તેવો આવ્યો
એ મદમાતા જાલમ શત્રુ, રાજી રહે સહુ કોય,
દાસપણામા આપણને બહુ, સુખ માણતા જોઈ,
નથી વેઠાતાં તે વેઠિયે, કારાગૃહ અંધારાં !
પરંતુ માનો પ્રભુ ઇચ્છા છે, હવે થશે અજવાળાં,
સજ સઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે,
જય રંગ કેરૂં હો, સુખ સંપાદવા હો—

નીચી ડોકે કર જોડીને, કહીએ હાજી હાજી,
હાજી હાજી આજ્ઞા માની, રહ્યા છે રાજી રાજી,
આર્ય સંતતિ વિર્ય વિનાની, દીસી છેક ગભરાઈ,
હવે રિબાવતું ધિક ધિક છે, હવે તો ઝુઝતુ ધાઈ,
સજ સઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે,
જય રંગ કેરૂં હો, સુખ સંપાદવા હો—

આર્ય અહં તે આંકે શોભે, તેવું કરશુ પ્રણથી,
વધારી દેશું ઉર ઉમંગને, મન તન બળ રણથી,
સ્નેહ શૌર્યને પ્રદીપ્ત કરીશું, સ્વતન્ત્ર નક્કી થઈશું,
એવા દહાડા ઢુકડે દીસે જય રંગ લ્હાવા લઇશું,
સજ સઘ થઇ, દ્રઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે;
જય રંગ કેરૂં હો, સુખ સંપાદવા હો—.

—આનંદ.

ગત પ્રકરણોમાં બનેલા બનાવોની પૂર્વે લગભગ અઢીએક માસ પૂર્વે ગેલીડપેગમાં રોહીડાના પહાડપર આવેલાં એક અતિ પુરાતન રોહીડેશ્વર મહાદેવના દેવાલય તરફ પ્રિય વાંચક! મ્હારૂં લક્ષ્ય દોરૂં આ મંદિર અતિ પુરાતન હતું. તે હેમાડપંતી પદ્ધતિનું—મ્હોટા મ્હોટા કાળા પથ્થરોનું–બાંધેલ હતું. નકશી કામ સહેજ સહેજ હતું. નીજ મંદિર જ્યાં શંકરની પિંડી હતી તે ન્હાનું હતું. તેની આગળનું સભામંડપ આસરે ત્રીસ ચાળીસ માણસો બેસી શકે એટલું મ્હોટું હતું. તેને મ્હોટા મ્હોટા કાળા પથ્થરના ચોરસ થાંભલા હતા. આજ ફાલ્ગુણ શુક્લપક્ષની દ્વિતીયાની સંધ્યાનો સમય હતો. મંદિરમાં એક મહાત્મા સાધુની પ્રખર તેજસ્વી મૂર્તિ એક વ્યાઘ્રાંબરપર બેઠેલી નજરે પડતી હતી. તે મૂર્તિ વૃદ્ધ દેખાતી હતી, લાંબી શ્વેત દાઢી અને શ્વેત વાળ, લાંબો ભગવો ઝભો, એકંદર તેનો દેખાવ, અંજાવનાર, તેના પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન કરનારો હતો, અને "પૂર રામ રામ જયરામ" નો એક સરખો જપ ત્યાં પૂર ધૂનથી ચાલી રહ્યો હતો. એવામાં ત્રણ ચાર મરાઠા ત્યાં આવ્યા. તેમને જોતાં તેઓમાં વૃદ્ધ દેખાતા મરાઠા ગૃહસ્થને સંબોધિ સાધુ મહારાજ બોલ્યા—"આવો, આવો, નરસોપંત! બેસો. હમણાં જ થોડા વખતમાં બધા આવી પહોંચશે, વખત થવા આવ્યો છે તમારી ઉચ્ચ ભાવના, સ્વદેશ માટેની—સ્વધર્મ માટેની ઉત્કટ–લાગણી માટે તમને ખરેખર ધન્યવાદ ઘટે છે. આવો, બેસો."

મહારાજને નમન કરતા, તેમની સામે તેઓ બેઠા એટલામાં તો "જય બલભીમ, જય હરી" કરતા એક બીજા ઉંચા સાધુ મહારાજ આવ્યા. તેની સાથે એક ગોરવર્ણો ઉંચો, ભવ્ય દેખાવનો, સાદા પોષાકમાં એક મરાઠા યુવક હતો તેની કમ્મરે તલવાર હતી, માત્ર પહેરણ પહેર્યું હતું. માથે એક સાદો સફેત ફટકો વિંટાળ્યો હતો, અને નવાઈ તો એ હતી કે માથે તરતનો ઘા લાગવાથી કાંઇ પાટો બાંધેલો હતો. તેણે પાસે આવી સાધુ મહારાજને પ્રણામ કર્યા. આ નવીન પુરૂષ તરફ સૌનું લક્ષ્ય ખેંચાયું સ્વામિ મહારાજે આ નવીન યુવાન તરફ ટીકી ટીકીને જોતાં તેની સાથે આવેલા સાધુને પૂછ્યું "નરહરજી! આ ગૃહસ્થ કોણ?"

"મહારાજ, આ યુવાન એક ખરો વીર મરાઠો છે, સ્વરાજ્ય માટે પ્રાણ આપનાર સાચી લાગણી ધરાવતો આ એક વીર યુવાન છે. આ વીર સાથે આજ સવારે માર્ગમાં પંદર વીસ મુસલમાનોની ટોળીનો ભેટો થયો. તેઓએ એક અપમાન કર્યું–પછી આપ જાણો છો જ ને એક છે છંછેડાયલા વાઘ પેઠે આ વીર તેમનાપર તુટયો–ખૂબ ઝુઝ્યો. પાંચ છને તો ભો ભેગા કર્યા. પણ ક્યાં પંદર વીસ જણ અને ક્યાં આ એકલો! છતાં તેમને તોબાહ્ તોબાહ્ પોકરાવી, પણ એટલામાં એના માથાપર તલવારનો સખ્ત ઘા પડતા એ તમ્મર ખાઇને નીચે પડયો–બેશુદ્ધ થઈ ગયો. ચોરટાઓ એને મુવેલો ધારી ચાલતા થયા. હું તે વખતે ત્યાંથી પસાર થતો હતો ત્યા આ ધમાચકડી જોઇને અટક્યો, અને બાજુની ઝાડીમાં સંતાયો આ વીરને મદદ કરવા હું આગળ વધું છું ત્યા તો એ પડયો, હું પાછો અટકયો. તેઓ ચાલતા થયા. તેઓ મારી નજર બ્હાર જતાંની સાથે હું તેની પાસે ગયો. મેં જોયું તો એ માત્ર બેશુદ્ધ થયો હતો. પાસેના કમંડળમાંથી તેના મ્હોંપર શીતળ પાણી છાંટી, ઘા પર પાસેના વનમાંથી વનસ્પતી લાવી,

લગાડી, પાટો બાંધ્યો. થોડી વારે તે જાગૃત થયો. સર્વ હકીકત જાણી. વૃક્ષ નીચે થોડી વાર આરામ લઈ, એ હુશીયાર થતાં, પુછતાં, જાણ્યું. આ વીર પુરૂષ મહારાજની સેવામાં જવા નીકળ્યા હતા, પિતાની વિરૂદ્ધ થઈ, ઘેરથી ભાગી નીકળ્યા. તેમની એક જ ઇચ્છા સ્વદેશ માટે-સ્વધર્મ માટે મહારાજે ઉઠાવેલ ઝુંડામાં સામેલ થઇ પ્રાણ અર્પવા-કામે આવવું-એ મ્હોટા ખાનદાન કુટુંબના છે." એમ કહી સ્વામિ મહારાજની છેક નજીક જઇ તેના કાનમાં કાંઈ કહ્યું. એ સાંભળતાં સ-આશ્ચર્યથી-પ્રેમથી, આદરથી સ્વામિ મહારાજે આ નવીન યુવક તરફ જોયું અને હાથથી બેસવા તેને ઇસારો કર્યો.

સુમારે અર્ધ ઘટિકા વીતી હશે, ત્યાં દૂરથી ઘણા માણસો ડુંગર ચઢી આવે છે, કોઇ ઘોડા પર છે અને ઘણા પગવાળા છે એવું તેમને દેખાયું. તેઓ આ મંદિર તરફ આવતાં દેખાયા. વધારે નજીક આવ્યા, તો ચારપાંચ જણ ઘોડાપર હતા અને બીજા ઘણાજણ પગે ચાલતા હતા. એટલામાં સુમારે એક અષ્ટમાંશ ઘટિકા ગઈ હશે કે નહી ત્યાં, 'જય ભવાની' એવો ઘોષ કરતી કરતી આ ટોળી મંદિરની હદમાં આવી તેઓ મરાઠા હતા એ સ્પષ્ટ દેખાતું હતું. તેમને આવતા જોઈ મંદિરમાંના લોકો ઉઠયા અને સિંહદ્વાર પાસે આવ્યાં.

આવેલા માણસો ઘણા હતા. સાયંકાળ થઇ ગઇ હતી સૌથી આગળ બે યુવાન-છોકરાઓ મ્હોટી મસાલો પેટવી ચાલતા હતા, તેની પાછળ ચાર યુવાનો ચાલતા હતા. તેમની પાછળ સરદારી પોશાકમાં, છેક કિશોર વયનો એક પુરૂષ ઘોડાપર બેસી આવતો હતો. તે શરીરે ઘઉંવર્ણો હતો, તેની આંખો અતિશય તેજસ્વી, પાણીદાર, અને વિસ્તૃત. પરન્તુ તેમની વિશેષતા તેમની વિશાળતામાં ન હોતી પણ તેમાં ઝળકી રહેલા અદ્વિતીય તેજમાં હતી. તેનું અણીયાળું નાક ગરૂડની ચાંચ જેવું હતું. તે શરિરે ઘણો ભવ્ય હતો એવું ન્હોતું. તે મૂર્તિ ઠીંગણી હોવ એવું લાગતું. તારૂણ્યની પતાકા અદ્યાપિ તેના ઓષ્ટપર અગર દાઢીપર વિશેષપણે ઝળકવા લાગી ન્હોતી; તેનો પોશાક તદ્દન સાદો, એક લાંબો અંગરખો, મરાઠાશાઇ પાયજામો, અને માથાપર તે વખતની નાનકડી કાંઈ મરાઠાશાઇ તો કાંઇ બાદશાહી ધાટીની પાઘડી હતી. તેનાં ચંચલ નેત્રો એકસરખાં અહીં તહીં ફરતાં હોઈ જાણે કેમ સર્વ દિશા તરફ શુ ચાલ્યું છે તેનું એકદમ ગ્રહણ કરતા ન હોય એવાં જણાતાં હતાં. તેનો ઘોડો અસ્સલ ભીમથડી ઓલાદનો હતો. પોતા-પર સ્વાર થયલા પોતાના સ્વામિને માટે તેને ગર્વ થતો હોય તે બીજાને જાણે તુચ્છ ગણતો હોય તેમ વારંવાર ડોક ઉંચી નીચી કરતો ચાલતો હતો. તેનીપર બેઠેલો તેજસ્વી યુવાન પોતાની પાસેના બીજા માણસ સામે જોઈને ધીમે અવાજે કાંઇ વાતો કરતો હતો. તેની પાછળ બીજા બે મજબૂત યુવાન-ઉમ્મરમાં લગભગ આ યુવાન જેટલા જ એકાદ બે વર્ષે વધતા ઓછા ઘોડાપર હતા. તેમની પાછળ દશ બારજણ ચાલતા હતા. આ પાછળ ચાલનારા લોકોના અંગ-પર વસ્ત્રની ન્યૂનતા ઘણી હતી એમ કહેવામાં હરકત નથી. તેઓ પણ બધા યુવાન જ હતા. બહુ લઠ ઉંચા ન્હોતા, સાધારણ કદના હતા, પણ તેમની આંખો તેજસ્વી હતી. તેઓ યુવાનોને યોગ્ય ઠઠ્ઠામશ્કરી ચલાવતા ચાલતા હતા. તે ટોળી હવે મંદિરના પટાંગણમાં આવી પહોંચી

તે તેજસ્વી યુવાન ઘોડાપરથી ઉતર્યો કે તરત બીજા એક માણસે આગળ વધી; તેનો ઘોડો પકડયો. તેની પાછળના ઘોડેસ્વારો પણ ઉતર્યા. તેઓ મંદિર તરફ વળ્યા. મંદિરના દ્વારપર ઉભેલા લોકોએ તેમને નમન કરી વધાવ્યા. સ્વામિજીએ હાથ ઉંચા કરી આશીર્વાદ આપ્યા. આ તેજસ્વી યુવાને શીર નમાવ્યું, અને આંખો ઉંચી કરી સ્વામી નજીક ઉભેલા નવીન યુવાન-પર તેની આંખ ગઇ, આશ્ચર્યથી જોતાં સ્વામિ તરફ નજર કરી-સ્વામિ તેની ભાવના સમજી જરા હસીને બોલ્યાઃ-" શિવબા, આ ગૃહસ્થ આપણામાંનો જ છે, તે ખરો મરાઠા બચ્ચો છે."

સ્વામિની સાથે શિવાજી અંદર ગયા. એક માણસે આગળ જઈ સ્વામિના આસન સામે ઘાસીયો પાથર્યો તેપર શિવાજી બેઠા. તેની પાસે આપણો આ નવીન મરાઠો વીર બેઠો શિવાજી સાથે આવેલા બીજા વીરો ઉભા રહ્યા એ જણાએ મ્હોટી મસાલો હાથમાં ધરી હતી, નીચે મંદિરમાંથી ઘીની બત્તી ધીમુ અજવાળુ નાખી રહી હતી. સ્વામિજી એ વાત કરતાં કરતાં કહ્યુ " હવે અહીં કાંઇ ગુપ્ત રાખવા જેવુ નથી અહીં સર્વ મંડળ ખાનગી આપણુ જ છે. શિવબા, આવા માણસો મળે અને શ્રીઅંબામાની કૃપા હોય તો હા હાં કરતા બધુ થાય-આ વીર પુરૂષની ખરી ઓળખ હું હવે કરાવુ છું. આનુ નામ નાનાસાહેબ, એ તોરણાના કિલ્લેદારનો પુત્ર કેવળ સ્વરાજ્ય માટે સ્વદેશાભિમાનની લાગણીથી પિતાથી લડી નાશી આવ્યો છે-એને દેશ માટે દાઝ છે, તમારી પેઠે જ તેને મ્લેચ્છોનો અતિશય તિરસ્કાર છે-એ ઘરબાર ત્યજી માત્ર તમારી ટોળીમાં ભેળાવા નીકળ્યો છે; અને તમને દરેક કાર્યમા ઉપયોગી થાય એવો છે. આ વૃદ્ધ વીર નરસોપંત, અને આ તેમના પુત્ર દાદોજી એઓ રોહીડખોરાના દેશપાંડે-દેશ-કુલકર્ણી ખરા અંતઃકરણથી આપણી તરફ છે-આપણામા જોડાયા છે-દરેક રીતે મદદ કરવા તૈયાર છે, પણ માત્ર બહારથી આપણી વિરૂદ્ધ, બાદશાહીના ખરા સેવક એમ ડોળ દેખાડવાના છે. તે પણ એક રીતે ઇષ્ટ છે. આ સુધોજી જેધે, દેશમુખ કાન્હોજીના સ્વદેશવત્સલ પુત્રને તો આપ ઓળખો છો. તેની પવિત્ર માતા સાવિત્રીબાઇ પણ આપણા કાર્યમા સહાનુભૂત છે. જે મહાન ઇમારત ચણવી છે તેનો આજે પાયો નાખવા આપણે અહીં એકત્ર થયા છીયે."

" આવા વીરો મળે, શ્રી ભવાનીની અને આપની તથા ગુરૂમહારાજને મહા પુરૂષની કૃપા હોય તો તે કાર્ય કેટલું જલદીથી થાય ? આ સર્વ કયારે થશે એ અહોરાત્ર મનમા આવી મન બળી ભસ્મ થાય છે. હવે નથી સંખાતુ એ-ચોરટાઓનો જુલમ-ત્રાસ નથી સ્હેવાતો-આ મુસલમાન-શાહીમાં મરાઠાઓનુ જે અપમાન, ઉચ્છેદ થાય છે તે કેવી રીતે દૂર કરવો તે જ વિચાર દિવસ રાત્ર મનમાં ભમ્યાં કરે છે. મનમાં વારવાર એમ જ આવે છે કે જે વડિલે મેળવ્યુ, તે ખાઈ તેની વ્યવસ્થા કરી સ્વસ્થ બેસવામા બહાદુરી નથી. આપણે મરાઠા હિંદુ, સર્વ દક્ષિણ દેશ યવનોએ ગ્રાસ્યો, દેવ બ્રાહ્મણ ગાય અને તિર્થોને તેમણે પીડા કરી, ધર્મ ડુબાડયો આ રક્ષણ માટે પ્રાણપણ વેંચી, ધર્મનું રક્ષણ કરવુ, પરતંત્રતાની બેડી તોડવી, પરાક્રમ કરી તેમના હાથમાથી મુલક ખુંચવી લેવો અને તે અન્ન-સ્વતંત્રતાનું અન્ન ભક્ષણ કરવુ. એ જ, એ જ આજન્મે આપ્યાનું સાર્થક. દૈવપર ભાર ન મૂકવો. પુરૂષયત્ન બલવત્તર છે. દૈવ લગડો છે, વાસ્તવ પ્રયત્ન અચળ

કરવા. એમાં દૈવ જેમજેમ અધિક સહાય થાય, તેમતેમ અધિક કરે જ્વા-દેવ સર્વ ઇચ્છા પાર પાડનાર સમર્થ છે." "આને આ વિચારો હમેશાં ઘોળાયાં કરે, તેથી ગુરુજી દાદોજીપંતની સલાહ પુછી તો "વડિલે દૌલત (જહાગીર) સંપાદન કરી તેમાત્ર ગુમાવી કાળો દાગ બેસાડશો." આ તરેહનો ઉત્તર-શું કરૂં, વડિલની અને ગુરુજી પણ બ્હીક રહે છે. મ્હારા આ વિચાર, મ્હારી આ- વૃત્તિ તેમને બિલકુલ પસંદ નથી એ આપ તો જાણો છો. વડિલતરફથી રોજરોજ પત્રો આવે છે, તેમાં એ જ વાત, એ જ ઠપકો, મા સાહેબ સુદ્ધાં આમ કરીયે નહી, તેમ કરીયે નહી, આમ કર્યાથી આમ થાય, ફલાણો ગુસ્સે થશે, આપણાપર આફત તૂટી પડશે, તું કેવો નિરંકુશ છે, મ્હોટાઓનું વચન માનવું જોઇએ વગેરે. આવો નિત્ય ઉપદેશ કરે છે. કદીકદી અમને વદે છે, અમારી સોબત ખરાબ છે, આ ઉછૃંખલ છોકરાઓ જેમ બ્હેકાવે તેમ બ્હેકે છે. હવે કાંઇ ન્હાનો નથી. આ શબ્દો સાભળવા. એકદર રીતે જોતા વડિલો અમને અનુકૂલ નથી. પણ મ્હારો તો પકકો નિશ્ચય છે કે જે બીડુ ઝડપ્યું તે પાર પાડવુ. જે કાર્ય શરૂ કર્યું તે છેવટપર્યંત લેવું ભલે પછી તેમાં પ્રાણ જાય તો પણ—"

વૃદ્ધ સ્વામિ આ સાંભળતા મનમાં જરા હસ્યો. સર્વ આ સ્વસ્થ ચિત્તથી સાંભળતા હતા. સર્વેના ચ્હેરાપર વીરશ્રી ચમકી રહી હતી "જય ભવાની" નો ઘોષ કર્યો. સ્વામિએ હસીને કયુ- "શિવબા, શ્રીની આજ્ઞા છે કે જે કાંઈ થવાનું છે તે ત્હારે જ હાથે. જે ઉદ્ધાર થશે તે ત્હારે જ હાથે. અસ્તુ-હમણા અહીં જે વિધિ કરવાનો છે તે પ્રથમ કરી લઇએ."

શિવાજીએ સ્વામિ તરફ જોયું. તરત ઉઠ્યો. શ્રીના નીજ મંદિરમા જઈ, પ્રદક્ષિણા કરી પાછો બ્હાર આવ્યો. સામે શ્રીભવાનીની ભવ્ય મૂર્તિ હતી ત્યાં નમન કર્યું અને એક ધ્યાને તે સામે જોઇ રહ્યો: અત્યારે તેનુ તેજ કોઇ જુદા જ પ્રકારનુ દેખાવા લાગ્યુ. તેનો પ્રથમનો ચ્હેરો અને અત્યારની કૃતિમાં વિલક્ષણ અંતર જણાયો. તેના સાથીઓ એક ટગે તેની સામે જોઇ રહ્યા. શિવાજી આસપાસની સર્વ ઉપાધિથી અલિપ્ત થઇ બીજી જ કોઈ પરિસ્થિતિમાં હોય એવુ દેખાયું. ઘણીવાર સુધી તે કાંઈ બોલ્યો નહી. પરંતુ તે પછી શ્રી ભવાનીને દંડવત કરી, તેણે કાંઈ શબ્દો ઉચ્ચાર્યા. "કાંઇ સંકટ આવશે. સાવધાનતાથી રહેવું. પરિણામ સારૂ આવશે. સાવધપણે ઉપક્રમ કર્યાથી યશ ખાસ, મંદિરનું તોરણ બાંધજે..."

આ શબ્દો તેમા મોઢામાંથી બહાર પડ્યા. સ્વામિ અને બીજાઓએ તે સ્પષ્ટ સાંભળ્યા. શિવાજી માતા આગળ દંડવત કરી નિશ્ચેષ્ટ પડી રહ્યો, ધીમે ધીમે થોડી વારે તે શુદ્ધિમાં આવવા લાગ્યો. આંખો ઉઘાડી તલવાર કાઢી ભવાની આગળ મૂકી. પછી તાનાજી, યેશાજી નરસોબા વગેરે સર્વેએ એક પછી એક ત્યાં આવી, "હું ભવાનીની સેવામાં અને ગૌ- બ્રાહ્મણનો જીવ થાય છે તે દૂર કરવા પ્રાણ અર્પવા પડશે તો પણ આઘું પાછુ જોઇશ નહી." એવા શબ્દોમાં શપતો લઇ, અંબાભવાનીને પ્રણામ કરી, શિવાજીની તલવાર ઉચકી મસ્તકપર મૂકી પાછી ત્યાં મૂકી શિવાજીને પ્રણામ કર્યા. આ પ્રકાર થયો. સૌ સૌ સ્થાનકે આવી બેઠા.

શિવાજીએ સ્વામિ તરફ રહીને " શી આજ્ઞા થઇ?" આ પ્રશ્ન કર્યો. સ્વામિએ તે શબ્દ પુનઃ ઉચ્ચાર્યા તેપરથી શિવાજી બોલ્યો –" ચિહ્ન સારા છે. તેમ ચેતવનારા પણ છે. શ્રી અંબાભવાની સમર્થ છે. જે કરવાનુ છે તે કેવળ એકનિષ્ઠાથી. પ્રયત્ન જારી રાખવો. આપણે કાળજીથી વર્તવાનુ છે. જ્યા સુધી અંબાભવાનીની કૃપા છે, સ્વામિ મહારાજની કૃપા છે, તમારા જેવા સહાયકો છે ત્યા સુધી પૂર્ણ યશ આવવા સંબન્ધી મને તો અણુ માત્ર પણ શંકા આવતી નથી."

આટલુ કહી ઉઠયો, સર્વે ઉઠયા. સર્વેની ચર્યા તે જ, વીરશ્રીથી અલૌકિક રીતે ઝળકી રહી હતી. શિવાજીએ હાથમા શંકરને માથેથી બીલ પત્ર લઈ આગળ ચલાવ્યુ:—

" તમે જાણો છો કે આજ આપણે અહીં ઘણું અગત્યનું–અતિમહત્વનું કાર્ય કરવા એકત્ર થયા છીએ આજ આપણા ભવિષ્યનો–આપણે બાંધનાર મહાન્ ઇમારતનો–પાયો રચવાનો છે. શ્રીરોહીડેશ્વર–આ સબન્ધખોરાના કુળદેવ સ્વયભૂ–તેમણે અત્યાર સુધી યશ આપ્યો. અને તે સર્વ મનોરથ તે અને માતા અંબાભવાની હિન્દવી સ્વરાજ્ય કરી પૂરા કરશે. તેમની આજ્ઞા છે આજ હુ તેમની સન્નિદ્ધ પ્રતિજ્ઞા કરૂં છુ કે યવનોએ પાદાક્રાંત કરેલ દેશ, ગૌબ્રાહ્મણ દેવોનો કરેલો છળ, તોડી ધર્મરક્ષી હિન્દવી સ્વરાજ્ય સ્થાપીશ; અને હિન્દુશાહી પુનઃ ગજવીશ. આ મ્હારી પ્રતિજ્ઞા છે–તે વજ્રપાય છે. આ રાજ્ય થાય એમ શ્રીની ઇચ્છા છે."

સર્વેએ " જયભવાની!" નો જયઘોષ કર્યો અને પ્રતિજ્ઞા કરી. આ વખતનો દેખાવ લાંબા સમય સુધી સ્મરણમાંથી ખસે તેવો નહિ, જીવનમા કાઇ અનેરૂ તેજ અને શૌર્યના અંબાર પુરે તેવો, ભવ્ય અને પ્રચંડ હતો. નિર્માલ્ય અને નપુંસકોને પણ ઘડી પુરૂષાર્થમાં ફેંકી દે અને સ્વરાજ્યના યુદ્ધમા પ્રાણત્યાગ કરવાની પણ મહેચ્છાઓ તેમના મસ્તિષ્કમાં ભરી દે–એવો હતો! માતૃભૂમિને માટે–તેની પરાધીન અવસ્થામાથી તેને મુક્તિ અપાવવા ભેગા મળેલા આ વીરસંઘનુ પ્રતિજ્ઞા દશ્ય તેમના દુશ્મનોને પણ જરી વાર ખમચાવી દૂર રાખે, તેમને માટે માન ઉત્પન્ન કરે એવો ગૌરવથી ભર્યો આ પ્રસંગ હતો. સર્વેના ચ્હેરા શૌર્યથી રાતાચોળ અને આનન્દોત્સવથી પ્રફુલ્લિત અને તેજસ્વી થયા હતા. વિલક્ષણ પ્રભા પ્રસરાઇ હતી, અને સ્વરાજ્ય સ્થાપનાની પ્રતિજ્ઞા થઇ. મહારાષ્ટ્રના હિન્દવી સ્વરાજ્યની તે ઉષા થઇ.

—ચાલુ.

---



મારો વ્હાલુડો કૃષ્ણ.

સમાલોચક, ] [જુન, ઇ. સ ૧૯૧૮

ચિત્રકાર સ રાવિંગ. ] [ કોપીરાઈટ



મારો બાલુડો કૃષ્ણ.

સમાલોચક,] [જુન, ઇ. સ ૧૯૧૯.

ચિત્રકાર સ. ચેટિંગ.] [કોપીરાઇટ



સનાતનક,]
ચિત્રકાર રા. રવિ ]

[ જુન ઈ. સ. ૧૯૧૮
[ કોપીરાઈટ

वैखानस —( हस्तमुद्यम्य )

राजन्, आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यः ।

[ દુષ્યન્ત રાજા શિકારે જતાં હરિણને પોતાનું લક્ષ્ય કરે છે તે વખતે આશ્રમનો મુનિ 'એ આશ્રમનો મૃગ છે માટે મારવા યોગ્ય નથી' એમ બૂમ પાડતો હાથ ઉંચો કરે છે તે દશ્ય.]

—શાકુન્તલ અંક ૧ લો




પુસ્તક ૨૪ મું, ] જુન, ઈ. સ. ૧૯૧૯. [ અંક ૬.

# હિન્દી રાજકીય સુધારા:

## સ્વાયત્ત અને પરાયત્ત વિષયો.

લેખક—રા. હીરાલાલ હરજીવન ગણાત્રા, બી. એ.

**પ્રાસ્તાવિક.**

બ્રિટિશ હિન્દુસ્થાનમા આજ સુધી જે રાજ્યવહીવટ ચાલ્યો છે, તે ખામીભર્યો છે, રાષ્ટ્રીય પ્રતિભાને અને પ્રગતિને સાનુકૂળ નથી, પોષક નથી, પરતુ વિઘાતક છે, એ પ્રકારની કબુલાત પરોક્ષ રીતે હાલ રાજકીય સુધારા કરવાના સંચાલનમાં જોવામાં આવે છે. આવી કબુલાત કરતાં તે કરનારાઓને ઘણું કષ્ટ થયું છે, તથાપિ અન્ય માર્ગ ન હોવાથી તેમને એટલુ નૈતિક બળ બતાવવું પડ્યુ છે. બ્રિટિશ હિન્દને રાજકીય સુધારા આપવાના સચાલનથી અત્યાર સુધીમાં આપણને માત્ર શબ્દો, શબ્દો જ મળ્યા છે, અને તેમા પણ કેટલોક ક્લેશ ઉત્પન્ન કરવામાં આવ્યો છે, હજી એ ઉપરાંત વધારે પોષક પદાર્થ આપણને મળ્યો નથી, અને માત્ર શબ્દો ઉપર કોઈ પોતાનું જીવન ટકાવી શકે નહિ રાજકીય સુધારા બ્રિટિશ હિન્દને આપવાને માટે મંથન થઈ રહ્યુ છે, એક તરફથી સરકાર-અમલદારોનો વિશાળ સમૂહ દોરીઓ ખેંચી રહ્યો છે, ત્યારે બીજી તરફથી અસંખ્ય પ્રજાસમૂહ પોતાની શક્તિઓનુ પરિસ્થિતિ અનુસાર કેવળ માંગણીઓ કરવામાં, 'સનદશીર ચળવળ' ચલાવવામાં દર્શન કરાવી રહ્યો છે. એક કિંવદન્તિ એવું કહે છે કે, કુતરૂં તાણે ગામ ભણી, અને શિયાળ તાણે સીમ ભણી, એવી લીલા વર્તમાન રાજકીય સંચાલનમાં જોવામા આવે છે. આવી હોંસાતોરી—આવી પક્ષાપક્ષીમાં ઉભયતઃ સત્ય, ન્યાય આદિ સર્વદા શ્રેયસ્કર ગુણોનો ન્યૂનાધિક અનાદર થાય એ સંભવે છે, અને પ્રજાવર્ગ તરફથી તેવો અનાદર થયો નથી, માત્ર રાજ્યકર્તા વર્ગ તરફથી જ થયો છે

એમ સત્યતાપૂર્વક આપણે કહી શકીશું નહિ, પરંતુ આ સંબંધમાં એ કહેવાય કે, અજ્ઞાનાહત-હિન્દુસ્થાનમાં સવિશેષ અજ્ઞાનાહત-પ્રજાવર્ગનું એવું વલણ સન્તાપ કિંવા ક્ષમ્ય ગણી શકાય; દૂરદર્શી, જ્ઞાનવાન, મુત્સદી, પ્રજાહિતપ્રિય રાજ્યકર્તાઓનું એવું વલણ બહુધા અક્ષમ્ય અને સર્વથા અનુદાર ગણાય.

આ પ્રમાણે પ્રતિસ્પર્ધા ચાલી રહી છે, અને સર્વત્ર અસંતોષ જોવામાં આવે છે. તેનું એક જ કારણ એ છે કે, હિન્દમાં રાજ્યકર્તા કોમ અને પ્રજાવર્ગ ભિન્ન ભિન્ન દેશોનાં-ભિન્ન ભિન્ન ખંડોનાં છે; તેઓની ટેવો, પ્રતિભા, સંસ્કૃતિ, પ્રકૃતિ સર્વથા ભિન્ન હોવાથી રાજાપ્રજા વચ્ચે જે એકતાનતા હોવી જોઇએ, અને એકમેકના શ્રેયને અર્થે સમાજહિતકર શાસન નિયમોનું પરિપાલન ઉભયે પોતપોતાની સ્થિતિ અનુસાર કરવું જોઇએ તે સ્વાભાવિક રીતે યથાર્થ થઈ શકતું નથી, તેઓ એકમેકની સાથે ભળી શકતા નથી, તેમનાં મન, હૃદયો અને વિચારો એક થઈ શકતાં નથી. ભિન્નતા રહે જ છે, એ ભિન્નતાથી સ્વાર્થબુદ્ધિ પોષાય છે, એકને ભોગે અન્યાયી રીતે અન્યનો સ્વાર્થ સાધી લેવાનું વલણ લેવાય છે, અથવા એવું વલણ લેવાય છે એમ માનવામાં આવે છે. તેથી જ કલહ ઉપસ્થિત થાયછે. કલહ ઉપસ્થિત થવાથી બ્રિટિશ રાજ્યપદ્ધતિના સર્વોત્તમ મશહુર સદ્‌ગુણો હિન્દની બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં ઉતરી શકતા નથી, અથવા ઉતરી શકે છે તો તેમનું અભિલષણીય, ઇષ્ટ સ્વરૂપ ખંડિત થાય છે, અને તેની જ સાથે પોતાની રાજ્યભક્તિ અને રાજ્યનિષ્ઠાને માટે આખી દુનીયામાં સુવિખ્યાત થયેલી હિન્દી પ્રજાની રાજ્યનિષ્ઠા પ્રતિ શંકા કરવાનો અવકાશ લભ્ય થાય છે. આ પ્રકારના ભિન્નભાવથી રાજ્યવહીવટમાં તથા અન્ય પ્રકારે હિન્દમાં કેટલી અસંતોષકારક નીજે જોવામાં આવે છે, એનું વિસ્તૃત વર્ણન આપવા બેસીશું તો એક મોટો થોથો ભરાઇ જાય, પરંતુ તેમ કરવાનો આપણને અત્રે અવકાશ છે નહિ. આ કારણ સ્વાભાવિક પરિસ્થિતિમાંથી ઉદ્‌ભવેલું છે, તથાપિ તે અનિવાર્ય નથી. જો રાજ્યકર્તા વર્ગ કોમકોમના દ્વેષભાવ ભૂલી, આ અમારો દેશ, આ તમારો દેશ એવા વિચારથી ઉત્પન્ન થતી સ્વાર્થવૃત્તિનો બને તેટલો પરિત્યાગ કરી જે સર્વપ્રભુ પરમાત્માએ એમની ઉપર 'ગોરા લોકોનો બોજો' લાદેલો છે, તે ઉપાડવાને પ્રામાણિકપણે, ઇશ્વરપ્રિયતાપૂર્વક યત્નો કરે તો તેમનાં કાર્યો માટે હિન્દી પ્રજા શંકા કરે-તેમનો ખોટો અર્થ કરે એટલી બધી હિન્દી પ્રજા નગુણી કે કૃતઘ્ન નથી. અને તેમ થઈ શકે છે.

**માં. ચે. રીપોર્ટ.** હિન્દમાં રાજ્યપદ્ધતિ સુધારવાને માટે, હિન્દને જોખમદાર રાજ્ય આપવાને માટે, સંચાલન કરવામાં આવ્યું, અને તેને પરિણામે મોં. ચે. રીપોર્ટ તૈયાર કરીને પ્રકટ કરવામાં આવ્યો, એ ઉપર દર્શાવ્યા પ્રમાણે ઇષ્ટ દિશામાં પ્રામાણિક પ્રયત્ન છે. એમાં જેટલી જેટલી બાબતોનો સ્વીકાર કરવામાં આવ્યો છે, તે બ્યુરોક્રેટીક-આપખુદ રાજ્યસત્તાની જાહોજલાલીની ખામીઓ છે, એ ખામીઓથી મહાન હિન્દી પ્રજાને જે વેઠવું પડ્યું છે, તે દોષના પ્રાયશ્ચિત્તનો અને તે દોષનું નિવારણ

સરસ્વતીચન્દ્ર ભાગ ૨ જો પૃ. ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

કરવાનો પ્રારંભિક પ્રયત્ન છે, અને એટલો પ્રયત્ન કરવામાં પણ અપૂર્વ નૈતિક બળ તથા હીંમત બતાવવામાં આવ્યાં છે. આશરે દોઢસો વર્ષના બ્રિટિશ અમલમાં હિન્દની કેવી દુર્દશા થઇ છે તેનો એ રીપોર્ટમાં સત્તાવાર સ્વીકાર કરવામાં આવ્યો છે. એમ થવુ જ જોઈતું હતું જ્યાં સુધી મનુષ્યના શરીરમાં શું વ્યાધિ છે તેની ખબર ન પડે ત્યાંસુધી ચિકિત્સક યોગ્ય ઉપાય યોજી શકતો નથી, તેવી જ રીતે રાજકીય શરીરનો વ્યાધિ સમજાય નહિ ત્યાંસુધી તેનો યોગ્ય ઉપાય પણ યોજી શકાય નહિ. આ સ્થળે અમારે એટલું કહેવું પડે છે કે ચિકિત્સકો મી. મોન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડ સંપૂર્ણ રીતે સત્ય ચિકિત્સા કરી શક્યા નથી, ( એ તેમના રીપોર્ટનાં પૃષ્ઠો અને ખરેખરી વસ્તુ સ્થિતિના જ્ઞાનને સરખાવતા સ્પષ્ટ થાય છે ) તથાપિ એમની પરિસ્થિતિ જોતા તેમણે પ્રશંસનીય કાર્ય કર્યું છે, અને પોતાની ચિકિત્સા પ્રમાણે ધીમેથી પરંતુ સચોટતાથી કાર્ય કરી શકે એવા ઇલાજો એમણે જે દર્શાવ્યા છે, તે આસપાસની વસ્તુ સ્થિતિ જોતાં યોગ્ય ગણાશે. એક રાજ્યપદ્ધતિ દીર્ઘ કાળથી ટકી રહી હોય, તેણે પોતાનાં મૂળ ઉંડાં નાખેલા હોય તે રાજ્યપદ્ધતિને બદલવી એ વિપ્લવપોષક રીતિથી નહિ, પરન્તુ વિકાસક્રમાનુસાર થવું જોઇએ, પરન્તુ સાથે સાથે એ પણ ભૂલવું જોઇતુ નથી કે વિકાસક્રમમાં પણ સોપાનો હોય છે, અને પ્રથમ ફલંગે કેટલા સોપાન ઓળંગવાં એ વિષે ઘણો મતભેદ ઉભો થવા સંભવ છે. આપણે ઇચ્છીએ છીએ કે, મોં. ચે. રીપોર્ટમાં જેટલી પ્રગતિ કરવાની અભિલાષા દર્શાવવામાં આવી છે, તેના કરતાં ઘણી અધિક પ્રગતિ કરવાની રૂપરેખા દોરવામાં આવી હોત, આપણે ઇચ્છીએ છીએ કે હિન્દી પ્રજાને " પ્રગતિમાન જોખમદાર રાજ્ય " આપવાના પ્રયાસોમાં અધિક ચંચલતા અને અધિક ત્વરા બતાવવામાં આવે, પરન્તુ ચિકિત્સક દ્વિપુટીને એ રૂચ્યુ નથી. વિપક્ષે સત્તાપ્રિય રાજ્યકર્તાવર્ગનો અભિપ્રાય એવો છે કે, ચિકિત્સકો જોઇએ તેથી વધારે " રામબાણ" ઉપાયો યોજે છે, અને તેઓ પોતે સંપૂર્ણ નિ સ્વાર્થનાપૂર્વક ( તેમના કહેવા પ્રમાણે ) ઓછા તીવ્ર ઇલાજો યોજવાનો ઉપદેશ આપે છે. અંતિમ પરિણામ શું આવે છે, તે હજી જોવાનું છે.

મોં. ચે. રીપોર્ટ સર્વાંગે સંપૂર્ણ ન હતો. એમાં વિગતો ઉમેરવાની હતી. વિગતો ઉમેરવાનું કાર્ય અતિશય કઠિન હતુ, તેથી તેને માટે એક ખાસ કમિટી રાઇટ ઑ. લૉર્ડ સાઉથબરોના પ્રમુખપણા નીચે નીમવામા આવી હતી તે કમિટીનું કાર્ય મતાધિકારનો નિર્ણય કરવાનું તથા મોં. ચે. રીપોર્ટમાં વર્તમાન બ્યુરોક્રેટીક અને આગામી લોકપ્રિય રાજ્યપદ્ધતિના મધ્યાન્તરમાં જે મિશ્ર રાજ્યપદ્ધતિ યોજવાની સૂચના કરવામાં આવી હતી, તેને અનુસાર વિષય વિભાગ કરવાનું હતું. મતાધિકાર કમિટી તથા વિષયવિભાગની કમિટીએ પોતાના રીપોર્ટો પ્રકટ કર્યા, અને રાજકીય સુધારાની યોજનાને માટે એક બીજો થોથો પ્રકટ કરવામાં આવ્યો. આ રીપોર્ટોમાં મોં. ચે. રીપોર્ટમાં આકારેલી યોજનાને બહુધા અનુસરવામા આવી, તથાપિ અધિકારીઓ પોતાની દિશામાં વહાણ હાંકવાને સતત પ્રયત્નો કર્યા કરતા હોવાથી, અને આવા વિષયોમાં તેમને વિવેચન આદિમા અગ્રસ્થાન મળેલું હોવાથી મોં. ચે. રીપોર્ટના કરતાં પ્રસ્તુત રીપોર્ટો અધિક

**સાઉથબરો કમિટી.**

નિરાશાજનક નીવડયા તત્પશ્ચાત્ હિન્દી સરકારે રાજ્નીય સુધારા વિષે પોતાના અભિપ્રાયો એક જુદા ખરીતામા લખી મોકલાવ્યા, તેમા અધિકારીઓ પોતાની જ દિશામાં સુધારાને આકર્ષવાને પ્રયત્ન કરે છે એ વચન સ્પષ્ટ રીતે માલુમ પડી ગયુ, અને તેથી જ હિન્દી સરકારની કાર્યવાહી સભા ( *Executive Council* )ના હિન્દી સભ્ય સર શંકરન્ નાયરને પોતાના ભિન્ન અભિપ્રાયો દર્શાવતી નોંધ લખવી પડી એ નોંધ સર શંકરન્ નાયરે એવી સરસ રીતે લખેલી છે, તેમા અનુભવસિદ્ધ રીતે એવી સખ્ત ટીકા કરવામા આવી છે કે, તેથી હિન્દી સરકારને નીચુ જોવાનો સમય આવ્યો છે. એ નોંધ અમે પ્રત્યેક હિન્દીને વાચવા તેમ જ વિચારવાની ખાસ ભલામણ કરીએ છીએ અત્ર અમે હિન્દી સુધારાની નૂતન યોજનામાં વિષય વિભાગ સંબંધી, અને ત્યાર પછી ( વિષય વિભાગની ) કમિટીનો રીપોર્ટ, તથા હિન્દી સરકારનો એ સંબંધી ખરીતો અને સર શંકરન્ નાયરની પૃથક્ નોંધ એ સર્વનો યથોચિત ઉપયોગ કરીશુ.

મો. ચે. રીપોર્ટમા વર્તમાન પરિસ્થિતિને બંધબેસતી આવે, તથા સાથે સાથે લોકપ્રિય રાજ્યપદ્ધતિની પ્રાપ્તિની દિશામા પ્રગતિ કરી શકે એવી એક યોજના આકારવામા આવી છે અમે ઉપર કહ્યુ તેમ પ્રસ્તુત યોજના ખામી રહિત છે, તેમાં આપણે અધિક આશાવંત તત્ત્વની આશા રાખી ન હતી, એ આપણી રાજકીય અભિલાષાઓને પરિતૃપ્ત કરી શકે છે, એમ આપણે કહ્યુ નથી, અને કહેતા નથી આપણે કહ્યુ છે અને કહીએ છીએ કે, વર્તમાન પરિસ્થિતિને ધ્યાનમા લેતા છતા પણ તેમ જ તેને બંધબેસતી આવે એવી યોજના આકારી શકાત અથવા પ્રસ્તુત મિશ્ર યોજનામાં સુધારા વધારા કરીને તેને વિશેષ ઉપયુક્ત બનાવી શકાત. હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ અને અખિલ–હિન્દ મોસ્લેમ સમિતિના અસાધારણ અધિવેશનોમા તેમ જ "વિનિતોની" પ્રથમ પરિષદમા પણ દર્શાવવામા આવેલા અભિપ્રાયોથી એ મુદ્દો સ્પષ્ટ થઈ ગયો છે કે, મો. ચે. રીપોર્ટમા આકારેલી યોજના સંતોષજનક નથી. પરન્તુ એ જ યોજનાના પાયા ઉપર પાછળથી બાંધકામ કરવામા આવ્યુ તથા આવતુ હોવાથી તથા હવે પછી પણ તેને જ મુખ્ય પાયા તરીકે સ્વીકારવામા આવશે તેથી આપણે એ યોજનાને આધારભૂત લેખીશુ. એ યોજનામા હિન્દી સરકારને અને પ્રાંતિક સરકારોને પૃથક્ રાખી પ્રાંતિક સરકારોમા જેમ બને તેમ વધારે લોકપ્રિય તત્ત્વ દાખલ કરી, જેમ જેમ રાજ્યવહીવટનો વ્યાવહારિક અનુભવ વિશેષ મળતો જાય તેમ તેમ રાજ્યપદ્ધતિને ઉત્તરોત્તર અધિક "ઉદાર" બનાવીને, અધિક લોકપ્રિય તત્ત્વનો તેમા ઉમેરો કરીને પ્રગતિમાન જોખમદાર રાજ્યપદ્ધતિ સંપૂર્ણ રીતે દેશમા દાખલ કરવી, એવો ઉદ્દેશ રખાયો છે. એ ઉદ્દેશ અનુસાર પ્રાંતિક સરકારોના બે ખંડ પાડવામા આવશે, એક ખંડ ઉપર ગવર્નર અને કાર્યવાહી સભા ( *Executive Council* ) સત્તા ચલાવશે અને દ્વિતીય ખંડ ગવર્નર અને લોકપ્રિય તત્ત્વની બહુમતી-

**મિશ્ર રાજ્યપદ્ધતિ-વિષય વિભાગનું મહત્ત્વ.**

વાળી ધારા સભાઓને આધીન તેમ જ જોખમદાર મંત્રીઓ અધિકાર ભોગવશે. આ પ્રમાણે પ્રાંતિક સરકારો દ્વિ-ખંડી બનશે, એક ખંડ કેવળ અધિકારીઓનો અને દ્વિતીય લોકપ્રિય સત્તાનો. આ ઉપરથી આપણે એમ સમજવાનુ નથી કે, એ બંને વિભાગો એકમેકથી પૃથક્ અને સ્વતંત્ર રહીને પૃથક્ અને સ્વતંત્ર રીતે કાર્ય કરી શકશે. ઉભય વિભાગો એક જ સત્તાના હાથ નીચે રહેશે-ગવર્નરને સર્વોપરી સત્તા મળશે, તથાપિ એ સર્વોપરી સત્તાનો નિરંકુશ ઉપયોગ નહિ થઈ શકે, કેમકે લોકપ્રિય તત્વની બહુમતીવાળી ધારાસભાઓ ક્રમે ક્રમે વૃદ્ધિંગત સત્તા અને લાગવગ પ્રાપ્ત કરશે, અને સર્વોપરી નિરંકુશ અધિકારીને પણ એ લોકસત્તાને નમવું પડશે. પ્રાંતિક સરકારોના એ બે વિભાગો શી રીતે કરવા કે તેથી કરીને રાજ્યવહીવટના જે વિભાગપર લોકહિતનો મોટામાં મોટો આધાર હોય અને જેમાં રાજ્યવહીવટી અનુભવ મેળવવાની અત્યન્ત આવશ્યકતા હોય તે વિભાગ સત્તાધારીઓને નહિ, પરંતુ ખરેખર લોકહિત હૈડે ધરાવનાર હિન્દીઓને જ મળે, અને જે વિભાગમાં સત્તાધારીઓ વિના ચાલે એમ ન જ હોય તેમને તે વિભાગ મળે એ મુખ્ય મહત્વનો પ્રશ્ન છે. મિશ્ર યોજના હેઠળ પ્રાંતોને જોખમદાર રાજ્યતંત્રની શાળાઓ બનાવવાની છે, હિન્દુસ્થાનને પ્રજાકીય રાજ્ય આપવાની વેધશાળાઓ બનાવવાની છે, અને તેથી દ્વિ-ખંડી યોજનામા બહુ કુશળતાથી વિષયવહેંચણી કરવાની છે. સંભવે છે કે, વિષયોની વહેંચણી એવી રીતે થાય કે, વર્તમાન સત્તાધારીઓ સઘળી સત્તા તથા ઉપયોગી વિષયો દબાવી બેસે, અને સત્તાહીન પ્રકારે બોજો ખેંચવાનુ અને પ્રજાજનમા અપ્રિય થવાનું જ રાજ્યના લોકપ્રિય વિભાગને સોંપે. આમ હોવાથી જ નવીન યોજનાનો સઘળો આધાર વિષયોની વિવેકપુરસર વહેંચણી ઉપર રહે છે, અને તેથી જ એ વિષય પરત્વે વિગતવાર ચર્ચામાં ઉતરવું પડે છે.

એ ચર્ચામા ઉતર્યા પહેલાં મિશ્ર યોજનાની નવીનતા અને અદૃષ્ટપૂર્વતા વિષે કાંઈક વિચારીશું. હિન્દુસ્થાન દેશ પરિસ્થિતિના બળને લીધે અનેક પ્રયોગોનુ ક્ષેત્ર બનેલો છે. અધુના અત્યંત ઉચ્ચ પ્રતિની પરંતુ અત્યંત આપખુદ, અત્યંત કુશળ પરતુ અત્યત નિષ્ફળતાપ્રિય અને અત્યંત મંદ, અત્યંત ખર્ચાળ પરતુ અત્યંત ઓછો લાભ આપનારી, અને સરવાળે ખામીઓથી-અપૂર્ણતાઓથી છલબલ ભરેલી રાજ્યપદ્ધતિ આપણા જ દેશને મળેલી છે. સુધરેલા અને આગળ વધેલા સર્વ દેશોમાં આપણા દેશના જ સત્તાધારીઓ-સીવીલ સર્વંટો વિગેરેને ભારેમાં ભારે પગારો અપાય છે, અને તેઓની અનેક રીતે પ્રશંસા થતી હોવા છતાં જનહિતની દૃષ્ટિએ જોતા તેઓએ દેશની ઉન્નતિ અને આબાદીને માટે ઓછામાં ઓછું કામ આપ્યુ છે, એ કબુલ કરવું પડશે. એ જ પ્રમાણે આ નવીન મિશ્ર યોજના પણ કોઇ દેશના ઇતિહાસમાં જોવા જાણવામાં આવી નથી; એ યોજના તદ્દન નવીન છે, અદ્યાપિ કોઇ પણ દેશે એના જેવી યોજનાને વ્યવહારમાં ઉતારી નથી. આપણા દેશમાં પ્રથમ જ એનો વ્યવહાર થશે, અને તેથી આપણો દેશ ભાગ્યવાન ગણાશે કે ભાગ્યહીન, તે તો હજી ભવિષ્યના પડદા પાછળ રહેલુ છે. એ યોજનાના આ નવીન લક્ષણને લીધે દેશના હિતચિંતકોનાં હૃદયોમાં કદાચિત્ ભય ઉપજે તો તે

સ્વાભાવિક છે વસ્તુત એવો ભય ઉપજ્યો પણ છે તેથી એ હિતચિંતકોએ એવી દલીલ કરી હતી કે, જ્યારે એ યોજનાથી પ્રાંતોમા અર્ધ જોખમદાર રાજ્ય દાખલ કરવાની નેમ રાખવામા આવી છે અને એ યોજનાને ભૂતકાળમા વ્યવહારમા ઉતારવામા આવી હોય એવી ઇતિહાસ સાક્ષી પૂરતો નથી ત્યારે સર્વ પ્રાંતોમા એવી યોજના ના પ્રયોગો કરવાને બદલે કેટલાક આગળ વધેલા પ્રાંતોમા (ઉદાહરણ તરીકે મુબાઇ ઇલાકો) સંપૂર્ણ જોખમદાર રાજ્યની પદ્ધતિ પ્રયોગ તરીકે દાખલ કરવામા આવે તો શુ? તેઓની આ દલીલમા વજન છે તથાપિ જેઓને માત્ર ગોકળ ગાયની ગતિ જ સ્વભાવતઃ ગમતી હોય જેઓને આગળ વધવુ જ ન હોય અને બીજાઓને બને ત્યાસુધી આગળ વધવા દેવા ન જ હોય તેઓ એવી દલીલો કેમ સાભળે? અને તેથી ઉલટી રીતે તેઓ વિપરીત દલીલ કરે છે જે મુબાઈ પ્રાંતને માટે સંપૂર્ણ જોખમદાર રાજ્યતંત્રની માગણી માત્ર રાષ્ટ્રીય પરિષદે જ નહિ, મોડરેટ લીગે જ નહિ પરતુ મુબાઈની ધારાસભાના પ્રજાકીય સભ્યોએ પણ કરી હતી તે જ પ્રાંતની સરકાર દેશના તનુજોને તેમના પોતાના હકક તરીકે જોખમદાર રાજ્ય આપવાને અને એ રીતે તત્રભવાન્ સમ્રાટના પ્રતિનિધિ તરીકે હિન્દી પ્રધાને પ્રકટ કરેલા હિન્દને જોખમદાર રાજ્ય આપવાના મહાન ઢંઢેરાને સમાન આપવાને કેવા પ્રયત્નો કર્યાં છે? તે કહે છે કે, આવી તદ્દન નવીન અને વ્યવહારમા કદાપિ ન મુકાયની યોજનાનો અમલ કરવાનો વિચાર પણ શા માટે કરવો? પ્રિય વાચક બધુ ઉદાર હો તો પણ એમ ન ધારી લેશો કે, મુબાઈ સરકારે પોતાની હકુમત હેઠળના, પ્રાંતમા સંપૂર્ણ જોખમદાર રાજ્યતંત્ર દાખલ કરવાથી દરખાસ્ત કરી હતી વિપક્ષ એ 'ઉદાર' સરકારે મિશ્ર યોજનાનો બહિષ્કાર કરીને કોઈ અન્ય પ્રકારની યોજના રજુ કરી હતી, તેનુ વ્યાવહારિક પરિણામ એ આવત કે, પ્રજાને જોખમદાર રાજ્ય મળવાનો સમય દૂરતર જાત આ મિશ્ર યોજનાની સામે થવામા અને એ રીતે તત્રભવાન્ સમ્રાટની પ્રદર્શિત ઇચ્છાની સામે થવામાં મુબાઇની સરકાર એકલી અટુલી ન હતી મદ્રાસના પેલા પ્રખ્યાત ગવર્નર લોર્ડ પેટલેન્ડની સરકાર તેમ જ બીજા પ્રાંતોની સરકારોએ પણ એમા ભાગ લીધો હતો અને પોતાનો અવાજ પૂર્યો હતો અધિકારી-વર્ગ અને પ્રજાવર્ગવચ્ચે આ પ્રમાણે જે પ્રતિસ્પર્ધા ચાલી રહી છે, તેનુ અંતિમ પરિણામ તો આપણે ઉપર કહી ગયા તદનુસાર ભવિષ્યના ઉદરમા છે જેઓને ન્યાય, સત્ય અને પ્રજા-સત્તાના અંતિમ વિજયનો વિશ્વાસ છે, તેઓ પરિણામ શુ આવશે? તેની ભવિષ્યવાણી ભાખી શકે છે

આ નવી યોજનામા ઉપરી સત્તાનો અકુશ ઘટાડીને નીચેની સત્તાને વિગતોમા બને તેટલી સ્વતત્રતા આપવી, અને કાર્ય કરવાની શરુઆત કરવાની શક્તિ પણ તેની પોતાની હેવી, એ આશય રાખવામા આવ્યો છે અત્યાર સુધી પદ્ધતિ એ છે

**મુખ્ય અને પ્રાંતિક સરકારો વચ્ચેનો સબધ.**

કે, મુખ્યત્વે પાર્લામેન્ટ બ્રિટિશ હિન્દના રાજ્યવહીવટ માટે જોખમદાર હોવાથી સર્વાંશે તેનો અકુશ હોવો જોઈએ પરતુ પાર્લામેન્ટ પોતાનુ આ કાર્ય પ્રામાણિકપણે ચીવટથી બજાવી શકી નહિ, તેણે હિન્દી સામ્રાજ્યના પ્રશ્નો તરફ અક્ષમ્ય નિસ્પૃહા, વિરાગવૃત્તિ અને અજ્ઞાન બતાવ્યા છે સિદ્ધાતમા પાર્લામેન્ટ જોખમદાર હોવા છતા એ ભવ્ય મડળીને નામે હિન્દી

પ્રધાન અને ઈંડીયા ઓફીસના સભ્યો હિન્દનું રાજ્યતંત્ર ચલાવે છે. આ ઈંડીયા ઓફીસમાં પણ સભ્ય તરીકે વાનપ્રસ્થ બનેલા બ્યુરોક્રેટો બહુધા હોય છે, તેથી જે વહીવટ ચલાવવામાં આવે છે, તેમાં અસંખ્ય ખામીઓ રહી જાય છે વળી એક દેશ ઉપર તે દેશથી લગભગ ૬૦૦૦ માઈલ જેટલા અંતરે રહીને એક સભા રાજ્યવહીવટ ચલાવે, તે રાજ્યવહીવટ કેટલો સંતોષકારક ચાલી શકે? તેનો પણ વિચાર કરવાનો છે અહિંયાંના સત્તાવાળાઓને જે યોગ્ય અને આવશ્યક ભાસે તે ત્યાંના સત્તાવાળાઓને ઉલટું ભાસે, અને ત્યાંના સત્તાવાળાઓને જે આવશ્યક લાગે તે અહિંયાં નુકસાનકારક પણ લેખાય. આ પ્રમાણે હિન્દી રાજ્યવહીવટનું રગસીયુ ગાડું જૂની ઘરેડમાં ચાલ્યાં કરે છે તેના ગેરલાભોનુ આપણને અચ્છું જ્ઞાન છે અને દિનપ્રતિદિન એ જ્ઞાનમાં પ્રત્યક્ષ અનુભવનો ઉમેરો થતો જાય છે, એટલે તે વિષે લાંબી ચર્ચા કરવાની જરૂર નથી. ત્યારે ખરેખરા રાજ્યકર્તાઓ હિન્દી પ્રધાન અને ઈંડીયા ઓફીસ ગણાય. અહિંયાં વાયસરૉય અને ગવર્નર-જનરલ જે કહે અથવા કરે તેના હુકમો ફેરવવાની સત્તા પણ હિન્દી પ્રધાન અને ઈંડીયા ઓફીસને છે, અને વ્યાવહારિક રીતે લગભગ સઘળી બાબતો વિષે એ રાજ્યકર્તા મંડળી પાસેથી ગવર્નર-જનરલ હુકમો મેળવી કાર્ય કરે છે. હિન્દી સરકારની ઉપર હિન્દી પ્રધાનનો હુકમ ચાલે અને હિન્દી સરકાર પોતે પ્રાંતિક સરકારોપર એવું ઉપરીપણું ભોગવે અને લગભગ પ્રત્યેક મહત્વની બાબતમાં પહેલેથી પરવાનગી મગાવે અથવા તે મંજુર કરાવરાવે. વસ્તુતઃ પ્રાંતિક સરકારો હિન્દી સરકારને પૂછ્યા વિના, અને હિન્દી સરકાર હિન્દી પ્રધાનને પૂછ્યા વિના પાણી પણ પી ન શકે, એવી સ્થિતિ કાયદાથી, અને રૂઢીથી અસ્તિત્વમાં આવેલી છે. આવા સખ્ત અંકુશો ઢીલા કરવા અને જોખમદારીની ભાવના વિકસવા દેવી એ આશય નવીન યોજનાનો છે પરંતુ તેની જ સાથે પાર્લામેન્ટની જોખમદારી સિદ્ધાંતમાં છે તે ઓછી ન થવી જોઇએ, પાર્લામેન્ટની સત્તામાં કાપકૂપ ન થવી જોઇએ, એમ કહેવામાં આવે છે. આપણે તે સ્વીકારીએ છીએ. તેમ થતા જ હિન્દી સરકાર કહે છે કે, સિદ્ધાંતમાં અમે પાર્લામેન્ટને જોખમદાર છીએ, તેથી અમે ગમે તેટલી સત્તા મહેરબાનીની રૂએ પ્રાંતિક સરકારોને આપીએ તો પણ અમારી જોખમદારી અખંડિત રહેવી જોઈએ, અમારી સત્તા સંપૂર્ણ રહેવી જોઇએ ઇત્યાદિ. આવા પ્રકારના વાંધા એ નકામી મુશ્કેલીઓ ઉભી કરીને કઠિન કાર્યની કઠિનતામાં વધારો કરવા જેવા છે. સ્વતંત્રતા આપવાની વાત થઈ એટલે તેની સાથે જ સત્તા તેમ જ જોખમદારી આપવા પડે છે, અને તે જેટલાં અપાય તેટલાં મૂળ સત્તા અને મૂળ જોખમદારીમાંથી ઓછાં થવા જોઇએ. અલબત્ત, પાર્લામેન્ટની મુખ્ય સત્તા અને મુખ્ય જોખમદારીની સામે અમારે કાંઇ કહેવાનું છે જ નહિ કેમ કે બ્રિટિશ હિન્દુસ્થાનને "સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ્ય" આપવાનું છે, તેનો અર્થ એ થાય છે કે, પાર્લામેન્ટનું સર્વોપરીપણું સ્વીકારવામાં આવે. પરંતુ તેથી હિન્દી સરકારે પોતાની જોખમદારી માટે કે પ્રાંતિક સરકારોએ પોતાની જોખમદારી માટે નકામા પોકારો કરવાની જરૂર નથી. તેમની સત્તાનો એટલો બધો નાશ થતો નથી, વ્યાવહારિક રીતે તેમની સત્તાની માત્ર વહેંચણી જ

થાય છે, અને છેવટે પ્રાંતિક સરકાર કે અન્ય કોઈ પણ સરકાર પાર્લામેન્ટને જોખમદાર તો રહેશે જ આથી અમે હિન્દી સરકારની સર્વ સત્તા અને જોખમદારી લઇ લેવાનું કહેતા નથી. અમારૂં કથન માત્ર એટલું જ છે કે, એ જ પાર્લામેન્ટના આદેશથી હિન્દુસ્થાનને જોખમદાર રાજ્ય આપવાને માટેના સંચાલનમાં જે પ્રકારે એ આશય પરિપૂર્ણ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોય, તે પ્રકારના ઇરાદાની સામે આવા વાંધાઓ લઈને અપરોક્ષ કે પરોક્ષ રીતે તેની સામે વિરોધ કરવો એ કાર્ય હિન્દી સરકાર કે અન્ય કોઈ પણ સરકારનું છે નહિ. તેઓએ એટલી વાત સ્પષ્ટપણે સમજી લેવી જોઈએ.

વસ્તુસ્થિતિ આમ હોવાથી નવીન યોજનામાં પ્રાંતિક સરકારો અને હિન્દી સરકાર વચ્ચેના સમ્બન્ધ કેવા નભશે, એનો વિચાર આપણે કરવો જોઇએ. વિષયવિભાગિની કમિટીને આ પ્રશ્નનો નિર્ણય કરવાનું નીચે પ્રમાણે સોંપવામાં આવ્યું હતું —

"હિન્દી સરકારની જોખમદારીઓના યોગ્ય પરિપાલનને અનુકૂળ રહે એવી રીતે કાયદા બાંધવા વિષે, વહીવટી, અને નાણાં વિષયક સ્વાતંત્ર્ય હિન્દી સરકારથી પોતાને અધિકમાં અધિક આપવામાં આવે એ દૃષ્ટિએ કમિટીએ આ સમ્બન્ધમાં ભલામણ કરવી:—

( ૧ ) પ્રાંતિક સરકારોએ બજાવવાના કાર્યો.

( ૨ ) પોતાની જોખમદારીઓનું પરિપાલન પ્રાપ્ત કરી શકાય એ પ્રકારે પ્રાંતિક વિષયોના સમ્બન્ધમાં હિન્દી સરકારે અંકુશના અધિકારો ક્યા ક્યા રાખવા જોઇએ અને તે અધિકારોને ક્યા કારણોથી અને કઈ રીતે અમલ થવો જોઇએ.

ઉપરાંત કમિટી આ સંબન્ધમાં વિશેષ ભલામણો કરશે—

( ૧ ) પ્રાંતિક સરકારોએ વહીવટ કરવાના વિષયોમાંથી ક્યા ક્યા વિષયો દરેક પ્રાંતમાં મંત્રીઓને સોંપવા.

( ૨ ) સોંપાયલા-પરાયત્ત વિષયોના સમ્બન્ધમાં ગવર્નર-ઇન-કાઉન્સીલે ક્યા અધિકારો વાપરવા, અને ક્યા કાનૂનોએ તથા ક્યા પ્રકારે એ અધિકારોનો ઉપયોગ કરવો જોઇએ."

ઉપર સમજાવવામાં આવ્યું છે તેમ નવીન યોજનામાં દ્વિ-ખન્ડી રાજ્યપદ્ધતિ આંકાઇ છે, તે વિષે જ ઉપલા પ્રશ્નોપર વિચાર કરવાનું કમિટીને સોંપાયું હતું. પ્રાંતિક સરકારોના બે ખન્ડ પાડી એક ખન્ડ ગવર્નર-ઇન્-કાઉન્સીલના હાથમાં રહે અને દ્વિતીય ગવર્નર અને ધારાસભાને જોખમદાર મન્ત્રીઓના હાથમાં રહે એવી વ્યવસ્થા કરવાનો ઇરાદો રખાયો છે. એ બે ખન્ડો વિષે વિગતવાર વિચાર કર્યા પહેલાં હિન્દી સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચેના સમ્બન્ધોનો વિચાર કરવો આવશ્યક છે. કમિટીને જે કાર્ય સોંપવામાં આવ્યું હતું તેમાં સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે કે, હિન્દી સરકારથી પ્રાંતિક સરકારોને જેમ બને તેમ અધિક સ્વતંત્રતા આપવી, અને તે કાયદા વિષે, વહીવટી તેમ જ નાણાવિષયક સ્વતન્ત્રતા આપવી. અલબત્ત, હિન્દી સરકારની જોખમદારીઓના પરિપાલનના માર્ગમાં તેથી અન્તરાયો નડવા ન જોઈએ, એવી શરત રાખવામાં આવી છે, તેનો આશય પ્રાંતિક સરકારોને હજી કેટલાક

અંકુશમાં રાખવાનો છે ખરો. પરન્તુ તેનો અર્થ એવો થતો નથી કે, હિન્દી સરકારે પોતાનો અંકુશ જેમ બને તેમ ઓછો ઢીલો કરવો, અથવા એ પ્રાંતોને અધિકમાં અધિક સ્વતન્ત્રતા આપવાના માર્ગમાં આડખીલી બનવું. કમિટીએ પોતાને મળેલા આદેશ પ્રમાણે, પોતાના જ્ઞાન અનુસાર કેટલીક ભલામણો કરી. તેણે પ્રથમ સમગ્ર હિન્દુસ્થાનના હિતને લગતા વિષયોની જરૂરી તપશીલ કરી તે વિષયો હિન્દી સરકારને સોંપવા, કેટલાક વિષયો પ્રાંતિક હોવા છતાં તેમાં હિન્દી સરકારને લાગતું વળગતું હોય તેમને હિન્દી સરકારના કાયદાને આધીન રાખવા એવી ભલામણ કરી. જે વિષયો સમગ્ર–હિન્દના ન લાગ્યા, તેમને પ્રાંતિક ગણીને તેમના બે વિભાગ પાડ્યા ( ૧ ) સ્વાયત્ત ( *reserved* ) અને ( ૨ ) પરાયત્ત ( *transferred* ) આ પ્રાંતિક વિષયોમાં અને પ્રાંતિક રાજ્યવહીવટમાં હિન્દી સરકાર કેટલો અધિકાર અને કેટલો અંકુશ રાખી શકે, એનો વિચાર કરવાનો છે. પરાયત્ત વિષયોમાં હિન્દી સરકાર નીચે પ્રમાણે પોતાની સત્તાનો ઉપભોગ કરવા ઇચ્છે છે.

( ૧ ) હિન્દી સરકારના વિષયોનો વહીવટ સુરક્ષિત બનાવવા

( ૨ ) હિન્દના અથવા એકથી અધિક પ્રાંતોના હિતમાં કાયદાનું એકરૂપપણું ઇષ્ટ લાગે ત્યારે એવી એકરૂપતાની પ્રાપ્તિને માટે.

( ૩ ) જાહેર નોકરીઓનું અમુક હદ સુધી સંરક્ષણ કરવા–આ હદ હવે પછીથી વિશેષ નિશ્ચિત કરવામાં આવશે.

( ૪ ) એક કરતાં વધારે પ્રાંતોપર અસર કરનારા પ્રશ્નોનો નિર્ણય કરવા.

હિન્દી સરકાર આવી સત્તા પોતાને માટે પ્રાંતિક સરકારોના સંબંધમાં માગે છે. આ ચારે મુદ્દાઓનો વિચાર કરતાં આપણને લાગે છે કે, વ્યાવહારિક રીતે હિન્દી સરકાર બને તેટલી સર્વ સત્તા અદ્યાપિ પોતાના કબજામાં રાખવા માગે છે.–સત્તાનો ત્યાગ કરવો કોને ગમે? હિન્દી સરકારના પોતાની વહીવટના જે વિષયો હોય, જેમને સમગ્ર–હિન્દના વિષયો તરીકે ઓળખાવવામાં આવ્યા છે, તે વિષે હિન્દી સરકારને પ્રાંતિક સરકારોના કાર્યમાં માથું મારવાનો અધિકાર હોવો જોઇએ. આપણે તે સંબંધમાં તકરાર કરતા નથી. પરન્તુ એ વિષે એટલું વક્તવ્ય છે કે, ક્યા વિષયને પ્રાંતિક ગણવો અને ક્યાને સમગ્ર–હિન્દનો ગણવો, એનો નિર્ણય ગુપ્ત વિચાર પછીથી થવો જોઇએ. સરકારના અભિપ્રાય પ્રમાણે વિષયોની વહેંચણીની ટીપ બનાવવામાં આવી છે, તેમાં દર્શાવેલા સમગ્ર–હિન્દના વિષયોની વિગતવાર ચર્ચામાં ઉતરવું પ્રસ્તુત સ્થળે યોગ્ય નથી, અને એવી ઊંડી વિગતોમાં ઉતરવાની હાલ આવશ્યકતા પણ નથી. હિન્દી સરકારે બીજા મુદ્દાપર અંકુશ માગ્યો છે, તે અત્યંત વાંધાભર્યો છે–આ મુદ્દો કુંભારના ચાકપરના પીંડા જેવો છે, તેનો ઘડો પણ ઉતારી શકાય, અને ગાગર પણ ઉતારી શકાય. એ મુદ્દાનો સમય સમયપરત્વે ગમે તેવો અર્થ કરી શકાય, અને હિન્દી સરકાર એ રીતે અનેક વિષયોપરત્વે પ્રાંતિક રાજ્યવહીવટમાં માથું મારી શકે. પ્રાંતો પ્રાંતો વચ્ચે એકસરખા કાયદા રાખવાની આવશ્યકતાના આધારપર હિન્દી સરકારને દરમ્યાનગીરી કરવાની સત્તા આપવી ઇષ્ટ છે? અને વ્યાવહારિક રીતે એકસરખા કાયદા લાભદાયક છે? સર્વ પ્રાંતોમાં

# સ્વરાજ્યના પન્થેઃ હિન્દી સુધારાનો કાયદો.

લેખકઃ—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

'સ્વરાજ્યના પન્થે'ના અમ્હારા છેલ્લા લેખમા સૂચવ્યા પ્રમાણે હિન્દના રાજકીય સુધારાનો ખરડો બ્રિટીશ પાર્લમેન્ટમા મિ. મોન્ટેગુએ ગયા જુન માસના આરંભકાલમા રજુ કર્યો છે. તેના બબ્બે વખતના વાચનો બ્રિટીશ પ્રજાના આ પ્રતિનિધિઓની સસ્થામા વચાઈ ગયા છે. છતા પણ એ ખરડાની સાચી સત્તાવાર નકલ હિન્દની તેત્રીસ કરોડની વસ્તી સમક્ષ મૂકવામ આવી નથી. એ ખરડો હિન્દની પ્રજાના કલ્યાણ માટે, તેમના રાષ્ટ્રોદ્ધાર માટે ને હિન્દની પ્રજાને તેના દેશના રાજ્યકારોબારમાં વધારે સત્તા અને વધારે સ્વાતન્ત્ર્ય આપવા માટે તૈયાર કરવામ આવ્યો છે. એ ખરડો તૈયાર કરવા પાછળ હિન્દમાટેના મુખ્ય મંત્રી આદિ બ્રિટીશ અધિકારીઓએ ધન અને કાળનો પુષ્કળ વ્યય કર્યો છે પણ જે પ્રજાના હિતાર્થે કહેવાય છે તેમ એ તૈયાર કરવામા આવ્યો છે તે જ પ્રજા તે ખરડાની પુરેપુરી સત્તાવાર વિગતો હજી જાણતી નથી. હિન્દની સરકારે ખરડાની વિગત પ્રસિદ્ધ કરી છે, તે અધુરી હોઈ સંપૂર્ણ નથી. જ્યાં સુધી પુરી વિગતો પ્રજા પાસે રજુ થઈ શકે નહિ ત્યા સુધી પ્રજા એ ખરડાના વ્યાજબીપણ માટે શું કહી શકે ? પરન્તુ એ ખરડો હિન્દની પ્રજા માટે તો જીવન અને મૃત્યુના પ્રશ્ન જેવો અતિ ગંભીર છે. એટલે અધુરી વિગતોપર પણ પોતાના સત્ય અભિપ્રાય, પોતાના હૃદયને જે ખરૂં અને વ્યાજબી લાગે તે કહેવાનુ એ પ્રજાનુ કર્તવ્ય છે એથી કદાચને કોઈને પણ અન્યાય થાય—જે થવા પણ સંભવ છે અને તેમ થાય તો તે માટે અમ્હે અતિ દિલગીર થઈશું—પરન્તુ તે માટે સરકારને જ શિર જોખમદારી રહે છે. રજુ થયેલો ખરડો વાસ્તવિક રીતે તો કહેવું જોઈએ કે **બ્રિટીશ પાર્લમેન્ટ પાસે પણ રજુ કરતાં પહેલાં હિન્દની પ્રજાની સમક્ષ ચર્ચા અને વિવાદમાટે રજુ કરવાની જરૂર હતી.** જે પ્રજાના લાભમાટે એ ખરડો તૈયાર કર્યો છે તે પ્રજાને એની વિગતો જાણવાની—જણાવવાની સૌથી પહેલી અગત્ય છે અસ્તુ. હિન્દની પ્રજાને આવી રીતે ભૂલી જવાનો આ પ્રસગ કાંઈ પહેલો જ નથી. એટલે અધિકારીઓની રાજસત્તાની આ ચાલતી આવેલી પદ્ધતિથી અમ્હને આશ્ચર્ય લાગતુ નથી, પરન્તુ કેવળ એટલો જ ખેદ થાય છે કે હિન્દની પ્રજાને એણે આપેલા ભોગ અને કરેલા ત્યાગના મહા મ્હોટા પ્રમાણ બ્રિટીશ પ્રજાની પાસે મોજુદ હોવા છતા પણ, પાચપાચ વર્ષથી એ મહાન્ સેવાઓની પોતાને જ મ્હોંએ પ્રશસ્તિઓ પ્રચડ નાદે ગાયા પછી પણ, હિન્દના સમ્બન્ધમાં જુની પુરાતન સંશય, વ્હેમ અને શકા અને ભીતિથી ભરેલી જ રાજ્યનીતિ અખત્યાર કરવામા આવે છે. મોન્ટેગુ-ચેમ્સફર્ડ રીપોર્ટ, એ રીપોર્ટના આધારે નિમાયલી ખર્ચાળ કમિટીઓ, અને એ કમિટીઓના રીપોર્ટો ઉપર હિન્દી સરકારના મહા મ્હોટા ખરીતાઓ, અને છેવટે એ સૌ ઉપરથી જ કહીએ તો ચાલે એમ તૈયાર કરવામા આવેલો આ સુધારાનો ખરડો હિન્દની પ્રજાને અને ત્હેમનાં આશાભર્યાં હૃદયોને કેવલ આઘાત જ દેનારો અતિ અસતોષકારક અને દુઃખ આપે

એવા જ છે. હિન્દની તેત્રીસ કરોડની પ્રજાએ બ્રિટીશ સત્તાધિકારીઓ પાસે આજ વર્ષોના સંબન્ધ પછી, એમની મહામૂલ્યવાન સેવાઓ પછી, અને આજ આટલી પ્રશસ્તિઓ સાંભળ્યા પછી કાંઈ જુદી જ આશા અને કાંઈ જુદા જ પરિણામની કલ્પના કરી હતી. દુર્ભાગ્યે એ આશા આજ તુટી છે એ હિન્દનું હૃદય એના ઉંડાણમાંથી કહે છે.

હિન્દની પરમ મોંઘી સેવાઓના ફલ અને પરિણામ અતિ સારા આવશે એવી સુન્દર આશાઓ હિન્દના કેટલાક મહાજનોએ પણ દર્શાવી હતી! તેમના અનુભવે અને દીર્ઘ દૃષ્ટિવાળાં વિશાલ મગજોએ પ્રજા સમક્ષ આ વાત જોરથી રજુ કરી હતી. પણ પ્રજા એ માનતી ન હતીઃ બીજા પક્ષે આ સેવાઓ પછી પણ તેનાં ફલ અને પરિણામ જોઇએ તેટલાં સુન્દર અને સ્વાદિષ્ટ મળવાનાં નથી એવું કલ્પી લીધું હતુ. આ વાત આ પક્ષે દેશમા દુંદુભિ નાદથી ગર્જાવી હતી, પ્રજામાં કોઇ નવું ચેતન એણે આપ્યુ. પ્રજા જાગૃત થઈ પ્રજા સચેત બની. પ્રજાએ એ વાત ખરી માની આમ એ પક્ષ સાથે ત્રીજો સ્વાર્થી પક્ષ એંગ્લો-ઈન્ડિયનનો આ બે પક્ષના વિરોધથી આનન્દ કલરવમા નાચવા કુદવા લાગ્યો. લ્હડાઈ પુરી થતાં ના૦ સરકારે પોતાની સત્તા અજમાવવા માંડી. પરિણામે અશાન્તિ પ્રવર્તી હજારો હિન્દીજનોના લ્હોહી રેડાયાઃ કોર્ટ માર્શલ મારફતે બાબુ કાલિનાથ રૉય જેવા શાન્ત દેશસેવકો અને રાજ્યસેવકો અન્યાયના ભોગ થઈ પડ્યાઃ હિન્દની રાજ્યવ્યવસ્થા સુધારવા માટે ખરડો રજુ થયો—પ્રસિદ્ધ થયોઃ આ ઇતિહાસે હિન્દ આજ નિરાશ અને કેવળ ગમગીન બન્યુ છે. હિન્દમા અશાન્તિનાં બીજ ઉંડા ગયાં છેઃ મિ. મોન્ટેગ્યુએ પાર્લમેન્ટમા આ ખરડો રજુ કરતી વખતે એમની મિષ્ટ જીભથી ઘણાં સુન્દર વાક્યબાણો છોડ્યાં છે. મિ. હોર્નિમેન જેવાને માટે અધુરી અને એકપક્ષીય વાતો ઉપર આધાર રાખી અન્યાય કરતા હિન્દની બ્યૂરોક્રસીના વર્તનને અભિનન્દન અપાયાં છે–એ વર્તનમા ન્યાય જોવાયો છે! પ્રજાએ હવે પોતાનો ઇતિહાસ પોતે ઘડવાનો છે, અને પોતાના જ દેશને જીવન અને મૃત્યુમાં કયા સ્થલ આપવુ છે તેનો ગંભીરતાથી વિચાર કરી પ્રવૃત્ત થવાનુ છે. જે પક્ષે હિન્દની રાષ્ટ્રીયસમિતિથી જુદા પડી રીસાવાનું પસંદ કર્યું છે તે પક્ષે હવે વધારે રીસ કરવાની જરૂર રહી નથી એ વાત તો જોઇ હશે. બીજા પક્ષે હવે પ્રથમ પક્ષ તરફ ક્રોધ અને આક્ષેપોની પરંપરા રજુ કરવામા ડહાપણુ નથી એ જોયુ હશેઃ હિન્દના આ બે પક્ષે સમજવાની જરૂર છે કે હિન્દને માટે એક હિન્દીજનને જેટલું લાગશે તેટલું અન્યને કોઇ કાળે પણ લાગી શકે એમ નથી. અંધશ્રદ્ધા અને અપુરા અનુભવથી વિજાતીય મોહિનીઓના પાશમાં સપડાવાથી દેશમાં શો કલહ અને શા કંકાસ થાય છે તેનો વિચાર વધારે પાકટ બુદ્ધિથી કરવાની જરૂર છે. અમ્હે આશા રાખીયુ કે દેશનો યુવાનવર્ગ આ વાત વધારે સ્હમજે.

મિ. મોન્ટેગ્યુએ રજુ કરેલો ખરડો ૨૦ મી ઑગસ્ટ ૧૯૧૭ ના સંદેશાને પણ અમ્હારા અધીન મત પ્રમાણે સમન્વિત ના હોઇ તદ્દન અસંતોષકારક અને અધુરો છે. આથી આપણી પ્રજાને એથી જોઇએ તેવો લાભ નથી ધારાસભાઓમા ખરૂ છે કે પ્રજાના પ્રતિનિધિઓની સંખ્યા વધશે, છૂટક છવાયા કેટલાક ન્હાના સુધારાઓ શિવાય આ ખરડો હિન્દની વર્તમાન

રિશેલ્યુનો પણ એવો અભિપ્રાય હતો કે ", સમશેર કરતાંયે કલમ બળવત્તર છે." "મેગ્ના ચાર્ટા" ( *Magna Charta* ) થી તે "ડેકલેરેશન ઓફ ઇન્ડીપેન્ડન્સ" (*Declaration*



રબરની ભૂંગળીઓ ચકાસીને સાફ કરવામાં આવે છે એ વિભાગના ઓરડાનો દેખાવ.

*of Independence* ) પર્યન્ત, તેમ જ ગત સૈકાની અનેક સ્વતંત્ર સંસ્થાઓની સ્થાપનામાં, અને સમસ્ત માનવજાતિની સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં અનેક કમે લેખિનીની જ સહાયથી

એ સર્વ બની શક્યું છે લેખિનીની જ સહાયથી વ્યક્તિઓ અને પ્રજાઓ વચ્ચેનો સર્વ સંબંધ જમાવ છે ઉદ્યોગ, વ્યાપાર ધર્મ અર્થ અને રાજ્ય સંચારણ એ સર્વ, લેખિનીની જ સહાયથી સપ્રમાણ અને ગૌરવશાળી બને છે. આ શોધ-કલમ-માનવજાતિના ઉત્કર્ષનું સાધન છે, અને લેખિનીના પરંપરા ઇતિહાસ જાણવાથી જગતની સંસ્કૃતિનું ક્રમવાર અને સંપૂર્ણ ભાન થઇ શકે છે કલમ વિષે સૌથી પ્રાચીન સૂચનો બાઇબલમાં અનેક સ્થળે મળી આવે છે - એ કલમો લોખંડમાંથી બનાવવામાં આવતી અને તે વડે ચુનાના તેમ જ અન્ય નરમ પત્થરોપર કોતરીને લખી શકાતું બાઇબલમાં એક સ્થળે સાહી અને કલમો વિષે સૂચના કરવામાં આવી છે ઇ સ પૂર્વ ૨૦૦૦ વરસ એસિરિયન રાજાઓએ અને ફિનિશિયનોએ, રાજ્યના જાહેર કરવામાં તેમ જ ભવિષ્યની પ્રજાને માટે તેમનું ગણિતશાસ્ત્ર અને ખગોળવિદ્યા સંબંધનું અપૂર્ણ જ્ઞાન સંગ્રહી રાખવાને માટે પીંછાંઓ અને બરૂમાંથી બનાવેલી કલમોના ઉપયોગ કર્યા હતો ગ્રીક પ્રજાએ પોતાની સંસ્કૃતિના આલાપનો લખવામાં કાગળ અને રંગીન પીંછામાંથી બનાવેલી કલમોનો ઉપયોગ કર્યો હતો ઇ સ પૂર્વે ૮૫ માં રોમન પ્રજા પીત્તળ અને ચાંદીની કલમો અને તે ઉપરાંત લોઢામાંથી બનેલી મહાન સાધના આજની સ્ટાઇનસ-કલમનો ઉપયોગ કરતા હતા, પરન્તુ મારામારીના પ્રસંગોમાં સ્ટાઇનસનો છૂરી તરીકે ઉપયોગ થતો હોવાથી તેના



રબ્બરની ભુંગળીઓને સાફ કરવાની પ્રથમ ક્રિયા.

વપરાશનો પ્રતિબંધ કરવામાં આવ્યો હતો શેકસપિઅરે અને પેરેડાઇઝ લોસ્ટ (*Paradise Lost*) માં મિલ્ટને, હંસના પીંછાની કલમ વડે લખ્યું હતું નેપોલિયને પોતાના આલાપત્રોમાં પીંછાની કલમવડે અને લિંકને ઇમેન્સિપેશન ડેક્લેરેશન માં પોલાદની પેનવડે સહી કરી હતી. આ ભયાવહ સમરમાં વિલ્સન અને જગતના અન્ય રાજનીતિદક્ષ પુરૂષો, જગતની સમસ્ત સંસ્કૃતિના સ્વરૂપમાં ફેરફાર કરી નાખે એવા પ્રબળ ગ્રન્થો, શાસ્ત્રીય લેખનપદ્ધતિમાં ઉચ્ચતમ વિકાસ પામેલી, ફાઉન્ટેનપેનથી લખે છે

આ પ્રમાણે આપણે પત્થર, હાથીદાંત, વૃક્ષનાં છાલ અને પર્ણ, ચર્મપત્ર, તાડપત્ર, કાંસુ, અને તામ્રપર લખાયલા આરમ્ભકાળના લેખનથી તે આધુનિક સમયની અમેરિકન ફાઉન્ટનપેનસુધીના પ્રત્યેક યુગનું આપણે સંયુક્ત અવલોકન કરી ગયા.

અમેરિકન ફાઉન્ટન પેનવિષે વિદ્યાર્થીઓ પણ ભાગ્યે જ અજાણ્યા હોય છે. જ્યાં જ્યાં લેખિનીનો ઉપયોગ થાય છે, ત્યાં સર્વત્ર એ પેનવિષે સર્વને જ્ઞાન હોય છે. પાંત્રીશવર્ષપર પ્રતિવર્ષે ૨૦૦ પેન બની શકે એવું એક કારખાનું ખોલવામાં આવ્યું હતું. હવે એ જ કંપની પ્રત્યેક વર્ષે વીશ લાખ પેનો બનાવે છે અને એની આડતો જગતના સર્વ દેશોમાં વિસ્તરાયલી છે. અમેરિકન ફાઉન્ટનપેનો વિવિધ આકાર અને પ્રકારની બનાવવામાં આવે છે કેટલીકપર હીરાકણી જડેલી હોય છે અને કેટલીક સુવર્ણથી અલંકૃત હોય છે અને તેનું મૂલ્ય સો ડોલર કરતાં પણ વિશેષ હોય છે; આ ઉપરાંત તદ્દન સસ્તી રબર-પેનો પણ તૈયાર કરવામાં આવે છે અને જ્યાં જ્યાં એ ઉદ્યોગ ચાલુ હોય છે ત્યાં એનો સામાન્ય ઉપયોગ થાય છે



રબરની ભુંગળીઓની કોતરણી તપાસતી છોકરીઓ.

આધુનિક ઔદ્યોગિક જીવનમાં ફાઉન્ટનપેનની અગત્યની અતિશયોક્તિ કરવી એ લગભગ અસંભવિત જ છે. જો એ શબ્દના સંક્ષિપ્ત સ્વરૂપમાં કહી શકાય તો અર્વાચીન પ્રગતિનું રહસ્ય 'તાત્કાલિક પ્રવૃત્તિ' છે. અને ફાઉન્ટનપેન શામાટે એટલી અગત્ય ધરાવે છે? કારણ કે એ પેન તે જ ક્ષણે ઉપયોગમાં લઇ શકાય છે-'તે જ ક્ષણે'-બસ એ જ એનું રહસ્ય છે. સર્વદા તૈયાર રહેતી આ લેખિનીની તાત્કાલિક સહાયવડે જે ક્ષણે નિશ્ચય થાય તે જ ક્ષણે પ્રવૃત્તિ કરી શકાય છે. વિજય અને પરાજય વચ્ચેનો ભેદ, 'આધુનિક' પ્રવૃત્તિઓ પાછળ રહેલું વિજળીક બળ, અને અર્વાચીન ઉદ્યોગોનું રહસ્ય એ સર્વે એ જ સૂત્રમાં રહેલું છે.

આ સિદ્ધાંતનું યુદ્ધભૂમિપર જેટલું જ્ઞાન હોવું જોઇએ તેટલું જ જ્ઞાન કાર્યવ્યવહારમાં આવશ્યક છે. આ પ્રાથમિક સિદ્ધાંત પ્રત્યેક લઘુવિદ્યાર્થિને પણ આવશ્યક છે, કારણ કે એ આ વર્તમાન સમયનું વિશ્વમાન્ય શિક્ષણ છે. સમયાનુસાર લેખનશક્તિ હોવી-કોઇ પણ કાર્યને માટે સદા સજ્જ થઈ રહેવું-એ વ્યાવહારિક નીતિનો સામાન્ય નિયમ છે.

ફાઉન્ટનપેન બનાવવાની પદ્ધતિમાં જે અમેરિકન ફેકટરીઓ સંપૂર્ણતા પામેલી છે તેની મુલાકાત લીધા વિના, એ બનાવટ કેટલી નાજુકાઈ ભરેલી છે તેનો વિચાર આવી શકે નહીં. એ બનાવટમાં અસાધારણ સૂક્ષ્મતાની જરૂર છે. કારણ જે નમુનાની પેન બનતી હોય તેમાં રહેજ પણ ફેર પડે તો પરિણામમાં એવી પેન નીપજે કે તે કોઇ અણીને પ્રસંગે નકામી થઇ પડે, અને તેથી કદાચ મ્હોટા વ્યાપારનો વિનાશ થાય. એ પેનની બનાવટમાં અસંખ્ય પ્રકારની વિવિધતા હોવાથી તેનું સંપૂર્ણ વર્ણન કરવું અશક્ય છે. તેથી તે વિષે થોડીક સૂચના જ અત્ર આપી શકાશે.



સોનેં મઢેલી પેનને ઓગાળતાં પહેલાં તેનાપર ઇરીડીયમ મૂકવામાં આવે છે.

એનો યોગ્ય આરમ્ભ કરવાને માટે પ્રથમ તો આપણે દક્ષિણ અમેરિકાના રબરના વાવેતરોમાં આવી પ્હોંચ્યા છીએ, એમ અનુમાન કરવું પડશે. બોલીવીયામાં એની નદીના તટપર આવેલા ઉપવનોમાં એ વાવેતરો છે. અત્રે *Hevea Brasiliensis* એ નામનાં સાઠ ફીટ ઉંચા રબરના વૃક્ષો ઉગે છે. આ રાક્ષસી વૃક્ષમાંથી " પારા-બેની—બોલીવ્યન *Para—Beni—Bolivian* " એ નામનો રબરનો સુંદર ઉત્પન્ન થાય છે. અને એ સુંદર ફાઉન્ટન પેનની બનાવટમાં ખાસ ઉપયોગી થઇ પડે છે. જે સ્થાનમાં એની ઉત્પત્તિ થાય છે તે પ્રદેશ ઉષ્ણ કટીબંધના પ્રદેશોના સરખી આશ્ચર્યજનક અમૂર્ત કળા પોતા ધરાવે છે પશુઓથી સજીવ, અને સતત અંધકારથી છવાયલાં એ ઘીચ ઝાડવાળાં મહાવનમાં ગુપ્ત અને અભેદ્ય ઉકાળો સમાયલાં છે. જે પ્રમાણે ન્યૂ ઇંગ્લાંડમાં મેપલના વૃક્ષમાથી ખાંડને માટે રસ કઢાડ-

વામાં આવે છે તે જ પ્રમાણે ત્યાંના શ્યામ વતનીઓ આ રબરનાં વૃક્ષોમાં ચીરા પાડી સાથે ચોંટેલા એક પ્રકારના માટીના પ્યાલાઓમાં તેના રસને એકઠો કરે છે. ઓગસ્ટ અને ફેબ્રુઆરી મહીના વચ્ચેની સુકી ઋતુમાં, શીતળ સંધ્યા સમયે આ કામ કરવામાં આવે છે. આ પ્રમાણે આખી રાત આ રસ એક સરખો ગળ્યા કરે છે, અને સ્હવારના પ્હોરમાં તો તે માટીનાં પ્યાલાઓ ભરાઇ જાય છે અને એ બધો રસ બીજા એક મ્હોટા પાત્રમાં એકત્ર કરવામાં આવે છે.

આ રસમાંથી પછીથી રબર બનાવવામાં આવે છે. એ રસને હવે સુકવીને સખત બનાવવો જોઇએ. આ રસને 'દુધ' કહેવામાં આવે છે. જે વાસણમાં એ 'દુધ' એકત્ર ભરેલુ હોય છે, તેમા ત્યા કામ કરનાર કારીગર, એક પ્રકારની ત્રણ ફીટ લાંબી લાકડી બોળે છે. એ લાકડીને છેડે માટીનું બનાવેલુ પ્હોળી સપાટીવાળુ બીબું જડેલું હોય છે. અન્દર બોળવાથી રબરના રસનુ એ બીબાપર એકસરખું પાતળું પડ બંધાય છે. ત્યારપછી ગરમ કરેલાં તાડફળની વરાળમાં એ લાકડીને ધરવામાં આવે છે. તથી એ રસ ઘટ્ટ થઇને બંધાઇ જાય છે. તેપર પાછું બીજું પડ એ જ પ્રમાણે તૈયાર કરવામાં આવે છે. આ પ્રમાણે એક અનુભવી કારીગર એક કલાકમાં લગભગ પન્દર રતલ જેટલું રબર બનાવી શકે છે. આ રબરના પડોને ચીરીને



સોનાની પેનની અણીઓપર ધાર
ચઢાવવામાં આવે છે.

લાકડીપરના બીબાંપરથી ઉકેલીને સુકવવામા આવે છે. આ કાચા રબરના જથ્થાને બેની નદીપર લાવવામાં આવે છે. જે કંપનીએ એ માલ ખરીદ્યો હોય તેનો પ્રતિનિધિ એ માલને તપાસે છે અને ત્યારપછી પારા નામના બંદરપરથી યુનાઇટેડ સ્ટેટ્સ તરફ મોકલવામાં આવે છે.

આ રબરના પડોને બીસ્કીટ કહેવામાં આવે છે. (વાચકોએ એટલુ ધ્યાનમાં રાખવુ કે આ બીસ્કીટો ખાવાના ઉપયોગમા આવતા નથી!) જે ફેક્ટરીઓમાં આ બીસ્કીટો લાવવામા આવે છે તેનુ આપણે અવલોકન કરીએ, આગળ આપણે જગતમાં જે રબરનો રસ

જોયો હતો તે જ અત્રે બીરફાટના રૂપાંતરમા છે. તેમ જ બીજી અનેક પદ્ધતિઓવતી એનું રૂપાંતર થતું જશે. આ ફેકટરીઓમા, રબરના કકડા કરી, સુકવી, વિટાળી, જળથી સાફ કરી, સખ્ત બનાવી, વાળી, નકામા ભાગોને કાપી નાખી, છાપ મારી, ઓપ ચડાવી, પેક કરીને અન્તે વ્હાણોમાં ચડાવી જ્યા એવા સર્વ ભાગોને છેવટના એકત્ર કરવામાં આવે છે એવી ફેકટરીઓમાં મોકલવામાં આવે છે. મનુષ્યની શોધકશક્તિ, ન્હાની વિગતોમાં સંપૂર્ણતા, ચાતુર્ય, પરીક્ષકશક્તિ, અને યંત્રની કાર્યશક્તિ એ સર્વ એક જ પરિણામને માટે એકત્ર ગતિમાન્ થઈ રહેલાં છે. મનુષ્યનાયક અને યંત્રગણ સેવકરૂપે કાર્ય કરે છે.



**સોનેરી પેનની અણીઓને ઇરીડીયમથી ઓગાળે છે.**

આ સર્વ રસમય હોવા છતા પણ આપણે અત્રે વધારે અટકી શકીએ એમ નથી. જ્યાં ફાઉન્ટનપેન છેવટને માટે સમારવામાં આવે છે એવી ફેકટરીની આપણે મુલાકાત લઈશુ. આપણે જે ફેકટરીમાથી બ્હાર આવ્યા તેની સમીપ જ કદાચ એ ફેકટરી હોય. ફેક્ટરીને માટે સ્થાન નિર્ણય કરવામા બજાર અને મજુરીની સ્થિતિ વિગેરે અનેક કારણો ધ્યાનમા લેવાં પડે છે. આપણે જે ફેકટરીમાં આવ્યા છીએ તેને દશ માળ છે. અહીં ફાઉન્ટપેનની સુવર્ણની અણીઓ, ઉપર બેમાડવાનું ચાપવાળું ઢાકણ બનાવવામાં આવે છે, તેમ જ ઉપર સોનું અને ચાંદી મઢવાનુ કામ અને પેનના સર્વ વિભક્ત અંગોને છેવટને માટે એકત્ર કરવામાં આવે છે. તે ઉપરાંત ફાઉન્ટપેનને જ યોગ્ય શાહી બનાવાય છે એ ઉદ્યોગ પણ સાથે-સાથે ઘણો ઉપયોગનો છે. આરમ્ભમાં અવલોકન કરવાને માટે જ્યાં ધાતુને ગાળીને એકઠી કરવામાં આવે છે તે સ્થાનમાં જવું સુગમ થઈ પડશે. ત્યાં મ્હોટા પ્રમાણમાં ગાળેલું સોનું હોય છે અને એક કારીગર ત્યાં કામ કરી રહ્યો છે. એ સુવર્ણમાંથી ધીરેધીરે છેક છેવટે સંપૂર્ણ પેન બની રહેશે. આ સોનાના રસમાં ચાંદી અને તાંબાની ભેળણી કરવામાં આવશે. કારણ કે સતત વાપરવા માટે બનાવાતી પેનને માટે ધાતુનું ઘણું સખત મિશ્રણ

હોવુ જોઇએ ચટ પ્રકારની પેનો માટે ઉચુ સોનુ ( *Fourteen Carats fine*) વાપરવામા આવે છે



પેન બરાબર તૈયાર થયેથી હુંશિયાર માણસોએ તપાસ્યા પહેલાં કારખાનામાંથી ખસેડવામાં આપતી નથી.

યુનાઇટેડ સ્ટેટ્સની એસ આફિસ ( ધાતુની પરીક્ષા કરનાર સસ્થા ) માથી જે સુવર્ણની સગડીઓ આવે છે તેનુ સાધારણ માપ ત્રણ ઇચ લબાઇ અને એક ચમચોરસ ઇચ પહોળાઇ

હોય છે. તે દરેકનું મૂલ્ય લગભગ ૫૦૦ ડોલર હોય છે. એ સુવર્ણવાળાં મિશ્રણમાંથી પતરાં બનાવવામાં આવે છે. એ પતરાંઓમાંથી સુવર્ણના સર્પ જેવી પટીઓ કાતરવામાં આવે છે. અને એ પટીઓમાંથી પેન બનાવી શકાય તેવા ન્હાના કટકા પાડવામાં આવે છે. ત્યાર પછી એ કટકાઓને સળ પાડીને ઇરિડિયમ નામની ધાતુવડે અણીદાર કરવામાં આવે છે. આ ઇરીડીયમ ધાતુ યુરેલ પર્વતમાં ઉત્પન્ન થાય છે અને તેનાં એક રતલની કિંમત ૧૫૦૦ ડોલર હોય છે જ્યારે સુવર્ણના એક રતલની કિંમત ૨૪૦ ડોલર હોય છે. આ ઇરીડીયમવાળી અણીને થોડો વખત ટંકણખાર અને પાણીના મિશ્રણમાં બોળી મુકવામાં આવે છે, અને ત્યાર પછી દીર્ઘ સમય સુધી અગ્નિમાં તપાવવામાં આવે છે. ત્યાર પછી એ પેનને ઓપ ચાળવામાં આવે છે અને અણી આગળ ફાડ પાડવામાં આવે છે. આ ફાડ પાડેલી પેનોપરથી આપણને ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષપરના યુગનું સ્મરણ થાય છે, કારણ કે તે યુગમાં એ જ પ્રમાણે ફાડ પાડેલી બરૂની પેનો વપરાતી હતી. કારીગરો વાપરે છે તેવો એક બળવાન મેગ્ની ફાઇન્ગ ગ્લાસ (જેમાંથી ન્હાની વસ્તુ ઘણી મોટી દેખાય છે તે કાચ) માંથી નિરીક્ષણ કરવાથી એ કૃતિની અત્યંત સુંદરતા, તેની અખંડિત સંપૂર્ણ કોરો, અને એ સુવર્ણની પેનની કઠણ ઇરીડીયમ ધાતુની સંપૂર્ણ દોષરહિત અણીઓ, સ્પષ્ટ જણાય છે. આ સર્વ અતિ સૂક્ષ્મ હોવાં છતાં પણ લેખન સિદ્ધિને સંપૂર્ણ વિશ્વસનીય કરવામાં સહાયરૂપ થઈ પડે છે. ખાસ કરીને પેનોને અણીદાર કરવાનો પ્રયોગ અત્યંત રમ્યમય છે પેનની ભવિષ્યની ઉપયોગિતા અને સફળતાનો આધાર આ જ પ્રયોગપર રહેલો છે. અનેક પ્રકારની અને વિવિધ પ્રમાણમાં કઠણતા કે મૃદુતાવાળી પેનો બનાવવી પડે છે. એક મિનિટમાં ૨૦૦ શબ્દ લખનાર શોર્ટ સ્ટેનોગ્રાફર, (સંક્ષિપ્તાક્ષર લિપિમાં લખનાર) તેમ જ લાખો ડોલરોનો ચેક લખનાર શાન્ત વ્યાપારી, અથવા ડાબા પક્ષથી જમણા પક્ષ તરફ પોતાની દેશી લિપિમાં લખનાર આર્મેનીઝ અને જગતના સર્વ લેખકો એ જ પેનનો ઉપયોગ કરે છે. આ પ્રમાણે સર્વ ભાગોને એકત્ર કરી તેનીપર પડ ચઢાવી, સુવર્ણ અને ચાંદીથી શણગારી, ચળકાટ આપીને બનાવેલી ફાઉન્ટન પેનની સંપૂર્ણ કૃતિનું આપણે અવલોકન કર્યું.

એ ફાઉન્ટનપેન કદાચ કોઇ સમાજની વિખ્યાત સ્ત્રી, કોઇ જપાનિઝ રાજનીતિજ્ઞ, કે કદાચ બોલશેવીકના હાથમાં પણ જાય! એ કોણ કહી શકે? સુલેહની શરતો નીચે સહી કરવાને તેમને પેનની જરૂર તો પડશે. કદાચ એ સર્વ રદ કરવા માટે પણ એનો ઉપયોગ થાય તો શું આશ્ચર્ય થશે?

---

નૌથી બરેલી થઇ કાથગોદામ સ્ટેશન જઈ પહોચ્યા. ત્યાંથી હિમાલયના પહાડ ચડવાની શરૂઆત કરી. તે કહે છે કે "હિમાલયમાં મારા કેવા હાલ થયા તે લખવા બેસુ તો મારા ઉપર અતિશયોકિતનો આરોપ આવશે. આમ છતાં મારા ઉપર જે સંકટ આવી ગયાં છે તેની સામે થવાને ગુરૂ મહારાજની દયાથી મને શકિત પણ આવી હતી."

એક વખત એક જંગલી હાથી તેમની પછવાડે પડયો હતો. તે વખતે તેમની સાથે એક ભોમીઓ હતો. હાથી અને સર્પમાં એક સ્વભાવ એવો હોય છે કે તે જ્યારે રતિક્રિડા કરતાં હોય તે વખતે જો તેમને કોઇ જુએ તો તેની ઉપર ખીજી તેની પછવાડે દોડે છે. એવા એક વખતે એક હાથીના જોડા તરફ અજાણતા દષ્ટિ પડતાં હાથી ખીજવાઇને તેમને મારવા દોડયો. તેમનાં ભોમીઆએ બુમ પાડી કે "મહારાજ ભાગો, પીછે એ હત્તી આ રહા હૈ" તે ઉપરથી તેઓ એક ભેખડ સુધી દોડયા. ત્યાંથી બહુ જ નજીક આવી પહોચવાથી અને બીજે કોઈ વળીને બચી જવાનો રસ્તો ન હોવાથી તેમણે અને તેમના ભોમીઆએ તે ભેખડ ઉપરથી નીચે ભૂસકો માર્યો. હાથી ભેખડના કાંઠા ઉપર આવીને ક્રોધથી સૂંઢ આગળ લંબાવીને ફુંફાડા મારવા લાગ્યો પરંતુ નિરાશ થઇને શાન્ત ઉભો હતો. સ્વામીજીએ પોતાના હિમાલયના પ્રવાસનુ એક પુસ્તક ભગીરીમાં લખેલ છે તેમાં જણાવે છે કે "તે ખાઇ ઘણી ઉંડી હતી ભેખડ ઉપરથી પડતા જ અમને મૂર્ચ્છા આવી હતી. ભોમીઆને દશ અગ્યાર કલાકે શુદ્ધિ આવી હતી હું બે દિવસ બેશુદ્ધ રહ્યો. મારી કેડ સુજી ગઈ હતી. પરંતુ હાડકાને કાંઇ ઇજા થઇ ન હેતી હું દશ પંદર દિવસે સાજો થયો પણ શકિત આવતા ઘણા દિવસ લાગ્યા. ભેખડ ઉપરથી ભુસકો માર્યો તે જ વખતે મહારાજના ચરણારવિંદનું ધ્યાન ધરીને દેહ ફેંકયો હતો મને લાગ્યુ કે પ્રભુની ઇચ્છા એટલી હશે કે વધારે ઈજા ન થતાં અમે બચ્યાએ. એ પ્રમાણે વાઘરીંછ વિગેરે હિંસક પશુના સપાટામાંથી પણ અમે બચ્યા હતા. તરશ, ભુખ ઠંડી વિગેરેથી મને અને મારા ભોમીઆને ઘણો જ ત્રાસ થતો. એક વખતે એક મ્હોટા અરણ્યમાં અમે રસ્તો ભૂલ્યા અને સાત દિવસ સુધી કોઇ મનુષ્ય કે પ્રાણી અમને નજરે પડયું નહી ત્રણ દિવસ અમને ઝાડના પાંદડા સિવાય કંઈ જ આહાર મળ્યો ન હોતો."

શ્રી કૈલાસ માનસ સરોવરની યાત્રાએ નિકળતા કાથગોદામ સ્ટેશન છોડી રસ્તામાં ભીમતાલ, ધારી, મૌરનોલી, દેવીધુરા, લુવા ઘાટ વગેરે સ્થળો જોતાં જોતાં તે આગળ ચાલ્યા ત્યાં કેટલાક સંન્યાસી અને બીજા માણસો તેમને કહેવા લાગ્યા કે તમે જે પ્રવાસ કરવા ધારણા રાખો છો તે બહુ જ કઠણ કામ છે. તમારા શરીરનો બાંધો બહુ જ નબળો છે તો તમે આખો હિમાલય કેવી રીતે ઓળંગી શકશો તેની અમને બહુ ચિંતા રહે છે પણ તેનો તે એક જ ઉત્તર આપતા કે मैं सद्गुरुका बचा कभी नहीं हुआ दिलका कच्चा.

માયાવતીથી નીકળી ગર્બાંગ ગયા. ત્યાંથી ગોરન્યા, ત્યાંથી પીઠોરાગઢ, ત્યાંથી નાવરકોટ ક્નાલી છીના અને ત્યાંથી અસ્કોટ પહોચ્યાં. અસ્કોટથી નીકળી લીન્યા ગામ પહોચ્યાં. ત્યાં એક વખત પોતે પર્વતનાં સુંદર દેખાવો જોતા હતા એવામાં ચારપાંચ જુવાન છોકરીઓ

તેમની આસપાસ આવીને બેઠી અને તેમની સામું જોઇ રહી. તે પછી અન્દર અન્દર પોતાની ભાષામાં વાતો કરવા લાગી. સ્વામીજી પોતાના પ્રવાસવર્ણનના પુસ્તકમાં લખે છે કે "મારૂં લક્ષ તે છોકરી તરફ જરાએ ન હોતું. ત્યાં ઝુંપડાની અન્દર એક શાળામાસ્તર તે છોકરીઓનું શિક્ષણ સાંભળતો હતો. તે છોકરીઓ મોટેથી હસી અને તે માસ્તર પણ હસતો હસતો બહાર આવ્યો. અને મને કહ્યું 'સ્વામીજી આ છોકરીઓનો તમારા ઉપર પ્રેમ થયેલ છે. તમે અહિંયા જ રહો એવી તેમની ઇચ્છા છે.' માસ્તરને મેં કાંઇ જવાબ આપ્યો નહીં. શાળામાસ્તરનું મન તે છોકરી-ઓને નાચવા ગાવાને કહેવાનું હતું પરંતુ મેં તેવી ઇચ્છા દર્શાવી નહીં તેથી તે વાત પડી રહી"

એક દિવસ એક રાતના વખતે જંગલમાં એક વૃક્ષ તળે સ્વામીજી અને તેમનો બામીઓ કામળી પાથરી તકના થઇનું ઓશીકું કરી પડ્યા હતા. અને ટાઢ મટાડવા એક લાકડું સળગાવી બન્નેની વચમાં રાખ્યું હતું તે વખતના પ્રસંગ વિષે સ્વામીજી લખે છે કે "સુતી વખતે શ્રી સદ્દગુરૂનું ધ્યાન ધરી મેં લાંબો ટાંગ્યો. પેટમાં મુદ્દલે અન્ન ન હોવાથી અને સાવ થાકી જવાથી સુતાવાર જ મને નિદ્રાદેવીએ ઘેરી લીધો. એકના સુમારે હું જાગ્યો. આ વખતે અમારી ધુણી સતેજ બળતી હોવાથી અન્ધારામાં તેનો પ્રકાશ આજુબાજુમાં સારી રીતે પડતો હતો. સુતાં સુતાં મારી નજર સહેજ મારા પગ આગળ ગઈ ત્યાં જોયું માથું બામિયાના પગ આગળ અને પુંછડી મારા પગ આગળ એવી રીતે એક વિકરાળ વાઘ લાંબો થઈ ધુણીનો શેક લેતો. મેં જોયો મેં અરધી ઉઘાડી આંખથી મારા બામીઆ તરફ નજર કરી. એણે પણ તેવી જ રીતે મારી સામું જોયું અને નેત્રના ઇશારાથી મને દર્શાવ્યું કે જેમ પડ્યા છો તેમ જ પડી રહો. બીલકુલ હાલશો નહી. વાઘને જોતા જ ભયથી મારા ટાંટીઆ ભાન ગળી ગયા. આખા શરીરે પ્રાણ સામ થઇ ગયો; અને સાવ ગભરાઈત થઇ મનમાં મહારાજનું નામસ્મરણ કરતો નિશ્ચિન્ત પડી રહ્યો. થોડીવારે તે વાઘે ઉઠી ઉભો થઇ ભયંકર ગર્જના કરી પોતાની લાંબી પુંછડી જોરથી પૃથ્વીપર પછાડી. તે વખતે મેં મારા પ્રાણની આશા છોડી મનમાં ને મનમાં નામસ્મરણ ચાલું જ રાખ્યું હતું. સુંદર પણ આ ભયંકર અને ઉગ્ર પ્રાણીએ મારા બામીઆનો વાસ લીધો પછી મારી આગળ આવી ઉભો રહી મારા પગ સામું થોડી વાર નિરખી જોઇ અમારા અને ઉપરથી એકદમ ફલાંગ મારી કુદી ગયો. એવી રીતે ત્રણચાર વાર ફલાંગ મારી નિમિષ વારમાં વાયુ વેગે ત્યાંથી અદૃશ્ય થઇ ગયો. આ વખતે પ્રભાતકાળના ત્રણચાર વાગ્યા હતા. વાઘ અમારી પાસેથી દૂર ગયો એવું જોતા જ મારા બામિઆએ કહ્યું "મહારાજ, અબ યહાંસે જલદી ચલો, યહાં ઠહરના ધોખેકા હોગા, કારણ વો શેર એક ઘન્ટે બાદ જરૂર યહાં આવેગા" પછી અંધારામાં ઠોકરો ખાતા ત્રણ ચાર મેલ દૂર જઇ અમે મુકામ કર્યો. પરમેશ્વરની દયાથી અમે સાક્ષાત મૃત્યુથી છુટ્યા. આવા સંકટમાંથી ભગવાન નારાયણે અમને મુક્ત કર્યા એ જ્યારે યાદ આવે છે ત્યારે હરિના ચરણકમળ ઉપર પ્રેમ અશ્રુ આવ્યા વગર રહેતા જ નથી" "જાકો રામ રખવાલે જગકે કૈસે ક્યા હુવા" એ ભગવદ્ભક્ત તુલસીદાસની વાણી અક્ષરશઃ ખરી પડી.

એ પ્રમાણે અનેક વિકટ માર્ગને રસ્તે તેને જવું પડયું હતું. "નીન્પ"થી ગલ્લાગડ અને ત્યાંથી માલવા ગયા. તે રસ્તો અગોચર અને પથરાવાળો હતો. આ દશ માઈલનો પ્રવાસ જીવના જોખમવાળો હોવાથી આઠનવ કલાક લાગ્યા. કઠીન રસ્તો, સીધી ચઢાઈ, અને લપસી જવાય તેવો ઢોળાવ હોવાથી તેમને બહુ કષ્ટ પડયું. પરન્તુ શ્રીનારાયણની કૃપાથી કંઈપણ વિઘ્ન ન નડતા ૧૨ વાગે માલવા પહોચ્યા અને ત્યાંથી ગર્બિમાંગ ગયા. કાથગોદામ સ્ટેશન છોડયા પછી ગર્બિમાગ પહોંચતા બે મહિના લાગ્યા. હિમાલયમાં અનેક રમણીય એકાન્ત અને પવિત્ર સ્થળે શ્રીસદ્‌ગુરુનું શાન્ત મનથી પ્રાતઃકાળે ચિંતન કરતા સ્વામીજી ઘણીવાર દેહભાન ભૂલી સમાધિસ્થ થઈ જતા તે કહે છે કે "આવે સમયે મને કેટલો અને કેવા પ્રકારનો આનંદ થતો હતો તેની ખરેખરી કલ્પના તો વાચકને કેવળ અનુભવથી જ થઇ શકે." તેમ કેટલાક પ્રાણસંશુ સંકટમાથી પણ પસાર થવું પડયુ હતુ. એક વખત ચિત્તવૃત્તિ શાંત થઇ જવાથી અંધારામાં એક પથ્થર જોઇ તેના ઉપર ધ્યાનમાં બેઠા. તેમના ભોમીઆએ જોયું તો તે પથ્થર ન હોતો પણ એક મ્હોટો અજગર કુંડાળુ વાળી બેઠો હતો અને તેના ઉપર સ્વામીજી ધ્યાન ધરી બેઠા હતા. ભોમીઆએ સ્વામીજીને પોતાની પાસે બોલાવી પુછયું કે તમે કયાં બેઠા હતા? ત્યારે સ્વામીજીએ પોતે જેને પથ્થર માન્યો હતો તે સ્થાન બતાવ્યું. તે પછી ભોમીઆએ તેમને બતાવ્યું કે તે મ્હોટો અજગર છે તેની આંખોના ડોળા મ્હોટા અને બીહામણા હતા.

એક વખત સાયંકાળની શોભાનું અવલોકન કરતાં અને સદ્‌ગુરુના ચરણનું મનન કરતાં સ્વામીજીનો પગ એક મ્હોટા સર્પ ઉપર પડયો. પોતે બીકથી એક બે હાથ પાછળ હઠયા. પણ તે સર્પ તેમની પછવાડે પડયો અને તેની મ્હોટી ફેણ સ્વામીજીના જમણા ગાલ ઉપર મારી. મારીને સર્પ એકદમ ભાગ્યો અને આગળ જતા નીચે પડી મૃત્યુ પામ્યો ને તેના ચુવેચુવા થઈ ગયા. તે આઠ નવ હાથ લાંબો હતો અને પાંચ છ ઇંચ જાડો હતો. તેની ફેણ સ્વામીજીના ગાલ ઉપર લાગવાથી તેમને ઉલટી થઈ અને જરા ચક્કર આવી ગઈ. પણ પછી તરત આરામ વળ્યો.

ગર્બિમાંગ સુધી ઇંગ્રેજી રાજ્યની હદ છે. ત્યાંથી તિબેટમા તાકલાકોટ ગયા. તાકલાકોટમાં ગુપ્ત નામના સુબાએ તેમને કૈલાસ, બોરરનાથ, તીર્થાપુરી, માનસ સરોવર વિગેરે સ્થળે જવાનો પરવાનો લખી આપ્યો હતો. તાકલાકોટથી કર્દમખાર ગયા. કર્દમખારથી આગળ જતાં એક નિર્જન સ્થળમાં વિશ્રાંતિ લેવા બેઠા ત્યા ટાઢ તડકામાં બહુ હેરાન થયા હતા. પણ તે સાથે અનેક સુંદર રમ્ય દેખાવો જોઇ અત્યંત આનંદ થયો હતો. ત્યાથી નીકળી થોડે દૂર એક ડુંગર ચઢવાનો આરંભ કરતા હતા એટલામા આગળ અને પાછળ ટેકરીઓની બાજુથી ઘોડાનો અવાજ તેમને કાને પડયો સ્વામીજી પ્રવાસ વર્ણનમા લખે છે કે "કોણ આવે છે" તે જોવા સારુ અમે પાછળથી જોયુ તો અમારી આસપાસ વીસ પચીસ ઘોડેસ્વારો આવી ખડા થઇ ગયા અને તેમની વચ્ચે અમે સપડાઈ ગયા. તે પ્રસંગ વાણીનો ન હોતો. અમને હથીયારબંધ લુટારાએ ઘેરી લીધા છે એ લક્ષમાં આવતાં જ અમે સર્વ યમના દરબારમાં જઇશું એ કલ્પના મનમાં આવી ઉભી રહી, પછી વિચાર શું કરવો, પ્રથમ તો હું મૃત્યુની કલ્પનાથી ગભરાયો. શરીરમાં

મુજ વછુટી અને પગથી માથા સુધી પસીનાથી નાહી ગયો. પરન્તુ તુરત જ ભાનમાં આવ્યો અને નેત્ર બંધ કરી મેં શ્રીસદ્‌ગુરૂ મહારાજના ચરણકમળનું ધ્યાન કર્યું અને મનથી જ સાષ્ટાંગ નમસ્કાર કરીને મહારાજની મૂર્તિ હૃદયમાં સ્થિર કરીને શ્રીકૈલાસ અને માનસસરોવર તરફ મુખ કરીને જમીન ઉપર-પદ્માસન કરીને હું સ્વસ્થ બેઠો. મારા કુલીની, ભોમીઆની અને ગુરૂનાદ બાવાની શી અવસ્થા થઈ તે તરફ મારૂં લક્ષ ન હોતું તેથી મને તેની ખબર નહી નહી. કેટલીક વારે તેઓમાંથી એક આશરે પાંત્રીશ વર્ષની ઉમરનો મજબુત બાંધાનો અને રાક્ષસી મુદ્રાવાળો મનુષ્ય તરવાર કાઢી અતિ ક્રોધથી મારી નજીક આવ્યો અને તેણે ઈશારતથી મને પુછ્યું કે "તું કોણુ છે! ક્યાં જાય છે! તારીપાસે શું છે!" વિગેરે. મેં પણ ઈશારતથી કહ્યું કે "હું સાધુ છુ કાશીથી આવ્યો છું અને કૈલાસ જાઉં છુ. અમારી પાસે ખાવાને માત્ર જવનો લોટ છે પૈસા વિગેરે એવું અમારી પાસે કંઇ જ નથી." તે પછી તરવાર હલાવી તેણે ઇશારતથી મને કહ્યું કે તમો સર્વેને ઠાર મારીને અમે તમારા કપડા અને ખાવાનો સર્વ સામાન લૂંટી લઇશું. આમ બોલતા બોલતા તેણે ચાર જણુને ઘોડા ઉપરથી ઉતરી તરવાર કાઢવાની ઇશારત કરી. તે વખતે મને લાગ્યુ કે મારૂં મૃત્યુ ચોકસ સમીપ આવ્યુ છે. ફરી એકવાર શ્રીસદ્‌ગુરૂના નામનો જયજયકાર કરી મનથી જ મહારાજને, શ્રીકૈલાસનાથને અને માનસ સરોવરને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં અને આંખ મીચી ડોક થોડીક આગળ કરી બેઠો. પછી શું થયુ તે શ્રીનારાયણુ પ્રભુને માલુમ. સુમારે વીશેક મીનીટે હું શુદ્ધિમા આવ્યો. મારા નેત્ર પ્રેમાશ્રુથી ભરાઈ આવ્યાં. અતિશય પ્રેમથી કંઠ ભરાઈ આવ્યો અને શરીરના રોમાંચ ઉભા થઇ ગયા અને શરીર ડોલવા લાગ્યુ. મે ખુબ મોટેથી બોલવાનો પ્રયત્ન કર્યો પરંતુ ગળા બહાર અવાજ આવ્યો જ નહીં. ફરી વાર હું બેશુદ્ધ થઇ ગયો. સુમારે પાંચ મીનીટે મે નેત્ર ઉઘાડી સામું જોયુ તો મારી દૃષ્ટિએ શુ પડયું? જે મનુષ્ય તરવાર કાઢી અને ઠાર મારવા માટે હાથ ઉંચે કરી મારી નજીક ઉભો હતો તે મારી સમીપ ઘુંટણીએ પડીને એ આગળી ઉપર કપાળ રાખીને જમીન ઉપર માથું રાખીને બેઠો હતો તેના હાથની તરવાર નીચે પડી હતી અને જે ચાર જણુ તરવાર કાઢી ઘોડા ઉપરથી ઉતરતા મેં જોયા હતા તેમણે પોતાની તરવાર મ્યાનમાં નાખી હતી અને મારા ભોમીઆને અને ગુરૂનાદ બાવાને પવન નાખતા તેઓ બેઠા હતા. બીજા લુટારા સાશ્ચર્ય પણુ નમ્રપણે પોતપોતાના ઘોડાની લગામ હાથમાં ઝાલી જમીન ઉપર ઉભા હતા. મેં આંખો ઉઘાડી આનંદિત ચહેરાથી એકવાર સર્વ દિશામાં જોયુ અને હું ઉભો થયો. મેં પેલા ડાકુના મુખીને ઇશારાથી પુછ્યું કે તેં મને કેમ મારી ન નાખ્યો! ત્યારે તેણે ઇશારાથી મને કહ્યું "તમે જ્યારે આંખો બંધ કરી સ્વસ્થ બેઠા ત્યારે મારી દૃષ્ટિ તમારા મુખ તરફ પડી એટલે તમે મને એક ન્હાના બાળક જેવા દેખાયા તેથી મારા હાથમાંથી તરવાર પડી ગઈ. તમારા ચ્હેરા તરફ જોઇ અને મોહ ઉત્પન્ન થયો. મારૂં અંત:કરણ ભરાઇ આવ્યું." આ સાંભળતા મારા મનની કેવી સ્થિતિ થઇ હશે! હું ફરીથી ક્ષણવાર દેહભાન ભૂલી ગયો. अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते। तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥ એ ભગવદ્‌વચનનો મને પૂર્ણ અનુભવ

થયો, ત્યાર પછી સર્વ ડાકુ પોતપોતાના ઘોડા ઉપર બેઠા અને તેમનો મુખ્ય માણસ મારી આગળ જમીન ઉપર જ ઉભો રહ્યો અને ઈશારાથી મને કહ્યું કે "તમે હવે જરા પણ બીશો નહીં. અમારા દોષ માટે માફી આપશો." એમ કહીને તેણે અમને ચહાનો ડબો, સત્તુ, અને માસની ભેટ આપી અને આગળ જવા પોતાનું ઘોડું દીધું પરંતુ મારે યાત્રા પગે ચાલીને જ કરવાની હતી તેથી "ઘોડાનો મારે કાંઈ ઉપયોગ નથી, માસ હું ખાતો નથી તેથી માસ મારે ઉપયોગનું નથી. ચહા મારી પાસે પુષ્કળ છે એટલે ચહા પણ નહી જોઈએ" એમ મેં ઇશારતથી જણાવ્યું માત્ર સત્તુ લીધા

પછી ડાકુ લોકની ટોળી કર્દમખાર તરફ ગઈ. એક ડાકુ માનસ સરોવરની દિશામાં ઘોડો દોડાવતો દોડાવતો ગયો. પછી હુ મારા કુલી પાસે ગયો તે સર્વ જણ હજુ થોડી બેશુદ્ધિમાં હતા. તુર્તને મ ખૂબ બુમ મારીને હલાવ્યો એટલે ચારેજણ ઉઠી બેઠા થયા અને 'ડાકુ લોક ગયા કે ? મૃત્યુના મુખમાંથી બચ્યા કે ?' એવુ પૂછવા લાગ્યા. મેં તેમને ધીરજ આપીને કહ્યું કે પરમેશ્વરના મનમાં આપણને મારવાનું નહી હોય. નહી તો આપણા મનુષ્યનું શું ચાલે. તે સાભળી સૌને ધીરજ આવી ...ગ આવ્યો હતો પણ સમય આવ્યો ન હોતો આ ડાકુલોક અતિશય ક્રુર અને નિર્દય હોય છે. તે આગળ નરમાસ ખાતા હતા એમ કહેવાય છે માણસ તેને સઘળી વસ્તુ સ્વાધીન કરી દે તો પણ તે તેને જીવતો મુકે નહીં. તેઓની માન્યતા છે કે સાધુ સંત વ્યાપારી કે કોઈ મળે તેને લુંટવો અને ઠાર મારવો અને મનુષ્યવધના પાપમાંથી મુક્ત થવા કૈલાસપર્વતની પ્રદક્ષિણા કરવી.

આત્મબળ અથવા સત્યાગ્રહ કેટલુ કામ કરી શકે છે તે આ પ્રસંગથી વાચનાર સહજ સમજી શકે તેમ છે.

ત્યાથી જરા આગળ ચાલતા કૈલાસના દૂરથી દર્શન થયા. તે જોઇ સૌએ પ્રાર્થના કરી. ત્યાથી આગળ ચાલતા રાવણહ્રદ સરોવરને કાંઠે તેઓ આવી પહોંચ્યા. ત્યા વિશ્રાંતિ લીધી. ત્યાથી નીકળી જરા આગળ મુસાફરી કરતા માનસસરોવર દૃષ્ટિએ પડ્યુ નેથી તે પુણ્ય અને પવિત્ર સ્થળને સર્વેએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા સર્વને અત્યંત આનંદ થયો સર્વ શ્રમનું અને એકંદર જીવિતનુ સાર્થક થયુ હોય તેમ તેમને લાગ્યુ સુમારે ૫ા વાગે તેઓ માનસ સરોવરને કાંઠે બેઠા ત્યા સ્નાન કરી પ્રભુને નૈવેદ્ય અર્પણ કરી સૌએ આનન્દથી ભોજન કર્યું. ત્યા તેઓ દશ બાર દીવસ રહ્યા અને ત્યા અનેક સુંદર દૃશ્યો જોઈ તેમને અત્યંત આનન્દ થયો. એક વખતે હંસ પક્ષીનુ એક જોડું જલક્રીડા કરતુ તેમની દૃષ્ટિએ પડ્યુ હતુ હંસ પક્ષીના ટોળા દિવસભર માનસ સરોવરમા ક્રિડા કરે છે અને રાત્રે માળામા જાય છે માનસ સરોવર એટલું રમ્ય છે કે તેનુ વર્ણન કરી શકાય તેમ નથી તેનુ વિસ્તૃત વર્ણન સ્વામીજીએ પોતાના પ્રવાસ વર્ણનના પુસ્તકમા આપેલ છે

ડા. ગજાનનરાવ ઉર્ફે સ્વામી હંસ માનસ સરોવર પહોચ્યા તે પહેલા એક માસ પહેલાં જર્મન પ્રવાસી ડાક્ટર સ્વેન હેડીન ત્યા ગયા હતા તેમણે તેનું વર્ણન તેમના પ્રવાસ વર્ણનમાં

લેખનાં લખ્યુ છે કે "*Oh, what a wonderful lake it was! I have no words to describe it; till my dying day, I shall not forget it × ×. It seemed as though it no longer belonged to this earth but lay on the borders of the world, nearer to heaven, the region of dreams and fantasies, of hopes and longings, a mysterious fairy land rather than this earth of man and sinners of worldliness and vanity.*"

માનસ સરોવર ઉપર સવારે પાંચ વાગે સ્વામીજીને એવો ભાસ થયો કે પશ્ચિમ દિશા તરફ કોઈ સુન્દર સ્વરે ગાયન કરે છે. તે લખે છે "હું તે ગાયન બરાબર ધ્યાન દઈ સાંભળવા લાગ્યો મને લાગ્યુ કે કોઇ સ્ત્રી ગાતી હોવી જોઇએ પણ કંઈક વખત પછી મને લાગ્યુ કે શ્રીમાંડૂક્ય ઉપનિષદનુ ગાયન ચાલે છે પણ ત્યા કોઈ મનુષ્ય દેખાયું નથી. ગાયન સુમારે અર્ધો કલાક ચાલ્યુ હશે. મારા મસ્તકમા વિચારતરંગનુ વાદળ ઉત્પન્ન થયું આ નિર્જન પ્રદેશમાં આવા મધુર અવાજથી કોણ આવી સરસ રીતે ઉપનિષદ ભણતું હશે? ઘણી તપાસ પછી કોઇ મનુષ્યના પગલા રેતી ઉપર જણાયા તે ઉપરથી કોઇ મહાતપસ્વી ત્યાં આવેલ હશે એમ લાગ્યુ તેથી તે પગલાને આધારે આગળ ચાલ્યો. એવી રીતે ૨૫ માઇલ ચાલ્યા પછી પગલાં પણ અદૃશ્ય થયાં દશ દિવસ સુધી ચહા સીવાય મારા પેટમાં કશું નહોતુ તેથી અને હવે શું કરવું તેની નિરાશાથી હું બેશુદ્ધ થઇ પડ્યો. ત્યા મળેલ વિશ્રાતિથી ફરી ચાર માઇલ ચાલી ડુંગરની સપાટી ઉપર મુકામ કર્યો."

ત્યાંથી નીકળી જે બર્ખાનર્જન નામના ગામે ગયા. માનસ સરોવરથી તે આશરે પન્દર વીશ માઇલ છે. ત્યાંથી નીકળી દર્માન ગયા અને ત્યાથી કૈલાસની પ્રદક્ષિણા શરૂ કરી. કૈલાસની પ્રદક્ષિણા કરતાં સુમારે ૩૦-૩૨ માઇલ ચાલવુ પડે છે. કૈલાસપર્વતની આસપાસ ત્રણ નદી વહે છે, તેમાંની બે સિન્ધુ અને બ્રહ્મપુત્રા છે ત્યાંથી ચાલતા પૂર્વાભિમુખે રહેલ એક ગુફા જોઈ તેના ભોમીઆએ કહ્યું કે તેમા એક મોટા હિન્દ તપસ્વી રહે છે. ગુફા એક હજાર ફુટની ઉંચાઇએ હતી. ત્યાં જવું બહુ જ મુશ્કેલ હતું સ્વામીજી લખે છે કે "પણ તે સાધુપુરુષના દર્શનની તીવ્ર ઇચ્છા થવાથી હું એકલો જ આગળ ચાલ્યો. વચ્ચે હિમપ્રવાહ ઓળંગવાનો હોવા છતાં હિમ્મત કરી પણ ત્રણચાર વખત બરફ ઉપરથી લપસી પડ્યો. છતાં વારંવારના પ્રયત્નથી અનેક સંકટ વેઠી હું ગુફા સુધી પહોચ્યો. અન્દર તદ્દન અન્ધારૂં હતું અને ગુફામાં જતાં કેડપુર ઉંડો ખાડો હોવાથી તેમાં પટકાઇ પડ્યો. ત્યાંથી ઉઠી ગુફામાં આગળ ચાલવા લાગ્યો. ઘણી વાર સુધી કશાનો સ્પર્શ થયો નહી પણ પછી કોઇના માથા સાથે મારૂં માથું ભટકાયુ હોય એમ મને લાગ્યું. મે તપાસ કરી જોયુ તો તે માથું એક માણસનું હતું કારણ કે મારા હાથમાં તેના વાળ આવ્યા. ત્યાં સહેજ અજવાળુ લાગતા મનુષ્યાકૃતિ દેખાવા લાગી. હું તેને સાષ્ટાંગ નમસ્કાર કરી ત્રાહિ મામ્, ત્રાહિ મામ્ કરીને જમીન પરે પડી રહ્યો. આથી તેણે તરત જ પુછ્યું કે तुम कौन है ओर कैसे आये ? મેં જવાબ આપ્યો કે

"મહારાજ, ભગવાન, આપની કૃપાદષ્ટિએ આ આપના દાસને આપના ચરણ પાસે આણ્યો છે" ત્યારે કોઈ હસ્યુ હોય એમ મને જણાયુ "અરછા, વત્સ, ઉઠ કર બેઠ" એમ તે બોલ્યા હું ઉભો થયો મે આંખો ઉઘાડી જોયુ તો મન્દ મન્દ દીવો બળતો હતો મારી સમક્ષ વ્યાઘ્રચર્મપર એક સુંદર ગંભીર પુષ્ટ આકૃતિ પદ્માસનવાળી બેઠી હતી. તેને મેં ફરીથી પ્રેમથી નમન કર્યું અને त्राहि माम्, त्राहि माम्, એવી પ્રાર્થના કરી પછી હું દેહભાન ભૂલી ગયો તે પ્રેમનો આવેશ પુન થયા પછી હું તેને નિહાળીને જોવા લાગ્યો તો તેનુ અતિસુન્દર અને તેજસ્વી સ્વરૂપ મારા જોવામાં આગળ કોઇ વખત આવેલુ ન હોતું. શુ પ્રેમની ખાણ, વાણીની મધુરતા ! મે તે મહારાજનુ જન્મસ્થાન, નામ વિગેરે પૂછવા માંડ્યા તેમણે એવા પ્રશ્નો પુછવાની ના પાડી પછી મે ધ્યાનયોગ સમ્બન્ધી કેટલીક માહીતી પુછી. તે તેમણે આપી મારી સમાધાની કરી હું મરાઠી ભાષામા પ્રશ્ન કરતો હતો તે બધા મરાઠી ભાષામા જવાબ આપતા હતા શુદ્ધ મરાઠી ભાષા મે અહીં જ સાંભળી તેમણે કહ્યુ જગતમા જેટલી ભાષા છે તેટલી મને આવડે છે ગમે તે ભાષામાં બોલ તેથી અમે અંગ્રેજીમા પણ વાત કરતા હતા અંગ્રેજી વાતચીત વખતે તે બીજી ભાષાનો એક શબ્દ પણ બોલતા ન હોતા મને ખાત્રી થઇ કે તેમણે પૂર્ણ યોગમાર્ગ મેળવ્યુ છે અને ખરેખર બ્રહ્મવેત્તા છે ત્રણ દિવસ હુ તેમના સમાગમમા રહ્યો. એ ત્રણ દિવસ હુ ફક્ત જળપાન કરીને જ રહેતો. રાત દિવસ એક જ આસન ઉપર બેસતો માનસ સરોવરઉપર જે ગાયન સાંભળ્યુ હતું તે આ મહાત્માનું હતુ એ બાબત તેમણે પોતે જ મને કહી ત્રણ દિવસ સુધીની બધી વાતચિત હુ લખી શકવાને સમર્થ નથી એ ત્રણ દિવસના જળપાન ઉપરે પણ મારી શક્તિ એવી ને એવી જ રહી હતી મારી પાસે સુવાનુ કાંઇ સાધન ન હોતુ તેથી તે મહાપુરૂષ મને પોતાનુ વ્યાઘ્રચર્મ આપી પોતે જમીન ઉપર બેસતા રાત્રે ઉંઘમા મારા માથા નીચેથી મારા હાથ કાઢીને, માથુ પોતાના ખોળામા રાખી પોતે સચ્ચિદાનન્દ સ્વરૂપમા મગ્ન થઇ બેસતા તે પ્રેમળ મહાત્માએ 'મની' કરી મને બોલાવ્યો હતો તે યથાર્થ હતું"

ત્યાથી નીકળી સ્વામીજીએ ગૌરીકુંડ જવાનો નિશ્ચય કર્યો ત્યા જતા રસ્તામા અનેક વિકટ માર્ગ અને મુસ્કેલી ઓળંગ્યા સીવાય જવાય તેમ ન હોતુ છતા માત્ર આત્મશ્રદ્ધાના બળથી ત્યા પહોચ્યા ગૌરીકુંડ સમુદ્રથી ૨૦,૦૦૦ ફુટ ઉંચો છે, તેનો પરિઘ ત્રણ ચાર ફર્લાંગનો છે ત્યા ટાઢી અસહ્ય રહે છે છતા ત્યા પહોચતા તેની મનોવાચ્છના પૂર્ણ થઇ તેમને ત્યાથી શ્રીગુરૂ શ્રીદત્તાત્રયના દર્શન થયા પહેલા ગુરૂજી જરા દર્શન આપી ચાલ્યા જતા હોય તેવો દેખાવ થવાથી સ્વામિજીએ તેમના ચરણ પોતાના બે હાથે પકડી રાખ્યા તેનુ તપ સફળ થયુ અને બહુ જ આનંદ થયો સ્વામીજી જણાવે છે કે "તે આનંદ વ્યક્ત કરવાને હુ અસમર્થ છુ શ્રીકૈલાસ ગૌરીકુંડ અને માનસ સરોવર એ ત્રિસ્થળીનુ દર્શન કરવાથી મારો બધો થાક ઉતરી ગયો ચિત્ત પ્રસન્ન થયુ અને જન્મારાનુ સાર્થક થયુ એમ લાગ્યુ અંત કરણ મનમા વિરામ પામ્યુ મન અંત કરણસહ ચિત્તમા વિરામ પામ્યુ. ચિત્ત અંત કરણ અને મન બને સાથે બુદ્ધિમા વિરામ

પામ્યું અને બુદ્ધિ અંતઃકરણ મન અને ચિત્ત એ ત્રણની સાથે અહંકારમાં લય પામી અને અહંકાર અંતઃકરણ મન અને બુદ્ધિ બધા સાથે સ્વરૂપમાં મળી ગયો. જ્યાં ત્યાં આનંદ આનંદ, જ્યાં ત્યાં પ્રેમ જ પ્રેમ, જ્યા ત્યાં જ્ઞાન જ જ્ઞાન આવે. સ્થળે દેહ ભાન શો અને બીજું શું! આખું બ્રહ્માંડ સચ્ચિદાનંદમય ભાસ્યું. પછી થોડીવારે મને દેહભાન આવ્યું." -

ગૌરીકુંડ ઉપર તેમણે શ્રીગુરૂદત્તાત્રેય સાથે અરધો કલાક વાતચિત કરી હતી. તે દરમ્યાન ગુરૂજીએ સ્વામીજીને જણાવ્યું કે આ તેનો પુરૂષાર્થ ૧૩ જન્મનો હતો. ૧૩ જન્મથી ગુરૂના દર્શનની ઇચ્છા તેમને થઈ હતી અને ગયા છેલ્લા જન્મમાં તો તે એક જ ઇચ્છા રાખી શરીર છોડયું હતુ અને આ જન્મમા તેમનો તે અધિકાર પૂર્ણ થવાથી પ્રભુએ પોતે જ દર્શન આપ્યા દર્શન આપ્યાં પહેલાં પણ અનેક સંકટ વચમાં રાખી તેમનો દેહભાન છોડાવ્યો હતો જે ચિત્રસ્વરૂપ ઉપર સ્વામીજીએ ૧૦-૧૨ વર્ષ સુધી ધ્યાન ધર્યું હતું તે જ સન્મુખ વાતચિત કરતું પ્રત્યક્ષ થયું. ત્યાં ૪ કુતરા પણ હતા અને ગાયપણ જરા આગળ ઉભી હતી. તે ચિત્ર ઉપરથી લીધેલ ફોટો અહીં પ્રગટ કરેલ છે.

આત્મબળ અને તેમાં દૃઢવિશ્વાસ અથવા જેને સત્યાગ્રહ કરે છે તે કેટલુ કામ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે જેમ પ્રલ્હાદ જેવા એક જ સત્યાગ્રહીના સત્યાગ્રહ આગળ હિરણ્યકશિપુની આખી રાજસત્તા નિર્બળ થઇ ગઈ હતી તેમ સ્વામી હંસે સત્યજીવન પ્રાપ્ત કરી સત્યને વળગી શ્રીગુરૂદત્તાત્રેયના દર્શન કરી તેની પાસેથી ગુરૂમંત્ર લેવા માટે અખંડ તપ કરવાથી અને તેને માટે પોતાના પ્રાણ દેવાની પણ અનેક વખત તૈયાર રહી પોતાનો પુરૂષાર્થ સફળ કરી શક્યા છે. સત્યાગ્રહ સર્વત્ર ફલિભૂત થાય છે કે નહી તે વિચાર ખરા સત્યાર્થીને આવતો જ નથી તેમાં જેને પૂર્ણ વિશ્વાસ છે તેને તે સફળ જ થયો છે એક માણસના આત્મબળથી પણ જગતની શક્તિ તાબે થઈ શકી છે એવા પુરાવા આપણા પુરાણમા અનેક છે.

એ પ્રમાણે શ્રીકૈલાસ માનસ સરોવર અને ગૌરીકુંડની તીર્થયાત્રા પુરી કરી સ્વામીજી પાછા આવેલ છે, તે પ્રવાસમાં તેમને એકંદર છ માસ અને સાત દિવસ લાગ્યા અને ૧૨૫ રૂપીઆનું ખર્ચ થયું હતુ જીવલેણ સંકટો આવ્યા તેમાંથી એ બચ્યા અને પોતાનો મનોરથ પૂર્ણ કરી મુબાઇ સુખરૂપ પહોચ્યા તે કેવળ શ્રીસદ્ગુરૂ મહારાજની કૃપાદૃષ્ટિનુ જ ફળ હતું. જેમ હંસ દુધ અને પાણી જુદા કરી દુધ પીએછે તેમ સ્વામીજી અનેક સકટ વેઠીને પણ સત્ય અસત્ય જુદા કરી સત્યનિષ્ઠ થઇ શક્યા છે.

તેમને સત્ય ઉપર એટલો બધો પ્રેમ છે કે ઘણી વખત જ્યારે જ્યારે ઈશ્વરનું ભજન કીર્તન તેમના કાન ઉપર પડે છે કે તરત તે દેહભાન ભૂલી સમાધિસ્થ થાય છે. તેમની એવી સ્થિતિ જોવાનું ભાગ્ય મને ઘણી વખત પ્રાપ્ત થયેલ છે. એટલુ જ નહી પણ ઘણી વખત કોઈ પ્રશ્ન પુછવાની ઈચ્છા થતાં તેનો જવાબ પોતે તે પહેલાં જ મને આપેલ છે. એક વખત તે ઘાટકુપર ભિક્ષામાટે આવેલ ત્યારે એક માણસે તેમને પુછ્યુ કે તેણે શું કરવું ત્યારે પોતે ટુંકામાં જવાબ આપ્યો કે *"Know thyself, control thyself, be honest to thyself."*

એટલે તું તને ઓળખ, તું તારો સ્વભાવ નિયમમાં રાખ અને સત્યનો આગ્રહ રાખ. બીજા કોઈએ એવો જ પ્રશ્ન પુછ્યો હતો તેને કહ્યું કે સત્ય અને બ્રહ્મચર્ય પાળ. સ્વામીજીને જેટલો સત્ય ઉપર આગ્રહ છે તેટલો જ બ્રહ્મચર્ય ઉપર પણ છે. તે કહે છે કે બ્રહ્મચર્યથી શરીર તદુરસ્ત રહેવાથી આ જન્મનું સાર્થક થાય છે એટલું જ નહી પણ પરમ પુરૂષાર્થ એટલે પરમ સત્ય પોતાનું કરવા માટે પણ શક્તિ આવે છે.

એવા મહાત્માનું પરિપૂર્ણ જીવન જાણી શકાતું નથી કારણ કે તે સામાન્ય માણસની પર પોતાના ગુણ ગાતા ફરતા નથી. વળી બાહ્યાચારમાં પણ તે સ્વતંત્ર એટલે અનેક રૂપે અને અનેક સ્વભાવે રહે છે તેથી સામાન્ય માણસ મહાત્માનું જીવન સમજી શકતા નથી. બાહ્ય સ્વરૂપ ગમે તેવું રાખવા છતાં જેનામાં પૂર્ણ જ્ઞાન અને નિર્ભયતા હોય તે જ મહાત્મા કહી શકાય અને તે લક્ષણ ઉક્ત સ્વામીજીમાં સ્પષ્ટ જણાવાથી અને આત્મવિશ્વાસથી એક મનુષ્યમાં કેટલું બળ આવે છે અને તે કેટલું કામ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ દૃષ્ટાંત ઉપ-યોગી હોવાથી આ જીવન લખતાં આનંદ થાય છે. જેમને તેમનું જીવન વધારે જાણવા ઈચ્છા હોય તેમણે મરાઠી ભાષામાં સ્વામીજીએ લખેલ 'શ્રીકૈલાસ માનસ સરોવર દર્શન' એ નામનું પુસ્તક જોવું. તેનો ગુજરાતી અનુવાદ રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકાએ કરેલ છે પણ તે હજુ પુસ્તકરૂપે મોંઘવારીના કારણે પ્રગટ થઈ શક્યું નથી. તેથી પણ વધારે હકીકત જેમને જાણવા ઈચ્છા હોય તેમને સ્વામીજી રૂબરૂ પણ મળી શકે છે. સ્વામીજી ગુજરાતમાં ઘણો સમય ગાળે છે અને અનેક જીવોનું કલ્યાણ કરે છે.

---

# મહાકવિ હોમરનું ઈલિઅડ.*

લેખક—ગ. સાકરલાલ અમૃતલાલ દવે, બી એ.,

## અધ્યાય. ૨.

ઝ્યૂસ ઍગેમેમ્નનને સ્વપ્ન દ્વારા શાપ દે છે, ઍકાઈઅનો એકઠા થાય છે. અને રણમા પ્રયાણ કરે છે. ટ્રોજન સૈનિકોની સંખ્યા તથા નામ

હવે અન્ય સર્વ દેવતાઓ તેમ જ રથિકો આખી રાત નિરાતે ઉંઘ્યા, માત્ર ઝ્યૂસપર મધુરી નિદ્રાદેવીએ કૃપા કરી નહિ, તેના મનમાં તો એ જ વિચાર ઘોળાયાં કરતો હતો, કે હું ઍકીલીઝની આબરૂ શી રીતે રખાવુ અને ઍકાઇઅનોના વહાણ આગળ ઘણાનો ઘાણ શી રીતે કઢાવુ. અને આ યુક્તિ તેના મનને ઉત્તમ રૂચી, કે ઍટ્રયુસ-સુત ઍગેમેમ્નનને એક અનર્થકારક સ્વપ્ન મોકલવુ તે આમ વિચારી પોતાના મનમા વેગભર્યાં વચન બોલ્યોઃ "ચાલ, આવ, હે અનર્થકારિણી સ્વપ્નદેવી, ઍકાઈઅનોના વેગવાળા વહાણ આગળ જા, ઍટ્રયુસ-સુત ઍગેમેમ્નનના ઝુંપડામાં પ્રવેશ કર, અને હુ તને કહુ તેનો શબ્દે શબ્દ તેને સ્પષ્ટ કહી સમજાવ. તેને આજ્ઞા કર, કે ઉડતા કેશવાળા અકાઇઅનોને અતિત્વરાથી શસ્ત્ર સજ્જ તૈયાર થવાનો હુકમ કર. કેમકે ટ્રોજનોનુ વિશાળ રાજમાર્ગોવાળુ નગર લેવાનો સમય આવી પહોંચ્યો છે હવે ઓલિમ્પસનાં મંદિરોમાં વસતા અમર દેવોમા મતભેદ રહ્યો નથી, કેમકે હીરાએ વીનવી વીનવીને બધાના મન મનાવી લીધા છે, અને હવે ટ્રોજનોનું આવી બન્યુ છે."

તે આમ બોલ્યો, અને તેની આજ્ઞા સાંભળીને સ્વપ્નદેવી રસ્તે પડી. સત્વર તે ઍકાઇઅનોનાં વેગવાળાં વહાણ પાસે આવી, ઍટ્રયુસ-સુત અગૅમેમ્નન પાસે ગઇ, અને તેણે તેને ઝુંપડામાં ઉંઘતો દીઠો ત્યારે તે મીઠી અગાઢ નિદ્રામાં પડેલો હતો. તેથી નેલ્યુસ-સુત નેસ્ટરનું રૂપ લઇ તે તેના માથા ઉપર અદ્ધર ઉભી રહી, કેમકે ઍગેમેમ્નન બધા વડિલોમાં નેસ્ટરને શ્રેષ્ઠ માન આપતો; નેસ્ટરને વેષે સ્વપ્નદેવી તેના પ્રત્યે બોલી.

"હે અશ્વવિનેતા ઍટ્રયુસના પુત્ર, તું ઉંઘે છે? જેના હાથમાં અનેક લોકના ભાગ્યની દોરી સોંપાએ છે અને જેને ઘણાંની સંભાળ લેવાની છે, એવાને—મન્ત્રિપદે વિરાજનારને—આખી રાત ઉંઘ્યા કરવું છાજે નહિ. પણ હવે એકદમ મ્હારૂં વચન સાંભળ, કેમકે ઘણે દૂર રહેવા છતાં તારાપર દયા કરી તારી રક્ષા કરનાર ઝ્યૂસદેવની મોકલેલી હું દૂતી છુ. તે તને આજ્ઞા કરે છે, કે ઉડતા કેશવાળા ઍકાઇઅનોને અતિત્વરાથી શસ્ત્ર સજ્જ તૈયાર થવાનો હુકમ કર, કેમકે ટ્રોજનોનું વિશાળ રાજમાર્ગોવાળું નગર લેવાનો સમય આવી પહોંચ્યો છે. હવે ઓલિમ્પસનાં મન્દિરોમાં વસતા અમર દેવોમાં મતભેદ રહ્યો નથી. કેમકે હીરાએ વીનવી વીનવીને બધાનાં મન મનાવી

* આ, કાવ્યના પહેલા અધ્યાય 'વસન્ત'ના ૧૯૭૨ આશ્વિન અંકમા છપાયો છે. 'સમાલોચક'ના વાચકોને પણ હોમર કવિની પ્રસાદી આપવાના હેતુથી તથા વિદ્વાનોની સૂચના મેળવવાની ઈચ્છાથી બીજો તથા ત્રીજો અધ્યાય પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે. —અનુવાદક.

લીધા છે, અને હવે ઝ્યૂસની ઇચ્છાનુસાર ટ્રોજનોનું આવી બન્યું છે પણ તું આ વાત સારી પેઠે યાદ રાખજે, અને મધ જેવી મીઠી ઉંઘમાથી જાગે ત્યારે એનું વિસ્મરણ થવા દેતો મા '

આમ કહી સ્વપ્નદેવી અદશ્ય થઇ ગઇ, અને જે બનવાનુ ન્હોતું તેનો મનમા વિચાર કરતો તે ત્યાં સૂતેલો રહ્યો ખરેખર, તે જ દિવસે પ્રાયમનુ નગર લેવાનો તેણે સંકલ્પ કર્યો. મૂર્ખ મા ાવીને ઝ્યૂસના મનની યોજનાઓની ખબર ન્હોતી કેમકે અને દારૂણ યુદ્ધોમા ટ્રોજન તેમ જ ગ્રીક બન્નેના ઉપર હજી વિશેષ દુ ખ ને શોક નાખવાનો તેનો નિશ્ચય હતો પછી તે ઉંઘમાથી જાગ્યો, અને દિવ્ય વાણી હજી તેના કાનમા રણકાર કરતી હતી, તેથી તે બેઠો થઇ ઉભો થયો, અને તેણે પોતાની સુંવાળી ચોળી ને ચળકતી બંડી પહેરી, શરીરની આસપાસ મ્હોટો ઝભ્ભો વિંટાળ્યો, ચળકતા પગે સુન્દર પાવડીઓ લગાવી, ખભે ચાંદીની મૂઠવાળી તલવાર લટકાવી, અને પોતાના પૂર્વજોનો અવિનાશી રાજદંડ હાથમા ઝાલી કવચધારી ઍકાઇ અનોના વહાણ વચ્ચે થઇને રસ્તો કાપવા લાગ્યો

એવામા ઉષાદેવી ઉચ્ચ ઓલિમ્પસપર પહોંચી અને ઝ્યૂસ-સમેત સર્વ દેવતાઓને દિનકરના આગમનનુ ભાન કરાવ્યુ, અને રાજાએ ઉડતા કેશવાળા ઍકાઇઅનોને એકઠા કરવાની પોતાના બુલંદ અવાજવાળા દૂતોને આજ્ઞા કરી. તેમણે એકઠા કર્યા, અને તેઓ સત્વર એકઠા થયા

પણ પ્રથમ તો ઉદારચરિત વડિલોની એક સભા પાઇલસજન્મા નેસ્ટર રાજાના વહાણ પાસે મળી અને જેની આજ્ઞાથી બધા એકઠા મળ્યા હતા તેણે ચતુર વાણીમા કહ્યુ "ભાઇઓ, સાભળો મનની મીઠી રાતે મ્હને ઉંઘમા એક દિવ્ય સ્વપ્નદર્શન થયુ અને સ્વપ્નદેવીની આકૃતિ કદમા ને ઊંચાઇમા સુરૂપ નેસ્ટરને વિશેષ મળતી આવતી હતી મ્હારા માથાપર તે ઉભી રહી અને મ્હને આ પ્રમાણે કહ્યુ હે અશ્વવિજેતા ઍટ્રિયસના પુત્ર, તુ ઉંઘે છે? જેના હાથમા અનેક લોકના ભાગ્યની દોરી સોંપાઇ છે અને જેને ઘણાની સભાળ લેવાની છે, એવાને-મન્ત્રિપદે બિરાજનારને-આખી રાત ઊંઘમા કરવુ છાજે નહિ પણ હવે એકદમ મ્હારૂં વચન સાંભળ, કેમકે ઘણે દૂર રહેવા છતાં તારાપર દયા કરી તારી રક્ષા કરનારા ઝ્યૂસદેવની મોકલેલી હું દૂતી છુ તે તને આજ્ઞા કરે છે, કે ઉડતા કેશવાળા ઍકાઇઅનોને અતિત્વરાથી શસ્ત્ર સજી તૈયાર થવાનો હુકમ કર કેમ કે ટ્રોજનોનું વિશાળ રાજમાર્ગોવાળુ નગર લેવાનો સમય આવી પહોંચ્યો છે હવે ઓલિમ્પસના મન્દિરોમા વસતા અમર દેવોમા મતભેદ રહ્યો નથી કેમકે હીરાએ વીનવી વીનવીને બધાના મન મનાવી લીધા છે, અને હવે ઝ્યૂસની ઇચ્છાનુસાર ટ્રોજનોનુ આવી બન્યુ છે પણ તુ આ વાત વીસરી જતો મા સ્વપ્નદેવી આમ બોલી ને ઉડી ગઇ, અને હું મીઠી ઉંઘમાથી જાગ્યો માટે ચાલો, હવે આપણે ઍકાઇઅનોને સત્વર સજ્જ કરીએ પણ પ્રથમ હું તેમને તાણી જોવાને યોગ્ય વચન કહીશ, અને તેમના પાંચીઆવાળા વહાણો લઇ અહીંથી સત્વર ચાલ્યા જવાની આજ્ઞા કરીશ, માત્ર તમારામાથી કોઈ આમથી ને કોઈ તેમથી બોલીને તેમને સમજાવી રાખજો '

આમ બોલી તે બેસી ગયો; એટલે રેતાળ પાઈલસનો રાજા નેસ્ટર તેમની સન્મુખ ઉભો થયો. તે મહાશયે તેમને ભાષણ કરતાં કહ્યું: "મિત્રો, આર્ગાઇવ લોકના રાજાઓ અને સેનાનપતિઓ, ઍકાઇઅનોમાના બીજા કોઈએ આ સ્વપ્નની વાત કરી હોત, તો આપણે તે ખોટી લેખત, અને તેને ગણકારત નહિ, પણ સર્વ ઍકાઇઅનોમાં પોતાને બલિષ્ઠ ગણનારને જ આ સ્વપ્નદર્શન થયુ છે, માટે ચાલો, આપણે ઍકાઇઅનોને સત્વર સજ્જ કરીએ."

આમ કહી સભામાંથી ઊઠી તે આગળ થયો, અને બીજા સર્વ દંડધારી રાજાઓ પણ તેની ભેરે ઊઠ્યા અને સેનાનાયકની આજ્ઞા પ્રમાણે વર્ત્યા, અને લોકસમુહ પણ તેમની પાસે સત્વર આવી પહોચ્યો. જેમ કોઈ પોલા ખડકમાથી અનેક નવા નવા ભ્રમરવૃન્દ બહાર નીકળે, અને વસન્ત પુષ્પોમાં ટોળાબંધ ઊડે, અને કેટલાક આમ તો કેટલાક તેમ ઊડાઊડ કરી મૂકે; તેમ જ નીચા કિનારા આગળના વહાણો ને ઝુંપડામાથી તેમના અનેક સંઘો સભાસ્થાન ભણી ટોળાબંધ પ્રયાણ કરવા લાગ્યા અને તેમની વચ્ચે કિંવદંતી નામની ઝ્યૂસની એક દૂતી ઝપકાબંધ ફરાફર કરતી હતી અને તેમને આગળ ધકેલતી હતી, અને આ પ્રમાણે તેઓ એકઠા થયાં. સભાસ્થાનમાં ભારે કોલાહલ મચી રહ્યો, અને સકળ સૈન્ય નીચે બેઠું ત્યારે ભારે પ્રતિધ્વનિ થયો, અને ત્યાં સક્ષોભ થઈ રહ્યો. નવ રાજદૂતો બૂમો પાડી પાડીને તેમને શાંત થવાનુ કહેતા હતા, તે એટલા માટે કે મહારવ ઓછો થાય અને ઝ્યૂસના પરિસ્કન્દ રાજાઓના વચન તેઓને કાને પડે લગભગ છેલ્લી બૂમે લોકસંઘ નીચે બેઠો, અને પાટલીઓપર બેસી શાંત થયો એટલે રાજા ઍગેમેમ્નન હાથમા રાજદંડ લઇ ઉભો થયો એ દન્ડ હિફાઈસ્ટસે નિપુણ કલાવિધાનથી બનાવેલો હતો. તેણે તે દન્ડ ક્રોનસ-સુત ઝ્યૂસદેવને આપ્યો હતો, અને ઝ્યૂસે આર્ગસ-સૂદન દૂતદેવને આપ્યો હતો; અને હર્મીઝ દેવે સારથિ પીલપ્સને આપ્યો હતો, અને પીલપ્સે વળી સેનાની ઍટ્રૂયુસને આપ્યો હતો. અને ઍટ્રૂયુસે મરણ વખતે અનેક અજાવિકવાળા થિઈસ્ટિસને સોપ્યો હતો, અને વળી ઍગેમેમ્નન ઘણા દ્વીપોનો ને આખા આર્ગસનો રાજા થાય તેટલા માટે તેને હાથમા ઝાલવા આપ્યો હતો. તે રાજદંડપર હાથ ટેકવી આર્ગાઇવ લોકને તે આવા વચન કહેવા લાગ્યો.

"મ્હારા મિત્રો, ડનાન વીરો, એરીઝના માનીના મનુષ્યો, ક્રોનસ-સુત ઝ્યૂસે મ્હારા જીવને ખૂબ સંકડોમાં ચડાવ્યો છે; તે નિર્દય છે, કેમ કે થોડા કાળ પૂર્વે તેણે પોતાનું ડોકું નમાવી મ્હને વચન આપ્યુ હતું, કે હું મજબૂત કોટવાળા ઇલિઅસને ઉજ્જડ કર્યા વિના ત્હારે દેશ પાછો જઈશ નહિ; પણ હવે મ્હને સમજાય છે કે તેણે ક્રૂર થઇ કપટ કર્યું, કેમકે તે મ્હારું નાક કપાવીને અને મ્હારાં ઘણાં માણસોનો નાશ કરાવીને હવે મ્હને આર્ગસ પાછા જવાનું ફરમાવે છે. પણ મ્હને લાગે છે કે અનેક નગરોના વિનાશ કરનારા મહાસમર્થ ઝ્યૂસદેવને એમ જ ગમતું હશે; એનાથી કોઇ બળિયો નથી. આપણા વંશજો પણ આ સાંભળીને શરમાશે, કે ઍકાઇઅનોની આવડી મ્હોટી સેના એક નિષ્ફળ યુદ્ધમાં ઊતરી, પોતાનાથી થોડા શત્રુઓ સાથે લડી, ને નવ વર્ષ સુધીએ તેનો કંઈ અન્ત આવ્યો નહિ. કારણ કે એમ ધારો

કે ઍકાઇઅનો ને ટ્રૉજનો વચ્ચે થોડો સમય ખરેખરી યુદ્ધનિવૃત્તિ થાય ને બન્ને પક્ષના માણસોની ગણતરી થાય, અને ટ્રૉજનો તેમના સર્વ નગરવાસીઓને એકઠા કરે, અને આપણે ઍકાઇઅનો દસ દસની ટોળીમા ગોઠવાઇ જઇએ, ને દરેક ટોળી એકેક ટ્રૉજનને મદ્યપાનસેનામા રોકે, તો પણ ઘણી ટોળીઓ મધુપાત્રધારી સેવકો વગરની રહી જાય અર્થાત્, નગરવાસી ટ્રૉજનો કરતા અકાઇઅનોની સખ્યા ઘણી જ મ્હોટી છે પણ ટ્રૉયમા ઘણા નગરોના તેમના પક્ષો છે, વળી શૂળધારી વીરો પણ છે એટલે એ એક મ્હોટો પ્રતિબધ છે, અને તેથી, મ્હારી દૃઢ ઇચ્છા છે તો પણ, મ્હારાથી ઇલિઅસના બહુજન દુર્ગનો ઉચ્છેદ થઇ શકશે નહિ મહાન ઝ્યૂસના નવ વર્ષ તો ક્યારનાએ વીતી ગયા છે અને આપણા વહાણના પાટીઆં ખવાઇ ગયા છે ને દોરડા વગેરે ઢીલુ પડી ગયુ છે અને ઘેર આપણા બૈરા-છોકરા રાહ જોયા કરે છે, તો પણ જે કાર્યને માટે આપણે અહીં આવ્યા, તેમા તો હજી સોળે કાચી છે માટે ચાલો, હુ કહુ છુ તેમ આપણે બધા કરીએ આપણા વહાણ લઇ આપણે પ્રિય સ્વદેશ સત્વર સીધાવીએ, કારણ કે હવે આપણે વિશાળ રાજમાર્ગવાળુ ટ્રૉય કદી લઇ શકવાના નથી ”

આવા વચન સાભળી જેઓ મન્ત્રિસભામા હાજર ન્હોતા તેમના બધાના હૈયા ઊછળી રહ્યા અને ઝ્યૂસપિતાના મેઘમડળમાથી ધસી આવતા પૂર્વ અને દક્ષિણ વાયુથી આઇકેરિઅન સમુદ્રના ઊંચા તરગો ઉછળે, તેમ લોકસઘ ઊછળી રહ્યો, અને પશ્ચિમમાથી વાતા પ્રબળ પ્રવાતથી એવુ અગાધ ધાન્યક્ષેત્ર કપી ઉઠે અને ડુડા નમી પડે, તેમ અખિલ લોકસઘ ક્ષોભમા આવી ગયો અને બધા મનુષ્યો બૂમો પાડતા પાડતા વહાણો ભણી વેગભેર દોડ્યા! અને તેમના પગ તળેથી ઉડીને ધુળ ઉંચે ગોટાવા લાગી અને પોતાના વહાણને ઝાલીને ચળકતા ખારા સમુદ્રમા ઘસડી જવાને માટે પ્રત્યેક જણે પોતાના પાડોશીની સહાયતા માગવા માડી, અને વહાણો ઉતારવાના રસ્તા સાફ કરી દીધા અને ઘેર જવાની દોડાદોડનો અવાજ ઉંચે સ્વર્ગ સુધી પહોચ્યો અને તેમણે વહાણોની તળેથી ટેકા પણ ઉઠાવવા માડ્યા

પછી હીરદેવીએ ઍથીનીને નીચે પ્રમાણે કહ્યુ હોત નહિ, તો આર્ગોઇવ લોકોએ દૈવેચ્છાની વિરુદ્ધ સ્વદેશ ભણી વહાણ હકારી દીધા હોત “હે! અજય્યમેધાવી ઝ્યૂસની પુત્રી, અકલાન્ત કુમારિ!! આ શુ? શુ ખરેખર આર્ગોઇવ લોકો વિશાળ સમુદ્રપૃષ્ઠપર થઇને સ્વદેશ સીધાવશે? એમ થશે તો પ્રાયમ અને ટ્રૉજનો તેમ જ જેને અર્થે અનેક અકાઇઅનોએ પોતાના પ્રિય સ્વદેશથી ઘણે દૂર ટ્રૉયમા પ્રાણ તજ્યા તે આર્ગૅસવાસી હેલન પણ અત્યન્ત ફૂલાશે પણ કવચધારી ઍકાઇઅનોની સેનામા તું હમણા જ જા, તારા મૃદુ વચનથી પ્રત્યેક પુરુષને જતો અટકાવ, અને ખારા સાગર સુધી તેમના વાંકવાળા વહાણને લઇ જવા દઇશ મા ”

તે આમ બોલી, અને નિમ્નાક્ષી ઍથીની દેવીએ તેનુ કહ્યુ ના ગણકાર્યું એમ નહિ, પણ ઓલિમ્પસના શિખરપરથી વાયુવેગે નીચે ઉડી, અને ઍકાઇઅનોના શીઘ્રગામી વહાણ આગળ સત્વર આવી ત્યા તેણે બુદ્ધિમા ઝ્યૂસના બરોબરીઆ ઓડિસ્સ્યુસને ઊભેલો દીઠો, તે પોતાના સૂતકવાળા કાળા વહાણને અડક્યો પણ ન્હોતો, કેમકે તેનુ ચિત્ત અતિશય શોકાતુર થઇ

ગયું હતું. નિર્મલાક્ષી એથીની તેની પાસે આવી બોલી: "લેઅર્ટીઝના દિવ્ય પુત્ર, મહાબુદ્ધિમાન્ ઓડિસ્સ્યુસ, શું તમે બધા તમારાં પાટિયાંવાળાં વહાણોમા ચડી બેગી સ્વદેશ સીધાવી જશો? એમ કરશો તો પ્રાયમ અને ટ્રોજનો તેમ જ જેને અર્થે અનેક ઍકાઇઅનોએ પોતાના પ્રિય સ્વદેશથી ઘણે દૂર ટ્રોયમાં પ્રાણ તજ્યા તે આર્ગોસવાળી હેલન પણ અત્યન્ત ફુલાશે: પણ તું હમણાં જ ઍકાઇઅનોની સેનામાં જા, વિલંબ મા કર; અને તારાં મૃદુ વચનથી પ્રત્યેક પુરૂષને જતો અટકાવ, અને તેમનાં વાંકવાળાં વહાણને ખારા સાગર સુધી લઈ જવા દઈશ મા."

તે આમ કહી રહી એટલે તેણે દેવીનો કંઠ ઓળખ્યો, અને પોતાનો ડગલો ફેંકી દઈને દોડયો; તેનો દૂત ઇથાકાનો યુરિબેટ્સ ત્યાં તેની સેવામાં હતો તેણે તે એકઠો કરી લીધો અને ઓડિસ્સ્યુસ પોતે ઍટ્રયુસ-સુત ઍગમેમ્નનને મળવા ગયો, અને તેના પૂર્વજોનો અવિનાશી રાજ-દંડ તેની પાસેથી લઇ કવચધારી ઍકાઇઅનોનાં વહાણ વચ્ચે થઇ ચાલવા લાગ્યો.

જે કોઇ સરદાર કે મુખ્ય માણસ રસ્તામાં મળતો, તેની પાસે જઇ નમ્ર વાણીમાં તેને તે આ પ્રમાણે અટકાવતો: "ભાઇ, કાયરની પેઠે આમ ગભરાઇ જવું ઉચિત નથી, તું પોતે જરા બેસ ને તારા માણસને બેસાડ કારણ કે ઍટ્રયુસ-સુતના બોલવાનો મર્મ હજી તું સ્પષ્ટ સમજ્યો નથી; હમણાં તો તે માત્ર લોકના મન જુએ છે, અને થોડીવારમાં તે ઍકાઇઅનોને દંડ દેશે. શું આપણે બધાએ મન્ત્રિસભામા તેણે કહેલાં વચન સાંભળ્યાં ન્હોતાં? ઍકાઇઅનોપર ક્રોધ કરીને તે બધાની ખબર લે નહિ તે સભાળજો. કારણ કે દિવ્ય રાજાઓના મનમાં અભિમાન હોય છે; કેમકે ઝ્યૂસની પ્રસન્નતાએ કરીને તેમનો યશ છે, અને તે સદ્બુદ્ધિદાતા દેવને તેઓ પ્રિય છે."

પણ જો કોઇ સાધારણ માણસને બૂમો પાડતો તે જોતો, તો તેને પોતાના રાજ્યદંડથી હડસેલી મ્હોટા ઘાંટા પાડીને તે કહેતો: "ભાઈ, તું શાંત રહે અને તારાથી ચડિયાતા હોય તેમનું કહ્યું કાને ધર: તું વીર નથી, દુર્બલ છે. યુદ્ધમાં કે સભામાં તારી કંઈ ગણતરી નથી. ખરેખર આપણે બધા જ ઍકાઇઅનો રાજા થઇ શકીએ નહિ. અનેક જણ રાજા થાય એમાં આપણું કંઇ વળે નહિ, ઉપરી એક જ હોય, રાજા એક જ હોય, અને તે વક્ર વિચારવાળા ક્રોનસના પુત્રની જેનાપર કૃપા હોય તે જ હોઈ શકે."

એવી કુશળતાથી તે સેનામાં ફરી વળ્યો, કે વહાણ ને ઝુપડાં મૂકી તેઓ બધા પાછા સભાસ્થાને ઉતાવળ જઇ પહોંચ્યા; અને ઘોર ગર્જન કરતા સાગરનો તરંગ લાંબા તટ પર ઝુપટે ને ભૂમિમાથી તેનો પ્રતિધ્વનિ થાય, એવો મ્હોટો શોર તે વખતે થઇ રહ્યો.

હવે બીજા બધા બેસી ગયા અને પોતાની પાટલીઓ પરથી ખસ્યા નહિ; માત્ર થર્સી-ટીઝ હજી બક્યા કરતો હતો. તેની જીભે લગામ ન્હોતી, તેના ચિત્તમાં, ઘણાં અવ્યવસ્થિત વિચારો ભરેલા હતા, સરદારોની મ્હામે થવાનો વ્યર્થ મનોરથ હતો, અને આર્ગાઇવ લોકને હસાવવાનું તેને મન હતું. ઇલિઅસ આવેલા સર્વ પુરૂષોમાં તે સૌથી કુરૂપ હતો. તેના પગ ફરસા ફસ્યા પડતા હતા, એક પગ વળી લંગડો હતો, બન્ને ખભા ગોળમટોળ હોઇ છાતી-

પર વળી જતા હતા, માથું વાંકું રહેતું હતું, અને તેમાંથી એક ન્હાનો ટેકો કૃણગાની પેઠે બહાર ફૂટી નીકળ્યો હતો. બધા માણસોમાં વિશેષ કરીને ઍકિલિઝ તથા ઓડિસ્સ્યુસને તે તિરસ્કારપાત્ર હતો, કેમકે તે વારંવાર તે બેઉની નિન્દા કરતો. પણ હમણાં તો તીણી બૂમ પાડીને સુરૂપ ઍગેમેમ્નન ઉપર તેણે ગાળોનો વરસાદ વરસાવવા માંડ્યો. ઍકાઇઅનો થર્સાઇટીઝથી ખૂબ કંટાળ્યા હતા અને મનમાં તેના પર ક્રોધે ભરાયા હતા પણ મોટે સાદે તે બોલ્યો અને ઍગેમેમ્નનની નિન્દા કરવા લાગ્યો 'ઍટ્રાઇડિઝ, તારી પાસે હવે શું નથી કે તને અસંતોષ થાય છે? ખરેખર તારા ઝુંપડાં પુષ્કળ ભાલાથી ભરેલાં છે અને વળી તેમાં અનેક સ્ત્રીઓ પણ છે, અમે ઍકાઇઅનો કોઇ નગર લૂટીએ છીએ ત્યારે તને સૌથી પ્રથમ ઉત્તમમાં ઉત્તમ ભેટ આપીએ છીએ, અને તે બધી તારા ઝુંપડામાં છે. શું તારે હજુ સોનું જોઈએ છે?—કે કોઇ બીજા ઍકાઇઅને કેદ પકડી આણેલા પોતાના પુત્રને છોડાવવા સારૂ અશ્વનિનેતા ટ્રોજનોમાંનો કોઇ ઇલિઅમમાંથી સુવર્ણ લઇને આવે, તેના પર તારી દાઢ છે કે શું? અથવા હજુ પ્રેમનો પ્રસાદ ચાખવાને કોઈ ગણિકાને પકડી લેવાની તારી દાનત છે કે શું? પણ સરદાર થઈને ઍકાઇઅનોને દુઃખ દેવું તને શોભતું નથી. હે સુકાનળ મૂર્ખાઓ! ઍકાઇઆની સ્ત્રીઓ—પુરુષો નહિ! તમે જરા લજવાઓ અને તમારાં મ્હોં નીચાં કરો, ચાલો આપણે આં આપણાં વહાણું લઈ ઘેર જતા રહીએ, અને આ કાયરને આ ટ્રૉયમાંના પુષ્કળ જયોપાયન એકઠાં કરી ધરવા દઇએ, એટલે એને ખબર પડે કે આપણી સહાયતાની જરૂર છે કે નહિ. અને હમણાં એના કરતાં ચઢિયાતા વીર ઍકિલિઝનું અપમાન કર્યું છે. કેમકે એણે તેનું જયોપાયન હરી લીધું છે, અને તે બળાત્કારે પોતાને ઘેર રાખે છે મ્હારી ખાતરી છે કે ઍકિલિઝના મનમાં જરાએ ક્રોધ નથી, પણ એ મન્દ છે; નહિ તો, હે ઍટ્રયુસ-સુત, આ દિવસથી તારો અન્ત આવત"

આ પ્રમાણે થર્સાઇટીઝ ઍગેમેમ્નનની નિન્દા કરી. પણ સુરૂપ ઓડિસ્સ્યુસ એકદમ તેની પાસે આવ્યો, અને તેના પ્રત્યે કઠોર દૃષ્ટિ કરી તેણે તેને પરુષ વાણીમાં ઠપકો દીધો. "હે નિરંકુશ થર્સાઇટીઝ, તું ફાવે તેમ બકે છે, તું તીક્ષ્ણ વક્તા છે ખરો, પણ હવે શાન્ત રહે ને રાજાઓની વિરુદ્ધ એકલો હાથે પડવાનું રહેવા દે, કારણ કે મ્હારા વિચારપ્રમાણે ઍટ્રયુસ-સુતોની સાથે ઇલિઅસ આવેલા સર્વ મનુષ્યોમાં તું સૌથી અધમ છે માટે તું રાજાઓનું નામ જવા દે, તેમની નિન્દા કરતો બંધ રહે, અને અહીંથી વિદાય થઇ જવાનો લાગ ના શોધે. એમાં જ સાર છે હજુ આપણે સ્પષ્ટ જાણતા નથી, કે આપણે એકાઇઅનો અહીંથી ચાલ્યા જઇએ, તેમાં લાભ છે કે અલાભ. ડનાન વીરો ઍટ્રયુસ-સુત અગેમેમ્નનને ઘણાં ઇનામ આપે છે, તેથી તું તેને મ્હેણાં દે છે અને આપણા સેનાપતિને વારંવાર ગાળો ભાંડે છે. પરંતુ હું તને સ્પષ્ટ કહું છું, અને ખરેખર એમ જ બનશે જો હવે ફરીથી આ પ્રમાણે બકતો મ્હેં તને જોયો, તો તને પકડીને તારાં વસ્ત્ર ઉતારી ના લઉં, તારો ડગલો ને બંડી કહાડી ના લઉં

અને તને માર મારી આ સભામાંથી હાંકી કાઢી મૂકી લઘુગતિ વહાણ ભણી રડતો રડતો નાગો નાગો હડાડી ના મૂકું તો મ્હારૂં ડોકું ઉડી જજો અને કોઈ મ્હને ટેલેમેકસનો બાપ ના કહેજો.”

આમ બોલી તેણે રાજદંડ વડે તેના બરડાપર ને ખભાપર પ્રહાર કર્યો: એટલે તે વાંકો વળી ગયો અને તેની આંખમાંથી એક મ્હોટું આંસુ પડ્યું, અને તેના બરડાપર સુવર્ણદંડના સપાટાને લીધે લાલચોળ સોળ પડી રહ્યો. પછી તે બેસી ગયો ને આશ્ચર્ય પામ્યો, અને દુઃખને લીધે દયામણી આંખે તેણે આંસુ લૂછી નાંખ્યું. બીજા બધાને ખેદ તો થયો પણ ઉલટા સુખેથી હસવા લાગ્યા, અને દરેક જણ પાસે ઉભેલાને આ પ્રમાણે કહેતો હોય એમ જણાયું: ‘અરે, ખરેખર, ઓડિસ્સ્યુસે ઉત્તમ ડહાપણભરી સલાહ આપીને તેમ જ યુદ્ધમાં વ્યૂહ રચીને આજ સુધીમાં અસંખ્ય પરાક્રમો કર્યાં છે, પણ આજે આ મિથ્યાપ્રતાપી વાચાળનું મ્હોં બંધ કરી દીધું એ એણે આર્ગાઇવ લોક સમક્ષ કરેલાં બધાં કૃત્યોમાં સૌથી શ્રેષ્ઠ છે. હવે રાજાઓને મદભર્યાં નિન્દા વચન કહેવાનો તે ખો જ ભૂલી જશે.’

સાધારણ લોકસમૂહ આમ બોલતો હતો પણ નગરનિપુરનો ઓડિસ્સ્યુસ હાથમાં રાજદંડ લઇ ઝટ ઉભો થયો. અને તેની પાસે દૂતવેશધારિણી નિર્મલાક્ષી ઍથીની લોકસંઘને શાન્ત રહેવાનું કહેતી હતી, એટલા માટે કે પાસેના તેમ જ દૂરના સર્વ ઍકાઇઅનો એનું કહ્યું સાંભળે અને એની સલાહ કાને ધરે. તે મહાશયે તેમના સમક્ષ ભાષણ કર્યું અને કહ્યું “હે ઍટ્રાઇડીઝ, હે નરપતિ, ખરેખર આ બધા ઍકાઇઅનો સર્વ મનુષ્યોની સમક્ષ તારૂં નાક કપાવવા બેઠા છે, અને આર્ગસના ચરામાંથી અહીં પ્રયાણ કરતી વેળા તેમણે તને જે વચન આપ્યું હતું, કે મજબૂત કોટવાળું ઇલિઅમ નિર્જન કર્યાં વગર તું કદી પાછો ફરીશ નહિ, તે પાળતા નથી કેમકે ન્હાનાં બાળક ને અનાથ સ્ત્રીઓની પેઠે તેઓ ઘેર જવાને સારૂ પરસ્પર રોયા કરે છે. અરે, ખરેખર, માણસને નિરાશ થઈ પાછા જવાનું મન થાય એવી અહીં જાળ રચાઇ છે. કારણ કે પોતાના પાટિયાવાળા વહાણમાં એક જ માસથી રહેનો વિરહી પ્રવાસી કડકડતી ટાઢમાં સંક્ષુબ્ધ સાગરમાં ગભરાય છે ત્યારે ધુંઆપુંઆં થઇ જાય છે; પણ આપણે અહીં આવ્યાંનો નવમું વરસ તો જાય છે, માટે ઍકાઇઅનો પોતાનાં અણિયાળાં વહાણ આગળ કુંધવાય એમાં મ્હને નવાઇ લાગતી નથી, જો કે અહીં લાંબો વખત રહ્યા પછી ખાલી હાથે પાછા ઘેર જવું એ ખરેખર નીચું જોવા જેવું છે. મ્હારા ભાઈઓ, ધીરજ ધરો, અને થોડીવાર થોભી જાઓ, એટલે આપણને જણાશે કે કૅલ્કસની ભવિષ્યવાણી ખરી હતી કે ખોટી. કેમકે આ વાત આપણે સારી પેઠે જાણીએ છીએ, અને તમારામાંથા જેટલા દૈવજોગે મરણના મ્હોંમાથી બચ્યા છે તેટલા બધા સાક્ષીભૂત છે. જાણે કાલે કે પરમ દહાડે જ આઉલિસમાં ઍકાઇઅનોના વહાણો પ્રાયમ અને ટ્રોજનોપર પડવાના દુઃખભારથી ભરેલાં એકઠાં થતાં હતાં, અને આપણે ઝરાની આસપાસ પવિત્ર વેદીઓપર શુદ્ધ શતહોમ દેવનાપ્રીત્યર્થે કરતા હતા; આપણી ઉપર સુન્દર ઘટાદાર પ્લેઇન-વૃક્ષ આવી રહ્યું હતું અને પાસે ચકચકતું પાણી વહી રહ્યું હતું; એટલામાં ત્યાં એક મ્હોટો ઉત્પાત નજરે પડ્યો: ઓલિમ્પસવાળા દેવે

જ મરણ્યાવેલો એક લાલચોળ પીઠવાળો ભીષણ નાગ વેદી તળેથી છલંગ મારી પેલા વૃક્ષ ભણી કૂદ્યો હવે ત્યા ટોચની ડાળીએ પાવડાંની ઘટામા એક ચકલીનો માળો હતો, અને તેમાં ન્હાના ન્હાના કુમળા બચ્ચા હતા, આઠ બચ્ચાં હતાં ને નવમી મા હતી. બચ્ચાં બિચારાં ચીં ચીં કરતાં રહ્યાં ને નાગ તેમને ગળી ગયો. અને પોતાનાં વ્હાલાં બચ્ચાંને શોચતી માતા આમ તેમ પાંખો ફફડાવી ઉડાઉડ કરતી હતી, એટલામાં નાગે ચૂડ મારી તેની પાંખ પકડી, ને તે ચીસો પાડતી રહી. હવે જ્યારે બચ્ચા તથા માને તે ગળી રહ્યો ત્યારે તેને પ્રગટાવનાર દેવે એક કૌતુક કર્યું; કેમકે વક્ર વિચારવાળા ક્રોનસના પુત્રે તે નાગનો પત્થર બનાવી દીધો, અને આપણે તે જોઇ આભા જ બની ગયા. આ પ્રમાણે દેવોને માટે કરેલા શતહોમ આગળ આવો ભયંકર ઉત્પાત થયો ત્યારે કૅલ્કસે સત્વર ભવિષ્ય ભાખ્યું અને કહ્યુઃ કે ઉડતા વાળવાળા ઍકાઇઅનો, કેમ આમ સ્તબ્ધ થઇ ગયા છો? વિચારશીલ ઝ્યૂસ દેવે આપણને આ એક મ્હોટી સત્તા દર્શાવી છે, તે મોડી દેખાઈ છે માટે મોડી સિદ્ધ થશે, અને તેની કીર્તિ અમર રહેશે. બચ્ચા અને મા મળીને નવ ભક્ષ્ય નાગે ગળ્યાં, તેથી એમ સમજવાનું કે આપણે તેટલા વર્ષ ત્યાં લડીશુ, પણ દસમા વરસમાં આપણે વિશાળ રાજમાર્ગોવાળુ તે શહેર લઇશુ. જોષીએ આમ કહ્યુ હતુ, અને હવે એ બધુ સિદ્ધ થતુ જાય છે. માટે, પગના નળાપર સુકવચ ધારણ કરનાર હે સર્વે ઍકાઇઅનો, તમે બધા અહીં રહો, પ્રાયમનુ મ્હોટું નગર જીતાય ત્યાં સુધી છો ત્યાંને ત્યાં જ રહો.

તેનાં આવાં વચન સુણી આર્ગાઇવ લોકો મ્હોટો હર્ષનાદ કરવા લાગ્યા, અને ઍકાઇઅનોએ દિવ્ય ઓડિસ્સ્યુસના ઉપદેશની એટલી બધી પ્રશંસા કરી કે ચોમેર વહાણોમાં તુમુલ પ્રતિઘોષ થઇ રહ્યો. પછી તે સભા સમક્ષ ગેરીનિઆનો શૂરવીર નેસ્ટર બોલ્યોઃ "જાઓ રે ભાઇઓ, ખરેખર તમે મૂર્ખ છોકરાઓની પેઠે આ સભા ભરી છે અને યુદ્ધનાં પરાક્રમોની તમને કાંઇ ગણના જ નથી. આપણાં પણ ને આપણા શપથનું શું થશે? આપણા વીરોની સલાહ ને યુક્તિઓ, અને દેવનિમિત્તે કરેલા શુદ્ધ સુરાપાન, અને જમણા હાથે આપણે પરસ્પર ઉપજાવેલો વિશ્વાસજનક સમાગમ–નાંખો એ બધુ હવે ચૂલામાં. કારણ કે અહીં આટલો લાંબો સમય રહ્યા છતા આપણે હજી શબ્દોનો મિથ્યાવાદ કર્યા કરીએ છીએ, અને કાંઇ પણ યુક્તિ શોધી શકતા નથી. હે ઍટ્રયુસ–સુત, તુ પહેલાની પેઠે તારો ઉદ્દેશ હજી દૃઢ જ રાખજે અને પ્રચંડ યુદ્ધમાં આર્ગાઇવ લોકનો નાયક રહેજે; અને જે એકબે ઍકાઇઅનો આજ ચર્મધારી ઝ્યૂસે આપેલુ વચન સાચું છે કે જુઠુ તેનો નિર્ણય થયા પહેલા જ આર્ગોસ ન્હાસી જવાની ખાનગી મસલત જે કદી સિદ્ધ થવાની નથી જ–કરે, તેમનો વધ કરાવજે. અરે, હુ કહું છુ કે જે દિવસે આર્ગાઇવ લોકો પોતાનાં શીઘ્રગામી વહાણ લઇ નીકળ્યા, તે દિવસે મહાસમર્થ ક્રોનીઅને ટ્રોજનોનો વિનાશ કરવાનુ આપણને વચન આપ્યું હતુ, કેમકે આપણે દક્ષિણ હાથે વીજળી ઉત્પન્ન કરીને એણે શુભ શુકન દેખાડ્યા હતા. માટે જ્યાંસુધી તમારામાનો પ્રત્યેક જણ કોઇ ટ્રોજનની સ્ત્રી સાથે સુઈ રહે નહિ અને હેલનની ખાતર વેઠેલાં કષ્ટ ને દુ:ખનો બદલો વાળે

નહિ, ત્યાંસુધી કોઇએ ઘેર જવાની ઉતાવળ કરવી નહિ. પણ જો કોઇ ઘેર જવાને બહુ આતુર થઇ જશે અને પોતાના તુનકવાળા કાળા વહાણને અડકશે, તો પછી સર્વના દેખતાં તેને મરણ શરણ કરવો પડશે. પણ હે રાજા, તું પોતે સુવિચાર કરજે, અને સલાહ આપવા યોગ્ય એવા અન્યની સલાહ માનજે; જે જે વેણ હું બોલું છું તે બધાં જ માન્ય થવાં જોઇએ. હે એગેમેમ્નન, તારા સૈનિકોને જાત પ્રમાણે ને કોમ પ્રમાણે જુદા પાડી દે, કે કોમ કોમને ને જાત જાતને સાહ્ય કરે. એમ કરીશ તો એકાઇઅનો તારૂં કહ્યું માનશે, તો તને તરત જણાશે કે કયા કયા સરદારો અને કયા કયા સૈનિકો કાયર છે, અને કયા કયા શૂરવીર છે; કેમકે ત્યારે પ્રત્યેક જણનું પાણી જણાઈ આવશે. આ પ્રમાણે તને ખબર પડશે, કે દેવની આજ્ઞાથી દેશ જીતાતું નથી, કે પછી તારા સૈનિકોની અધમતા ને યુદ્ધમાં અપ્રવીણતાથી જીતાતું નથી."

એટલે રાજા એગેમેમ્નને તેનો ઉત્તર વાળ્યો અને કહ્યું: "ખરેખર, એ વૃદ્ધ પુરૂષ, સર્વ એકાઇઅનોની સભામાં તારા જેવો કોઈ સમર્થ વક્તા નથી એમ ફરીથી સિદ્ધ થયું છે. હે ઝ્યૂસપિતા, હે એથીની, હે એપૉલો, એકાઇઅનોમાં આવા દસ મન્ત્રીઓ મ્હારી પાસે હોત તો કેવું સારૂં થાત? તો પછી પ્રાયમ રાજાનું નગર જીતાઇને પાયમાલ થઈ ગએલું અમારા હાથમાં આવતાં શી વાર લાગત? પરન્તુ ક્રોનસ-સુત અજચર્મધારી ઝ્યૂસે મ્હને દુઃખી કર્યો છે, કેમકે નિરર્થક કછઆકાસમાં તેણે મ્હને ઝબોળ્યો છે. ખરેખર હું ને એકિલિઝ એક બાળાની ખાતર, પ્રખર શબ્દોમાં લડી પડ્યા, અને પહેલો મિજાજ મ્હારો ગયો. પણ જો આપણે બધા એક વિચારના જ થઇએ, તો પછી ટ્રોજનોના વિનાશનો દિવસ આવી પહોંચ્યો સમજજો, એક ક્ષણનો પણ વિલંબ થશે નહિ. હવે જાઓ, બધા જમી લો, એટલે આપણે યુદ્ધ આરમ્ભીએ. પ્રત્યેક જણે ભાલો સારી રીતે ઘસી તીણો કરવો ને ઢાલ બરોબર ગોઠવવી, અને શીઘ્રગતિ ઘોડાઓને ચંદી સારી પેઠે ખવડાવવી, ને ચારે બાજુએથી રથને સુવ્યવસ્થિત કરી લડવાને તત્પર થઈ આવવું, કે આપણે બધા આખો દહાડો ભીષણ યુદ્ધમાં ઘુમીએ. કારણ કે ત્યાં વિશ્રાંતિની તો એક ક્ષણ પણ મળશે નહિ જ, માત્ર રાત્રિ થશે ત્યારે જ બંને પક્ષના સૈનિકોનો આવેશ શમશે. પ્રત્યેક સૈનિકના વક્ષ સ્થળનું રક્ષણ કરનારી ઢાલનો પટો પરસેવાથી ભીનો થઈ જશે, ભાલો ઝાલી ઝાલીને તેનો હાથ નરમ થઈ જશે અને ચકચકીત રથ ખેંચતો ઘોડો હેં હેં થઈ જશે, અને રણક્ષેત્રથી દૂર જઇ અણિયાળાં વહાણ પાસે ભરાઈ ગએલો કોઈ માલુમ પડશે, તો તેનો તો કુતરા ને ગીધની ઉજાણી થયા વિના છૂટકો જ થશે નહિ.

તેનાં આવાં વેણ સુણી આર્ગાઇવ લોકો મ્હોટો હર્ષનાદ કરી રહ્યા: દક્ષિણ વાયુ વાયાથી ઉછળીતા ને ઉભા તટપર અથડાતા તરંગના ધ્વનિ જેવો, ભડકે, ચોમેર વાતા વાયુથી ઉછળીતાં મોજાં જેને કંપવા દેતાં નથી એવા કોઈ પ્રોત્સાહી ભૈલ પર થતા પ્રચંડ શબ્દ જેવો, ત્યાં ઘોષ મચી રહ્યો અને લોકોને વ્હેલા વ્હેલા વહાણોમાં વીખરાઈ ગયા, અને ઝુંપડાંમાં જઈ દેવતા પાડી ભોજન કરી લીધું. પ્રત્યેક જણે અમર દેવતામાના પોતાના ઇષ્ટદેવને બળિદાન આપ્યું, અને મરણથી ને તુમુલ યુદ્ધથી બચવાની પ્રાર્થના કરી. નરપતિ એગેમેમ્નને મહાસમર્થ ક્રોની-

સંસાર દર્પણ (નાટક) રૂ. ૦-૧૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઇ.

અનને એક પાંચ વર્ષના પુષ્ટ બળદનું બળિદાન આપ્યું, અને ઍકાઈઅન સેનાના વડિલ સરદારો તેની આજ્ઞાથી એકઠા થયા; પ્રથમ નેસ્ટર, પછી રાજા આઇડોમિન્યુસ, અને પછી બે આઈઍન્ટીઝ, પછી ટાઈડ્યુસનો પુત્ર, અને છઠ્ઠો ઝયૂસ જેવો મહાબુદ્ધિમાન ઓડિસ્યુસ. ઉચ્ચ સિંહનાદ કરનાર મેનિલેઅસ તો વગર કહે જ આવ્યો, કેમકે પોતાના ભાઈનો પરિશ્રમ તે જાણતો હતો. પછી તે બધાએ જ બળદની આસપાસ ઉભા રહી હાથમાં જવનો લોટ લીધો. અને સર્વની સમક્ષ ઍગમેમ્નને પ્રાર્થના કરી અને કહ્યું: 'હે ઝયૂસદેવ, હે મહાકીર્તિમન્ત, હે મહેશ્વર, હે મેઘરાજ, હે સ્વર્ગવાસી દેવ, મ્હને વચન આપ કે આજે સૂર્યાસ્ત થતાં પહેલાં, અન્ધકારના આગમન પહેલાં, હું પ્રાયમના મહેલને ધૂમાડાથી મલિન કરી જમીનદોસ્ત કરી નાંખું, અને તેનાં દ્વારને આગ લગાડી ભસ્મ કરી દઉં, અને હેક્ટરની છાતીપર તરવારનો ઘા કરી તેની બંડી ફાડી નાંખું; અને તેની ચારે ગમ તેના અગણિત મિત્રો ઉંધે મ્હોંએ ધૂળમાં પડી વસુધાલિંગન કરે."

તેણે આમ પ્રાર્થના કરી; પણ હજુ ક્રોનીઅને સિદ્ધિ વચન દીધું નહિ; તેણે બળિદાન સ્વીકાર્યું, છતાં પોતે પાથરેલી જાળની અવિરત વૃદ્ધિ જ કર્યા કરી.

હવે જ્યારે તેઓ પ્રાર્થના કરી રહ્યા અને જવનો લોટ આસપાસ વેરી રહ્યા, ત્યારે પ્રથમ તેમણે બળદનું માથું પાછું ખેંચી કઢાવ્યું, તેનું ડોકું કાપી નાંખ્યું, શરીરપરની ચામડી ઉતારી નાંખી, અને જાંઘમાંથી કકડા કાપી ચરબીમાં બોળી બેવડાવાળી તેપર કાચા માંસખંડ મૂકયા. અને તે પાંદડાં વગરનાં ચીરેલાં લાકડાંપર મૂકી શેકયા, પછી તેમાં સોયા ઘોચી હિફાઇસ્ટસની જ્વાળા પર ધર્યા. જ્યારે જાંઘના કકડા શેકાઈ રહ્યા અને તેમણે તે ચાખી જોયા, ત્યારે તેમણે બાકીના ભાગના કકડા કર્યા અને તેમાં સોયા ઘોચીને સભાળથી શેકયા, અને શેકી શેકીને બધા કકડા અગ્નિમાંથી પાછા બહાર કઢાવ્યા. આમ આ કામમાંથી પરવાર્યા અને ભોજન તૈયાર કર્યું, ત્યારે તેઓ જમવા બેઠા, અને તે સ્વાદિષ્ટ ભોજન નિરતિ ઝાપટી ગયા. પણ જ્યારે ધરાઇને ખાઈપી રહ્યા, ત્યારે ગેરીનિઆનો થરસીર નૅસ્ટર તેમના પ્રત્યે કહેવા લાગ્યો: 'હે ઍટ્રયુસના કુલીન પુત્ર, હે નરપતિ, હે નરપતિ ઍગમેમ્નન, હવે આપણે અહીં વાતો કર્યા કરવી જોઇએ નહિ, અને દેવે સોંપેલા કાર્યમાં ઝાઝો વિલબ કરવો જોઈએ નહિ; પણ ચાનો, કવચધારી ઍકાઇઅનોના દૂતોને લોકસંઘમાં ઝાહેર કરવાને મોકલીએ અને બધાં વહાણોમાંના લોકને એકઠા કરાવીએ, અને આપણે બધા આમ એકત્રિત થઇને ઍકાઇઅનોની વિશાળ સેનામાં ફરી વળીએ કે સત્વર ઉગ્ર યુદ્ધ જામે."

તે આમ બોલ્યો, અને નરપતિ ઍગમેમ્નને તેનું કહ્યું ના ગણકાર્યું એમ નહિ. તરત જ તેણે ઉડતા વાળવાળા ઍકાઇઅનોને સમરાંગણમાં હાઝર થઇ જવાની વ્યક્તકંઠ દૂતો દ્વારા આજ્ઞા કરી. દૂતોએ તેમને એકઠા કર્યા અને તે બધા સત્વર એકઠા થઇ ગયા. અને જે ઝયૂસના પરિરક્ષ રાજાઓ ઍટ્રયુસ-સુતની પાસે હતા, તેમણે તથા નિર્મળાક્ષી એથીનીએ વચમાં ઘુમીને સૈનિકોની વ્યૂહરચના ઉત્સાહભેર રચી. એથીની દેવીના હાથમાં જરામરણજન્ય ભયથી વિમુક્ત

પવિત્ર ઢાલ હતી; તેના ઉપર શુદ્ધ સોનાનાં સો ફુમતાં લટકતાં હતાં, તે બધાં ચતુરાઇથી ગુંથેલાં હતાં, અને તે દરેકની કિંમત સો સો બળદ જેટલી હતી. એ ઢાલ લઇને તે દેદીપ્યમાન દેવી એકાઇઅન સેનામાં ઉત્સાહ પ્રેરતી ફરી વળી, અને પ્રત્યેક સૈનિકના ઉરમાં અવિરત યુદ્ધમાં ઝંપલાવવાનું જોર ઉત્પન્ન કરતી ગઈ. આ પ્રમાણે, પોલાં વહાણમાં બેસી સ્વદેશ સીધાવવાને બદલે સંગ્રામમાં ઘૂમવામાં તેમને વધારે રસ પડ્યો. કોઇ પર્વતનાં શિખરપર આવેલા નિઃસીમ વનમાં દારુણ દાવાનલ પ્રગટે, અને તેના ભડકા દૂરથી દેખાય, તેમ તેમના પ્રયાણકાળે કાંસાનાં અગણિત કવચમાંથી સ્ફુરતો પ્રકાશ આકાશમાર્ગે ઠેઠ સ્વર્ગ સુધી પહોંચ્યો. અને કેઇસ્ટ્રિઅસના વ્હેણ પાસે એશિયાના ચરા ઉપર અનેક જાતનાં પક્ષીઓ-વન્ય હંસો, બગલાંઓ, ને લાંબી ડોકવાળા મરાળો-પીંછાંની સુન્દરતાથી મલકાતાં આમ તેમ ઉડે, લાંબી ચીસો પાડતાં આગળ ને આગળ ધમે, અને ચરામાંથી પ્રતિઘોષ થાય; તેમ વહાણ ને ઝુંપડાંમાંથી સૈનિકોની અનેક જાતો સ્કમેન્ડરના પુષ્પમય મેદાનમા જોસભેર ધસી આવી. અને માણસોના ને ઘોડાના પગરવનો ભૂમિમાથી ભયંકર પ્રતિધ્વનિ થઈ રહ્યો. આમ તેઓ સ્કમેન્ડરના પુષ્પમય મેદાનમાં ઉભા ત્યારે ઋતુકાલે પત્રપુષ્પની પેઠે તેમની ગણના થઈ શકે એમ ન્હોતી. વસન્તઋતુમાં ગોવાળના ઘર આગળ દૂધની તામડીઓ ઉભરાઈ જતી હોય ત્યારે જેમ ત્યાં ગુંજારવ કરતા અનેક ભ્રમરગણો ભેગા થાય છે, તેમ ટ્રોજનોને ચીરી નાખવા ઉત્સુક અનેક ઉડતા કેશવાળા એકાઇઅનો તેમની સન્મુખ મેદાનપર સંખ્યાબન્ધ એકઠા થયા. અને ચરામાં બકરાંના ટોળાં રસળતા રસળતાં ભેળભેળ થઈ જાય છે ત્યારે જેમ અજપાલકો સ્હેલાઇથી તેમને છૂટાં પાડી દે છે, તેમ સરદારોએ પોતપોતના સૈનિકોને બાજુ પર ગોઠવી દીધા અને યુદ્ધના આરંભની તૈયારી કરી; તે બધાની વચમા રાજા ઍગૅમેમ્નન આજે અધિક શોભતો હતો, તેનું માથું ને આંખો વજ્રધારી ઝ્યૂસના જેવી, તેની કેડ એરીઝના જેવી, અને તેની છાતી પોસાઇડનના જેવી ભાસતી હતી. ચારો ચરતી ગાયોના ટોળામા જેમ આખલો સૌથી ઉંચો સવિશેષ તરી આવે, તેમ ઍટ્રાઇડીઝ આજે ઝ્યૂસના પ્રતાપે સૌમાં પ્રધાન અને વીરશ્રેષ્ઠ દેખાતો હતો.

"હે ઓલિમ્પસની હર્મ્યવાસિની દેવીઓ, ડનાન લોકના સેનાપતિઓ અને પ્રધાન પુરુષો કોણ કોણ હતા તે હવે મ્હને કહો, કેમકે તમે દિવ્ય છો, સર્વને સુલભ છો, અને સર્વજ્ઞ છો, પણ અમે તો લોકવાર્તા જ સાંભળીએ છીએ અને કેવળ અજ્ઞ છીએ. ઇલિઅમ કોણ કોણ આવ્યા હતા તે અજયચર્મધારી ઝ્યૂસની પુત્રીઓ-ઓલિમ્પસની દેવીઓ-મ્હને યાદ દેવડાવે નહિ, તો લોકવૃંદની સંખ્યા કે નામ હું કહી શકું નહિ; ના, ખરેખર મ્હારે દસ જીભ ને દસ મુખ હોત, અશ્રાંત કંઠ હોત, અને પત્થરનું હૃદય હોત, તો પણ હું ના જ કહી શકત. પણ તેમની સદ્ભાવનાથી વહાણોના અધ્યક્ષો અને બધાં વહાણો યથાક્રમ હું ગણાવીશ.

---

અનને એક પાંચ વર્ષના પુષ્ટ બળદનું બળિદાન આપ્યું, અને ઍકાઈઅન્ સેનાના વડિલ સરદારો તેની આજ્ઞાથી એકઠા થયા; પ્રથમ નેસ્ટર, પછી રાજા આઇડૉમિન્યુસ, અને પછી બે આઈઍન્ટીઝ, પછી ટાઈડ્યુસનો પુત્ર, અને છઠ્ઠો ઝ્યૂસ જેવો મહાબુદ્ધિમાન ઓડિસ્યુસ. ઉચ્ચ સિંહનાદ કરનાર મેનિલેઅસ તો વગર કહે જ આવ્યો, કેમકે પોતાના ભાઈનો પરિશ્રમ તે જાણતો હતો. પછી તે બધાએ જ બળદની આસપાસ ઉભા રહી હાથમાં જવનો લોટ લીધો અને સર્વની સમક્ષ ઍગમેમ્નને પ્રાર્થના કરી અને કહ્યું: 'હે ઝ્યૂસદેવ, હે મહાકીર્તિમન્ત, હે મહેશ્વર, હે મેઘરાજ, હે સ્વર્ગવાસી દેવ, મ્હને વચન આપ કે આજે સૂર્યાસ્ત થતાં પહેલાં, અન્ધકારના આગમન પહેલાં, હું પ્રાયમના મહેલને ધૂમાડાથી મલિન કરી જમીનદોસ્ત કરી નાંખું, અને તેનાં દ્વારને આગ લગાડી ભસ્મ કરી દઉં, અને હેક્ટરની છાતીપરં તરવારનો ઘા કરી તેની બંડી ફાડી નાંખું; અને તેની ચારે ગમ તેના અગણિત મિત્રો ઉંધે મ્હોંએ ધૂળમાં પડી વસુધાલિંગન કરે."

તેણે આમ પ્રાર્થના કરી, પણ હજુ ક્રોનીઅને સિદ્ધિ વચન દીધું નહિ; તેણે બળિદાન સ્વીકાર્યું, છતાં પોતે પાથરેલી જાળની અવિરત વૃદ્ધિ જ કર્યા કરી.

હવે જ્યારે તેઓ પ્રાર્થના કરી રહ્યા અને જવનો લોટ આસપાસ વેરી રહ્યા, ત્યારે પ્રથમ તેમણે બળદનું માથું પાછું ખેંચી કહાડ્યું, તેનું ડોકું કાપી નાંખ્યું, શરીરપરની ચામડી ઉતારી નાંખી, અને જાંઘમાંથી કકડા કાપી ચરબીમાં બોળી બેવડાવાળી તેપર કાચા માંસખંડ મૂક્યા. અને તે પાંદડાં વગરનાં ચીરેલાં લાકડાંપર મૂકી શેક્યાં, પછી તેમાં સોયા ઘોંચી હિફાઇસ્ટસની જ્વાળા પર ધર્યાં. જ્યારે જાંઘના કકડા શેકાઈ રહ્યા અને તેમણે તે ચાખી જોયા, ત્યારે તેમણે બાકીના ભાગના કકડા કર્યા અને તેમાં સોયા ઘોંચીને સંભાળથી શેક્યા, અને શેકી શેકીને બધા કકડા અગ્નિમાંથી પાછા બહાર કહાડ્યા. આમ આ કામમાંથી પરવાર્યા અને ભોજન તૈયાર કર્યું, ત્યારે તેઓ જમવા બેઠા, અને તે સ્વાદિષ્ટ ભોજન નિરાંતે ઝાપટી ગયા. પણ જ્યારે ધરાઈને ખાઈપી રહ્યા, ત્યારે ગેરીનિઆનો શૂરવીર નેસ્ટર તેમના પ્રત્યે કહેવા લાગ્યો: 'હે ઍટ્રિઅસના કુલીન પુત્ર, હે નરપતિ, હે નરપતિ ઍગેમેમ્નન, હવે આપણે અહીં વાતો કર્યા કરવી જોઈએ નહિ, અને દેવે સોંપેલા કાર્યમાં ઝાઝો વિલંબ કરવો જોઈએ નહિ; પણ ચાલો; કવચધારી ઍકાઇઅનોના દૂતોને લોકસંઘમાં જાહેર કરવાને મોકલીએ અને બધાં વહાણમાંના લોકને એકઠા કરાવીએ; અને આપણે બધા આમ એકત્રિત થઈને ઍકાઇઅનોની વિશાળ સેનામાં ફરી વળીએ કે સત્વર ઉગ્ર યુદ્ધ જામે."

તે આમ બોલ્યો, અને નરપતિ ઍગેમેમ્નને તેનું કહ્યું ના ગણકાર્યું એમ નહિ. તુરત જ તેણે ઉડતા વાળવાળા ઍકાઇઅનેને સમરાંગણમાં હાજર થઈ જવાની વ્યક્તકંઠ દૂતો દ્વારા આજ્ઞા કરી. દૂતોએ તેમને એકઠા કર્યા અને તે બધા સત્વર એકઠા થઈ ગયા. અને જે ઝ્યૂસના પરિસ્કંદ રાજાઓ ઍટ્રિયસ-સુતની પાસે હતા, તેમણે તથા નિર્મલાક્ષી એથીનીએ વચમાં ઘુમીને સૈનિકોની વ્યૂહરચના ઉત્સાહભેર રચી. એથીની દેવીના હાથમાં જરામરણજન્ય ભયથી વિમુક્ત

પવિત્ર ઢાલ હતી; તેના ઉપર શુદ્ધ સોનાનાં સો ઝુમતાં લટકતાં હતાં, તે બધાં ચતુરાઇથી ગુંથેલાં હતાં. અને તે દરેકની કિંમત સો સો બળદ જેટલી હતી. એ ઢાલ લઇને તે દેદીપ્યમાન દેવી એકાઇઅન સેનામાં ઉત્સાહ પ્રેરતી ફરી વળી, અને પ્રત્યેક સૈનિકના ઉરમાં અવિરત યુદ્ધમાં ઝંપલાવવાનું જોર ઉત્પન્ન કરતી ગઈ. આ પ્રમાણે, પોતાં વહાણમાં બેસી સ્વદેશ સીધાવવાને બદલે સંગ્રામમાં ઘૂમવામાં તેમને વધારે રસ પડ્યો. કોઇ પર્વતના શિખરપર આવેલા નિઃસીમ વનમાં દારુણ દાવાનલ પ્રગટે, અને તેના ભડકા દૂરથી દેખાય, તેમ તેમના મથામણકારી કાંસાનાં અગણિત કવચમાંથી સ્ફુરતો પ્રકાશ આકાશમાર્ગે ઠેઠ સ્વર્ગ સુધી પહોંચ્યો. અને કેઇસ્ટ્રિઅસના વ્હેણ પાસે એશિયાના ચરા ઉપર અનેક જાતનાં પક્ષીઓ—જેવાં કે હંસો, બગલાઓ, ને લાંબી ડોકવાળા મરાળો—પીંછાંની સુન્દરતાથી મલકાતાં આમ તેમ ઉડે, લાંબી ચીસો પાડતાં આગળ ને આગળ ધસે, અને ચરામાંથી પ્રતિઘોષ થાય; તેમ વહાણ ને ઝુંપડાંમાંથી સૈનિકોની અનેક જાતો સ્કમેન્ડરના પુષ્પમય મેદાનમાં જોસભેર ધસી આવી. અને માણસોના ને ઘોડાના પગરવનો ભૂમિમાંથી ભયંકર પ્રતિધ્વનિ થઈ રહ્યો. આમ તેઓ સ્કમેન્ડરના પુષ્પમય મેદાનમાં ઉભા ત્યારે ઋતુકાલે પત્રપુષ્પની પેઠે તેમની ગણના થઈ શકે એમ ન્હોતી. વસન્તઋતુમાં ગોવાળના ઘર આગળ દૂધની તામડીઓ ઉભરાઈ જતી હોય ત્યારે જેમ ત્યાં ગુંજારવ કરતા અનેક ભ્રમરગણો ભેગા થાય છે, તેમ ટ્રોજનોને ચીરી નાંખવા ઉત્સુક બનેલા ઉડતા કેશવાળા એકાઇઅનો તેમની સન્મુખ મેદાનપર સંખ્યાબન્ધ એકઠા થયા. અને ચરામાં બકરાંના ટોળાં રસળતાં રસળતાં ભેળસેળ થઈ જાય છે ત્યારે જેમ અજપાલકો સ્હેલાઇથી તેમને છૂટાં પાડી દે છે, તેમ સરદારોએ પોતપોતાના સૈનિકોને બાજુ પર ગોઠવી દીધા અને યુદ્ધના આરંભની તૈયારી કરી; તે બધાની વચમાં રાજા એગેમેમ્નન આજે અધિક શોભતો હતો, તેનું માથું ને આંખો વજ્રધારી ઝ્યૂસના જેવી, તેની કેડ એરીઝના જેવી, અને તેની છાતી પોસાઇડનના જેવી ભાસતી હતી. ચારો ચરતી ગાયોના ટોળામાં જેમ આખલો સૌથી ઉંચો સવિશેષ તરી આવે, તેમ એટ્રાઇડીઝ આજે ઝ્યૂસના પ્રતાપે સૌમાં પ્રધાન અને વીરશ્રેષ્ઠ દેખાતો હતો.

"હે ઓલિમ્પસની હર્મ્યવાસિની દેવીઓ, ડનાન લોકના સેનાપતિઓ અને પ્રધાન પુરૂષો કોણ કોણ હતા તે હવે મ્હને કહો, કેમકે તમે દિવ્ય છો, સર્વને સુલભ છો, અને સર્વજ્ઞ છો, પણ અમે તો લોકવાર્તા જ સાંભળીએ છીએ અને કેવળ અજ્ઞ છીએ. ઇલિઅસ કોણ કોણ આવ્યા હતા તે અજયમેઘધારી ઝ્યૂસની પુત્રીઓ—ઓલિમ્પસની દેવીઓ—મ્હને યાદ દેવડાવે નહિ, તો લોકસંઘની સંખ્યા કે નામ હું કહી શકું નહિ; ના, ખરેખર મ્હારે દસ જીભ ને દસ મુખ હોત, અશ્રાંત કંઠ હોત, અને પથરનું હૃદય હોત, તો પણ હું ના જ કહી શકત. પણ તેમની સહાયતાથી વહાણોના અધ્યક્ષો અને બધાં વહાણો યથાક્રમે હું ગણાવીશ.

---

# અંધતા.

લેખક—બહેન સરોજિની રમણભાઈ નીલકંઠ, (બી. એ)

૧.

જ્યારે હું બહુ ન્હાની ઉમ્મરની હતી ત્યારે મ્હેં એક મૃત બાળકને જન્મ આપ્યો, અને હું પોતે પણ મરવાની તૈયારીમાં જ હતી. પણ વળી નસીબ સંજોગે હું ધીમે ધીમે સારી થતી ગઈ. પણ મ્હારી આંખોની શક્તિ ધીરેધીરે ઓછી થતી ગઈ.

મ્હારા પતિ આ વખતે કલકત્તાની મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતા હતા. મ્હારા ઉપર પોતાની વૈદકવિદ્યા અજમાવવાનો પ્રસંગ આવ્યો તેથી એ બહુ નારાજ ન થયા. મ્હારી આંખોની એમણે જ સારવાર કરવા માંડી.

આ વખતે મ્હારા મ્હોટા ભાઈ એમ્. એલ્. બી. નો અભ્યાસ કરતા હતા. એક દિવસ મ્હને જોવા એ આવ્યા અને મ્હારી સ્થિતિ જોઈ ગભરાયા. મ્હારા પતિને એમણે કહ્યું, 'તમે શું કરવા બેઠા છો? તમે કુસુમની આંખો સમુળગી ખોવડાવશો. કોઈ સારા ડાક્તરની સલાહ એકદમ લેવી જોઈએ.'

મ્હારા પતિએ ગુસ્સે થઈને કહ્યું 'કેમ? સારો ડાક્તર હું કરૂં છું તે કરતાં વધારે તે શું કરી નાખવાનો હતો? કેસ બહુ સહેલો છે અને ઉપાયો પણ બધા જાણીતા છે.'

મ્હોટાભાઈએ તિરસ્કારથી કહ્યું, 'તમારી અને તમારી કૉલેજના પ્રોફેસરોની વચ્ચે તમને તો કાંઈ ફેર જ નહિ લાગતો હોય, ખરૂં ને?'

મ્હારા પતિ વધારે ગુસ્સે થઈ બોલ્યા, 'તમે પરણો, અને તમારી સ્ત્રીની મિલકત બાબત કાંઈ તકરાર હોય, તો તમે કોઈ કાળે પણ મ્હારી સલાહ લેવા આવો નહિ તો પછી મ્હને શા માટે દાક્તરી વિદ્યા માટે સલાહ આપવા આવો છો?'

આ બે જણ આમ તકરાર કરતા હતા તે વખતે હું મનમાં વિચાર કરતી હતી કે બે રાજાઓ યુદ્ધ કરે તે વખતે મરો તો બિચારી જમીન ઉપરની ઘાસનો જ! આ સાળા બનેવી તકરાર કરે ત્હેમાં સહન કરવાનું તો મ્હારે જ! મ્હને એમ પણ લાગ્યું કે મ્હારા પિતૃગૃહના માણસોએ મ્હને પારકે ઘેર સોંપી હતી, તો હવે એમણે મ્હારી બાબતમાં માથું શા માટે મારવું? મ્હારાં સુખદુઃખ મ્હારા પતિને જોવાનાં છે—એ લોકોને નહિ.

મ્હારી આંખોની નરસી બાબત માટે તે દિવસથી મ્હારા પતિ અને મ્હોટાભાઈ વચ્ચેનો સંબંધ શિથિલ થયો. એક દિવસ મ્હારા પતિ બહાર ગએલા હતા તે વખતે મ્હોટાભાઈ એક દાક્તરને મ્હને જોવા માટે તેડી લાવ્યા. આથી મ્હને જરા નવાઈ લાગી. દાક્તરે મ્હારી આંખો બારિકાઈથી તપાસી અને ગંભીર મ્હોં કરી એણે કહ્યું કે, 'હવે જો બેદરકારી રાખશો તો જોખમ છે.' એણે એક પ્રિસ્ક્રીપ્શન લખી આપ્યું અને મ્હોટાભાઈએ એકદમ દવા મંગાવી. દાક્તરના ગયા પછી મ્હેં મ્હોટાભાઈને મ્હારી વાતમાં વચ્ચે ન પડવા બહુ

વિનંતિ કરી. મ્હારી ખાત્રી હતી કે દાક્તર એમ છાની રીતે આવે ત્હેમાંથી ખોટું પરિણામ જ આવે.

મ્હોટાભાઈ સાથે આટલી હિમ્મતથી હું બોલી શકી તેથી મ્હને પોતાને જ નવાઇ લાગી. મ્હોટાભાઇને પણ લાગી જ હશે. થોડીવાર મૌન રાખ્યા પછી ત્હેમણે કહ્યું, 'વારૂ હવે ફરી દાક્તરને નહિ બોલાવું પણ દવા આવે ને તો ત્હારે લેવી જ પડશે.' આટલું કહી એ જતા રહ્યા. કેમિસ્ટને ત્યાંથી દવા આવી શીશીઓ, પાઉડર, પ્રિસ્ક્રિપ્શન, એવું લઇને મ્હેં કુવામાં હોમી દીધું!

મ્હારા ભાઇ વચ્ચે પડયા તેથી મ્હારા પતિને બહુ ગુસ્સો થયો હતો, અને તેથી તકરાર થયા પછી એમણે મ્હારી આંખોની વિશેષ સંભાળ લેવા માંડી જાત જાતના ઉપાયો અજમાવી જોયા. એમના કહેવાપ્રમાણે હું પાટા બાંધતી, લીલાં ચશ્માં પહેરતી, આંખમાં ટીપાં પાડતી, જાતજાતના પાઉડર લગાડતી. અરે, ત્હેમના કહેવાથી ઉલાળા આવે છતાં કોડલિવર ઓઇલ પણ પીતી!

દરરોજ કૉલેજમાંથી ઘેર આવી કાળજીથી મ્હને પૂછતા, 'આજે કેમ છે?' હું દરરોજ જવાબ દેતી કે 'કાલ કરતાં બહુ સારૂં છે' મ્હારા મનને છેતરવામાં હું બહુ જ ચતુર થઇ હતી. જ્યારે આંખોમાંથી વધારે પાણી નીકળે ત્યારે એમ મન મનાવું કે 'આ બધું નકામું પાણી નીકળી જાય તે જ ઠીક છે. અને જ્યારે ઓછું નીકળે ત્યારે મ્હારા પતિની કુશળતામાટે ગર્વિત થતી.'

પણ થોડા વખતમાં દુ:ખ અસહ્ય થઇ પડયું મ્હારી જોવાની શક્તિ ઓછી થતી ગઇ, અને રાત દિવસ માથું તો દુખ્યાં જ કરતું. મ્હારા પતિ હવે કેટલા ગભરાતા તે હું જોઇ શકતી. એમની બોલવાની રીતપરથી મ્હને લાગ્યું કે એ કોઇ દાક્તરને બોલાવવાનું બ્હાનું ખોળે છે આથી મ્હેં જ સૂચવ્યું કે કોઇને બોલાવ્યો હોય તો ઠીક પડે. આથી એમને બહુ જ નિરાંત વળી હોય એમ દેખાયું. તે જ દિવસે એ એક યુરોપિયન દાક્તરને તેડી લાવ્યા. એ લોકોએ અંગ્રેજીમાં શી વાત કરી તે તો હું સ્હમજી નહિ. પણ એટલું તો સ્હમજી કે સાહેબે મ્હારા પતિને ખુબ ઠપકો આપ્યો હતો. દાક્તરના ગયા પછી થોડો વખત તો એ કાંઇ બોલ્યા નહિ. મ્હેં ત્હેમના હાથ પકડયા, અને કહ્યું, 'કેવો અસભ્ય અને જંગલી જેવો હતો! ત્હમે કોઇ હિન્દુ દાક્તરને કેમ ન બોલાવ્યો? એમ કર્યું હોત તો વધારે સારૂં ત્હમે એમ ધારો છો કે આ દાક્તર ત્હમારા કરતાં મ્હારી આંખો વિષે વધારે સ્હમજે છે?' એક ક્ષણ મૌન રાખી એ ધ્રુજતા અવાજે બોલ્યા 'કુસુમ, ત્હારી આંખો ઉપર ઓપરેશન કરવું પડશે.' આ વાત તરત ન કહેવા માટે મ્હેં ઉપર ઉપરનો ક્રોધ દેખાડી કહ્યું 'ત્હમે ક્યારના આ વાત જાણતા હતા ત્યારે મ્હને કહ્યું કેમ નહિ? ત્હમે મ્હને એવી છેક બાળક સ્હમજો છો તે ઓપરેશનને નામે જ બ્હીી જાઉં?'

આ સાંભળી ત્હેમને કાંઇક ધૈર્ય આવ્યું ત્હેમણે કહ્યું, 'પુરૂષોમાં પણ બહુ થોડા જ એવા નીકળે કે જે બહાદુર હોય ને ઓપરેશનથી બ્હીએ નહિ.'

મ્હેં હસતાં હસતાં કહ્યું, 'હા, એ તો ખરૂં છે. પુરૂષોની બ્હાદુરી આમ ઘરમાં પત્ની આગળ રોફ મારવામાં જ સમાએલી છે.'

મ્હારી તરફ ગંભીરતાથી જોતાં બોલ્યા, 'તું કહે છે તે તદ્દન ખરૂં છે. હમે પુરૂષો ખરેખર બહુ જ મિથ્યાભિમાની હોઈએ છીએ.',

ત્હેમની ગભીરતા હસી કાઢતાં હુ બોલી, 'ત્હમારી ખાત્રિ છે કે મિથ્યાભિમાનમાં પણ ત્હમે હમને સ્ત્રીઓને હરાવી શકો?'

મ્હોટાભાઈ ફરીથી આવ્યા ત્યારે મ્હેં ત્હેમને બાજુપર લઈ જઇ કહ્યું, 'મ્હોટાભાઇ, ત્હમારા દાક્તરે જે દવા બતાવી હતી તેથી ફાયદો તો બહુ જ થાત. પણ ભોગજોગે મ્હેં એકવાર પીવાની દવાને ભૂલમાં લોશન સ્હમજી ત્હેનાથી આંખો ધોઇ અને એ ભૂલ કર્યાં પછી મ્હારી આંખો બગડતી જ આવી છે. હવે તો ઑપરેશન કરાવવું પડશે.'

મ્હોટાભાઈએ કહ્યું, 'તું ત્હારા વરની દવા કરતી હતી એટલે હું ત્હને જોવા આવતો ન હોતો.'

'ના,' મ્હેં જવાબ દીધો. ખરેખરી તો હું છાની માની ત્હમારા દાક્તરની જ દવા કરતી હતી.'

આહા! ત્હમારે સ્ત્રીઓને કેટલું અસત્ય બોલવું પડે છે! હમે માતા હોઇએ ત્યારે બાળકોને સમજાવવા જુઠું બોલવું પડે, અને જ્યારે પત્ની હોઇએ ત્યારે હમારાં બાળકોના પિતાને સ્હમજાવવા જુઠું બોલવું પડે! આ અસત્યથી હમારાથી કદિ છુટાતુ નથી.

પણ મ્હારા અસત્ય કથનથી મ્હારા પતિ અને ભાઇ વચ્ચે કાંઇક સંપ થયો. મ્હોટાભાઈએ મ્હારા પતિથી વાત છાની રાખવાનું કહેવા માટે પોતાનો જ દોષ કાઢ્યો. અને મ્હારા પતિએ પ્રથમ મ્હારા ભાઇની સલાહ ન માનવા માટે પસ્તાવો કર્યો.

આખરે બન્ને જણના મતપ્રમાણે એક યુરોપિઅન દાક્તરે મ્હારી ડાબી આંખ ઉપર ઓપરેશન કર્યું પણ એ આંખ બહુ નબળી હોવાથી ઓપરેશન ખમી શકી નહિ, અને સ્હેજ સાજ રહેલુ તેજ પણ જતું રહ્યું. ત્યાર પછી જમણી આંખે પણ ધીરે ધીરે શક્તિ તદ્દન ખોઈ, હુ અંધ થઈ!

એક દિવસ મ્હારા પતિ મ્હારી પથારી પાસે આવી બોલ્યા, 'હવે હું ત્હારી આગળ જુઠું અભિમાન રાખી શકતો નથી. કુસુમ! મ્હેં જ ત્હારી આંખોનો નાશ કર્યો છે.'

મ્હને લાગ્યું કે આંસુથી એમનો કંઠ રૂંધાઇ ગયો છે આથી મ્હેં ત્હેમનો જમણો હાથ મ્હારા હાથમાં દાબી કહ્યું, 'કેમ? ત્હમે તો જે યોગ્ય હતું તે જ કર્યું છે. ત્હમારી પોતાની વસ્તુ ઉપર જ પ્રયોગ કર્યો છે. ત્હમે જ વિચાર કરો ને કે કોઇ પારકા દાક્તરે મ્હારી આંખો લઈ લીધી હોત તો મ્હને કેવું લાગત? મ્હને કઇ રીતનું આશ્વાસન મળત? આ તો મ્હને એમ જ લાગે છે કે જે થયું છે તે સારૂં જ છે. અને તમ્હારે હાથે મ્હારી આંખો ગઈ છે એ મ્હને મ્હોટો સંતોષ છે. રામચંદ્રને દેવની પૂજા માટે એક કમળ બહુ ઓછુ લાગ્યુ ત્યારે, એમણે

પોતાની એ આંખો કાઢીને દેવને અર્પણ કરી! અને મ્હેં મ્હારા દેવને મ્હારી આંખો અર્પણ કરી છે! હવેથી જ્યારે ત્હમને કોઇ વસ્તુ સારી લાગે ત્યારે મ્હારી આગળ એનું વર્ણન કરજો, એટલે ત્હમારી આંખોમાંથી રહેલા પવિત્ર ઉપહાર, પેઠે હું એ ગ્રહણ કરીશ.'

આ સર્વે હું સામટું બોલી ગઈ એમ તો ન જ કહેવાય; કારણ કે આ બધી વાતો એકદમ યાદ આવે ને બોલાય એ અશક્ય છે. પણ આ શબ્દોનો હું દિવસો સુધી વિચાર કર્યા કરતી. જ્યારે મ્હને બહુ દુઃખ લાગતું અથવા મ્હારી શક્તિ ક્ષીણ થવાથી મ્હારી સ્થિતિ માટે હું શોચ કરતી ત્યારે આ વાક્યો હું મ્હારા હૃદય પાસે એક પછી એક બોલાવતી—જાણે કોઇ પાસે સાંભળેલી વાર્તા પાછી કહી જાય તેમ. આથી હું દુઃખની લાગણી રાખ્યા પછી શાન્તિ અને પ્રેમ અનુભવી શકતી. હમારી બેની વાત દરમિયાન મ્હારા પતિને હું મ્હારા હૃદયમાં શું હતું તે બતાવી શકી.

'કુસુમ,' ત્હેમણે કહ્યું, 'મ્હારી મૂર્ખાઇથી જે નુકસાન થયું છે તે કદિપણ વાળી શકાશે નહિ. હવે હું હમેશાં ત્હારી પાસે જ રહીશ, અને મ્હારાથી બનશે એટલું ત્હારૂં દુઃખ ઓછું કરવાનો પ્રયત્ન કરીશ.'

મ્હેં જવાબ દીધો, 'ના, એમ તે બને? ત્હમારા ઘરને આંધળાંની ઇસ્પિતાલ નથી બનાવવી. હવે તો એક જ રસ્તો રહ્યો છે. તમારે ફરી પરણવું પડશે.'

બીજા લગ્નની જરૂરિયાત સ્હમજાવતાં મ્હારો અવાજ સ્હેજ ધ્રુજ્યો, મ્હેં ઉધરસ ખાઇ મ્હારી લાગણી ઢાંકવાનો પ્રયત્ન કર્યો. પણ એમણે એકદમ બોલવા માંડ્યું, 'કુસુમ, હું જાણું છું કે હું મૂર્ખ છું, મિથ્યાભિમાની છું, ગમે તે છું પણ હું દુષ્ટ નથી. મ્હારા કુલદેવતા, ગોપીનાથના સમ ખાઈ કહું છું કે જો હું ફરી પરણું તો મ્હને સર્વથી મ્હોટામાં મ્હોટું પાપ—માબાપની હત્યાનું પાપ—લાગજો!'

અરે! હું કદિપણ એમને આવા આકરા સોગન ખાવા દેત નહિ. પણ મ્હારો કંઠ આંસુથી રૂંધાતો હતો, અને હર્ષના આવેશને લીધે મ્હારાથી એક શબ્દ પણ બોલાયો નહિ. મ્હાર આંધળું મુખ તકીયામાં સંતાડીને હું ડુસ્કેડુસ્કે રડી. આંખો અશ્રુનો પ્હેલો ઉભરો શમ્યા પછી મ્હેં એમનું માથું મારા હૃદય સરસું લીધું, અને બોલી, 'અરે રામ! ત્હમે આવા કપરા સોગન શું કામ ખાધા? મ્હેં શું જ ત્હમારા પોતાના તુચ્છ સુખ માટે ત્હમને ફરી પરણવાનું કહ્યું હતું? ના, ના, હું તો મ્હારો પોતાનો જ વિચાર કરતી હતી. આંખો હતી ત્યારે હું ત્હમારાં જે જે કામ કરતી તે એ નવી પત્ની કરી શકે એટલામાટે જ કહ્યું છું.'

'કામ!' એમણે જવાબ દીધો. 'તે તો નોકરો પણ કરી શકે. તું એમ ધારે છે કે હું એવો ગાંડો છું? તે ઘરમાં દાસી આણીને એને મ્હારી આ દેવી સાથે સિંહાસનપર બેસાડું?'

'દેવી' શબ્દ બોલતાં ત્હેમણે મ્હારૂં મુખ હાથમાં પકડી ઉંચું કર્યું અને મ્હારા કપાળ ઉપર ચુંબન કર્યું. આ ક્ષણે જ્યાં ચુંબન કર્યું ત્યાં દેવી તાનનું ત્રીજું નેત્ર ઉઘડ્યું અને મ્હારામાં દિવ્ય અંશનો સંચાર થયો.

મ્હેં વિચાર કર્યો, ઠીક થયું. એમનું આ નીચેની દુનિયાનું કામ તો હું હવે કરી શકીશ નહિ. પણ હવે હું ઉચ્ચ પ્રદેશમાં જઈશ. સ્વર્ગના સંદેશો લાવીશ. હવે અસત્ય બોલવું નહિ પડે, છેતરપિન્ડી કરવી નહિ પડે. મ્હારી પ્હેલાંની જીંદગીનું લાઘવ, આછકલાપણું હવે હમેશ માટે ગયું!'

એ આખો દિવસ મ્હારા હૃદયમા યુદ્ધ ચાલ્યાં કરતું હોય એમ લાગ્યું. આવા સખત શપથ લીધા પછી મ્હારા પતિ ફરી લગ્ન તો કરે જ નહિ, એ વિચારથી મ્હને અતિશય આનંદ થયો હતો. એ આનન્દ હૃદયમાં ઉંડા મૂળ ઘાલી બેઠો હતો. અને એ મૂળનો હુ ઉચ્છેદ કરી શકી નહિ. પરન્તુ જે નવી દૈવી શક્તિએ મ્હારા આત્મામાં પ્રવેશ કર્યો હતો ત્હેણે મ્હને કહ્યું 'કદાચ એવો પણ વખત આવે કે ત્હારો પતિ ફરી લગ્ન કરે તે ઇષ્ટ ગણાય.' પણ મ્હારામાં જે સ્ત્રીત્વ હતું ત્હેણે કહ્યું, 'એમ હશે, પણ આખર કરેને સોગન તે સોગન જ છે, અને એમાંથી છુટવાનો કોઈ રસ્તો નથી' દૈવીશક્તિએ ઉત્તર વાળ્યો. 'પણ તેથી ત્હારે આનન્દિત થવાનુ કાંઈ કારણ નથી.' પરન્તુ સ્ત્રીત્વે ફરી કહ્યું 'તું કહે છે તે ખરૂં છે, પણ એમણે સમ ખાધા છે.' આ પ્રમાણે ચાલ્યા જ કર્યું. આખરે દૈવીશક્તિએ ક્રોધિત થઈ મૌન ધારણ કર્યું, અને કાંઈ અવર્ણનીય ભયે મ્હારા હૃદયમાં સ્થાન લીધું.

મ્હારા અનુતાપિત પતિ નોકરોને મ્હારૂં કાંઈ જ કામ કરવા દેતા નહિ, પોતે જ બધું કરતા પ્હેલાં પ્હેલાં તો આમ દરેક ન્હાની ન્હાની બાબતમાં એમના ઉપર આધાર રાખવામાં મ્હને બહુ જ આનન્દ આવતો. એ રીતે હું એમને મ્હારી પાસે વધારે વખત રોકી શકતી. અન્ધ થયા પછી એમને સમીપ રાખવાની ઇચ્છા બહુ જ પ્રબળ થઇ હતી. એમનાં સાન્નિધ્યનું સુખ મ્હારી આંખો ખમી શકતી નહિ એટલે મ્હારી બીજી ઇન્દ્રિયો એ સુખ માટે બહુ તલસતી. જ્યારે એ મ્હારીપાસે ન હોય ત્યારે મ્હને એમ લાગતું કે હું અદ્ધર હવામાં લટકું છું અને બધી વસ્તુઓ સાથેનો સંબન્ધ તુટી ગયો છે.

પ્હેલાં જ્યારે મ્હારા પતિને કૉલેજમાંથી આવતાં મોડું થાય ત્યારે હું બારી ઉઘાડીને ત્હેમને આવવાનો માર્ગ જોયાં કરતી. એ માર્ગ તે એમના જગતને મ્હારા જગત સાથે જોડનાર શૃંખલા હતો. હવે મ્હારી અંધતાને લીધે એ શૃંખલા તુટી. એટલે મ્હારૂં આખું શરીર એમને શોધવા જતું. હમારી બેની વચ્ચેનો સેતુ જતો રહ્યો, અને હવે અલંઘ્ય ખીણ રહી હતી. જ્યારે એ મ્હારી પાસેથી જાય ત્યારે એ ખીણ વધારે મ્હોટી થએલી લાગતી. મ્હારા પતિ પોતાની બાજુએથી મ્હારી તરફ આવે એ સમયની હું આતુરતાથી વાટ જોયાં કરતી.

પણ આવી આતુરતા અને પરાધીનતા ઇષ્ટ હોઇ શકે, જ નહિં, પત્ની સાઓસમી હોય તો પણ પતિને ભારરૂપ છે જ. અને એ ભારમાં ઉમેરો કરવા મ્હારે અંધતા આવી હતી, એટલે તો મ્હારા પતિનું જીવન અસહ્ય થયું. હવે મ્હેં પ્રતિજ્ઞા કરી કે હું એકલી ગમે તેટલું સહન કરીશ, પણ મ્હારા પતિને મ્હારી અંધતાના સર્વવ્યાપિ આવરણમાં વીંટીશ નહિ.

બહુ જ ટુંકા વખતમાં સ્પર્શ, શબ્દ અને ગંધ એ ત્રણ શક્તિઓની સહાયતાથી હું સર્વ ઘરકામ કરતાં શીખી ગઇ. ખરી રીતે જોતાં મને લાગ્યું કે પહેલાં કરતાં હું વધારે કુશળતાથી કામ કરી શકતી. આંખો ઘણીવાર મદદ કરવાને બદલે ઉંધે રસ્તે ચઢાવે છે. મારી આંખો હવે પોતાનું કામ કરવા અશક્ત થઈ એટલે બીજી ઇન્દ્રિયોએ એ કામ શાન્તિથી ઉપાડી લીધું. મને બધું કામ કરવાનો મ્હાવરો પડયો એટલે હું મ્હારા પતિને કશું જ કામ કરવા દેતી નહિ. આથી પહેલાં તો એમણે બહુ ફરિયાદ કરવા માંડી કે આમ હું એમને પશ્ચાત્તાપ કરતા અટકાવતી હતી. પણ એથી હું છેતરાઇ નહિ. હું સમજી શકી કે કામ કરવાનું પૂરૂં થવાથી એમને નિરાંત લાગતી હતી. આંધળી પત્નીની સેવા કરવી એ કાંઇ પુરૂષની જીંદગીનું કામ નથી.

૨.

આખરે મ્હારા પતિનો મેડિકલ કૉલેજનો અભ્યાસ પૂરો થયો એટલે હવે કલકત્તા છોડી દાકતર તરીકે પ્રેકટીસ કરવા ન્હાના ગામડામાં મ્હને લઇને ગયા. ગામડામાં મ્હારી બાલ્યાવસ્થાની સ્મૃતિ તાજી થઈ આવી જાણે મ્હારી માતાના ખોળામાં પુનઃ રમતી હોઉં એમ લાગ્યું. આઠ વર્ષની ઉમરે હું મ્હારી જન્મભૂમિ છોડી કલકત્તા ગઇ હતી એ વાતને દસ વર્ષ વીતી ગયા હતા, અને મ્હોટા શહેરની જીંદગીમાં ગામડાના જીવનની સ્મૃતિ ઝાંખી થઈ ગઈ હતી. મ્હારે આંખો હતી ત્યાં સુધી કલકત્તાની ગરબડવાળી જીંદગીથી મ્હારી પૂર્વની જીંદગીનું સ્મરણ ઢંકાઇ ગયું હતું પરન્તુ જ્યારે હું અંધ થઇ ત્યારે મ્હને પ્હેલી જ વાર ખબર પડી કે કલકત્તા માત્ર આંખોને જ આકર્ષી શકે છે, હૃદયને તૃપ્ત કરી શકતું નથી. સંધ્યાકાલે એક પછી એક તારા બ્હાર નીકળે તેમ મ્હારી અંધતામાં બાલ્યાવસ્થાનાં સ્મરણો એક પછી એક યાદ આવ્યાં.

નવેમ્બર મહિનામાં હમે કલકત્તા છોડી હરસિંગપુર આવ્યા. ગામ મ્હને અજાણ્યું હતું. પરન્તુ ગામડાની જીંદગીના અનુભવો મ્હારા હૃદયમાં રમી રહ્યા હતા. તરતની ખેડેલી જમીન ઉપરથી આવતો મંદ શીતળ પવન, રાંઇના ફુલમાંથી આવતી મધુર સુવાસ, દૂરથી સંભળાતો ભરવાડના છોકરાની વાંસળીનો સ્વર–અરે ! ગામડાના ખાડાખાબડીયા રસ્તા ઉપર ચાલતા ગાડાનો ખડખડાટ પણ મ્હારા જીવનને આનંદપૂર્ણ કરતા હતા. મ્હારા પૂર્વના જીવનનું દર્શન–અકથ્ય મધુર સ્વર અને સુવાસથી ભરેલું–મ્હારી સન્મુખ ખડું થયું, અને મ્હારી અંધ આંખો એમ ન હોતી કહી શકતી કે મ્હારા વિચાર ખોટા છે. જાણે હું મ્હારી ન્હાનપણની જીંદગી પાછી ગાળતી હોઉં એમ લાગ્યું. માત્ર પ્રથમની એક જ વસ્તુની ખોટ હતી. મ્હારી માતા મ્હારી પાસે ન હતી.

પીપળા તળે ઉભેલું, તળાવને કિનારે આવેલું, મ્હારૂં જુનું ઘર જાણે હું સ્પષ્ટ જોઇ શકતી, મ્હારાં વૃદ્ધ દાદીને ધોળા આછા વાળ છુટા રાખી, તડકે વાંસો ઉઘાડો મૂકી છાણાં થાપતાં મ્હારા મનમાં કલ્પી શકતી. પણ તે ધીમેધીમે ગુંજતા અવાજથી જે ગીત ગાતા તે યાદ આવતા નહિ. સાંઝે ખેતરમાંથી પાછાં વળતા ઢોરનો અવાજ સાંભળી મ્હને જાણે એમ જ લાગતું કે મ્હારી મા હાથમાં દીવો લઈ ગોંખાનામાં જાય છે. ડાંગરની અને બળતી ઘાસનો

---

• પાંચ પ્રેમકથા. રૂ. ૦–૧–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઇ.

વાસ જાણે મ્હારા હૃદયમા પેસી જતી નદી ઉપર થઇને વહેતા મંદ પવન સાથે આવતો આરતિના ઘંટનો અવાજ સ્પષ્ટ સભળાતો ઘોંઘાટભર્યું કલકત્તા તો માત્ર હૃદયનુ મથન જ કરતુ ત્યા જીવનમા મધુર કાર્યોમાથી નવીનતા અને નિર્દોષતા જતી રહે છે

એક દિવસ મ્હારી એક સખી આવી ને મ્હને કહેવા મંડી, 'કુસુમ, ત્હને ચ્હીડ નથી ચ્હડી? ન મ્હારા વરે મ્હને આવુ કર્યું હોત તો હુ તો ફરી કોઈ દિવસ એના મ્હો સ્હામુ જોઉં જ નહિ'

મ્હારા પતિએ મ્હારી આંખોની સારવાર માટે જલ્દી દાક્તર ન બોલાવ્યો એ વાતની યાદ આપીને મ્હને ક્રોધિત કરવાનો એણે પ્રયત્ન કર્યો, પરન્તુ મ્હેં કહ્યુ, 'મ્હારી અન્ધતા આ કાંઇ ઓછુ દુ ખ નથી તો પછી મ્હારા પતિ તરફ તિરસ્કારવૃત્તિ બતાવીને એ દુ ખમા ઉમેરો શા કરવા કરૂ?

મ્હારા જેવી છોકરીના મ્હોમાથી આવા જુના વિચારના માણસો જેવા શબ્દો સાભળી મ્હારી સખીએ તુચ્છકારથી માથુ હલાવ્યુ ગુસ્સે થઇને એ ચાલી ગઈ એને મ્હેં ગમે તે જવાબ દીધા પણ એના શબ્દોનુ વિષ મ્હારા હૃદયમા રહી ગયુ

કલહભર્યું કલકત્તા હૃદયને પણ કઠણ કરી દે છે પરન્તુ શાન્ત ગામડામા આવવાથી મ્હારી બાલ્યાવસ્થાની આશાઓ, ભાવનાઓ પુન જાગૃત થઇ આવી મ્હારૂ હૃદય, મ્હારૂ જગત ઇશ્વરપૂર્ણ થયા મ્હેં ઈશ્વરને નમન કરી કહ્યુ 'હે પ્રભુ! ત્હેં મ્હારી આંખો લઇ લીધી તે સારૂ કર્યું હવે તુ મ્હારી સમીપ છે

પણ આ સત્ય નહોતુ આપણે પામર મનુષ્યો પ્રભુને એમ કહીએ કે 'તુ મ્હારી સમીપ છે' એ ધૃષ્ટતા ન કહેવાય? આપણે તો એટલુ જ કહી શકીએ કે 'હુ ત્હારી આજ્ઞા માનીશ' આ જીવનમા કાંઇ જ ન રહ્યુ હોય તો પણ જીવવુ તો પડે જ!

૩.

થોડા મહિના તો હમે ઘણા સુખમા ગાળ્યા મારા પતિએ દાકતર તરીકે સારી ખ્યાતિ મેળવી ઘરમા લક્ષ્મીજીની પણ કૃપા થઇ પરન્તુ ધન હમેશાં કાંઇક દુ ખ લેતું જ આવે છે કોઇ ખાસ બનાવ તો અત્યારે યાદ નથી, પણ અંધ મનુષ્યોની સમજણ બીજા કરતાં વધારે તીવ્ર હોય છે, તેથી ધનના આગમન સાથે મારા પતિમા થએલો ફેરફાર પણ હુ સ્હમજી હતી

પ્હેલા મારા પતિની ન્યાયબુદ્ધિ બહુ ઉચ્ચ હતી અને એકવાર સારી પ્રૅક્ટિસ જામ્યા પછી ગરીબ લોકોને જરૂર મદદ કરીશ એમ કહેતા ફી લીધા વિના ગરીબ લોકોની નાડી જોવાની ના કહેનાર દાકતરો માટે ત્હેમને તિરસ્કાર હતો, પણ હવે થએલો ફેરફાર મ્હે જોયો હવે એ બહુ કઠિન હૃદયના થઇ ગયા હતા. એક વખત એક ગરીબ સ્ત્રીએ આવી દયા ખાતર પોતાના એકના એક પુત્રની જીદગી બચાવવા આજીજી કરી પણ મારા પતિએ ચોખ્ખી ના કહી! આખરે મ્હે પોતે એમને એ સ્ત્રીને મદદ કરવા વિનતિ કરી, ત્યારે એમણે પરાણે કબુલ કર્યું.' અને વેદ ઉતારી. હમે ગરીબ હતા ત્યારે એમને ધનનો લોભ ન હતો તેમ જ કોઇની ખુશામત કરવી પણ ગમતી નહિ એવી બાબતોમા ત્હેમનો આદર્શ બહુ ઉંચો હતો પણ હવે જ્યારે

બેંકમાં એમને નામે મ્હોટી રકમ જમા થઇ, ત્યારે ઘણીવાર કોઇ મ્હોટા જમીનદારના મુનીમ સાથે કલાકો સુધી વાતો કર્યા કરતા—જો કે આનું તાત્કાલિક ફળ તો કાંઇ જ દેખાતું નહિ.

મ્હારા પતિ ક્યાં તણાયા જાય છે? મ્હારા પતિનું શું થવા બેઠું છે?— જે પતિને હું અંધ થયા પ્હેલાં ઓળખતી હતી, જે પતિએ તે દિવસે મ્હારા કપાળ ઉપર ચુંબન કર્યું હતું અને મ્હને દેવી તરીકે સિંહાસન ઉપર સ્થાપી હતી! જે મનુષ્યો એકાએક પ્રબળ પવનના વેગથી પડી જઈ ધૂળમાં રગદોળાય છે, તેઓ તો નવી શુદ્ધ ભાવનાઓ સહિત પાછાં ઉઠી શકે છે, પરંતુ જેઓ દિવસે દિવસે નીતિમાં ક્ષીણ થતા જાય છે, ધીમે ધીમે બ્હારની કોઇ જડ વસ્તુથી આંતર જીવનને કચરી નાખે છે, ત્હેમનો આત્મા મૃત થઇ જાય છે અને ફરી સજીવન થતો નથી

હમારા બે વચ્ચે રહેલું અંધતાનું આવરણ તો માત્ર શારીરિક જ હતું, અને કાંઇ મહત્વનું નહતું. એ કાંઇ વિયોગ ન કહેવાય. હમે બન્નેએ જે વખતે જાણ્યું કે હું અંધ થઈ છું તે વખતે મ્હારા પતિ મ્હારી સમીપ હતા. પરન્તુ હવે એ સમીપ નથી તે જોતાં મ્હારૂં હૃદય ભરાઈ આવે છે, જાણે હું ગુંગળાઈને મરી જઇશ એમ લાગે છે. ખરેખર આ તો વિયોગ જ! હું દૃઢ પ્રેમ અને અક્ષય શ્રદ્ધા સાથે મ્હારા હૃદયની મર્યાદામાં જ રહી હતી. પરન્તુ મ્હારા પતિ અનન્ત સુખકર વસ્તુઓની છાયા છોડી જતા રહ્યા હતા. ધનની મૃગતૃષ્ણા પાછળ એ નિસ્સીમ રણમાં અદૃશ્ય થતા હતા.

કોઇક વખત મ્હને એમ શંકા થતી કે હું ધારૂં છું એટલી દુનિયા ખરાબ નથી કદાચ અંધતાને લીધે હું દરેક વસ્તુની અતિશયોક્તિ કરતી હોઇશ. જો મ્હારે આંખો હોત તો હું પણ આ સંસાર જેવો છે એવો ને એવો જ ગ્રહણ કરત. ગમે તેમ હોય પણ મ્હારા પતિ તો મ્હારા બધા વિચારોને આવા જ રૂપમાં મૂકતા. એક દિવસ એક વૃદ્ધ મુસલમાન હમારે ઘેર આવ્યો. ત્હેણે પોતાની ન્હાની પૌત્રીને જોવા આવવા મ્હારા પતિને વિનંતિ કરી. તે વૃદ્ધ માણસને મ્હેં કહેતાં સાંભળ્યો, 'બાબુ, હું ગરીબ માણસ છું. પણ મ્હારે ઘેર આવવાની મહેરબાની કરો. અલ્લાહ ત્હમારૂં ભલું કરશે.' મ્હારા પતિએ લાગણી વગર જવાબ દીધો. 'અલ્લાહ ભલું કરશે તેથી કાંઇ દહાડો ઉપડવાનો નથી. મ્હારે તો એ જ જાણવું છે કે તું મ્હને શું આપીશ.'

આ સાંભળી મ્હને એમ થયું કે ઇશ્વરે મ્હને અંધ કરી ત્હેની સાથે-બ્હેરી પણ કેમ ન કરી? નિશ્વાસ મૂકી બિચારો ઘરડો માણસ ચાલ્યો ગયો. મ્હેં મ્હારી દાસીને એને મ્હારા ઓરડામાં લઇ આવવા મોકલી.-બારણા આગળ ઉભાં રહી એને થોડા પૈસા આપ્યા અને કહ્યું, 'આ લે. ત્હારા દીકરાની દીકરીમાટે મ્હારી તરફથી આટલા પૈસા આપું છું. કોઇ સારા દાક્તરને તેડી લાવજે. અને મ્હારા પતિના ઉદ્ધારમાટે પ્રાર્થના કરજે.'

એ આખો દિવસ મ્હારાથી બીલકુલ ખવાયું નહિ. બપોરે મ્હારા પતિ ઉંઘી ઉઠ્યા એટલે એમણે મ્હને પૂછ્યું, 'તું આજે કેમ આવી ફીકી દેખાય છે?'

પ્હેલાંની માફક હું જવાબ દેવા જતી હતી કે 'નારે કાંઇ નથી.' પણ એ છળકપટના દિવસો હવે પૂરા થયા હતા. મ્હેં એમને ખરો જ જવાબ દીધો, 'ઘણા દિવસથી હું ત્હમને કાંઇક કહેવાનો વિચાર કરૂં છું. શું કહેવું છે તે હું બરાબર તો સ્હમજતી નથી. હમણાં પણ મ્હારા મનમાં શું હતું તે કહી ન શકું. પણ શું બન્યું છે તે ત્હમે જાણો છો જ. આપણી જીંદગીઓ હવે જુદી જુદી દિશામાં વહે છે.'

મ્હારા પતિ કૃત્રિમ રીતે હસતાં બોલ્યા, 'ફેરફાર એ તો કુદરતનો કાયદો જ છે.'

મ્હેં કહ્યું. 'એ તો ખરૂં. પણ કેટલીક વસ્તુઓ શાશ્વત પણ હોય છે.'

હવે જરા ગંભીર થઈ એ બોલ્યા, 'કેટલીક સ્ત્રીઓને ખરેખર દુઃખની ફરિયાદ કરવાનું કારણ હોય છે. કેટલીકના વર કમાતા નથી. કેટલીકના ઉપર એમના વરનો પ્રેમ નથી હોતો. પણ તું તો નકામી હાથે કરીને દુઃખ વ્હોરી લે છે.'

હવે મ્હને ખબર પડી કે મ્હારી અન્ધતાએ મ્હને એક એવી દુનિયા જોવાની શક્તિ આપી છે કે જ્યાં સર્વ શાશ્વત છે. ફેરફારને ત્યાં સ્થાન જ નથી. હા ખરેખર ! હું બીજી સ્ત્રીઓ જેવી નથી. અને મ્હારા પતિ મ્હારૂં હૃદય કદિ સ્હમજી શકવાના નથી.

—અપૂર્ણ.

# ઉષા–સ્વરાજ્ય પ્રતિજ્ઞા.

## (પ્રથમ ખંડ.)

લેખક:—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી

(સચિત્ર ચાલુ ઐતિહાસિક વાર્તા.)

પ્રકરણ ૬ ઠું.

### તોરણાનો કિલ્લો.

*"Her ancient weld was russet gray,*
*And wrinkled was her brow."*

---

*"Torna is the Eagle's nest."*

—*J. Douglas.*

---

*"Misfortunes come on wings, and depart on foot."*

---

ધિક ધિક દાસપણું સ્હાણપણું–
બળ્યું તમારૂં દાસપણું; ધિ ક ધિ.ક—ટેક.
જીવ વ્હાલો ને સ્થિરતા વ્હાલી, કરી શું જોયા કરવું?
કાયર થઈ અરિને નવ મળતાં, દાસપણુંમાં મરવું?— ધિ ક–૧
નથી સ્હાણપણ ટક ટક જોવે, પરજન હક લૂટે તે;
મોટપ છે શરાતન દાખે, સગને કરવે છેરે.— ધિ ક–૨
કહે નર્મદ શુભ ઇચ્છી જનનું, નરપણ હક સાચવવા,
જીવ જતાં લગી મથતાં રહેવું, સંતતિને બતલાવવા— ધિ:ક–૩

—નર્મદ.

ગત પ્રકરણમાં બનેલા બનાવની જ રાત્રે રોહિડેશ્વરથી દૂર અને પુનાથી નૈરૂત્યે અમારે વીસ માઇલ પર આવેલા બિજાપૂરના તાબાના એક પ્રચંડ કિલ્લાપર આપણે લક્ષ્ય આપીશું.

જે સમયે આપણી આ કથા શરૂ થાય છે, તે સમયે બિજાપૂરના તાબામાં ઘણો વિશાળ મૂલક હતો, અને તે પણ બિજાપૂરની ચોપાસ એકસરખો પથરાયલો હતો એમ ન્હોતું, તે વખતની વસ્તુસ્થિતિ જ એવી હતી કે જ્યાં જેનું ચાલે ત્યાં તેણે દબાવવું અને પોતામાં

તાકાદ હોય ત્યાં સુધી સપાટામાં જેટલું આવ્યું તેટલું રાખવું, તથા પોતે નબળા પડતાં કોના હાથમા પોતે મેળવેલ તે પ્રદેશ જશે, કયારે જશે, એ નક્કી ન હોવાથી પોતાથી થાય ત્યાં સુધી તેનો ગમે તેવો ઉપયોગ કરી લેવો, એવી પ્રથા ચાલુ હતી. આ એકંદર સ્થિતિને અનુસરી બિજાપુરના બાદશાહોએ જૂદી જૂદી પેઢીઓમાં મહારાષ્ટ્રના અનેક ભાગમાં અનેક ગઢો જીતી લઈ પોતાના તાબામાં રાખ્યા હતા. મોગલો અને તેમની લડાઈઓમાં કાઇ જતા રહેતા, પુનઃ કબ્જે થતા, આવો ક્રમ થોડો ઘણો ચાલુ હતો; પણ તે ઇતિહાસ સાથે આપણને વિશેષ કર્તવ્ય નથી આપણું હાલનુ કર્તવ્ય તો પ્રિય વાચક તને સુપ્રસિદ્ધ તોરણાના કિલ્લાપર દોરી જવાનુ છે.

મહારાષ્ટ્રમાના પ્રચંડ કિલ્લાઓ જે અત્યારે નામશેષ થયા છે, તેઓમાં તોરણાનો કિલ્લો અતિ શ્રેષ્ઠ અજીંક્ય હતો. આ કિલ્લો કયારે અને કોણે બાંધ્યો તે કહી શકાતું નથી. તે વિશે અને તેની રચનાવિશે અનેક તર્કો ચાલે છે, પણ એટલું તો સત્ય છે કે તે મુસલમાની સમયની ઘણી પૂર્વે બંધાયલો હતો. તેની તળેટીએ પેંડ નામનુ ગામ આવેલું છે, તેનું પુરાણુ નામ ભીમગઢ હતું એવી લોકવદંતી હતી. વળી દંતકથાઓમાં તે પાંડવોએ બાંધેલો છે એમ કહેવાય છે પાડવો અજ્ઞાતવાસમાં હતા ત્યારે ગુપ્ત રહેવા તેમણે સ્થળે સ્થળે જે જે સુરક્ષિત જગ્યાઓ કરી હતી, તેમાંનો આ ગઢ પણ હતો. આ દુર્ગનો દેખાવ ઘણો ખરો બીજી ગુફાઓ જેવો હતો, તેથી આ દંતકથા ચાલવાનો પણ સંભવ છે. કિલ્લાનું એકંદર સ્વરૂપ ડુંગરાઓમા એટલું બધુ અંતર્ભૂત હતું કે દૂરથી જોનારને તે ડુગરની એક લાંબી હાર લાગે

અલાઉદ્દિનથી લઇને જે જે લોકોએ આ કિલ્લાપર પોતાની સત્તા ગજાવી હતી, તેણે તેણે પોતપોતાની ઇચ્છાનુસાર તેમાં ફેરફાર-દુરસ્તી કરી હતી, અને તેથી મૂળ કરતાં હાલ તેનું જુદું સ્વરૂપ બન્યું હતુ આ કિલ્લાના ઘણા જ પ્રાચિનપણા બાબતની દંતકથા પરંપરાથી ચાલી આવી હતી એ ખુલ્લું છે. જોઇએ તે હો, પણ એટલી વાત તો ખરી કે એ કિલ્લો મુસલમાન બાદશાહોમાંથી કોઇએ બાંધેલો નહોતો, પણ મહારાષ્ટ્રમાં ઘણા પ્રાચિન કાળમાં થઇ ગયલા કોઇ પણ રાજવંશીઓમાના એકાદે બાંધ્યો હોવો જોઇએ કિલ્લાના એ ત્રણ દરવાજાપર-શિલાપર કાંઈ અર્ધાપર્ધા રહેલા અને અર્ધા પર્ધા ધ્વંસ થયલા શિલાલેખ પોતાની પુરાણી લિપીપરથી એ જ ખાત્રી કરી આપતા. આ ગઢનુ પ્રાચીન નામ ભીમગઢ હશે, પણ જે સમયની કથા આપણે કહીયે છીયે તે સમયે અને તેથી પણ ઘણા કાળ પૂર્વેથી આ ગઢ-ગઢ તોરણાને નામે ઓળખાતો અને કાગળપત્રોમાં પણ કિલ્લે તોરણા એમ લખાતું. એ નામ કયારે પડયુ તે કહી શકાતુ નથી. અને આ કિલ્લામાં જ મરાઠા સ્વરાજ્યનું તોરણ બંધાયુ. શિવાજીએ પોતાના પરાક્રમની શરૂઆત ખુલ્લી રીતે આ કિલ્લો સર કરીને જ કરી,-તે જ આપણી આ કથાનો વિષય છે. એ જ કિલ્લામાં [illegible] હિન્દી સ્વરાજ્યનો પાયો નખાયો. અસ્તુ.

આવેલી છે. આ કિલ્લો બાંધ્યો હતો તે તે ડુંગરાઓની માળામાં જ એક ઉંચા ઉભા ઢોળાવવાળા પ્રચંડ પહાડની શીખર ઝુંટી કાઢી બાંધ્યો હતો. તેની ગગનચુંબિત કાળી મ્હોટી દીવાલો કાળા મ્હોટા ખડકોપર બાંધેલી, આસપાસના પ્રદેશપર એક મ્હોટા રાક્ષસ પેઠે ઉંધી ડોક કરી સત્તા જમાવતી હોય તેવો તેનો દેખાવ લાગતો હતો. બાકી રહેલી બે બાજુએ થોડી ઘણી ઉતરાણ અને તેની પેલી તરફ સપાટી આવેલી હતી, તોપણ ઝાડી એટલી બધી ગીચ હતી કે પાસેથી જોનારને ચોપાસ ગીચ વનરાઈ અને ઉપર માત્ર ડોકીયાં કરતો કિલ્લો જ દેખાય

આપણી કથા શરૂ થાય છે તે વખતે તે કિલ્લો બિજાપૂરના ઘણા વફાદાર ઇમાની સેવક કિલ્લેદાર રંગરાવ આપ્પાસાહેબના હાથમાં હતો. આ કિલ્લા ઉપરાંત તેની નીચેનો પ્રદેશ અને સંબંધ ગુંજણ માવળપર તેની સત્તા હતી. ગત પ્રકરણમા પિનાથી કહ્યો કરી નાશી આવેલો યુવક નાનાસાહેબ એ આ વૃદ્ધ કિલ્લેદારનો પુત્ર હતો આટલી માહિતી આપ્યા પછી આપણે ગત પ્રકરણમાં જે રાત્રિની હકીકત વર્ણવી છે તે રાત પૂર્ણ થઈ, સૂર્યનારાયણના પ્રકાશમય કિરણો આ તોરણાના કિલ્લા ઉપર પ્રસરવા લાગ્યા હતા. પ્રાતઃકાળનો દેખાવ અતિ રમણીય હતો. આ વખતે તોરણાના કિલ્લેદારના વાડાના બેઠકખાનામાં આપણે નજર કરીશું.

આ બેઠકખાનામા રુજમો પાથરી તેપર સ્વચ્છ શુભ્ર ચાદર બીછાવેલી હતી. બિન આગળ એક મસરૂની ગાદી અને મ્હોરો લોડ તથા બાજુમાં બે મ્હોટા તકીયા હતા; તથા બે ત્રણ ગાલમશુરીયા પડેલાં હતાં; અને આ ગાદીપર એક વૃદ્ધ-જેના બધા વાળ શ્વેત થયલા લાગતા હતા, જેનો ચ્હેરો ભવ્ય હતો, પણ અત્યારે તેપર ચિંતાની છાયા વિશેષ દેખાતી હતી, તે અત્યારે વાંકો વળી સચિંત બેઠેલો છતાં પણ તે કદાવર અને રોફદાર હતો એ એકંદર તેની બોલવાની ઢબપરથી સ્પષ્ટ લાગતું હતું. આ વૃદ્ધ પુરુષ બીજો કોઇ નહી પણ તોરણાનો કિલ્લેદાર રંગરાવ આપ્પા હતો. અત્યારે એની સ્થિતિ એવી કેમ દેખાતી હતી તે પ્રિય વાંચક તું જાણવા ઉત્સુક હશે! પ્રત્યેક નિગ્રહી મનુષ્યના અંતઃકરણમાં કાંઇને કાંઈ પણ એક અત્યંત નાજુક ભાગ હોય છે. ઇતર સર્વ બાબતમાં નિશ્ચય કિં બહુના દુરાગ્રહી-હઠાગ્રહી એવા પુરૂષમા એકાદ પણ માનસિક મર્મસ્થાન હોય છે. રંગરાવ આપ્પાસાહેબ, કઠોર, નિશ્ચયી, શૂરો, એકમાર્ગી હતો, એક વખત એક વાત કરવાનું મનમા લાવે તો તે જોઇએ તેમ થાય તો પણ તેનો અંત લાવ્યા વગર-પાર પાડ્યા વગર એ મૂકે નહી; પરંતુ તેના હૃદયમાં એક મર્મસ્થાન હતું તે તેના એકના એક પુત્રપરનો તેનો પ્રેમ, અને તેના શૌર્ય-ધૈર્ય બદલનું અભિમાન-ન્હાનપણથી તે પુત્ર તેનો છવ કે પ્રાણ! તેને યુદ્ધવિદ્યામાં અને ઇતર વિદ્યામાં કુશળ કરવા તેણે અતુલ શ્રમ લીધો હતો તે પુત્રના ત્ર્હેકે હરેક લાડ કોડ પૂરા કરતો. તે પુત્રના હાથથી પોતાના કુળની ચડતી થાય, તેને મ્હોટી મનસબદારી, કિંવા દિવાનગિરી સુદ્ધાં મળે, અને તે પણ પોતાની હૈયાતીમાં, એવું તેને ઘણું ઘણું લાગતું. એ માટે જેટલું જેટલું કરવાનું, શિક્ષણ આપવાનું, ઉપદેશ આપવાનો, વગેરે તેણે જે જે કરવાનું હતું તે સર્વ કર્યું. પણ વ્યર્થ! મુસલમાનોનું નામ નીકળે કે તે છોકરાનો ચ્હેરો તિરસ્કારથી-દ્વેષથી

અને સંતાપથી લાલ લાલ થાય. તથાપિ દરેક પ્રયત્ન કરી તેના વિચારો ફેરવીશું, ને આપણી ઇચ્છા પ્રમાણે કરાવીનું એવું એવું આ મહત્વાકાંક્ષા પિતા ધારતો હતો. તેથી તેણે સામ દામ દંડ ભેદ ઇત્યાદિ સર્વ પ્રયોગો યોજી જોયા. એટલામાં તેને લાગ્યુ કે જો બાદશાહ તરફથી આમન્ત્રણ આવે તો કદાચ લોભવૃત્તિને વશ થઇને ચળે ને એની આકાંક્ષા વધે; એવા વિચારોથી એ વિષે એણે ખટપટ કરી અને બાદશાહી ખલિતો તથા પોશાખ પણ આવ્યાં, તે મળતાં આપ્પાસાહેબના આનન્દની તો પરમાવધિ થઈ પણ તે આનન્દનુ પર્યવસાન વિપરીત થયું. તેનું કાંઇ પણ ન સાભળતા તેના પુત્ર નાનાસાહેબે ઉદ્ધત ઉત્તરો આપ્યા. આજપર્યંતની પોતાની સર્વ આશા, સર્વ ઇચ્છા, મહાત્વાકાંક્ષા આ મૂર્ખ પુત્રે આજીબાદ નષ્ટ કરી કૂળને કલંક લગાડવા અને પોતાનો, સ્વતન્ત્રનો નાશ કરી લેવાનો પ્રસંગ ખડો કર્યો. આ જોઈ આપ્પાસાહેબની કેવી સ્થિતિ થઈ હશે તે ધારવાનું પ્રિય વાંચક તને જ સોપું છું.

આપ્પાસાહેબે ક્રોધથી ઉશ્કેરાઇ પુત્રને એટલા બધા દુર્વચનો કહ્યાં કે પૂર આવેશને વશ થઇને નાનાસાહેબ ગઢ છોડીને એકદમ ત્યાંથી ચાલી નીકળ્યો. પુત્ર ગઢ છોડી ગયો સમાચાર મળતાં જ વૃદ્ધ આપ્પાસાહેબની વૃત્તિ અતિ વિલક્ષણ થઈ. પોતાનો જીવ કે પ્રાણ એવો પુત્ર પોતાની ઇચ્છા, આશા, કિં બહુના પોતાના જીવની પરવા પણ ન કરતાં ચાલતો થયો, જતાં જતાં એક શબ્દ પણ બોલ્યો નહી, કે બે અક્ષરસુદ્ધાં પણ એણે લખ્યા નહી, આથી તેને અત્યંત દુઃખ થયું. પુત્ર હતો ત્યારે તેનાપર ક્રોધે ભરાઈ મનમાં જે આવ્યું તે કહ્યું, પરન્તુ તે શબ્દો તેને તીર પેઠે ભોંકાયા અને રોષથી તે એકદમ પોતાને તજીને ચાલતો થયો એ સાંભળીના તેનું ધૈર્ય ખસ્યું, ગાત્રો એકદમ શિથિલ થઈ ગયાં. પરન્તુ તેણે તે સ્થિતિ બહાર જણાવી નહી ઉલટું બહારથી તો તે ચોટાને પકડી ગિરફતાર કરવો જોઇએ, તેને પૂરી રાખવો જોઇએ, મુદ્દામ હજુર દરબારમાં મોકલવો જોઇએ, એવા એવા અત્યંત કઠોર ઉદ્દગારો તેના મુખમાંથી બીજાના દેખતાં બહાર પડતા અને એવું કરવામાં આ વૃદ્ધ ક્યારે પણ પાછી પાની કરશે નહી એવું સર્વેને લાગતું પણ ખરૂ જોઇએ તેમ હો પણ તેનો કાંઈ ઉપયોગ થયો નહી. નાનાસાહેબનો પત્તો બિલકુલ મળ્યો નહી. ચોપાસ માણસો દોડાવ્યા પણ ખાત્રિદાયક સમાચાર મળ્યા નહી અને આ વૃદ્ધ પોતાની સાથે જ તડફડતો બેઠો. તેને બે ત્રણ શંકા—ભયંકર શંકા આવી, તેથી તો તે ઘણો ગભરાયો, તળપાપડ થયો, ઉંચો નીચો થયો.

એક શંકા તો આ ઉદ્ધત કજીયાખોર પુત્ર ક્યાંક ગયો હશે, મુસલમાનો સાથે ક્યાં પણ કજીયામાં ઉતરી કપાઈ પણ ગયો હશે. આપણી આ કથાનકના સમયમાં આવું થવું એ તદ્દન શક્ય હતુ. એટલુ જ નહી પણ ઘણી વખત એવુ બનતુ કે ધોળે વહાડે ભરરસ્તામાં કાઇ ગૌવધ ચાલ્યો હોય, ત્યારે કોઇ હિન્દુ તે સંબંધી બોલવા જાય કે વચ્ચે પડે, કિંવા એકાદ બ્રાહ્મણ કોઈ મુસલમાન સાથે ટંટો કરવા લાગે, તો આસપાસના સર્વ મુસલમાનો એકઠા થઇ તે બ્રાહ્મણ, તે હિન્દુને મારે, જખમી કરે કે કાપી પણ નાંખે. હિન્દુ સ્ત્રીઓ રસ્તે પસાર થતાં ટપકેમાજ મુસલમાનો તેને સંબોધી જોઈએ તેવા શબ્દો ઉચ્ચારી ખડખડ હસે, મશ્કરી કરે,

એવા પણ પ્રકાર આ મુસલમાની તાબાંના ગામોમાં અનેક બનતા, સારાંશ તે વખતના મોગલોનું—મુસલમાનોનું વર્તન એટલું બધું અસહ્ય થયું હતુ, કે, સર્વેના મનમાં તે માટે અતિશય તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. આનુ કારણ મુસલમાનોની મગરૂરી-પોતે રાજ્યકર્તા એ વિચારખ્યાલથી તેઓ અતિ પ્રમત્ત થયા હતા, અને જોઇએ ત્યારે જોઇએ તે વખતે કોઇનું પણ ઉપમર્દ કરવામાં આજુબાજુ જોતા નહી. ખુલ્લી રીતે ગૌ, બ્રાહ્મણ, સ્ત્રીઓનો છળ, દેવોને અપમાન, મંદિરો ભ્રષ્ટ કરવાની પ્રથા, ધર્મસંબંધી જુલમ વગેરે વાતો પ્રત્યક્ષ થતી આથી નવા જમાનાના યુવકો તો મુસલમાની સત્તાથી પુરેપુરા ત્રાસ્યા હતા. ઘણા સરદારોને પણ એમ જ લાગતું કે આ ભયંકર સ્થિતિમાંથી છુટવાનો માર્ગ નિકળે તો બેઠુ નથી આ ભયંકર સ્થિતિમાંથી હિન્દુઓને–મહારાષ્ટ્રીયોને–બાહેર કાઢવા કોઇપણ અવતારી પુરૂષ ઉત્પન્ન થશે, એવું પણ ભોળા ભાવાર્થી લોકોમાં પસર્યું હતું, અને તે પર ઘણાની શ્રદ્ધા પણ બેઠી હતી. નવા જમાનાના તરૂણોની તો એવી સ્થિતિ થઈ હતી કે તેમને કોઈપણ માર્ગદર્શક-મુખી જોઇતો હતો. આગલ એટલે રંગરાવ આપ્પાના જમાનાના માણસોપૈકી પુષ્કળ મરાઠા સરદારો, મનસબદારો, કિલ્લેદારો વગેરેને આ સ્થિતિમાંથી મુક્ત થવુ સારૂ એવુ લાગતું ખરૂં, પણ તેમનામા મુસલમાન બાદશાહીની પદરના આપણે–એ માટેની જબરદસ્ત કૃતજ્ઞતા જાગૃત હતી. શહાજીરાજાનો પુત્ર શિવબા પૂણા સુપા વગેરે પ્રાંતમા અને માવળમાં કાંઈ ગડબડ કરે છે, બંડખોરી ઉઠાવે છે, એવું આ કિલ્લેદારો, સરદારો, મનસબદારો વગેરેને કાને આવતુ ત્યારે, " ગાંડો, ઉદ્ધત, મૂર્ખ છોકરો નાહકનો મરશે!" " મૂર્ખ, ઉછૃંખલ છોકરાઓ કાંઇપણ કરી પોતાના માથાપર પથરા પાડી લેશે, તેમના હાથથી મુસલમાની બાદશાહતનુ શું થનાર છે? કયા મહાવિશાળ બાદશાહી અને કયાં આ મુઠીભર માંકડાઓ! નાહકના પોતાના પગ પર કૂહાડી મારે છે!" વગેરે ઉદ્ગારો કાઢતા. આપ્પાસાહેબ જેવા જે પૂરા રાજ્યભક્ત હતા તેઓને તો એમ જ લાગતુ કે બાદશાહી વિરૂદ્ધ આવી ઉદ્ધતાઈ કરનારા આ કૃતઘ્ન મૂર્ખ છોકરાઓને પકડી અન્ધારી કોટડીમાં પૂરી ચાબકાના માર મારી તેમની શુદ્ધ ઠેકાણે લાવવી જોઇએ. આપ્પાસાહેબ હમેશાં આ ઉદ્ગારો કાઢતા. તે બાદશાહના ખરા ભક્ત હતા. પ્રત્યક્ષ પોતાના પુત્રના મુખમાંથી ભયંકર ઉદ્ગારો નિકળતા સાંભળતાં તેના અંગપર કાંટા ઉભા થઇ તેને અતિશય સંતાપ થતો; અને તેમાં વળી ઉપર વર્ણવ્યા પ્રમાણેનો પ્રસંગ બન્યો. પ્રત્યક્ષ તેનો પુત્ર મુસલમાનોની સેવા કરનાર નથી એવું કહી ત્રાગુ કહી ચાલતો થયો ત્યારે તેના મનમા શું થયું હશે? આજ આટલી પેઢી આપણે બાદશાહી અન્ન ખાતા આવ્યા, આપણી રગેરગમાં તેનું અન્ન છે, આપણે તેમની સેવામાં જ આપણાં દિવસ કાઢતા, તેને માટે પ્રાણ પણ અર્પવા, એ જ ખરો પુરૂષાર્થ, એ જ ધર્મ. તેના વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવો એ કેવળ નિમકહરામી, એવા વિચારના જે કાંઈ થોડા ઘણા જહાગિરદારો, કિલ્લેદારો હતા, તેમા આપ્પાસાહેબ પ્રમુખ હતા એમ કહેવામાં હરકત નથી, અને તેનો જ પુત્ર તેનાથી છેક ઉલટા વિચારનો ઉપજે, એ કાળનો અને દૈવનો કેવો મહિમા! આપ્પાસાહેબનો બાદશાહીપર જેટલો

દૃઢપ્રેમ તેટલો જ નાનાસાહેબનો તે અતિ તિરસ્કાર. આથી અત્યારે આપ્પાસાહેબની કેવી ચમત્કારિક સ્થિતિ થઈ હશે? રાહાજીરાજાના નિરકુશ અને ઉદ્ધત છોકરાની વૃતિ કર્ણોપકર્ણે આવે ત્યારે હમેશ આપ્પાસાહેબ તેના પર હસે, તેની ટર ઉડાવે, ગાળો આપે, અને આપ્પાસાહેબના મુખમાંથી જેમ જેમ આ શબ્દો સભળાય, તેમ તેમ નાનાસાહેબનુ અન્ત કરણ અધિક દૃઢ થઈ શિવાજીબદલ તેની પૂજ્યબુદ્ધિ અધિકાધિક વધે આ નાનાસાહેબના ,મનની તૈયારી આપ્પાસાહેબની કૃત્તિનુ જ ફળ હતુ આથી આપ્પાસાહેબને બીજી શંકા આવી કે આ મૂર્ખો શિવાજી પાસે તો ગયો નહી હોય ? એ જ પ્રમાણે ત્રીજી શકા આવી કે પોતે સ્વત નીચેના ગામોમાથી પોતાના જેવા જ ઉદ્ધત છોકરા એકઠા કરી લૂટફાટ બંડ કરવાની તૈયારી તો કરતો નહી હોય? આ પ્રકારની ત્રણ શકાઓ વારવાર મનમા ખડી થઇ તેને અતિ ત્રાસ આપતી હતી. અરેરે, જો આમાનુ કાઇ પણ થયુ હશે તો હમેશ માટે તે પુત્રની આશા ગઇ હવે તે પાછો ફરશે નહી એવી તેને પૂર્ણ નિરાશા થઇ. તે જ નિરાશામાં, તે જ સતાપમાં આપણે ઉપર કહી ગયા તે પ્રભાતે તે વૃદ્ધ કિલ્લેદાર નીચું માથુ ગણી વિચાર વમળમા વિંટળાયલો બેઠો હતો તે શિવાય તેના અનેક દુખદ વિચારોનુ બીજુ પણ એક કારણ બન્યું હતું. તે કાલે સાજે બિજાપૂરથી આવેલ લખોટો હતો

પુત્રની તપાસ કરાવી પત્તો મળ્યો નહી દુખદ પિતા દુખમા-શોકમાં દિવસ કાઢવા લાગ્યો. પુત્ર ખોવાને આ જ લગભગ એક માસ વીત્યો હતો તેના દુખમાં તો હજી પર્ણપણે ગુંચાયલો હતો ત્યા બિજાપૂરના પત્રે તેમા પૂરતી કરી તે વિચારગ્રસ્ત સ્થિતિમા બેઠો હતો તેને કાંઈ પણ સુઝતુ ન હોતું પુત્રની આશા હવે છોડી હતી તે સતાપ, ક્રોધ, નિરાશાના વિચારમા શૂન્ય હૃદયે બેઠો હતો એટલામા તેની વિચારમથીનુ ભગ્ન કરતા એક હજુરીયાના શબ્દો તેને કાને અથડાયા — "સરદાર, બિજાપૂરનો જરૂરનો લખોટો લઇ એક સ્વાર આવ્યો છે અને અત્યારે જ આપને મળવા માગે છે.'

ભયંકર સ્વપ્નમાથી જાગૃત થતો હોય તેમ ચમકતો ત્રાસી બોલ્યો —" બોલાવ, બોલાવ તેને એકદમ " મન સાથે બડબડ્યો —"વળી શુ મોકાણ મડાઇ છે ? "

થોડીવારમાં બિજાપૂરથી લખોટો લાવેલ મુસલમાન સ્વાર અંદર દાખલ થયો, નમી કુરનીસ કરી લખોટો કિલ્લેદારને આપ્યો તેની સલામ તરફ લક્ષ્ય ન આપતા કિલ્લેદારે લખોટો ફોડ્યો અંદરનું મજકુર ઘણું ન હોતુ પણ તે વાચતા તેનું મુખ કાંઇ ફીક્કા જેવુ થઇ ગયું ક્ષણમાત્ર ખિન્ન થઈ સ્વસ્થ બેઠે, પણ તરત જ શુદ્ધિમા આવ્યા જેવુ થઈ હજુરીયાને બોલાવી આ સ્વારની વ્યવસ્થા કરવાનું ફરમાવ્યુ, અને પુન લોડને ટેકીને સ્વારી પડી દુખમય ઉપાધિના કાઈ વિચારોએ તેને અત્યંત શોકસાગરમાં ડુબાડ્યો થોડોવખત આ સ્થિતિ રહી, પછી કાઇ વિચાર આવતાં પોતાના માનીતા વિશ્વાસુ સેવક સુભાનીયાને બોલાવ્યો આજકાલ કિલ્લેદાર સાહેબની સ્થિતિ વિચિત્ર હતી, તેથી ડરતો દબાતો સુભાનીયો હાજર થયો, નમી, મુજરો કર્યો તેની સામે જોઈ ગભીરપણે આપ્પાસાહેબ બોલવા લાગ્યા —

"સુભાનીયા, તું અમારો પેઢીજાત ઈમાની નોકર છે. આજ એક અતિ જરૂરી અને વિશ્વાસનું કામ પડ્યું છે તે તું બરાબર કરશે ના? આજ સવારે બિજાપૂરથી બીજો સપાટો આવ્યો છે તેની તને ખબર હશે. અટાકટીનો વખત છે, ખૂબ સાવચેતીથી કામ બજાવવાનું છે. હું પત્ર લખી આપું છું. તે લઇ ત્હારે બિજાપૂર જવાનું છે. મુરારરાવસાહેબને એ પત્ર હાથોહાથ પહોંચાડવાનો છે. ખૂબ સંભાળથી........"

હજુ વધુ બોલે છે ત્યાં એક દાસી દોડતી દોડતી ગભરાતી ગભરાતી દાખલ થઇ અને " મહારાજ, મહારાજ, ગજબ થયો ! ગજબ થયો ! " એમ પોકારવા લાગી.

"પણ શું છે? શું છે?" ચળકતા કપાળપર આંટીઓ પાડતા ત્રાસી આપ્પાસાહેબ બોલી ઉઠ્યા.

" મહારાજ, ચંદાબાઈ અને ચીંગી આજ સવારથી પોતાના મહેલમાં નથી અને ક્યાંએ મળતાં નથી, ગજબ થયો સરકાર ! "

" હેં ! શુ, શુ ?" હાથ પછાડતા આપ્પાસાહેબના મુખમાંથી આ શબ્દો બ્હાર પડ્યા !

—અપૂર્ણ.

# ગ્રન્થાવલોકન.

**૧. મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ.** ( એમના લેખો તથા ભાષણોનો સંગ્રહ. ) પ્રકાશક—રા. મથુરાદાસ ત્રિકમજી, બી. એ. મુંબાઈ. પૃષ્ટ ૪૧૩, મૂલ્ય રૂપીઆ પોણાત્રણ.

ભારતવર્ષ અભિમાનથી અને ગૌરવથી જગતની અનેક મહાન્ પ્રજાઓ સ્હામે વર્તમાનકાલમાં ઉભું રહી શકે એવી એની મહાન્ પ્રતિષ્ઠા સ્થાપનાર અને ભારતની પુનિત ભૂમિને સાચા કર્મથી અને ઉચ્ચ વિચારથી દેદિપ્યમાન કરે એવા ઘણાએ પુત્રરત્નોને ભારતે જન્મ આપ્યો છે, એ વાત તો દિવા જેવી સ્પષ્ટ જ છે. ભારતનો ઇતિહાસ સ્હેજે પણ જાણનાર અને વાંચનારને આ મહાન્ સત્યની પ્રતીતિ થયા વિના રહી શકે તેમ નથી. એવા તેજસ્વી પુત્રરત્નોમા મહાત્મા ગાંધીજી—રા. મોહનદાસ કરમચદ ગાંધી—અવશ્ય ઘણું ઉચું સ્થાન મેળવે છે. એમની ઉચ્ચ ચારિત્ર્યવાન્ કોટિમાં પગલુ પણ ભરી શકે નહિં એવા અનધિકારી અધિકારીઓ અગર તો બીજા સર્વસાધારણ લ્હણાયે મનુષ્યો એમને અન્યથા રૂપમાં મૂકે એમાં ગાંધીજીનું મહત્ત્વ વધે છે. ગાંધીજીનું પદ તો મહા મ્હોટા રાજાઓ પણ સ્હેજમાં લઈ શકે એમ નથી જગતના મહા મ્હોટા પુરુષોમાં પણ એમનું પદ એટલું જ ઉચ્ચ છે. હિન્દુસ્તાન—બલ્કે ગુજરાત એમને જન્મ આપવા માટે તો બેશક બહુ જ મગરૂર છે. ગુજરાતનું એ મહા સદ્ભાગ્ય છે. મહાત્મા ગાંધીજીની અનેક દિશાઓમાં વહેલી અનુપમ અને ઉચ્ચ દેશસેવાઓએ એમને ભારતજનોનાં હૃદયના ઉંડાણમાં જડી દીધા છે. એમના વાક્યો ઘણા જનો 'બ્રહ્મવાક્ય જનાર્દનમ્' કરી સ્વીકારી લેવા તત્પર છે. એમણે પ્રજાનો અને સરકારનો અનુપમ વિશ્વાસ મેળવ્યો છે, તેમા પ્રજાએ તો એમને ઘણા વધારે પોતાના ગણ્યા છે.

આ મહાન્ હિન્દીજનના લોકજીવનના પોષક ભાષણો અને લેખોની પ્રસિદ્ધિ ગુજરાતને સમર્પી રા. મથુરાદાસે ગુજરાતની અને ગુજરાતી ભાઈઓની અને ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા કરી છે અને એ સત્કાર્ય માટે એ ભાઇને અમ્હે ગુજરાત સમસ્ત તરફથી ધન્યવાદ આપીએ છીએ. આ કર્મવીર સત્યાગ્રહી મહાન્ લોકસેવકના ભાષણો અને લેખો શુદ્ધમાં શુદ્ધ ગુજરાતી ભાષામા ઉતારવા માટે પણ પ્રકાશકે સારો શ્રમ લીધો છે. એ પણ સંતોષનું કારણ છે. મોંઘવારીના આ અસહ્ય સંકડામણના સમયમાં ઉંચી જાતના સારા કાગળોપર સુન્દર છપાઈ સાથે આકર્ષક બંધામણીમાં આ પુસ્તક ગુજરાત પાસે આજ રજુ થયું છે. ગુજરાતના અને ભારતના જીવનપ્રશ્નોમા સ્હેજે પણ બુદ્ધિપૂર્વક રસ લેનારે અને પોતાના વ્યક્તિજીવનને પણ શુદ્ધ અને મનોરમ્ય કરવાના અભિલાષિત જનોએ આ પુસ્તકનું મનન કરવું જોઇએ. દેશને ઉપયોગી નિવંધો હોય એવા ઘણા વિદ્વાન્ અને દેશપ્રેમી સજ્જનોના લેખો અને ભાષણો વિગેરે પ્રસિદ્ધ કરવાની પાશ્ચિમાત્ય રૂઢિ અનુસાર આપણે ત્યાં પણ પુસ્તકો

---

લલિતનાં કાવ્યો. રૂ. ૧—૦—૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

પ્રસિદ્ધ કરાય છે તેમાં **મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિનું** આ પુસ્તક તો ઘણું ઉપયોગી સ્થાન લેછે. ગ. ગાંધીજીના શુદ્ધ અને સત્યશીલ, મનથી, વચનથી અને કાયાથી એક થઇ વણાયલું એમનું જીવન સ્હમજનાર અને એવું અવલોકન કરનાર ધારે તો પોતાનું જીવન ઘણી રીતે ફેરવી શકે. અન્યાય અને જુલ્મ કે અમાનુષિ કૃત્યો સ્હામે નિડરતાથી, ધૈર્યથી અને મહાન્ દુઃખો સ્હેવાની બુદ્ધિપૂર્વક પ્રબલ ઇચ્છાથી ગાંધીજીનું જીવન ઘડાઈ રહ્યું છે એ કથનોની સાક્ષી આ એમના લેખો અને ભાષણોની સુંદર પરમ્પરાથી રજુ થયેલું પુસ્તક આપે છે. એ પુસ્તક આપણી શાળાઓમાં અને કૉલેજોમાં શિખવાવું જોઇએ. અતિ શોકની વાત એ છે કે ગુજરાતના આવા રત્નોના વિચારો સાથે શાળાઓના અને કૉલેજોના વિદ્યાર્થીઓના જીવન સંકળાઈ રહે એવી વ્યવસ્થાઓ આપણે ત્યાં સ્થાઇ નથી અમ્હે ઇચ્છીએ છીએ કે ગુજ-રાતના શિક્ષિત વર્ગનું લક્ષ્ય આ સૂચના તરફથી યોગ્ય રીતે વળે અને ગાંધીજીના જ નહિં પરન્તુ આપણા દેશસમસ્તના અનેક મહાન્ હિન્દીજનોના વિચારો પુસ્તકના આકારમાં આપણા વિદ્યાર્થીઓ સમક્ષ મૂકાય એવી વ્યવસ્થાઓ સત્વર યોજાય.

રા. ગાંધીજીના આ પુસ્તકમાં રા. મથુરાદાસે વિષયવાર પ્રકરણોની ગોઠવણ કરી છે. તેમાં કેટલાંક સુન્દર ચિત્રો મૂક્યાં છે અને એ રીતે પણ પુસ્તકની ઉપયોગીતા પ્રકાશનના કાર્યને અંગે ઠીક સચવાઈ છે 'આફ્રિકાના રા. ગાંધીજીના સત્યાગ્રહજીવનથી માંડીને એપ્રીલ ૧૯૧૯ માં હિન્દની બ્યૂરોક્રસી' સત્તાના એ ભોગ થઇ પડયા તે સમય સુધીના એમના સર્વ લેખો અને ભાષણો મ્હોટા ભાગે આમાં પ્રસિદ્ધ થયાં છે. અને કેટલાંક બાકીયે રહ્યાં છે. અમ્હે ઇચ્છીએ છીએ કે આ રીતે એ અધુરો ભાગ પણ સમય જવાની સાથે રા. મથુરાદાસ પ્રકટ કરે. ગુજરાતે તો પુસ્તકને સાદરથી વધાવી લેવું જોઇએ. અને પ્રકાશકના પ્રેમપરિશ્રમને ઉત્સાહ આપવો જોઈએ. ગુજરાતની પાસે આ ઉપયોગી પુસ્તક રજુ કરવા માટે રા. મથુરાદાસને અમ્હે ફરીથી અભિનન્દન આપીએ છીએ.

**૨. ભાષણો અને લેખો**–દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ, પ્રકાશકઃ રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ., મુંબાઇ, પૃષ્ટ ૨૭૭, મૂલ્ય રૂપીઆ અઢી.

અત્યંત આનન્દમિશ્ર સંતોષની વાત તો એ છે કે આ જ વર્ષમાં કહીએ તો ગાલે તેમ ગુજરાતી સાહિત્યમાં આ વર્ષે બે ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધિમા મૂકાયાં છે. **મહાત્મા ગાંધીજીની વિચાર સૃષ્ટિનાં** એક ઉપયોગી પુસ્તક પહેલાં થોડા જ માસ અગાઉ દિ. બ. અંબાલાલભાઇનાં ભાષણો અને લેખો રા. વૈકુંઠરાય દેસાઈએ પણ પ્રેમપરિશ્રમથી પ્રસિદ્ધ કર્યા છે. અંબાલાલભાઇના આ લેખો વિગેરેનો પ્રારંભકાળ એટલે ગુજરાતનો લગભગ ચાળીસ વર્ષ ઉપરનો જુનો ઇતિહાસ ઈ. સ. ૧૮૭૪ એટલે આજ પીસ્તાળીસ વર્ષ પૂર્વના ગુજરાતની જાહેરપ્રવૃત્તિનુ સિંહાવલોકનનો સૌથી અગ્ર લેખ એક ઇતિહાસ રજુ કરે છે. એ જમાનાના જીવનને વધારે ધ્યાનથી જાણનારને તો આ લેખ કદાચ નવો ના લાગે તો એ સ્હમજી શકાય તેમ છે પરન્તુ નવા ગુજરાતને તો એ લેખ કંઇક ઉપયોગી વધારે છે. દિ. બા. અંબાલાલભાઈ એક

વખત ગુજરાતમાં અગ્રગણ્ય ગણાતા હતા અને અમદાવાદના જાહેરજીવનમાં એમનું નામ હમેશાં પ્રથમ જ મૂકાતું હતું ગુજરાતને માટે એમનું હૃદય કેટલું અને કેવું બળતું હતું એમના જીવનમાં ગુજરાતને માટે એમણે કેટલો સમય ગાળ્યો હતો વિગેરેની કેટલીક બારીક વિગતે આ સંગ્રહમાંથી મળી આવે એમ છે ગુજરાતની રાજકીય અને સામાજિક અને આર્થિક સ્થિતિની નિર્બળતા અને કંગાલીયતપણાને અંગે એક સાચા ગુજરાતીનું હૃદય જેવી રીતે બળતું હોય તેવી જ રીતે દિ. બા. અંબાલાલનું હૃદય ગુજરાતને માટે બળતું હતું એ કથાની સાખી આ પુસ્તકમાના હેમના ભિન્ન ભિન્ન પ્રકારના લેખોનો સમૂહ પુરે છે રાજકીય સ્થિતિની અધમતા અને પરાધીનતાના પ્રસંગો વર્ણવતા સીધી ગુજરાતી ભાષામાં અમલદારોને ટાણાં માર્યાં છે, ત્યારે પ્રાન્તની કંગાલીયતભરી સામાજિક પરિસ્થિતિઓના દુઃખભર્યાં વર્ણનો રજુ કરતા અને પ્રજાને પોતાના કર્તવ્યોના ભાન કરાવતા નીડરતાથી હેમના દોરો ખુલ્લા કર્યા છે. સ્ત્રીઓની શારીરિક નિર્બળતાએ આજ સદીએ થયા ગુજરાતમાં જે ઘર ઘાલ્યું છે અને ગુજરાતનો પ્રજાવર્ગ જે રીતે આ દુર્ભાગ્ય તરફ બેદરકાર રહ્યો છે તે સ્હામે પણ એમણે સચોટ રીતે ઠપકો આપ્યો છે. ગુજરાતના શિક્ષિતવર્ગે—પછી તે સ્ત્રી હો કે પુરૂષ હો, ધનિક હો કે રંક હો—જે હો તે હો પણ હેમણે સાથે દેશના આવા દારિદ્ર્યો દૂર કરવા સતતતાથી સજાગ પ્રયત્નો કરવા જોઇએ દેશ સમસ્તની શારીરિક નિર્બળતા એટલી બધી અધમ દશાએ પહોંચી છે કે એના પરિણામે આજે દેશ પરાધીનતા અને પરાશ્રયમાં ડૂબી ગયો છે દેશની ઉન્નતિ અને પ્રજાના કલ્યાણની વાતો કરવામાં જે સમય આપણા દેશહિતચિન્તકો ગાળે છે એટલો વખત સતત કાર્ય કરવા તરફ પ્રેરાય એ વધારે જરૂરનું છે ગુજરાતમાં પણ આ દોષ બહુ ઉંડો પેઠો છે અને દિ બા અંબાલાલભાઇએ આ દોષને બહુ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યો છે આરંભકાળ ગુજરાતે સ્વદેશીની અને બૉયકોટની બંગીય હિલચાલને પ્રસંગે દિ બા અંબાલાલભાઇના નેતૃત્વ નીચે જે સબળ ટેકો દેશને આપ્યો હતો તે વાત ગુજરાતનો એ સમયનો ઈતિહાસ જાણનાર કહી શકે એમ છે. દિવાન બહાદુર કહે છે તેમ ' સાધન તમામ ઘર આગળ તૈયાર છે, પણ આપણું આળસ આડે આવે છે ખરૂં પુરૂષત્વ દ્હાડા લોહીમાં નથી, સાહસ તથા પરાક્રમમાં છે, ' વિગેરે ઘરગથ્થુ અને અતિ માર્મિક વાક્યો ગુજરાતનું જીવન છાનારી વ્યક્તિઓ સ્હમજે તો ઘણું કલ્યાણ થાય તેમ છે. આમ આ આખું પુસ્તક ઉપયોગી વિષયોથી ભરપુર છે અને ગુજરાતને અમ્હે નમ્ર પણ સબળ વિનંતિ કરીએ છીએ કે તેણે આ લેખસંગ્રહ અવશ્ય વાંચવો અને મનન કરવો. રા વૈકુંઠભાને જે પ્રેમપરિશ્રમ લીધો છે તેનું સાર્થક એ ભાઇને થયું ત્યારે લાગશે કે આ પુસ્તકને ગુજરાત સન્માનથી પ્રેમપૂર્વક વધાવી લેશે ત્યારે ગુજરાતી સાહિત્યમાં તો બેશક આ પુસ્તક ઉંચું સ્થાન લેશે અને ઉપયોગી નિવડશે

આ ઉપરાત ગુજરાતના એક જાણીતા વિદ્વાન પ્રૉ બળવંતરાય ઠાકોરે આ પુસ્તકની શરૂઆતમાં લગભગ પોણોસો પાનાનો દિ બા અંબાલાલભાઇ ઉપર નિબંધ લખી પુસ્તકને વધારે

ઉપયોગી બનાવ્યું છે. પ્રૉ. ઠાકોર અતિ વ્યવસાયી હોવા છતાં પણ દિવાન બહાદુર તરફના હેમના સ્નેહભર્યા મમત્વને લીધે હેમણે જે સુન્દર અને વિદ્વત્તા ભર્યો ઉપોદ્દ્ઘાત લખ્યો છે તે માટે અમ્હે હેમને અભિનન્દન આપીએ છીએ. પ્રૉ. ઠાકોર યોગ્ય રીતે દિવાનબહાદુરને રજુ કરે છે કે 'અંબાલાલભાઈ મહા પુરૂષ હતા નહિ; અંબાલાલભાઇ પ્રતિભાશાલી હતા નહિ; અંબાલાલભાઇને એમના જમાનાની હારમાં એમના જમાનાની દૃષ્ટિએ જોવાના છે, આથી ઉચ્ચતર દાવો એમના માટે કરવામા આવે તો એવી વકિલાત એ સત્યનિષ્ટ અને મહાપુરૂષોના સાચા ઉપાસક પોતે જ અયોગ્ય ગણે.' પ્રૉ. ઠાકોરે આ રીતે દિવાનબહાદુરની તુલના નિષ્પક્ષપાત રીતે જોનાર એક વ્યક્તિ તરીકે કરી છે અને તે ઘણે અંશે સત્ય જ છે. આપણામાં વીરપૂજાનો અન્ધભાવ જે રીતે વર્તમાનમાં પ્રચલિત થયેલો જોવામાં આવે છે અને એ ભાવને અંગે આપણે ક્ષણભર આપણી અને સ્હામાની જાતને ભૂલી જઈ જે વધારે કે ઓછી પડતી તુલના કરીને પ્રજાને આડે માર્ગે દોરી જઈએ છીએ હેમણે આ ગુણ લેવાની અને સ્હમજવાની જરૂર છે. પ્રૉ. ઠાકોરને દિવાનબહાદુર માટે ઘણું ઉંચું મમત્વ હતુ, હેમને માટે સંપૂર્ણ માન હતું છતાં પણ જે વિવેકદષ્ટિથી એમણે તુલના કરીને આ આખો ઉપોદ્દ્ઘાત લખ્યો છે તે બેશક ઉંચા પ્રકારનો છે. આ લેખ પ્રૉ. ઠાકોરના એક ઉત્તમ લેખ તરીકે આજ પ્રજા પાસે રજુ થયો છે. દિવાન-બહાદુર સાથેના હેમના અંગત પરિચયો અને પ્રસગો દરમિયાનના હેમના-દિવાનબહાદુરના-વિચારો અત્રે દર્શાવીને આ લેખને વધારે ઉપયોગી બનાવ્યો છે.

આ રીતે આ પુસ્તકની ઉપયોગીતા વધારીને રા. વૈકુંઠલાલના શ્રમને એમણે વેગ અને ઉત્સાહ આપ્યાં છે. આમ પુસ્તકની ઉપયોગીતા અને પ્રકાશકના શ્રમને સ્હમજીને ગુજરાત તેની યોગ્ય કદર કરશે એવી અમ્હને આશા છે અમ્હે રા. વૈકુંઠલાલને આ પ્રસિદ્ધિકાર્ય માટે અભિનન્દન આપીએ છીએ. પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલા લેખો અને ભાષણો શિવાય કેટલાક બાકી પણ રહ્યા છે અને અમ્હે રા. વૈકુંઠલાલને સૂચવીશું કે એ બાકી રહેલ સંગ્રહમાંથી પણ કોઇ કદાચને ઉપયોગી તત્વ બાકી રહ્યું હોય તો તે તારવી કહાડી તેની બીજી આવૃત્તિ વખતે પ્રજા પાસે રજુ કરે.

—ર. ગો. ત્રિ.

**૩. પવિત્ર હૃદયની પ્રાર્થનાનું માન** એક ચિત્ર: પ્રકાશક, **સી એલ. શર્મા**, આરાનગર. મૂલ્ય રુપીઓ એક.

રા. શર્મા તરફથી ઉપર કથિત ચિત્ર અમ્હને અવલોકન માટે મળ્યું છે તે ઉપકાર સાથે અમ્હે સ્વીકારીએ છીએ. ચિત્ર પરિચયમાં રા. શર્મા લખે છે તે પ્રમાણે આ ચિત્ર જુદી જુદી જાતની અનેક શાહીમાં છપાયુ છે અને તેનુ કદ અઢાર ઇંચ પહોળું અને બાવીસ ઈંચ લાબું છે. આ ચિત્રને તૈયાર કરાવતાં રા. શર્મા લખે છે કે હજારોનો ખર્ચ થયો છે. ચિત્રની વિગત એવી છે કે 'ગર્ભવતી એક મનોહર હરિણી એક નાના બચ્ચા સાથે ભયાનક સંયોગોથી ઉભી છે. એક શીકારીએ તેને ઘેરી વનમાં એક તરફ આગ લગાડી છે. બીજી બે બાજુએ જાળ પાથરી છે. અને એક તરફ પોતે બાણમાં તીર ચડાવી કૃતાંત મારક ઉભો છે. પાસે તેનો કુતરો

'દયારામનો અક્ષરદેહ. રૂ. ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

પણ તૈયાર છે હરિણી આ ભયાનક અવસ્થા જોઈ નિરૂપાય થઇ પરમકૃપાળુ પરમાત્માની પ્રાણ રક્ષા માટે શુદ્ધ અંતઃકરણથી પ્રાર્થના કરે છે તે જ વખત આકાશમા અચાનક ઘનઘોર વાદળ છવાઇ રહે છે અને મુશળધાર વરસાદ વરસવા માંડે છે જેથી વનમા લાગેલ આગ બુઝાઈ જાય છે વાવાઝોડાથી જાળ તુટી જાય છે ઉપરથી વિજળી પડે છે અને કુતરો મરી જાય છે પાછળથી ઘાસમાથી એક સાપ નીકળી શીકારીને કરડે છે અને તેથી તેનું મૃત્યુ થાય છે. આ પ્રમાણે તે દીન હરિણીને સહાય કરી પરમકૃપાળુ પ્રભુ તેનો પ્રાણ બચાવે છે '

ચિત્રની છપાઇ એકંદરે સુઘડ અને સ્વચ્છ છે અને ભાવ પણ એકંદરે ઠીક દર્શાવાયા છે પ્રભુના અસ્તિત્વમા અશ્રદ્ધા રાખનાર નાસ્તિકોને અને પ્રભુથી ડરતા પણ પાપકર્મમા સ્વચ્છન્દે વિહાર કરનારને પ્રભુભક્તોના સુન્દર આદર્શો અને સફળ શ્રદ્ધાનુ પરિણામ આ ચિત્ર દર્શાવે છે ચિત્રકળાની દૃષ્ટિએ પણ આ ચિત્ર સારૂ છે અને તેની કિમત પણ સાધારણ છે જો કે અમે ઇચ્છીએ છીએ કે કેવળ આર્ટ પેપરઉપર જ છાપીને આ ચિત્ર વેચાય છે તે કરતાં ચિત્ર વળી જાય નહિ અને બગડે નહિ તે માટે પ્રકાશકે બીજી કોઇ વધારે સારી ગોઠવણ કરી હોત પ્રજાને અમે આ ચિત્ર માટે ભલામણ કરીએ છીએ અને રા. સી એન શર્મા, શાન્તિભુવન, બારાનગર, ચોવીસ પરગણા, એ શરનામેથી ચિત્ર રૂપીઆ એકના મૂલ્યે મળી શકે છે.

—સ. ઑ.